


# મારો દેશ

અનુવાદક:—

રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર

લલિત વાઙ્મય ગ્રંથમાળા
અમદાવાદ

કિં. રૂ. ૨-૮-૦

ललित-वाङ्मय-ग्रंथमाला-पु. ११

# મારો દેશ

અનુવાદક

રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ

૧૯૨૫

લલિત-વાઙ્મય-ગ્રંથમાળા

અમદાવાદ

કિં. રૂ. ૨૫

# પ્રકાશકના બે બોલ



પરમાત્માની કૃપાથી લલિત–વાઙ્મય–ગ્રંથમાલાનું આ અગીઆરમું પુસ્તક ગ્રાહકોને ઘણાજ આનંદ સાથે અમો અર્પણ કરીએ છીએ. આ પુસ્તકને સર્વાંગ સુંદર કરવાનો અમે પ્રયત્ન કરેલો છે અને ગ્રંથમાલાના નવા પુસ્તકની ઘણીજ ઉત્કંઠાથી વાટ જોનારા અમારા ગ્રાહકોને બીજાં પુસ્તકોની પેઠે આ પુસ્તકથી પણ સંતોષ થશેજ. આ ઐતિહાસિક નવલકથામાંની ઘણી બાબતો તદ્દન ખરી છે. કલકત્તાના ગવર્નર જનરલ પહેલા લૉર્ડ હાર્ડિંગના પ્રા. સેક્રેટરી સર હેનરી લૉરેન્સે ઈંગ્રેજીમાં લખેલા Adventures in the Punjab નામના દુલીનના ચરિત્ર–ગ્રંથની આ સંક્ષિપ્ત આવૃત્તિ છે, અને તે રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર વકીલે મરાઠી ગ્રંથકાર રા. પી. એસ. ભસેના **જન્મભૂમિ** નામના પુસ્તક ઉપરથી લખેલી છે. રા. રત્નેશ્વર હવે અમારા વાંચકોને પરિચિત છેજ, એટલે તેમની ઓળખાણ કરાવવાની જરૂર નથીજ. વાંચકોના ઉત્તેજનથી તેમનો લેખન–ઉત્સાહ વૃદ્ધિંગત થતો જાય છે, અને તેઓ ભાઇ તે ઉત્સાહના વહેણમાં તણાઇ ઉત્કૃષ્ટ પુસ્તકો લખે જાય છે. આ પુસ્તક બહાર પડે છે, તે વખતે તે ભાઇની તબીયત ઘણીજ નરમ હોવાથી આ પુસ્તકની પ્રસ્તાવના તેઓ લખી શક્યા નથી.

આ પુસ્તક નવલકથાનુંજ કહેવાય; પરંતુ તેમાં માતૃભૂમિનું પ્રેમરહસ્ય ગ્રથિત કરેલું હોવાથી, અને વળી તે ઐતિહાસિક હોવા ઉપરાંત તેમાં ઘણી બાબતો તદ્દન ખરી હોવાથી, નવલકથાનું નામ માત્ર સાંભળી નાકનું ટીચકું ચઢાવનારા વાંચકોને પણ આ પુસ્તકના

વાંચનથી સંતોષ થશેજ એવી અમારૂં માનવું છે. 'નવલકથામાં તો કોઇ સારો વિષય હોયજ નહિ' આવી માન્યતા અમારા કેટલાક સારા ? વિષયને સમજનારાઓની છે, અને તેમની એ માન્યતા હાલમાં પ્રસિદ્ધ થયેલી પ્રેમલા-પ્રેમલીની નવલકથાઓથી દૃઢ થએલી છે. પરંતુ નવલકથામાં ઉત્તમ વિષય ગુંથી જ ન શકાય, આમ માનવાનું કાંઇ કારણ નથી. કુશળ લેખક નવલકથામાં ગમે તે વિષય ગ્રંથિત કરી શકે છે; એટલુંજ નહિ પરંતુ સાધારણ વાંચકોને ગહન વિષય સમજાવવા માટે નવલકથા જેવું બીજું સાધનજ નથી, આ બાબત નવલકથાના નામથી ભડકી ઉઠનારાઓએ લક્ષમાં રાખવી જોઇએ. લલિત-વાઙ્મય ગ્રંથમાલાનો આજ ઉદ્દેશ હોવાથી તેણે પ્રેમલા-પ્રેમલીઓની નવલકથાઓથી દૂર રહી આજસુધી ગુજરાતી વાઙ્મયની અલ્પ-સ્વલ્પ સેવા બજાવેલી છે. ગ્રંથમાલાનાં અત્યાર સુધી દસ પુસ્તકો પ્રકટ થએલાં છે અને તેમાં કોઇમાં પણ પ્રેમની છીછરી કલ્પનાઓનું અસ્તિત્વજ નથી એ બાબત લક્ષમાં લેવા જેવી છે.

આ વખતે અમો અમારા જુના તથા નવા ગ્રાહકોને બીજી એક ખુશ ખબર આપીએ છીએ કે, પ્રખ્યાત ફ્રેંચ નવલકથાકાર મા. ડયૂમાની-નવલકથાના જગતમાં ઉત્તમમાં ઉત્તમ ગણાતી સુંદર નવલકથા કાઉન્ટ ઑફ્ ઑન્ટિક્રીસ્ટોનું અક્ષરશઃ સુંદર ભાષાંતર તૈયાર થઇ ગયું છે; અને હવે પછી આ પુસ્તકજ ગ્રાહકોના હાથમાં આપવાનું હોવાથી તેનું છાપવાનું કામ પણ શરૂ થઇ ચુકયું છે. આ પુસ્તક લગભગ ૧૫૦૦-૨૦૦૦ પાનાનું બે ભાગમાં પ્રકટ થશે, અને બન્ને ભાગ સાથેજ પ્રકટ થશે. પુસ્તક ઘણુંજ મોટું હોવાથી તેને પ્રકટ થતાં ઘણોજ વિલંબ થશે. આ પુસ્તકના બન્ને ભાગની કિંમત

આઠથી દસ રૂપીયાની આસરાની રહેશે, અને અમારા ગ્રાહકોને તો તે માત્ર ચારથી પાંચની આસપાસમાંજ મળશે.

ગુજરાતી સાહિત્ય પ્રકટ કરતી કોઇ પણ સંસ્થા આટલું સસ્તું આપતી નથી એ અનુભવીને તો સહેજે જણાશે. એવા અનુભવીઓને અમારી નમ્ર વિનંતી છે કે, તેઓ અમારી આ સસ્તી પ્રવૃત્તિની અન્યને સમજણ આપશે, અને એ રીતે તેઓ અમારા કાર્યમાં મદદગાર થશે. અમારા જુના ગ્રાહકોને પણ અમારી અરજ છે કે તેઓ અમને નિદાન એક એક ગ્રાહક તો જરૂર વધારી આપશે.

**કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી**

## અનુક્રમણિકા


| | | | |
|---|---|---|---|
| પ્રકરણ | ૧ | નિરાધાર બાળક ... ... ... | ૧ |
| ,, | ૨ | હિંદુસ્થાન છોડયું ... ... ... | ૧૧ |
| ,, | ૩ | જન્મભૂમિમાં ... ... ... | ૨૯ |
| ,, | ૪ | વૃદ્ધ ડોવલીનનું મૃત્યુ ... ... ... | ૩૫ |
| ,, | ૫ | બીચારો ડોવલીન ... ... ... | ૪૩ |
| ,, | ૬ | ભગ્ન હૃદય... ... ... ... | ૫૨ |
| ,, | ૭ | વિદેશની વિદાય ... ... ... | ૬૦ |
| ,, | ૮ | લાહોર ... ... ... ... | ૬૭ |
| ,, | ૯ | રાજદર્શન ... ... ... ... | ૯૦ |
| ,, | ૧૦ | મિત્ર સંગે મંત્રણા ... ... ... | ૧૧૩ |
| ,, | ૧૧ | નૃપતિ અને મંત્રીઓ... ... ... | ૧૨૨ |
| ,, | ૧૨ | દુષ્ટતાનું પ્રથમ દર્શન... ... ... | ૧૨૯ |

| | | |
|---|---|---|
| ,, ૧૩ | પદવીદાન વિધાન ... ... ... | ૧૩૭ |
| ,, ૧૪ | સાંકેતિક સંદેશ ... ... ... | ૧૫૦ |
| ,, ૧૫ | પ્રયાણ ... ... ... ... | ૧૫૭ |
| ,, ૧૬ | નંદના ફંદ ... ... ... ... | ૧૭૧ |
| ,, ૧૭ | પત્તો ... ... ... ... | ૧૯૦ |
| ,, ૧૮ | કિલ્લો સર ... ... ... ... | ૧૯૮ |
| ,, ૧૯ | દુલીનની દક્ષતા ... ... ... | ૨૨૦ |
| ,, ૨૦ | પ્રાણહરણ ... ... ... ... | ૨૪૨ |
| ,, ૨૧ | લીલા ... ... ... ... | ૨૫૪ |
| ,, ૨૨ | રાણી ચંદ્રકુમારી ... ... ... | ૨૭૧ |
| ,, ૨૩ | ગુલાબીનું કથાનક ... ... ... | ૨૮૫ |
| ,, ૨૪ | કમળચિન્હ ... ... ... ... | ૩૦૪ |
| ,, ૨૫ | પ્રક્ષુબ્ધ વાતાવરણ ... ... ... | ૩૧૯ |
| ,, ૨૬ | દુર્ગ ડોલ્યો ... ... ... ... | ૩૩૩ |
| ,, ૨૭ | રાત્રિ-યુદ્ધ ... ... ... ... | ૩૪૫ |
| ,, ૨૮ | ઘેરાયેલું વાદળ ... ... ... | ૩૬૨ |
| ,, ૨૯ | વિરાગી ... ... ... ... | ૩૮૦ |
| ,, ૩૦ | લીલા અલોપ ... ... ... | ૪૦૩ |
| ,, ૩૧ | ગુલાબીનો અંત ... ... ... | ૪૨૮ |
| ,, ૩૨ | અંધ ભિખારી ... ... ... | ૪૪૨ |
| ,, ૩૩ | યોગિરાજ ... ... ... ... | ૪૬૮ |
| ,, ૩૪ | રાજા દુલીન બહાદુર ... ... ... | ૪૮૦ |
| ,, ૩૫ | ઉપસંહાર ... ... ... ... | ૪૯૪ |

છપાય છે !                                        છપાય છે ! !

## શરદ્ બાબુની માસ્ટર પીસ

### નવલકથા

# ગૃહદાહ

અથવા

## કાદવનો કીડો !

શરદ્ બાબુની આ સુંદર બંગાલી નવલકથામાં તેમની ચરિત્ર–હીન (પ્રણય–પંક) નવલકથામાં નહિ છેડેલા વિષયને ઘણીજ સુંદર રીતે છેડવામાં આવેલો છે. કેટલીક બાબતોમાં તો પ્રણય–પંક કરતાં પણ આ પુસ્તક ચઢી જાય તેવું છે. તેમજ આ બંગાલી સંસારી નવલકથા આપણા હાલના સમાજને ઘણીજ બંધ બેસ્તી છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૫૦૦ છતાં કિં. રૂ. ૨–૮–૦ ની આસ-પાસ રહેશે.

---

श्री गणेशाय नमः ॥

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥

# મારો દેશ

## પ્રકરણ ૧ લું — નિરાધાર બાલક

ઈ. સ. ૧૭૯૭ના જાનેવારી માસની વાત છે. સકલ વસુંધરાને દેદીપ્યમાન કરીને તેને હર્ષમાં નચાવનારા દિનમણિ, આજનું પોતાનું કાર્ય આટોપાઇ ગયું એવું જોઇને પશ્ચિમ દિશામાં વળી ગયા; એટલે પૃથ્વી ઉપર સ્વાભાવિક રીતે જ ઉદાસીનતાની છાયા પ્રસરી રહી. ધીમે ધીમે એના વદન ઉપર કાલિમા આવી ગઇ. પોતાની એ લજ્જાસ્પદ સ્થિતિ કોઇ જોઇ ન જાય તેથી કે કોણ જાણે શા કારણથી, પોતાની જાતને પૃથ્વીએ રાત્રિના કૃષ્ણ વસ્ત્રમાં આચ્છાદિત કરી દીધી. આ અંધારી રાતે આકાશમાં અસંખ્ય તારાઓ રત્નોની માફક લખલખાટ કરી રહ્યા હતા; પરંતુ એમના લખલખાટથી પૃથ્વીને તો એમના પ્રકાશનો લાભ યત્કિંચિત્ પણ મળતો નહોતો; ઉલટું તિમિરનું સામ્રાજ્ય થતું જતું હતું; તે એટલું બધું કે એક મેકનું મોઢે મોઢું પણ ન જોઇ શકાય. તેમાં વળી ટાઢનો દિવસ અને અરણ્યનો રસ્તો, ક્રૂર અને હિંસ્ર પ્રાણીઓનો ભયંકર અવાજ, અને ક્વચિત્ ક્વચિત્ ધુવડનો ધુધુ અવાજ આ રાત્રિની ભીષણતામાં વધારો કરી મુક્તો હતો. તે દિવસે ટાઢ પણ ઘણી સખત હતી. જાણે બરફ પડતું હોય તેમ વૃક્ષો ઉપરથી ઝાકળનાં બિંદુ ટપોટપ પડયા કરતાં

હતાં; અને પૃથ્વીની અત્યારની અનુકંપનીય દશા જોઇને જાણે એમની આંખમાંથી અશ્રુબિંદુ ખરી પડતાં હોય તેવો દેખાવ આપી રહ્યાં હતાં. આવા ભયંકર અરણ્યમાંથી આવે સમયે પસાર થવું એ કેટલું દુર્ઘટ, તેની વાંચકે જ કલ્પના કરી લેવી. પરંતુ જે મનુષ્યોનાં હૃદય આ ભયંકર કાળી રાત્રિની કાળાશથી પણ વધારે કાળાં હોય છે, તેને આ રાત કેટલી બધી સુખપ્રદ લાગતી હશે ? અમે જે રાત્રિની હકીકત નિવેદન કરીએ છીએ, તે રાત્રિ એવા દુષ્ટ લોકોને મહા આનંદદાયક થઇ પડી હતી. આવી રાત્રિનો લાભ લેવાનું તેવા લોકો શાના ચુકે ? જો ચુકે તો સજ્જન અને દુર્જન મનુષ્યમાં ફરક શો ? આ રાત્રે જ્યારે કાંઇ કાંઇ અડચણને લીધે નિરુપાય થઇને ભયવિહ્વળ અંતઃકરણથી કેટલાંક મનુષ્યોને આ જંગલમાંથી પસાર થવું પડયું હતું, ત્યારે એ જ જંગલમાં કેટલાંક નીચ વૃત્તિનાં માણસોએ બમણા ઉત્સાહથી પેલાઓને સપડાવવા તેમની કુશળ જાળ પાથરી દીધી હતી. પ્રાતઃસ્મરણીય પુણ્યવતી મહિલા મહારાણી અહલ્યાબાઇના નામથી મહારાષ્ટ્ર અપરિચિત નથી. મહારાષ્ટ્રને અભિમાન લેવા જેવાં જે નારી–રત્નો ત્યાં થઇ ગયાં, તેમાં અહલ્યાબાઇનું પ્રથમ સ્થાન છે. આ સાધ્વી સ્ત્રીએ યાત્રાળુઓને તેમના પ્રવાસમાં કાંઇ અડચણ ન પડે તેવા શુભ ઉદ્દેશથી ઠેક ઠેકાણે રસ્તાઓ, ધર્મશાળાઓ, વાવ કુવાઓ વિગેરે બંધાવેલાં હતાં. અને તેમના અમર નામનું સ્મરણ આપતાં તેમાંનાં કેટલાંક તો હજુએ હસ્તી ધરાવે છે. તેજ અહલ્યાબાઇએ કાશીથી અયોધ્યા પર્યંતની એક મોટી સડક બંધાવેલી હતી. આ જુની સડકની નીશાનીઓ અદ્યાપિ પર્યંત દૃષ્ટિગોચર થાય છે. એ જ સડક ઉપર ઇ. સ. ૧૭૯૭ ના જાનેવારી મહિનામાં અંધારી રાત્રે એક વિલક્ષણ ઘટના બની ગઇ.

પૂર્ણ અંધકાર, ડુંગરાળ મુલક, જંગલનો રસ્તો, ક્રૂર પ્રાણીઓની વસ્તી અને તેમાં પણ આવી ભયાનક રાત્રિ. આવી રાત્રિમાં આવે સ્થળેથી કાં તો સેતાન જવાની હિંમત કરી શકે, અથવા તો સર્વ ભયનો જેણે ત્યાગ કર્યો છે અને જેને સર્વ સ્થળે આનંદઘન સચ્ચિદાનંદનાં જ દર્શનનો અનુભવ થાય છે તેવા યોગી મહાત્માઓ જ વિચરી શકે. બાકી સાધારણ મનુષ્યોની તો ફીફડીજ ફાટી જાય. છતાંએ એવા કેટલાએ પ્રસંગો બને છે કે જે વખતે સેતાન અથવા યોગી મહાત્માઓ શિવાયના ઈતર જનોને પણ ઉપર કથિત સમયે અને સ્થળેથી જવાનું થાય છે.

પ્રસ્તુત રાતે એ જ રસ્તા ઉપર બે મોટી બળદ ગાડીઓ ઉભેલી જોઇને દૂરથી આવતા ઘોડેસ્વારોને મોટું આશ્ચર્ય થયું. કેટલાક સ્વારો તો દૂર રહ્યાં રહ્યાં જ “ કોણ છે ” એમ કરીને મોટેથી બુમ પાડવા લાગ્યા; પણ તેમને કશોયે ઉત્તર મળ્યો નહિ. અમે ઉપર વર્ણન કરી ગયા એવા ભીષણ માગ ઉપર આવી ભયંકર રાત્રિએ આ બે બળદ ગાડીઓ અને ઘોડેસ્વારોને આવેલા જોઇને અમારા વાંચકવૃંદને મોટું આશ્ચર્ય લાગશે અને તે જાણવાની એમને જિજ્ઞાસા ઉત્પન્ન થઇ હશે. ગાડીઓ કોની હશે એ વિગેરેનો પત્તો તો લાગવાનો હશે ત્યારે લાગશે, પરંતુ આ સ્વારોની ઓળખાણ તો હમણાંજ કરાવવી આવશ્યક છે.

“ દિલ્હીનું સિંહાસન ડગમગી ગયું છે એટલે હવે એ રાજ્યનું પતન જ થશે, અને એ સિંહાસનનો ભોક્તા હુંજ થઈશ ” એવા તરંગો કરતો કાબુલપતિ જીમાનખાં પોતાની ફોજ લઇને હિંદુસ્થાન ઉપર ચઢી આવવા નીકળ્યો હતો. અહીં મરાઠાઓની પણ એવી ઉમેદ હતી કે “ દિલ્હી ઉપર અમે અમારો વાવટો

ફરકાવીશું. " આ વિષયમાં લોકો પણ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે અનેક અનુમાન બાંધતા હતા. એમનું મોટે ભાગે એવું અનુમાન હતું કે, ઘણું કરીને દીલ્હીની ગાદી મરાઠાઓનેજ હસ્તગત થશે. પરંતુ વસ્તુસ્થિતિ જુદી જ થઇ. વિદેશી વણિકોએ દીલ્હીનું તંત્ર પોતાને હાથ કરી લઇને સર્વને ચકિત કરી નાખ્યા. એ વણિકોએ સ્થાપેલી લશ્કરી પેઢીને તે વખતે લોકો કંપની સરકારના નામથી ઓળખતા હતા. ઇ. સ. ૧૮૫૭ ની સાલ પછી કંપની સરકારનું નામ બદલાઇને હિંદુસ્થાન સરકાર પડયું. આ હકીકતની ઇતિહાસ જાણનારા વાંચકવૃંદને ખબર જ છે એટલે એ વિષયમાં વિસ્તારની જરૂર નથી.

જમાનખાં હિંદુસ્થાન ઉપર ચઢી આવે છે એ બાતમી લૉર્ડ વેલેસ્લીને મળતાં જ એણે અયોધ્યા પ્રાંતમાં સૈન્ય એકત્રિત કર્યું અને ત્યાંજ જમાનખાંની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કરી દીધો. સૈન્યની ગોઠવણી કેમ કરવી તેનો રાતને દિવસ એણે વિચાર કરવા માંડયો. પરંતુ કંપની સરકારનું નસીબ જોર કરતું હતું એટલે મરાઠાઓ પોતાના અંદર અંદરના કલહને લીધે આગળ વધી શકયા નહિ. જમાનખાં પણ કાંઇ વધારે ભાગ્યશાળી નહોતો. ભારે તૈયારી સાથે એ કાબુલથી નીકળ્યો તો ખરો, પણ હિંદુસ્થાનમાં એ પેઠો ન પેઠો એટલામાં તો એના કાબુલમાં પણ બળવો જાગ્યો અને એને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાની બાજી રચાઇ. જમાનખાંને કાને આ વાત આવી એટલે પળતાની પુંઠે પડવા કરતાં હાથમાંનુંજ સાચવી રાખવું, એ વિચારે એ કાબુલ પાછો ફર્યો. કંપની સરકાર નચિંત થઇ. જમાનખાં ફરીથી હિંદુસ્થાનમાં પગ ન મુકે તેવું કરવા સર જૉન માલકમે ઇરાનના રાજા જોડે સંધિ કરી, અને તેની પાસે ખોરાસાન

ઉપર ચઢાઇ કરાવી. આથી ઇરાનના રાજા જોડે જીમાનખાંને લડાઇ થઇ, એટલે તે અરસામાં કંપની સરકારે પોતાના રાજ્યની જડ મજબુત કરવા માંડી. હવે અયોધ્યા પ્રાંતમાં વધારે સમય લશ્કર રાખી મુકવાની જરૂર રહી નહોતી એટલે લશ્કરને કલકત્તે પાછું બોલાવવાને માટે કર્નલ ડૉવલીનને હુકમ કરવામાં આવ્યો હતો; અને એથી કર્નલ ડૉવલીન એ સૈન્યને લઇને આવતો હતો. ઉપર જે સ્વારોની વાત આવી ગઇ તે સ્વારો કર્નલ ડૉવલીનનાજ હતા. આ સ્વારો લશ્કરથી ઘણા આગળ આગળ આવતા હતા. લશ્કરને જવાને માટે રસ્તો મોકળો કરવા આ સ્વારો ગાડીઓ બાજુએ લઇ લેવા બુમો મારતા આવતા હતા; પરંતુ બળદ ગાડીઓ તો હતી ત્યાંની ત્યાંજ ઉભી રહી હતી. સ્વારોને એમ લાગ્યું કે પરોઢીયું થવા આવ્યું છે એટલે હાંકનારાઓને ગુલાબી નિદ્રા આવી ગઇ હશે. તેથી એમાંના એક સ્વારે લશ્કરી ગુમાનથી પોતાની મ્યાન કરેલી તલવારનો અણીવાળો છેડો બન્ને ગાડીવાળાના અંગમાં ભોકયો અને પછી બીજા સ્વારો જોડે એ પણ ચાલતો થયો. આ સ્વારે આટલું કર્યું છતાં ગાડીઓ તો ત્યાંની ત્યાંજ ઉભી રહી હતી. વળી સ્વારોની બીજી ટોળી આવી, તે પણ ગાડીઓને બાજુએ ખસેડી લેવાનો હુકમ કરતી વિદાય થઇ ગઇ. પછી થોડીવારે કર્નલ ડૉવલીન સાહેબની ટોળી આવી પહોંચી. ગાડીઓને રસ્તા વચ્ચે ઉભેલી જોઇને તેને બાજુએ ખસેડવા સ્વારોએ હુકમ કર્યો અને એક સ્વાર તે ગાડીઓ આગળ પણ ગયો અને મોટેથી ગાડીવાનોને એમની ગાડીઓ બાજુએ ખસેડવા બુમો પાડવા લાગ્યો અને તેમને ધમકાવવા લાગ્યો. પણ ગાડીવાનો ઉપર તો આ ધમકીની કશીએ અસર થયેલી જણાઇ નહિ. લશ્કરી હુકમની આવી રીતે અવગણના થવાથી પેલો સ્વાર એકદમ ગરમ થઇ ગયો. એણે

ગાડીવાનને પોતાની બંદુકના પાછલા જાડા ભાગના ગોદા મારવા માંડયા. ગાડીવાન આથી જાગૃત ન થતાં ઉલટો ગાડી ઉપરથી નીચે ગબડી પડયો. એટલે તો સ્વારનો પીત્તો અધિક ઉછળી આવ્યો. એ ઘોડા ઉપરથી એકદમ નીચે ઉતર્યો અને ગાડીવાનને ક્રોધમાં ને ક્રોધમાં લાતો મારવા લાગ્યો. આ ગાડીવાન તે કેટલો ઉંઘણસી! કાંઇ પણ ચું કે ચાં કર્યા વગર કે હાલ્યા ચાલ્યા શિવાય સ્વારની લાતો ખાયા જ કરતો હતો. પાંચ છ લાતો મારી તો પણ એ જાગ્યો નહિ ત્યારે તો સ્વારને જરા વિચાર થઇ પડયો. ક્રોધ દબાવતો એ સાવધ થયો. એણે ગાડીવાનના શરીરે હાથ અડકાડી જોયો અને એ મરી તો નથી ગયો તેની તપાસ કરવા લાગ્યો. જોયું તો ગાડીવાન થંડોગાર થઇ ગયો હતો. આવો પ્રકાર જોઇને સ્વારના આશ્ચર્યનો પાર ન રહ્યો. એણે બીજા સ્વારોને હાંક મારીને બોલાવ્યા અને આ ગાડીવાનનું મૃત શરીર તેમને બતાવ્યું. એટલામાં બીજી ગાડીમાંથી "બા બા" કરતો એક નાના બાળકનો રડવાનો અવાજ આવ્યો. એ સાંભળીને પેલો સ્વાર બીજી ગાડી આગળ ગયો અને તે ગાડીવાનને જાગૃત કરવા લાગ્યો. પણ તપાસ કરીને જોતાં તે પણ એક લાકડાના પુતળાની માફક મૃત દશામાં નિશ્ચલ રીતે ગાડી ઉપર બેસી રહ્યો હતો. આ જોઇને સર્વને ઘણું આશ્ચર્ય લાગ્યું અને આ બન્ને ગાડી આગળ એકઠા થઈને એ સંબંધી બધા વિવિધ ચર્ચા કરવા લાગ્યા. એટલામાં કર્નલ ડોવલીન સાહેબ ત્યાં આવી પહોંચ્યા અને સ્વારો ગાડી આગળ એકઠા થઇને ગુસપુસ વાતો કરી રહ્યા હતા, તેમને શું બન્યું છે તે પૂછવા લાગ્યા. આ ગાડીઓના ગાડીવાનો મરી ગયા છે અને તેથી ગાડીઓ રસ્તામાં જ ઉભી રહેલી છે એ જાણીને એમને પણ આશ્ચર્ય થયું. એમણે મશાલવાળાને ગાડી પાસે બોલાવ્યો અને તેના પ્રકાશમાં એ પોતાની જાતે બધી તપાસ કરવા લાગ્યા.

બન્ને ગાડીવાન મરેલા પડયા હતા; પરંતુ આશ્ચર્યની વાત તો એ હતી કે એ બન્ને શાથી મૃત્યુ પામ્યા હશે તેનું કાંઇ જ કારણ સમજાયું નહિ. એમાંથી એકકેના શરીર ઉપર શસ્ત્રના ઘાનું ચિહ્ન સરખું જણાતું નહોતું, અને જાણે એ નિદ્રાધીન થઇ ગયેલા હોય તેવાજ દેખાતા હતા. કર્નલ ડૉવલીન ઘણા ઉદારચરિત હતા. એમના અંતઃકરણમાં કઠોરતાનો છાંટો સરખો નહોતો એટલે આ ગાડીવાનોનાં મૃત શરીરને કાળજીપૂર્વક તપાસીને દુઃખી થતા બોલ્યાઃ—

"આ તો મહાન્ આશ્ચર્ય ! આ બીચારાઓના પ્રાણ શી રીતે પરવાર્યા હશે ? ખરેખર આમાં કાંઇ રહસ્ય જ હોવું જોઇએ. ગાડીની અંદર કોણ છે ?" એમ બોલીને એમણે પોતાની મ્યાન કરેલી તલવાર ગાડીની છતરી ઉપર ઠોકી. પણ અંદરથી એમના પ્રશ્નનો કોઇએ ઉત્તર ન આપ્યો. માત્ર એક બાલકનું કરુણાપૂર્ણ રૂદન જ સંભળાતું હતું. આ રૂદન સાંભળીને ડૉવલીન સાહેબનું હૃદય દ્રવી ગયું અને ગાડીની અંદરની બાજુએ પડદો ઉંચકાવીને મશાલના પ્રકાશમાં એમણે દૃષ્ટિ કરી. પડદો ઉંચકાતાંજ ખરેખરૂં ભયંકર દૃષ્ય એમની નજરે પડયું અને એ જોઈને સર્વની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. એક પરમ લાવણ્યવતી, પૂર્ણચંદ્રવદના સર્વાંગસુંદર રમણી ગાડીની અંદર મૃત દશામાં પડેલી હતી. એક બાજુએ એના પગ પડેલા હતા અને બીજી બાજુએ એનું મસ્તક ગાડીની બહાર લટકયા કરતું હતું. એના માથાનો અંબોડો છુટી ગયો હતો અને ગાડીના પૈડા ઉપર એના છુટા વાળ લટકી રહ્યા હતા. આ લાવણ્યલતિકાને આવી દશામાં જોઇને સર્વનાં હૃદય દુઃખથી કપાઈ ગયાં. બે ચાર જણે ભેગા મળીને આ સુંદરીને ઉંચકીને ગાડીમાં વ્યવસ્થિત રીતે સુવાડી દીધી. પછી જોયું તો એનાં

કાન હાથ વગેરે અવયવો ક્ષત થયેલા જણાયા. એ ક્ષત કોઇ શસ્ત્રના હોય એમ નહોતું જણાતું, પરંતુ એના અંગ ઉપરના અલંકારો બળથી ખેંચી કાઢેલા હોવાથી એ ક્ષત અલંકારના જણાતા હતા. અને એટલા ઉપરથી એ પણ સ્પષ્ટ રીતે જણાતું હતું કે અલંકાર આ રમણીના પ્રાણ ગયા પછીજ કાઢી લીધેલા હોવા જોઇએ. આવી સૌન્દર્યસંપન્ન લલનાનું પૂર્ણ યૌવનાવસ્થામાં આવું શોચનીય મૃત્યુ થયું તેથી સર્વના હૃદયને ઘણો આઘાત લાગી ગયો, અને જેણે આવુ હીચકારૂં કૃત્ય કર્યું હશે તેના ઉપર એમને ઘણો ક્રોધ ચઢી આવ્યો. કર્નલ ડૉવલીન સાહેબની આંખમાંથી તો અશ્રુની એક સરખી ધારા ચાલી રહી હતી. ગાડીમાં પડેલું પેલું બાળક પણ રડયા કરતું હતું. આ મૃત્યુ પામેલી સ્ત્રી અવશ્ય આ બાળકની જ માતા હોવી જોઇએ એવી સર્વની માન્યતા હતી. આ લોકોએ આ રમણીને ગાડીમાં બરોબર સુવાડી એટલે બાળક સ્તનપાન કરવાને માટે પોતાની માતાના વક્ષઃસ્થળ ઉપર ચઢયો અને મોટેથી બા બા કરીને રડવા લાગ્યો. આ બાળકનું કરુણ રડવું સાંભળીને કરાળ કાળનું પાષાણ હૃદય પણ પીગળી જાય તો પછી ડૉવલીન સાહેબના દયાથી છલાછલ ભરેલા અંતઃકરણની તો વાતજ શી કરવી ? સ્તનપાન માટે માતાના પ્રેત–શરીર ઉપર ચઢતા આ બાળકને જોઇને ડૉવલીન સાહેબ એકદમ ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયા અને અંતરનો ઉમળકો લાવીને આ બાળકને પોતાના બે હાથમાં એમણે ઉંચકી લીધો અને પૂર્ણ પ્રેમથી એને પોતાની છાતી સરસો ચાંપ્યો. પરંતુ સ્તનપાનની લાલસાવાળા બાળકને આટલાથી શી રીતે સંતોષ વળે ? એનું રૂદન શી રીતે ખળી શકે ? ડૉવલીન સાહેબની આટલી માયાના વર્ષાવ છતાં બાળક રડયા જ કરતો હતો. એના રડવાએ સર્વનાં

હૃદયને રડાવી દીધાં. સુભાગ્યે ડૉવલીન સાહેબની છાવણીમાં કેટલીક દાયાઓ હતી એટલે તેમાંની એક દાયાને ડૉવલીન સાહેબે તરતજ બોલાવી મંગાવી અને તેને સર્વ વસ્તુસ્થિતિ સમજાવી આ બાળકની સોંપણી કરી અને તેની ઉત્તમ પ્રકારે સંભાળ લેવાની ખાસ આજ્ઞા કરી. બાળકને જોઇને દાયાનું હૃદય પણ ગળગળું થઈ ગયું. એણે પણ બાળકને પોતાની ગોદમાં લીધો અને એના ગુલાબી ગાલ ઉપર પ્રેમ-ભર્યું ચુંબન કર્યું. બાળક એકાદ વર્ષનું હશે. એની માતા કરતાં પણ એ વિશેષ સુંદર હતો. એ અત્યંત ગોરા વર્ણનો હતો અને એના માથાના કેશ સુવર્ણના ઝીણા ઝીણા તાર જેવા ઝળકી ઉઠતા હતા. એનું પ્રત્યેક અંગ મરોડદાર અને ઘાટીલું હતું. એ અંગે ભરાઉ લાગતો હતો અને એની મનોહર કાન્તિ દીપી ઉઠતી હતી. દાયાએ આ બાળકને જોયો એટલે એને તો એવું જ અનુમાન ગયું કે નક્કી આ કોઇ યૂરોપીયનનો જ બાળક હોવો જોઇએ; પરંતુ એના અંગ ઉપર રહી ગયેલા અલંકાર ઉપરથી જણાયું કે યૂરોપીયનનું બાળક નહિ પણ હિંદુનું બાળક છે. એના બન્ને હાથમાં સોનાની કલ્લીઓ હતી, પગમાં સુવર્ણનાં છાગળીઆં હતાં અને ગળામાં એક નાનો પણ કિંમતી રત્નહાર હતો. બાળકના કાન કોચેલા નહોતા એટલે કાનમાં કાંઇ દાગીનો નહોતો.

બાળકને દાયાને સ્વાધીન કર્યા પછી ડૉવલીન સાહેબના ચિત્તને શાંતી મળી એટલે એમણે હવે ગાડીનું પુરેપુરૂં નિરીક્ષણ કરવાનું શરૂ કરી દીધું. પહેલાં પેલી મૃત પડેલી રમણીને બહાર કાઢીને એમણે મશાલના અજવાળામાં બારીકાઈથી જોવા માંડયું. ગાડી મોટી હતી અને એને ઉત્તમ પ્રકારે શણગારવામાં આવી હતી. એને જોડેલા બળદો હાથી જેવા કદાવર અને બળવાન હતા.

એટલા ઉપરથી આ ગાડી કોઇ શ્રીમંતની હોવી જોઇએ એવું અનુમાન થતું હતું. ગાડીમાંથી વળી એક બીજી સ્ત્રીનું શબ પણ મળી આવ્યું. એ બાઇ નોકર જણાતી હતી. ગાડીમાં એક જણથી બેસાય એવી ખાલી પડેલી ગાદી હતી, તે ઉપરથી બીજી પરિચારિકા પણ હોવી જોઇએ એમ અનુમાન થતું હતું. એમાં બે ત્રણ મોટાં પોટલાં અને પેટીઓ પણ પડયાં હતાં. આ બધોએ સરસામાન એવો અસ્ત વ્યસ્ત પડેલો હતો કે તે લઇ જવાને માટે ચોરોએ પ્રયત્ન કરેલો હોવો જોઇએ; પરંતુ તેમનાથી નહિ લઇ જવાયો હોય એટલે આમ ગમે તેવી રીતે તેમણે ફેંકી દીધેલો હશે. સાહેબે પેટી અને પોટલાં ખોલી જોયાં તો અંદરથી જે ચીજો નીકળી તે ઉપરથી એ ગાડી કોઇ મોટા સરદારની હોવી જોઇએ એમ અનુમાન થયું. એક પેટીમાં અતિ મૂલ્યવાન રત્નજડિત્ર તલવાર અને જમૈયા વિગેરે શસ્ત્ર ભરેલાં હતાં. વળી તેમાં દરબાર વેળાએ તેમ જ યુદ્ધ વખતે પહેરવાનો પોષાક પણ હતો. બીજી પેટીમાં ઘણું વિપુલ દ્રવ્ય અને રત્નાલંકાર હતાં. પોટલાંમાં સ્ત્રીઓનાં બહુમૂલાં વસ્ત્ર હતાં. આ વિગેરે બધી તપાસને અંતે એ લોકો એવા નિશ્ચય ઉપર આવ્યા કે આ બાળકની માતા સાથે બાળકનો પિતા પણ ગાડીમાં હતો. પણ તે કયાં ચાલ્યો ગયો હશે, તેનો બધાએ ઘણો વિચાર કર્યો પણ એમનાથી એ વિષયમાં કશો નિર્ણય થઇ શકયો નહિ. છેવટે ડૉવલીન સાહેબ મશાલ લઇને બીજી ગાડીમાં તપાસ કરવા લાગ્યા. તપાસ કરતાં વળી એમને વિચાર આવ્યો કે જે બદમાસોએ આ કૃત્ય કરેલું હશે તેમણે ચોરી કરવાની દાનતથીજ આમ કરેલું હોવું જોઇએ અને તેઓ આટલા તેટલામાં જ હોવા જોઇએ. બને તો તેમને શોધી કઢાવીને ભયંકરમાં ભયંકર શિક્ષા કરાવવી એવો ઠરાવ

२२८०१



કરીને એમણે બદમાસોની શોધ કરવા ચારે દિશામાં સ્વાર મોકલી દીધા, અને તેમને એણે કહ્યું કે " તમે આવશો ત્યાં સુધી હું અહીં જ છાવણી નાખીને પડેલો છું; પણ ખાલી હાથે પાછા ફરશો નહિ. " બીજી ગાડી જોઇ તો તે પણ શબનુંજ સંગ્રહસ્થાન હતી. આ ગાડીમાં પેલા સરદારના નોકરો હતા. એમાં ત્રણ ગાદીઓ હતી. બે ઉપર શબ પડેલાં હતાં અને ત્રીજી ખાલીજ હતી તેથી ત્રીજો નોકર કોઈ પણ કારણસર નાસી ગયેલો હોવો જોઇએ એમ સર્વને લાગ્યું. બન્ને નોકરોનું મૃત્યુ નિદ્રાવસ્થામાંજ થયું હતું પરંતુ આશ્ચર્ય-ની વાત તો એ હતી કે આ બન્ને ગાડીમાંથી જેટલાં શબ મળી આવ્યાં તેના કોઇના ઉપર શસ્ત્રના ઘાતનું તો ચિહ્ન સરખું જણાતું નહોતું. જોનારને તો એમજ લાગે કે જાણે કોઇ મંત્ર–બળથી આ સર્વનું મૃત્યુ થયેલું હશે.

---

## પ્રકરણ ૨ જું — હિંદુસ્થાન છોડયું

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બદમાસોની શોધમાં સ્વારો મોકલ્યા પછી ડૅાવલીન સાહેબે પોતાના લશ્કરને આગળ જઈ પડાવ નાખવાનો હુકમ કર્યો અને પેલા સ્વારોના પાછા આવતા સુધી પોતે અહીં જંગલમાંજ મુકામ કરવાનું નક્કી કર્યું. સાહેબને માટે સાંજ એક નાનો તંબુ ઠોકી દેવામાં આવ્યો અને પછી તમામ લશ્કર આગળ વધ્યું. સૂર્યોદય થતા સુધી સાહેબે તંબુમાં સ્વસ્થ ચિત્તે વિશ્રાંતિ લીધી. આખી રાતનો ઉજાગરો હોવાથી ઉંઘી જવાનો એણે બહુએ પ્રયત્ન કર્યો પરંતુ ગાડીમાંનાં માણસોનું ખુન કર-નારા બદમાસોનો વિચાર એના અંતરને પરિતાપ આપી રહ્યો હતો એટલે એને જોઇએ તેવી નિદ્રા ન આવી શકી. સૂર્યોદય થતામાંજ

એ ઉઠ્યો અને પ્રાતર્વિધિથી પરવારીને પેલા બાળકને લઇને પોતાની પાસે આવવા એણે દાયાને કહાવી મોકલ્યું. દાયા હુકમ પહોંચતાં લાગલીજ બાળકને લઇને સાહેબ પાસે આવી. સાહેબે દાયાના હાથમાંથી બાળકને પોતાના હાથમાં લીધો અને એના ગાલ ઉપર એક સ્નેહભર્યું ચુંબન લીધું. પછી એણે દાયાને પૂછ્યું " કેમ, આ બાલક રાતે બહુ રડયો હતો ?" દાયાએ થોડામાં બધી હકીકત કહીને કહ્યું " આ છોકરો જરાએ રડકણો નથી. એની મેળે રમ્યાજ કરે છે." ગમે તેમ પણ બીચારૂં વરસ દહાડાનું, એ તો કુમળું ફુલજ કહેવાય ને ? દુર્દૈવે એની આટલીજ વયમાં એનાં માતા પિતાને ખુંચવી લીધાં. એ બાળક બીચારો રડે તેમાં એનો શો દોષ ? સામા મનુષ્યની અનુકંપા આકર્ષવા અત્યારે તો એ બાલકનું રૂદન એજ એનું કર્તવ્ય હોઇ શકે.

સૂર્યના પ્રકાશમાં રાતના કરતાં બાલકની કાંતિ વધારે મનોહર લાગતી હતી. કર્નલે આ બાળકને માથે ઘણીવાર સુધી હેતભર્યો હાથ ફેરવ્યા કર્યો અને એના કુમળા ગાલ ઉપર ચુંબનનો વરસાદ વરસાવી દીધો. બાળકના મુખમંડળનો વર્ણ અવર્ણનીય હતો એટલુંજ નહિ પરંતુ એનાં પ્રત્યેક અવયવ બ્રહ્માએ જાણે માપી માપીને ઘડેલાં હોય એવાં સુંદર હતાં. એના માથાના વાળ ચળકતા અને સોનેરી રંગના હતા. એ બાળકના વાળ જોઇને ડૉવલીન સાહેબને એ ઇંગ્લીશ બાળક જેવો લાગ્યો અને એના પ્રત્યે એના હૃદયમાં સ્વાભાવિક રીતેજ વાત્સલ્ય ભાવ ઉભરાઇ ગયો. આટલી નાની વયમાંજ એની માતા એને મુકીને સ્વર્ગમાં ચાલી ગઈ તેથી સાહેબને બહુ દુ:ખ થયું. એના પિતા જીવતા હશે કે મૃત્યુ પામ્યા હશે તે પણ અનિશ્ચિતજ હતું. નોકરો પાસેથી કંઈ બાતમી મળત પણ

તેઓ મૃત્યુ પામેલા હતા. બે નોકરોનો પત્તો નહોતો એટલે આ બાળક કોનો હશે તે જાણવાનું કશું સાધન જણાતું નહોતું. સાહેબને માત્ર એટલું જણાયું કે બાળક કોઇ મોટા હિંદુ સરદારનો હોવો જોઇએ. જેમ જેમ એ બાળકને વધારે જોતો તેમ તેમ એની આંખમાં પાણી ભરાઈ આવ્યા કરતાં હતાં. આવા ભર જંગલમાં આ બાળક માતાપિતા વિનાનો થઇ ગયો હતો. આવો દેવકુમાર જેવો બાળક ક્વચિતજ દૃષ્ટિએ પડે છે અને એવા કુમારની પ્રાપ્તિમાં તો ભલભલા સમ્રાટ્ પણ પોતાની જાતને અહો ભાગ્યશાળી સમજે છે. ક્રૂર હૃદયનો રાક્ષસ પણ આ બાલકને જોઇને ઘડીભર મુગ્ધજ બની જાય, અરે એના ક્રૂર હૃદયમાં અનિચ્છાએ દયા વાસો વસી જાય: અને બન્યું હતું પણ તેવુંજ. જે મારાઓએ શસ્ત્ર વિનાજ પાંચ છ માણસોને એક ક્ષણમાંજ મારી નાખ્યાં, તેમને આ નાના બાળકની ડોક મરડી નાંખતાં શી વાર ? તેમાંના એકાદે તો આ બાળકનો પ્રાણ લેવા પોતાનો ઘાતકી હાથ ઉગામ્યો પણ હશે, પરંતુ આ મનોહર બાળકના નિર્દોષ નેત્રના પલકારાથી એનો હાથ સ્તંભી ગયો હશે. તો પછી પ્રેમાળ હૃદયના ડૉવલીન સાહેબ આવા ગોરા ગબરૂ જેવા, સ્વાભાવિકજ વ્હાલ ઉપજે એવા બાળકને જોઇને ગળગળા થઇ જાય અને તેને ઓળખીઓ લઈ લઇને બાથમાં ભીડે તેમાં શું આશ્ચર્ય ? એટલુંજ નહિ પરંતુ કોઇ ચીજ મેળવવાને મનુષ્ય તનતોડ પરિશ્રમ કરી રહ્યો હોય છતાં તે મેળવવામાં નિરાશ થયેલા મનુષ્યને તે ચીજ અનાયાસે મળી જતાં તેને જેવો આનંદ થાય છે, કિંવા એકાદ મૂલ્યવાન રત્ન કોઇ મનુષ્યને રસ્તામાંથી જડી જતાં તેને જેવો હર્ષ થાય છે, તેજ પ્રકારનો આનંદ અત્યારે ડૉવલીન સાહેબને થયો હતો. સંતતિ વિનાના ડૉવલીન સાહેબને આવી રીતે બાલકની પ્રાપ્તિ થઇ તેથી એમના હર્ષનો પાર નહોતો.

બાળકને પોતાના હાથમાં લઇ લઇને એ રમાડવા લાગ્યા. કેટલીકવાર હિંદીમાં બોલીને અને કેટલીકવાર અંગ્રેજીમાં બોલીને એ એને ખેલાવતા, કેટલીકવાર એ એને પોતાને ખભે બેસાડતા તો કેટલીકવાર એને બે હાથ વડે ઉંચો કરી રાખતા હતા. કેટલીકવાર એના ગાલ ઉપર ચુંબનો જ કર્યાં કરતા તો કેટલીકવાર એને પોતાની છાતી સરસો ચાંપતા હતા. મતલબ કે બાળક પોતાની સાથે ખરેખરો હળી જાય તેને માટે એ એને પુષ્કળ લાડ લડાવતા હતા. શું કરૂં તો એ રડે નહિ, એને કયાં બેસાડું, એને કેવી રીતે રાખું વિગેરે અનેક વિચારો એમને આવવા લાગ્યા. નાનાં બાળકો સાધારણ રીતે અજાણ્યાં માણસ પાસે બીલકુલે જતાં નથી અને કદાચ અજાણ્યું માણસ એને લે તો એ રડીને રોળ મચાવી મુકે છે; પરંતુ આ બાળક તો બે ત્રણ કલાકની અવધિમાંજ ડૉવલીન સાહેબ સાથે હળી ગયો. પોતાના પ્રયત્નમાં યશ આવેલો જોઇને ડૉવલીન સાહેબ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા. અલ્પ કાળ-માંજ આ બેની માયા એટલી બધી વધી ગઇ કે બાળક એમના વગર કે એ બાળક વગર રહી શકતા નહિ.

મારાઓને પકડવાને માટે મોકલેલાં માણસો ધીમે ધીમે પાછાં આવવા લાગ્યાં. તેમણે પોતાની સર્વ શક્તિ વાપરીને શોધ કર્યો પરંતુ એ નિરાશ થઇને પાછા આવ્યા. ગુનેગાર ન પકડાયા. હવે ફક્ત એકજ ટોળી આવવાની બાકી રહી હતી. તે પણ દૂરથી આવતી જણાઇ. તેણે કાંઇ બાતમી આણી હશે કે કેમ તેનો ડૉવલીન સાહેબ વિચાર કરતા હતા. એટલામાં એ ટોળી કોઇ માણસને ઉંચકીને લાવે છે એવું એમને જણાયું. એટલે તરતજ એ પેલી ટોળીના સામા ગયા અને એ કયા મનુષ્યને ઉંચકી લાવે

છે તેની તપાસ કરવા લાગ્યા. શબ જોઇને ટોળીના લેફ્ટેનંટને એમણે કહ્યું "હું નિશ્ચયપૂર્વક કહું છું કે આ શબ પેલા બાળકના પિતાનુંજ હોવું જોઈએ. આનો પોષાક અને કાંતિ ઉપરથી એવું અનુમાન થાય છે કે જરૂર એ કોઇ રાજવંશી હોવો જોઇએ. બીચારો ભર યૌવનમાં આ અનિત્ય સંસારનો ત્યાગ કરીને પરલોકમાં સીધાવી ગયો. અરેરે, અપ્રતિમ સૌન્દર્યવાળો પુત્ર અને પરમપ્રિય સદ્દગુણવતી પત્નીને ત્યાગીને જવું પડે છે, એ વિચારે એનો પ્રાણ કેટલો મુંઝવાયો હશે ! "

ડૉવલીન સાહેબના ઉપલા કથને સર્વની આંખમાંથી આંસુ સરાવ્યાં. આ શબને તંબુ આગળ આણવામાં આવ્યું. પૂર્ણ યુવાન, ગૌરવર્ણ અને સૌન્દર્યસંપન્ન સજ્જનનું આ શબ હતું અને હવે તો સર્વને ખાતરી થઇ ચુકી કે આ વ્યક્તિ આ બાળકનો પિતાજ હોવો જોઇએ, અને એ કોઇ રાજવંશી હશે. રાતે એ ઉંઘી ગયો હશે તેવામાં ચોર લોકોના ખખડાટથી એ જાગી ઉઠેલો અને તરતજ કપડાં પહેર્યાં ન પહેર્યાં અને એ ચોરોની પાછળ પડયો હોવો જોઇએ. એના જમણા હાથમાં લાંબા પાનાની મહા મૂલ્યવાન તલવાર હતી પરંતુ તે મ્યાનમાંથી નીકળી હશે તેવીને તેવીજ સ્થિતિમાં લોહીમાં રંગાયા શિવાયની જ જણાતી હતી. એના ડાબા હાથમાં પીસ્તોલ હતી. તે પણ જેવીને તેવીજ ભરેલી હતી. તેનો પણ ઉપયોગ કરવાનો અવસર એને પ્રાપ્ત નહોતો થયો તે સ્પષ્ટ રીતે જણાતું હતું. આ મૃત રાજવીર મહા સામર્થ્યવાળો હોવાથી એના વદનમંડળ ઉપર વીરતાની ચમક ચમકી રહી હતી. એના વીરત્વનો શત્રુને સ્વાદ ચખાડયા પહેલાંજ મૃત્યુ એને ભેટી પડયું હતું. એનું મૃત્યુ પણ ઉપર વર્ણવ્યા પ્રમાણે ચમત્કારિક રીતેજ થયું હતું.

આ રાજવીરના શરીર ઉપર શસ્ત્રના ઘાનું ચિહ્ન સરખું જણાતું નહોતું, એટલે આવી રીતે દગો કરીને પ્રાણ હરનારાઓ કોણ હશે અને તેમણે આમના પ્રાણ કેવી રીતે લીધા હશે તેની વળી પાછી ચર્ચા આ લોકોએ શરૂ કરી. એટલામાં એક સ્વારની નજર આ રાજવીરના ગળા ઉપર પડી. ગળા ઉપર હાથ ફેરવતો એ બોલ્યો " બરોબર, આ બધાંના મૃત્યુનું કારણ મને જડી આવ્યું. જરૂર આ કૃત્ય ફાંસીયા લોકોનુંજ હોવું જોઇએ. " એમ બોલીને આ રાજવીરના ગળામાંથી ત્રાંબાના પતરાની ચકતી પરોવેલી એક દોરી એણે ખેંચી કાઢી. દોરી અને ચકતી જોઇને બધાએ એકજ પ્રકારનું અનુમાન બાંધ્યું. તાંતની બારીક પણ અત્યંત મજબુત દોરીમાં ત્રાંબાના પતરાની ધારવાળી ચકતી પરોવેલી એટલે આ એક હથીઆર બની ગયું, અને એ હથીઆર ફાંસીયા લોકોનું અમોઘ શસ્ત્ર થઇ પડયું હતું. આ શસ્ત્ર વાપરવામાં થોડીક કુશળતાની જરૂર ખરી. જે આ શસ્ત્ર વાપરવામાં વિશેષ કુશળ હોય તે ઘણે દૂર રહીને પણ ધારેલા મનુષ્યનો વધ કરી શકે છે. આ દોરીને પોતાની આંગળીમાં ભેરવી માળાની માફક પેલી ચકતીને દોરીના જોરે ચકર ચકર ફેરવી તાકીને એટલા જોરથી ફેંકે છે કે તે ધારેલા મનુષ્યના કંઠમાં પેસી જાય છે અને નિમિષ માત્રમાં તેના પ્રાણ હરી લે છે. આ ભાગમાં આવા ઠગ લોકોની વસ્તી પુષ્કળ હોવાથી દ્રવ્યની લાલસાએ મુસાફરોને એ લોકો હરહંમેશ પુષ્કળ ત્રાસ આપતા હતા. ઈંગ્રેજ સરકારનું રાજ્ય થયું તે પહેલાં આવા ઠગ લોકોના હાથથી હજારો મનુષ્યનાં ખુન થતાં હતાં. ડૅાવલીન સાહેબ આ ઠગ લોકોની ઠગ વિદ્યાથી પુરા માહીતગાર થયા એટલે એમને તેમના ઉપર ઘણો કાળ ચઢી ગયો અને એ સર્વનો નાશ કરવાની એમણે

તેજ ક્ષણે પ્રતિજ્ઞા લીધી. આવી પ્રતિજ્ઞા એમના શિવાય બીજા ઇંગ્રેજ અધિકારીઓએ પણ લીધી એટલે એ પ્રતિજ્ઞા અલ્પ સમયમાં જ પૂર્ણ થઈ અને ઠગ લોકોનો સદંતર નાશ થયો. આ હકિકત ઇતિહાસ જાણનારા અમારા વાંચકવૃંદને અવગત હશેજ.

આ રાજવીરના મૃત્યુનું ખરૂં કારણ જાણ્યા પછી ડૉવલીન સાહેબે પેલાં બીજાં શબનાં ગળાં બારીક દૃષ્ટિએ તપાસ્યાં એટલે તો આ ઠગનાં જ કારસ્થાન છે એવી એમને સંપૂર્ણ ખાતરી થઇ. જો આ ખુન કરનારાઓનો પત્તો લાગે તો જરૂર તેમને યોગ્ય શાસન કરવું એવું એમના મનમાં હતું, પરંતુ શોધ કરવામાં કાંઇ ઢીલ થઇ ગઇ હતી તેથી એમને એ બાબતની વધારે ચટપટી થયા કરતી હતી. "ચોરોએ પ્રથમ બન્ને ગાડીવાનોને મારી નાખ્યા હશે એટલે રાજવીર જાગી ઉઠયો હશે અને ચોરોની પાછળ દોડયો હશે. તેવામાં એકાદ ચોરે લાગ સાધીને પેલી તાંબાની ચકતી ફેંકીને એના પ્રાણ લીધેલા. દરમીઆનમાં સંતાઇ રહેલા બીજા ઠગ લોકોએ રાજવીરની ગેરહાજરીનો લાભ લઇને ગાડીમાંની સ્ત્રી અને નોકરને મારી નાખેલાં અને તેમાંનો માલ લઇ જવાની તેઓ પેરવી કરવા લાગ્યા હશે. એટલામાંજ આગલા સ્વારોની ટોળી આવી પહોંચવાથી માલ ત્યાંનો ત્યાંજ રહેવા દઇને એ લોકો જંગલમાં ગમે ત્યાં સંતાઈ ગયેલા. એક દાસી અને એક નોકર તો પહેલેથી જ પલાયન કરી ગયેલાં હોવાં જોઇએ." ડૉવલીન સાહેબે બધી વાતોનો વિચાર કરી એકંદર રીતે આવું અનુમાન કર્યું અને એ અનુમાન મોટે ભાગે ખરૂં હતું.

આગળના સ્વારોએ જો તેજ વખતે એ ફાંસીઆઓની પુંઠ પકડી હોત તો જરૂર તેઓ પકડાઈ જાત. તેથી એ સ્વારોની બેદરકારી બદલ પણ ડૉવલીન સાહેબને થોડો રોષ ચઢયો. ફાંસીઆ લોકોનો

હવે પત્તો નહિ લાગે એમ જાણીને ડૉવલીન સાહેબે ત્યાંથી પોતાનો મુકામ ઉઠાવવાનો વિચાર કર્યો; પરંતુ મુકામ ઉઠાવતાં પહેલાં મૃત મનુષ્યોને અગ્નિસંસ્કાર કરવો કે કેમ એ પ્રશ્ન એના મગજમાં ઉપસ્થિત થયો. છેવટે એણે આ મૃત શરીરોને ગાડીમાં મુકાવ્યાં અને તેમને પાસેના ગામમાં લઈ જઇને તે કોણ છે તે ઓળખાયા પછી તેમના અગ્નિ સંસ્કારની વ્યવસ્થા કરવા જણાવ્યું. એ આજ્ઞા અનુસાર લશ્કરે આ બે ગાડીઓ સાથે પ્રયાણ શરૂ કરી દીધું અને થોડા વખતમાં ગામ આવી પહોંચ્યું. ગામમાં બાતમી કાઢતાં ખબર મળી કે આ બન્ને ગાડીઓ ગઇ કાલે સંધ્યાકાળ પહેલાં અહીં આવી હતી અને એક દુકાનદારની દુકાન આગળ છુટી હતી. એટલે ડૉવલીન સાહેબ તરત એ દુકાનદાર પાસે ગયા. એમના ત્યાં જતાં આગમચ તો દુકાનદારને ખબર પણ પડી ગઇ કે ગઇ કાલે જે ગાડીઓ એની દુકાન આગળ ઉભી હતી તેમાંના માણસોનાં ખુન થયાં છે અને તેની તપાસ કરવા લશ્કર લઇને મોટા સાહેબ આવ્યા છે. એ બીચારાનો જો કે કાંઇ અપરાધ નહોતો છતાં લશ્કર અને સાહેબનું નામ સાંભળીને એ ગભરાઈ ગયો હતો. એટલામાં તો સાહેબ થોડા સ્વારોને લઇને એની દુકાન આગળ જ આવીને ઉભા રહ્યા. એ બીચારો વિશેષ ગભરાઇ ગયો અને સાહેબના પૂછતા પહેલાં તો એજ ગરીબડો બનીને બોલી ઉઠયો " સાહેબ, હું તદ્દન નિર્દોષ છું. મેં એમને ઉતારો અને સીધુ સામાન આપ્યું હતું. પણ સાહેબ, એવી રીતે જો હું બધાને ઝેર આપતો હોઉં તો મારો વેપાર કેમ ચાલે ? હું પરમેશ્વરના સમ ખાઇને કહું છું કે મેં એવું કામ કર્યું જ નથી." દુકાનદારની ગભરામણ જોઇને સાહેબને હસવું આવી ગયું. વાણીઆને આશ્વાસન દેતાં એ બોલ્યા " ભાઇ,

તું નકામો ગભરાઇશ નહિ. એમને તેં મારી નાખ્યા છે અને અમે તને પકડવા આવ્યા છીએ એવું કશું નથી. અમે તો તને એ પૂછવા આવ્યા છીએ કે જે લોકોને તેં કાલે ઉતારો આપ્યો હતો તે લોકો કયાંથી આવ્યા હતા, એ કેટલા માણસ હતા, એમનાં નામ શાં અને અહીંથી આગળ કયાં જવાનો એમનો વિચાર હતો ? આ બધું જો તું જાણતો હોય તો અમને કાંઇ પણ ભય રાખ્યા વગર કહે. તું મને બધી હકિકત બરાબર કહીશ અને જોઇતી બાતમી તું મને આપીશ તો તને ઘણું સારૂં ઇનામ મળશે.”

ડૉવલીન સાહેબના આશ્વાસનથી વાણીઆનો ભય ઘણો કમી થઇ ગયો. એ બોલ્યો “ સાહેબ, એઓ કોણ અને કયાંના હશે તેની તો મને શી ખબર ? પણ કાલે જે હકીકત બની છે તે હું તમને કહું છું. કાલે બપોરે એ લોકો અહીં આવ્યા અને રસોઇ પાણી કરવાને માટે અહીં મુકામ કર્યો. એમને જમતાં જમતાં જ સંધ્યાકાળ થઇ ગઇ એટલે અહીં જ રાત ગાળી નાખવાનો એમણે વિચાર કર્યો; પરંતુ પેલા રાજા જેવા જણાતા સજ્જનને એમના કારભારીએ કાંઇ કહ્યું એટલે એમણે મોટા મળસ્કામાંજ અહીંથી મુકામ ઉઠાવેલો લાગે છે. નાના બાળક સાથે એકંદરે દસ માણસ હતાં. એક રાજા, તેમનાં રાણી, ત્રણ નોકર, બે ચાકરડીઓ, એક બાળક અને બે ગાડીવાન. પેલા નોકરો પૈકી એક રાજાનો કારભારી હતો. કારભારીને અને રાણીની દાસીને આડો વે'વાર ચાલતો હશે એમ મારૂં માનવું છે, અને મને તો એવો પણ વ્હેમ આવે છે કે આ રાજાને મારી નાખ્યા છે તે એ બન્નેનું જ કારસ્થાન હોવું જોઇએ. આ પેલું સામું આંબાવાડીયું જણાય છે ને, ત્યાં કાલે છ સાત સંન્યાસીઓએ આવીને મુકામ કર્યો હતો. એ સંન્યાસીઓ પાસે

કારભારી અને પેલી દાસી વારંવાર જતાં આવતાં હતાં તે મેં પ્રત્યક્ષ જોયું. દાસી જુવાન અને રૂપાળી હતી. એ વારંવાર સંન્યાસી પાસે જતી આવતી હોવાથી મારી માફક ઘણાંને આશ્ચર્ય લાગ્યું. રાજા રાણી બીચારાં બન્ને દયાળુ અને ઉદારચરિત હતાં એટલે તેમને દાસી અને કારભારી ઉપર કાંઇ વહેમ ગયો નહિ અને તેથી એ ફસી ગયેલાં લાગે છે. મને એટલીજ ખબર છે સાહેબ. આથી વિશેષ હું કાંઇ જાણતો નથી.”

આ સાંભળીને ડૉવલીન સાહેબ નિરાશ થઇ ગયો. બાળક કોનો છે અને તે કયા ગામનો છે એટલો પત્તો જો લાગે તો પછી એનાં બીજાં સગા વહાલાંને તો ઝટ ખોળી કઢાશે અને બાળકની સોંપણી તેમને થશે એમ એ ધારતો હતો, પણ એવી કશી બાતમી એને ન મળી. આખરે હિંદુ રીત રિવાજ મુજબ મૃત શરીરોને અગ્નિસંસ્કાર કરવાની એણે સ્વારોને આજ્ઞા કરી. વિચાર કરતાં એને એવો પણ એક વિચાર આવ્યો કે “ પેલી દાસી અને કારભારી એ બન્ને ફાંસી-યા ટોળીમાંનાં જ હોવાં જોઇએ. રાજા પ્રવાસે નીકળેલો હશે તે વેળા યુક્તિ પ્રયુક્તિ કરીને એ એની નોકરીમાં રહ્યાં હશે અને છેવટે એમણેજ આવી રીતે રાજાનું ગળું કાપ્યું. જો એવુ ન હોત તો એમનાં પણ શબ આમની સાથે મળી આવત; અથવા તો એ જીવતાં હોત તો પણ એ ગમે ત્યાંથી આવીને ઉભાં રહેત. આમ બન્યું નથી એનું કારણ એટલુંજ કે એ લોકો પેલી ફાંસીયા ટોળીમાંનાંજ હશે અને તેથી જ કોઇ ગુપ્ત સ્થળમાં ચાલ્યાં ગયેલાં હોવાં જોઇએ.” વળી ડોવલીન સાહેબને એક નવો વિચાર સ્ફુરી આવ્યો કે “ લાવ તો ખરો, એમનો સરસામાન તો હું જરા વધારે કાળજીપૂર્વક જોઉં.” વિચાર આવતાં જ એણે સર્વ સર સામાન ફરીથી જોવા માંડયો.

પણ એમાંથી કશો મુદ્દો હાથ લાગ્યો નહિ. ફક્ત ફારસી ભાષામાં લખેલો એક પત્ર મળી આવ્યો. એ પત્ર કોણે અને કોને લખ્યો હશે તે સંબંધી એમાં કશો ઉલ્લેખ નહોતો. પત્રમાંનો મજકુર નીચે પ્રમાણેનો હતો.

"તમારા વિષે દરબારનું વાતાવરણ ઘણું પ્રક્ષુબ્ધ થઇ ગયું છે. હજુ પણ ચેતવાનો સમય છે, માટે સમયને ન ગુમાવતાં આ પત્ર તમને મળે કે તરતજ નાસી છુટવાનો પ્રયત્ન કરજો. એટલું લક્ષમાં રાખજો કે ઇંગ્રેજો શિવાય તમને ઇતર સ્થળે આશ્રયસ્થાન મળવાનું નથી; માટે એમના રાજ્યમાં જ ચાલ્યા જાવ. પણ બહુ સાવધાન રહેજો. બહુજ ગુપ્ત રીતે અને ઘણાં થોડાં માણસોને લઇને નીકળી પડજો. મારા લખવામાં કશી શંકા ન કરશો અને શું કરું, કેમ કરું એમ કરીને વખત ન ગુમાવશો. તમારા ભાગ્યનો કોઇ રીતે પણ ઉદય થાય તેને માટે આ સલાહ આપું છું. વિશેષ લખવાનો સમય નથી."

ડૉવલીન સાહેબને પત્રનો મજકુર તો સમજાયો પણ પોતાને જોઇતી બાતમી તેમાંથી ન મળી શકી. આ ગામમાં એક દિવસ ગાળ્યા પછી એમણે બીજે દિવસે પોતાની છાવણી ઉપાડી. પેલી બે ગાડીઓ આ ગામમાંજ ગરીબ લોકને આપી દીધી અને લશ્કર કલકત્તાને પંથે પડ્યું. પરમમંગલ, દયાઘન પરમેશ્વરે સૃષ્ટિની ઉત્પત્તિ સાથેજ દયા, માયા અને પ્રેમ પણ ઉત્પન્ન કરેલાં છે; નહિ તો આ સૃષ્ટિનો ફેરો નિરર્થકજ નીવડત. એટલે એ તત્વોને લીધે સૃષ્ટિનાં કાર્યો પૂર્ણ નિયંત્રિત રીતે ચાલ્યા કરે છે. મનુષ્ય–સ્વભાવ એવો ઘડાયલો છે કોઈ કરુણાજનક દૃશ્ય નજરે પડતાંજ એનું હૃદય કરુણાથી ભરપુર બની જાય છે. માયાનું કામ કરુણા જેવું નથી.

કરુણા ઉપજે પણ સાથે સાથે માયા પણ બંધાય એવો ખાસ નિયમ નથી. એક સંસ્કૃત કવિએ દયાને નિર્મળ પાણીની ઉપમા આપેલી છે. નિર્મળ પાણી સહજ ભાવે મળી આવે છે પણ અમૃત મેળવતાં તો કષ્ટ વેઠવું પડે છે. માબાપ વિનાના છોકરાને જોઇને દયા ઉત્પન્ન થવી એ સ્વાભાવિક છે, અને જો આવું બાળક દસ જણની દૃષ્ટિએ પડયું હોય તો એ દસે જણના હૃદયમાં કરુણા તો ઉત્પન્ન થઇ જાય; પણ માયા તો તેમાંના એકાદનાજ અંતરમાં પ્રકટી આવે. કર્નલ ડૉવલીનના અંતરમાં દયાનો ભાગ તો હતો જ પણ આ બાળકને જોઇને તો એના અંતરમાં માયાનાં વહેણ પણ વહેવા માંડયાં, અને એના ઉપર એને પોતાના પુત્ર પ્રમાણેનો સ્નેહ થઇ આવ્યો. દયામય પરમેશ્વરની જે અગાધ લીલા છે તેનો આવા સંયોગોમાંજ અનુભવ થાય છે. માતા–પિતા–રહિત થયેલા અને જંગલમાં નિરાધાર દશામાં આવી પડેલા બાળકનું શું થશે એવો મનમાં વિચાર આવતાંજ અંગમાં ધ્રુજારી વછુટી જાય છે. એવી સ્થિતિમાં આવી પડેલા બાળકનું અન્ન જળ વિના મૃત્યુ નિશ્ચિતજ સમજી મુકવાનું. પરંતુ સર્વના ભાગ્યના વિધાતા પરમેશ્વરે ડૉવલીનને બુદ્ધિ સુઝાડી એને બાળક પાસે મોકલી આપ્યો અને એની દ્વારા એ દયાઘને આ નિર્દોષ અને નિરાશ્રિત બાળકને મૃત્યુના મુખમાંથી ઉગાર્યો. પ્રભુનો આ શું ઓછો ચમત્કાર કહેવાય ? આપણ ક્ષુદ્ર જનો " મારૂં શું થશે" એની કાળજી કરવામાંજ સમય વિતાવીએ છીએ; પરંતુ જેણે આપણને પેદા કર્યા છે તે આપણને પોષ્યા વિના રહેવાનો જ નથી એવો દૃઢ વિશ્વાસ આપણને તે મહાન પ્રભુમાં ચોંટતો નથી એ આપણી કેટલી બધી પામરતા ! કર્નલ ડૉવલીનના કૃત્યને કેટલાક નિઃસ્વાર્થ પ્રેમની ઉપમા આપશે, પરંતુ અમે તેવી ઉપમા આપવા તૈયાર નથી. આ

જગતજ એવું છે કે તેમાં નિઃસ્વાર્થ દૃષ્ટિથી કરવા જેવું કોઈ કાર્યજ નથી. જેમાં સ્વાર્થ નથી તેવું કાર્ય ન કરવુંજ સારૂં, આવી ઇશ્વરની પણ પરોક્ષપણે આજ્ઞા છે. આટલી વાત તો સ્પષ્ટ છે કે કર્તવ્ય થયું એટલે તેમાં સ્વાર્થની ચીકાશ તો આવવાનીજ. એવું કોણ કહેવા તૈયાર છે કે હું તો પર–કલ્યાણને માટેજ કેવળ કાર્ય કરી રહ્યો છું. આ લોકના સુખને માટે કદાચ તેની વાંછના ન હોય; પણ પરલોકના સુખની તૃષ્ણા મનુષ્ય તજી શક્તો નથી. કેટલાક પૂછશે કે અમે તો જગતમાં રહેવા છતાં પણ કશામાં લેપાતા નથી; અમે તો સમાધિસ્થ દશા અનુભવીએ છીએ; તો પછી અમારે એવો શો સ્વાર્થ છે? આવો પ્રશ્ન પૂછનારને અમે સામો પ્રશ્ન પૂછીએ છીએ કે એમાં પરબ્રહ્મ–પ્રાપ્તિનો સ્વાર્થ સમાયલો છે કે નહિ? એટલું ખરૂં કે સ્વાર્થ બે પ્રકારના છે. ઉચ્ચ સ્વાર્થ અને નીચ સ્વાર્થ. ઉચ્ચ સ્વાર્થ માટે કર્તવ્ય કરવું એમાં મનુષ્યત્વ રહેલું છે અને નીચ સ્વાર્થ માટે કર્તવ્ય કરવામાં પશુતા રહેલી છે. ડેવલીન સાહેબે આ બાળકને પોતાનો ગણ્યો તેમાં એમનો સ્વાર્થ હતો, પણ એ સ્વાર્થ એ પોતે પણ સમજી શકયા નહિ, જો કે સ્વાર્થનું બીજ તો એમના હૃદયમાં રોપાઇજ ગયું હતું. બે ચાર દિવસમાં એ બીમાંથી અંકુર ફુટયા.

એક યૂરોપીયનના બાળક જેવો આ બાળકનો ગૌર વર્ણ, એના માથાના કેશ પણ તેવાજ સુવર્ણ રંગી અને તેમાં ભળ્યું ભારતીય સૌન્દર્ય, એટલે એની મનોહરતામાં અજબ વિલક્ષણતા હતી. ડેવલીન સાહેબ આ બાળકની જોડે બાળક બની જતા, અને તેના આનંદને માટે એ પણ તેની સાથે નાચતા, એના જેવું બોબડું તોતડું બોલતા અને એની સાથે બાળક બનીને ગેલ કરતા. "દયાળુ

પ્રભુએ મને જો આવો રત્ન જેવો સુંદર પુત્ર આપ્યો હોત તો હું એ મહાન દયાના સાગરનો કેટલો બધો આભાર માનત." ક્ષણિક આવો વિચાર ડોવલીન સાહેબના હૃદયને ડોલાવી દેતો એટલામાં વળી એનું અંતર જવાબ આપતું "ત્યારે આ પુત્ર–રત્ન કોનો છે ? હવે એ તારો જ છે કની." "મારો ખરો પણ એને મારાથી શી રીતે મારી પાસે રખાશે ? કલકત્તા ગયા પછી મારા આંગ્લ બંધુઓ મેં આ હિંદુના પુત્રને મારી પાસે રાખ્યો છે જાણીને મારો તિરસ્કાર કરશે; અને કદાચ એ લોકો છેદ પકડશે તો મારે એને પાછો કોઇ હિંદુને સોંપી દેવો પડશે" આ વિચાર આવતાં વળી ડોવલીન સાહેબનું હૃદય ભરાઇ આવ્યું અને એની આંખમાં આંસુ આવી ગયાં. કેવળ જાતિભેદને લીધે જ એક અનાથ બાળક ઉપર પ્રેમ લાવી એને ન પોષી શકાય, એ આંગ્લ સમાજનો અન્યાય છે એમ એને લાગ્યું; પરંતુ એ અન્યાય ટાળવાનો ઉપાય નહોતો. કલકત્તે ગયા પછી આ બાળકથી વિખુટા પડવું જ પડશે એવું એને લાગ્યા કરતું હતું.

ડોવલીન સાહેબને પ્રજા નહોતી. પોતાને પુત્રપ્રાપ્તિની ઘણી ઇચ્છા થતી હતી પરંતુ એ ઇચ્છા હજુ સુધી પ્રભુએ પૂર્ણ કરી નહોતી. એને એવો વિચાર આવ્યો કે "પ્રભુએ મને પ્રજા નથી આપી અને ભવિષ્યમાં થવાની આશા પણ નથી; એટલે પ્રભુએ મારા ઉપર કરુણા કરીને આ પુત્ર રત્ન મને આપ્યો. મારે એના પાલક બનવું એવીજ ઇશ્વરની આજ્ઞા મને તો જણાય છે; તો પછી એ આજ્ઞા પાલન કરવાનું શું મારૂં કર્તવ્ય નહિ ? ભલે મારા આંગ્લ બંધુઓ મારા આ કર્તવ્યથી રૂષ્ટ થાય, મારે તેમના તરફ લક્ષજ આપવાનું નથી." વળી પાછો એને બીજો વિચાર આવ્યો "અમારા

સમાજમાં હું નિંદાને પાત્ર થઈશ. ઇંગ્લાંડમાં અમારૂં ડૅાવલીન કુળ કેટલું બધું ઉંચું ગણાય છે. અમારા આવા ઉચ્ચ કુળને લીધે તો હું લોકોમાં તેમજ સરકારમાં આટલી આટલી પ્રતિષ્ઠા મેળવી શક્યો છું. આ બાળકના પાલક બનવાથી મારાં માન અને પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળશે." આ વિચારે ડૅાવલીન સાહેબને મુઝવી નાખ્યો. હવે શું કરવું તેની એને કાંઈ સુઝ પડી નહિ. સમાજ પોતાની અવગણના કરે તે એને પાલવે તેમ નહોતું; તેમ આ બાળકનો ત્યાગ કરવો એ એને મન અસહ્ય થઈ પડયું હતું. એટલે સમાજની અવગણનામાંથી બચી શકાય અને આ બાળકને પોતાની પાસે પણ રાખી શકાય એવો માર્ગ એ શોધી રહ્યો હતો. લશ્કર તો મજલ દર મજલ કુચ કર્યા કરતું હતું. હવે ત્રણ ચાર દિવસમાંજ કલકત્તા પહોંચી જવાય એવું હતું. જો એટલા અવધિમાં કાંઇ યુક્તિ ન શોધી શકાય તો જરૂર આ પુત્ર રત્નનો વિયોગ વેઠવો પડશે એવું ડાવલીન સાહેબને લાગ્યા કરતું હતું. ડોવલીન સાહેબ સાથે બાળક ઘણો હળી ગયો હતો. એને છોડીને એક ઘડીવાર પણ એ બીજા પાસે જતો નહિ, તેમ એને પણ બાળકને પોતાની દૃષ્ટિથી દૂર કરવાનું મન થતું નહોતું. ઘણો લાંબો વિચાર કરીને છેવટે એણે એક યુક્તિ શોધી કાઢી. પોતાની સાથે ચાર પાંચ નોકરને રાખીને બાકીના તમામ લશ્કરને એણે કલકત્તાને માર્ગે વિદાય કર્યું અને પોતે માર્ગમાં એક ઠેકાણે મુકામ કર્યો. અમુક કારણને લીધે પોતે અહીં રહી પડયો છે એવું ગવરનરને એણે લખી મોકલ્યું. એક પત્ર એણે લેડી ડોવલીન ઉપર પણ લખ્યો. તેમાં લેડી ડોવલીનને પોતાની પાસે તેડાવવાનીજ હકીકત લખી હતી. આખા સૈન્યમાં દાયા દ્વારા એણે એવી વાત ફેલાવી દીધી કે ડોવલીન સાહેબ પેલા બાળકને કોઇ કુલીન હિંદુ સજ્જનને

હવાલે કરવા પાછળ રહ્યા છે. આ વાતમાં સૈન્યને પૂર્ણ વિશ્વાસ ચોંટયો; કારણ કે એ યૂરોપીયન, હિંદુ બાળકનો પાલક બને એવી કોઇને પણ કલ્પના આવી શકે તેમ નહોતું. થોડા વખતમાં લેડી ડોવલીન પોતાના પતિ પાસે આવી પહોંચી. પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે પરસ્પરનું કુશળ પૂછીને ડોવલીન સાહેબે પોતાની પત્નીને નીચે પ્રમાણે કહ્યું:–

"લેડી ડોવલીન, તમારી ઘણા દિવસની ઇચ્છા પ્રભુએ આજે પૂર્ણ કરી છે. પ્રજા માટે હવે ખેદ કરવાનું તમારે કાંઈ કારણ રહ્યું નથી. સર્વશકિતમાન દયાળુ પ્રભુએ તમને એક સુંદર પુત્રરત્ન આપ્યું છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તમે એ બાળકને તમારા પેટના પુત્ર પ્રમાણે પાળશો." પોતાના પેટનો પુત્ર અને દત્તક તરીકે સ્વીકારેલો પુત્ર એ બેમાં કેટલું અંતર હોય છે તે જેટલું સ્ત્રીઓનાં હૃદય સમજી શકે છે તેટલું પુરુષો ભાગ્યેજ સમજી શકે છે. લેડી ડોવલીનના હૃદયમાં ઉદાસીનતાને સ્થાને ખેદ આવી વસ્યો અને પેટનો પુત્ર નથી તો પણ દત્તક પુત્ર તો પ્રાપ્ત થયો છે એ વિચારે એ આશાવંત બની અને આંખમાં પાણી આણતી બોલી " એ કોનો પુત્ર છે અને તમારી પાસે કેવી રીતે આવ્યો? દાયા પાસે એને મંગાવો તો ખરા." લેડી ડોવલીનના મુખમાંથી આ શબ્દો નીકળ્યા ન નીકળ્યા એટલામાં તો દાયાએ આવીને પેલા બાળકને ડોવલીન સાહેબ આગળ રજુ કરી દીધો. આ અત્યંત મનોહર બાળકને જોઇને લેડી ડોવલીન મુગ્ધ બની ગઇ. એના હૃદયમાં ઉદ્‌ભવતા વિચારો શાંત થઇ ગયા અને બેમાલૂમ રીતે એના હૃદયમાં વાત્સલ્ય ભાવ ઉભરાઇ આવ્યો. પોતાના ગોળ, ગોરા બન્ને ભુજદંડ પ્રસારીને એણે એ બાળકને પોતાની પાસે

લીધો અને એને છાતી સરસો ચાંપ્યો. પ્રેમનાં અશ્રુથી પલળી ગયેલા ગદ્ ગદ્ કંઠે એ બોલી "ડૉવલીન, આ કોઇ યૂરોપીયનનું જ બાળક હોવું જોઇએ. બીચારાનો એનાં માતાપિતાએ અકસ્માત્ રીતે ત્યાગ કરેલો હોય એમ જણાય છે." "હા, એનાં માતા પિતા પ્રવાસે નીકળ્યાં હતાં. માર્ગમાંજ એ બીચારાં માર્યાં ગયાં. આ બાળક બીચારો અરણ્યમાં એકલો રડયા કરતો હતો. પ્રભુની આજ્ઞા થવાથી એનું સંરક્ષણ કરવાનો મને વિચાર થઇ આવ્યો. આજે એ બાળક હું તમને સોંપું છું."

"આવા અનુપમ બાળકનું પાલન કરવું કોને ન ગમે ? પ્રભુકૃપાથીજ આપણને એની પ્રાપ્તિ થઇ છે. પરંતુ આપણા ઇંગ્લાંડમાં આનાં સ્નેહી સ્વજન હશે તે આપણી પાસેથી એને પાછો નહિ લઇ લે ? "

"લેડી ડોવલીન, હું તમારાથી શું કામ ચોરી રાખું ? તમે આ બાળક ઉપર ચીઢાસો એમ ધારીને મેં તમને ખરી હકીકત નથી કહી. પણ હવે તો જે સત્ય હકીકત છે તે કહી દઉં છું. આ કોઇ હિંદુનો પુત્ર છે. એનાં ગત થયેલાં માતા પિતા કોણ હતાં, એમનાં સ્નેહી સંબંધી હશે કે કેમ, એ વિષે મેં ઘણી તપાસ કરી પણ મને કશો પત્તો લાગ્યો નહિ; એટલે આ બાળકને બીજાને સોંપવા કરતાં એનું પાલન કરવાનું મેં મારે જ શિરે સ્વીકારી લીધું છે. મારા વિચારમાં તમે સંમત થાવ છો ને ? "

" આ કોઇ હિંદુનો પુત્ર છે " એ સાંભળતાં લેડી ડોવલીનના આશ્ચર્યનો પાર ન રહ્યો. ગમે તેમ હો પરંતુ બાળકની મનોહર કાંતિથી એ એટલી બધી મુગ્ધ થઇ ગઇ હતી કે એના પ્રત્યે તિરસ્કારને બદલે એને સ્નેહ થઇ આવ્યો. પતિને એકવાર જેવી શંકા થઈ આવી હતી તેવી શંકા અત્યારે પત્નીને પણ થઈ. એ

બોલી " એ તો બધું ખરૂં; પરંતુ આપણા સમાજમાં જ્યારે ખબર પડશે કે આપણે એક હિંદુ બાલકને પોષી રહ્યાં છીએ ત્યારે આપણી શી સ્થિતિ થશે તેનો વિચાર કર્યો ? "

" તેટલા માટે તો મેં તમને અહીં બોલાવ્યાં છે. કલકત્તામાં આપણા સમાજમાં મેં એવી વાત ફેલાવી દીધી છે કે મને જે બાળક અરણ્યમાં મળી આવ્યો તેને મેં કોઈ સારા કુળના હિંદુને સોંપી દીધો છે. હવે આપણે એક કાર્ય કરવાનું છે. આ બાળકને લઇને આપણે હાલ જુદા જુદા દેશોમાં પર્યટન કરવા નીકળી પડીએ. પછી કેટલોક સમય વીતી જાય એટલે આપણે ઇંગ્લાંડ જઇશું. ત્યાં ગયા પછી એ આપણા પુત્ર તરીકે ઓળખાશે. પ્રભુકૃપાથી આપણી પાસે આપણા બાપદાદાની અઢળક સંપત્તિ છે, મેં જાતે પણ પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું છે. આપણી સંપત્તિનો માલીક અને ભોક્તા બીજાને કરવો પડે તેના કરતાં આ બાળકને જ બનાવવામાં શો વાંધો છે ? આનાં ખરાં મા બાપ કોણ છે તે આપણે જાણતાં નથી અને તે જાણવાનું કાંઇ સાધન પણ નથી; એટલે એ આપણને જ એનાં ખરાં માતા પિતા તરીકે માનશે. આપણે એને ઘણું ઉચ્ચ શિક્ષણ આપીશું. આપણને એ પૂજ્યભાવથી સન્માન આપશે. કેમ હું કહું છું તે તમારી ધ્યાનમાં આવે છે ને ? "

કર્નલ ડૉવલીનના વિચાર લેડી ડૉવલીનને પુરેપુરા ગમી ગયા અને હવે જેમ બને તેમ સત્વરજ હિંદુસ્થાનથી ઉપડી જવાનો એમણે નિશ્ચય કરી દીધો. કલકત્તે જઇને ડૉવલીન સાહેબે ગવરનર પાસેથી પાંચ વર્ષની રજા લીધી અને કોઇને કાંઈ પણ કહ્યા શિવાય એક દાયાને લઇને પોતે પોતાની પત્ની અને બાળકને લઇને પરદેશમાં ઉપડી ગયો. એક વર્ષ આફ્રિકામાં અને ત્રણ વર્ષ અમેરિકામાં રહીને પછી એ પોતાની જન્મભૂમિ ઇંગ્લાંડ જઇ પહોંચ્યો.

---

## પ્રકરણ ૩ જું — જન્મભૂમિમાં

બાલ્યાવસ્થા એ અત્યંત સુખદાયક અને રમણીય અવસ્થા છે. નાના બાળકના કુમળા કુમળા હાવ ભાવ, એનું થનગન થનગન નાચવું, અને એના કાલા કાલા મીઠા બોલ કોના હૃદયને ન આકર્ષે ? પોપટની માફક જેમ બોલાવીએ તેમ બાળક બોલે અને એના કાલા કાલા બોલ પંડિતોની પંડિતાઇને પણ એકવાર ભૂલાવી દે છે. એના એ મીઠડા બોલ સાંભળતાં આપણે ધરાતાજ નથી. એની ચંચળતા આગળ હરણની ચંચળતા પણ પાણી ભરે છે. બાળક અર્ધ નિંદ્રિત અને અર્ધ જાગ્રત દશામાં હોય છે ત્યારે તો એને નીરખવામાં આપણને અનવધિ આનંદ થાય છે. જાણે જડભરત અને સમાધિસ્થ પરમહંસનાં આપણે એકજ રૂપમાં દર્શન કરી રહ્યા હોઇએ એવો આપણને ભાસ થાય છે. તેમાં બાળકનો ગૌરવર્ણ, એનું મનોહર સ્વરૂપ તો આપણને દિંગ્મૂઢ બનાવી દે છે. આ ભારતીય પોપટ પપા, પપા, મમા, મમા, કરીને આ પ્રેમાળ પતિ પત્નીનાં હૃદયને હલમલાવી મુકતો હતો; અને એ શબ્દો સાંભળીને આ દંપતીનો આનંદ ગગનમાં પણ સમાતો નહોતો. પોતાના પેટનું બાળક પણ આથી વિશેષ આનંદ આપી શકતું હશે કે કેમ તેની એમને શંકા જ હતી

ડોવલીન સાહેબ જુદા જુદા દેશમાં પ્રવાસ કરતા હતા તે વખતે વારંવાર નોકરને બદલ્યા કરતા હતા. ઇંગ્લાંડ પહોંચ્યા ત્યાં સુધીમાં તો એમણે કેટલાએ નોકરો બદલી કાઢયા. આમ કરવામાં બાળક વિષેનું રહસ્ય ગુપ્ત રાખવાનોજ એમનો હેતુ હતો, અને એમનો એ હેતુ સફળ પણ થયો. માત્ર છોકરાની દાયા હતી તેની તે કાયમ રહી. દાયા ઘણી વિશ્વાસુ અને શુદ્ધ આચરણની હતી અને એને બાળકની સંભાળ રાખતાં ઘણી સારી આવડતી હતી. વળી

જો દાયાને વારંવાર બદલવામાં આવે તો છોકરાની પ્રકૃતિ બગડી આવે. આ બધાં કારણોને લીધે દાયાને બદલી નહોતી. દાયા પણ આ બાળક ઉપર ઘણોજ પ્રેમ રાખતી હતી અને ઘડીભર પણ એને વી'લો મુકતી નહિ. દાયામાં આવા ઉત્તમ ગુણ હોવાને લીધે સાહેબ એને ઇંગ્લાંડ તેડી ગયા હતા. ઘણે વર્ષે ડોવલીન સાહેબ પોતાના દેશમાં આવ્યા તેથી એમનાં સગાં સંબંધી એમને જોઈ ઘણાં હરખાઈ ગયાં. તેમાંયે સાહેબને પુત્રની પ્રાપ્તિ થઇ છે એ સાંભળીને તો તેમનાં હૃદય હર્ષથી નાચી ઉઠયાં. નાના ડોવલીનને એ દેશના રીતરીવાજ પ્રમાણે વિવિધ પ્રકારની ખેલનની વસ્તુઓ આપ્ત સ્વકીય વર્ગ તરફથી પુષ્કળ મળવા માંડી.

અત્યારે નાના ડોવલીનની ઉમ્મર બરોબર પાંચ વર્ષની હતી. પરંતુ ડોવલીન સાહેબે તો એની ઉમ્મર ચાર વર્ષની જ જણાવી અને બધાએ પણ એ છોકરાની ઉમ્મર એટલી જ ધારી. ડોવલીન સાહેબે પાંચ વર્ષની રજા લીધી હતી. તેમાંનાં ચાર વર્ષ તો પ્રવાસમાં ગયાં એટલે બાકી રહ્યું એક વર્ષ. તે પણ નાના ડોવલીનના સહવાસમાં કયાં ચાલ્યું ગયું તેની આ દંપતીને ખબર પણ રહી નહિ. પુત્રનું નામ-કરણ વિધિ કર્યા પછી હિંદુસ્થાન જઇશું એમ વિચાર કરીને ડોવલીન સાહેબે બીજી ત્રણ વર્ષની વધારે રજા મંગાવી. પુત્રને સાતમું-ખરી રીતે કહીએ તો આઠમું વર્ષ બેઠું એટલે લંડન શહેરના પ્રસિદ્ધ દેવળમાં ડોવલીન સાહેબે પોતાના પુત્રનો નામકરણ વિધિ કરાવ્યો અને એનું નામ હેનરી ડોવલીન પાડયું. ત્યાર પછી પ્રસંગોપાત્ત, તેમ નવા નવા પ્રસંગો ઉપસ્થિત કરીને ડોવલીન સાહેબ પોતાના સગાં સ્નેહીને પોતાને ઘેર ભોજન માટે નિમંત્રિત કરતો અને તેમ કરીને એણે નાના ડોવલીનને સર્વ

સાથે પરિચિત કરી દીધો. પછી નાના ડોવલીનની પોતાનાં સગાં સ્નેહીને સોંપણી કરીને બન્ને પતિ પત્ની પાછાં હિંદુસ્થાન ચાલ્યાં ગયાં. ઇંગ્લાંડમાં નાના ડોવલીનના શિક્ષણ માટે ઘણો સારો પ્રબંધ કરેલો હતો. છોકરો ઘણો કુશાગ્ર બુદ્ધિનો હોવાથી બધું ઘણી ત્વરાથી શીખી લેતો હતો. પ્રાથમિક શિક્ષણ પુરૂં થયું એટલે એ વિશ્વવિદ્યાલયમાં જોડાયો. સત્તરમે વર્ષે એણે બી. એ. ની પરીક્ષા પાસ કરી. એ ફર્સ્ટ કલાસ બી. એ. થયો અને એને નિપુણતા બદલ પારિતોષિક પણ મળ્યું. જો કે એ સત્તર વર્ષનો હતો છતાં વીસ બાવીસ વર્ષના તરુણ યુવક જેવો રૂઆબદાર જણાતો હતો. પોતાના પુત્રને ફર્સ્ટ કલાસ બી. એ. થયેલો જાણીને ડોવલીન સાહેબના આનંદનો પાર ન રહ્યો, અને પુત્રને કોઇ સારી નોકરીએ વળગાડી દેવાના વિચારથી એ પાછો પોતાની પત્ની સહ ઈંગ્લાંડ આવી પહોંચ્યો. ડોવલીન કુળના પુરુષોએ સૈન્યમાં જોડાઇને ઘણી સારી નામના મેળવેલી હતી અને એ કુળમાં થઇ ગયેલા વીરોની પ્રશંસા સાંભળી સાંભળીને હેનરી ડોવલીને પણ સૈન્યમાં જોડાવાનો નિશ્ચય કરી દીધો. ડોવલીન સાહેબને પુત્રનો વિચાર પસંદ પડવાથી એને સૈન્યમાં નોકરી અપાવીને એ વળી પાછો પત્ની સહ હિંદુસ્થાન આવ્યો. ઈંગ્લાંડમાં જો થોડો સમય શાંતિ રહી હોત તો એને પણ હિંદુસ્થાન જવું પડત; પરંતુ મહા પ્રતાપશાળી, દિગંતમાં ડંકો વગાડનાર નેપોલીયન બોનાપાર્ટે યૂરોપમાં જ્યાં ત્યાં યુદ્ધનો અગ્નિ ધુમાવી મુકયો હતો એટલે ઈંગ્લાંડનું લશ્કર પણ બોલાવવાની શરૂઆત થઈ. હેનરી ડોવલીનને હિંદુસ્થાનને બદલે જર્મની જવું પડયું. નેપોલીઅન વિરુદ્ધ જે રાજ્યો પડયાં હતાં તેમાં ઈંગ્લાંડ અગ્રસ્થાને હતું. જગત્ પ્રસિદ્ધ વૅાટર્લુના યુદ્ધમાં હેનરી ડોવલીન પણ હાજર હતો. આ

યુદ્ધમાં નેપોલીઅને ઘણી જબરી તૈયારી કરી દીધી હતી અને વ્યૂહ રચનામાં જો સ્ખલન ન થયું હોત તો આ યુદ્ધમાં પણ નેપોલીઅનને જ વિજય મળત. પરંતુ યોગ્ય વખતે મંગાવેલું સૈન્ય વખતસર ન આવી પહોંચ્યું એટલે એનો વ્યૂહ તુટયો અને ઈંગ્લાંડનો વીર ડયુક ઓફ વેલીંગ્ટન વિજયી નીવડયો. આ યુદ્ધમાં નેપોલી-અનનો જો કે પરાજય થયો પણ તેથી એના વીરત્વને જરા પણ ઝાંખપ લાગી નથી. જય પરાજય તો અદષ્ટના ખેલ છે. કેટલાક ઇતિહાસકારોએ નેપોલીઅનનું નામ હલકું પાડવા માટે ઘણા પ્રયત્ન કર્યા છે, પરંતુ તેમ કરવાથી તેઓ જ જગતમાં નિંદાને પાત્ર થયા છે. કેટલાક તો પાછળથી પોતાનો એ દોષ શાંતિથી સ્વીકારી લીધો છે. નેપોલીયન તે નેપોલીઅન જ. એના જેવો શૂર, ગણતરીવાળો, મુત્સદ્દી, સચ્ચરિત્ર, ઉદાર, સત્યવક્તા અને નિષ્કપટી પુરુષ આજસુધી કોઇ થયો નથી. યૂરોપમાં તો એક એવી કહેવત પણ પ્રચલિત છે કે, વેલીંગ્ટન જોઈએ તો પાંચ દસ મળી શકે પણ નેપોલીઅન તો એક જ થઇ ગયો. હશે, આ વાદમાં પડવાની આપણને કાંઇ આવ-શ્યકતા નથી. આપણે તો હેનરી ડોવલીન સંબંધીનું જ સૂત્ર પકડ-વાનું છે. આ યુદ્ધમાં હેનરી ડોવલીને અપાર પરાક્રમ કર્યું હતું તેથી એનું નામ દિગંતમાં ગવાયું, અને એક સાધારણ સિપાઈમાંથી એ એકદમ પલટણનો લેફ્ટેનંટ બની ગયો.

વૉટર્લુના યુદ્ધ પછી તરતજ હેનરી ડોવલીનની પલટણ હિંદુ-સ્થાનમાં આવી. વીસ વર્ષે હેનરી ડોવલીને ફરીથી પોતાની જન્મ-ભૂમિમાં પગ મુકયો. “ હું મારી જન્મભૂમિમાં પાછો આવ્યો છું ” એવો એને ખ્યાલ સરખો નહોતો. એ પોતાની જન્મભૂમિને કર્મ-ભૂમિ માનતો હતો એટલું જ નહિ પણ પોતાના સ્વદેશ બાંધવોને

પોતાના શત્રુ સમજી તેમના ઉપર એ તલવાર ચલાવવાનું મહાન શૌર્ય દાખવી રહ્યો હતો. એમાં એનો કશોયે દોષ નહોતો. એ પોતાની જાતને ઇંગ્રેજ ગૃહસ્થ માનતો હતો. પોતે ઇંગ્રેજ ઓલાદનો છે એવું સમજવાથી એનું વર્તન હિંદીઓ પ્રત્યે કઠોરજ હોઇ શકે. હિંદમાં એનું આવાગમન થયું તે વખત અહીં નાના નાના ઘણા કલહો ચાલી રહ્યા હતા, એટલે અહીં આવતાં વાર જ એણે મ્યાનમાંથી તલવાર કાઢી તે કેટલાંયે વર્ષ સુધી મ્યાન કરવાનો અવસરજ એને આવ્યો નહિ. ઇ. સ. ૧૮૧૭–૧૮ ની સાલમાં મહારાષ્ટ્રમાં મરાઠાઓ સાથે લડાઇ જાગી તેમાં પણ ડોવલીને આગળ પડતો ભાગ લીધો અને એ યુદ્ધમાં એણે પોતાના યુદ્ધ કૌશલ્યનો સર્વને ખરેખરો અનુભવ કરાવી દીધો. ઈ. સ. ૧૮૨૦ ની સાલમાં ભરતપુરના ઘેરા વખતે હેનરી ડોવલીને પોતાના ચાતુર્યના ચમત્કારથી સર્વ સૈન્યને આશ્ચર્યચકિત બનાવી દીધું. ભરતપુરના પરાક્રમથી એને લેફ્ટેનંટની પાયરી ઉપરથી કેપ્ટન બનાવ્યો અને ત્યારપછીથી ટુંક સમયમાંજ એ મેજર બની ગયો.

હેનરી પોતાનાં માતા પિતાને ઘણાં પૂજ્ય માનતો હતો અને તેમને વારંવાર પત્ર લખીને તેમના સુખ સમાચાર મંગાવતો હતો. ડોવલીન સાહેબને પુત્રના નિર્મળ આચરણથી ઘણો આનંદ થતો હતો એટલુંજ નહિ પરંતુ એને પુત્રનું આજ્ઞાંકિત અને નમ્રપણું જોઇને આશ્ચર્ય પણ થયું. પુત્ર કરતો કારવતો થયો, નામના મેળવતો થયો, સારી રીતે દ્રવ્યોપાર્જન કરતાં શીખ્યો, છતાં એનામાં માતા પિતા પ્રત્યેનો અડગ ભકિતભાવ ઝળકી ઉઠતો હતો. સાધારણ રીતે આવે અને આટલે દરજજે પહોંચ્યા પછી કોઇ પણ આંગ્લ યુવક પોતાનાં માતા પિતાની પરવા કરતો નથી; અને પોતાનો

પુત્ર એ નિયમના અપવાદરૂપ હોવાથી ડોવલીન સાહેબને આશ્ચર્ય થાય એ સ્વાભાવિકજ છે. કારણ કે આ બાલકની નાડીઓમાં તો આર્યનું રક્ત વહી રહ્યું હતું—એ વાત એના લક્ષમાં ન રહી.

ડોવલીન સાહેબને તો શું પણ ખુદ હેનરી ડોવલીનને પણ ન સમજાયું કે પોતાનામાં આટલી બધી પિતૃભક્તિ શાથી હશે. ડોવલીન દંપતી પોતાનાં જન્મદાતા માતા પિતા નથી એવી શંકાનું સ્થાન સરખું એને જણાતું નહોતું; કારણ કે એ દંપતી હેનરી એમનો ઔરસ પુત્ર નથી એ જાણવા છતાં, એ મોટો થયો તોપણ એના ઉપર અનહદ માયાભાવ રાખતાં અને હેનરીને જાણવા પણ ન દીધું કે એ એનાં ખરા માતા પિતા નથી.

હેનરીના સંબંધમાં એક વિશેષ વાત લક્ષમાં રાખવા જેવી એ છે કે એ બાલક હતો ત્યારથી એને એક સ્વપ્ન વારંવાર આવ્યા કરતું હતું. સ્વપ્ન આવવું એ કાંઇ બહુ મહત્ત્વની વાત નથી: પણ એકજ જાતનું સ્વપ્ન એને વારંવાર આવતું તેથી એને એમાં કાંઈ રહસ્ય જેવું લાગતું; છતાં એ વિષેનો એ બહુ વિચાર નહોતો કરતો. એને એવું સ્વપ્ન આવ્યા કરતું કે જાણે એ છેક નાનો હતો ત્યારે બળદ ગાડીમાં મુસાફરી કરતો હતો. એની પાસેજ એક સુંદર સ્ત્રી નિદ્રાવસ્થામાં પડેલી હતી. એ સ્ત્રી પાસે એ જવાનો પ્રયત્ન કરતો હતો તેવામાં જ ગાડીમાં મશાલોનું અજવાળું પડયું અને એને કોઇએ પેલી સ્ત્રી પાસેથી ઉંચકી લીધો. આ સ્વપ્નની વાત હેનરીએ કોઈને કહી નહોતી.

---

## પ્રકરણ ૪ થું — વૃદ્ધ ડૉવલીનનું મૃત્યુ

આર્યાવર્તમાં પગ મુકયો ત્યારથી હેનરીના ભાગ્યનો ઉત્તરોત્તર અભ્યુદયજ થતો ચાલ્યો. થોડા દિવસમાં તો એની નામના સર્વ સ્થળે થઈ રહી. ઉપરી અધિકારીઓમાં તેમજ એના હાથ નીચેના અધિકરીઓમાં એ ખરેખરો માનીતો થઇ પડયો. જ્યાં ત્યાં પુત્રનાં યશોગાન સાંભળીને વૃદ્ધ ડોવલીનના અંતરમાં પુત્રસ્નેહ સમાતો નહોતો. "અમારો પુત્ર યશસ્વી નીવડશે કે નામબોળુ નીકળશે" એ વિચારે ઘણાં માબાપોનાં હૃદય વ્યથિત રહ્યા કરે છે. તેમાંએ દત્તક પુત્રના સંબંધમાં તો એ ચિંતા હૃદયને દ્વિગુણિત વ્યથિત કરી દે છે. કદાચ દત્તક પુત્ર દુર્ગુણી કે આજ્ઞાલોપક નીકળે તો માબાપને બીચારાંને એમજ થાય કે અમારા કયાં ભોગ લાગ્યા કે અમે દત્તક લીધો. પરંતુ પોતાના દત્તક પુત્ર માટે વૃદ્ધ ડોવલીન દંપતીને આવી કશી ચિંતા હતી નહિ. હેનરીના ભાગ્યનો દિવસે દિવસે અધિક ઉદય થવા લાગ્યો એટલે વૃદ્ધ ડોવલીને પેન્શન લઇને વિલાયત જવાનો વિચાર કર્યો. ઉત્તરાવસ્થામાં દેશમાં જઇને કાલક્રમણ કરવાની એમની ઇચ્છા થઇ આવી. પતિ–પત્ની આ વિચારમાં સંમત થયાં એટલે એમણે પુત્રની સલાહ લીધી. પુત્રે પણ માતા પિતાની ઇચ્છાને અનુમોદન આપ્યું. માત્ર ડોવલીનના ઉપરી અધિકારીને આ વિચાર ન ગમ્યો. ડોવલીન સાહેબ હિંદુસ્થાનમાં હજુ વધારે વર્ષ રહે અને પોતાના જ્ઞાનથી એ પોતાના દેશ બાંધવોનું વધારે હિત સાધે એવી એની ઇચ્છા હતી; પરંતુ ડોવલીન સાહેબનો દઢ નિશ્ચય થઇ ગયેલો જાણીને એ નિરાશ થઇ ગયો અને છેવટે નિરુપાય બનીને એણે ડોવલીન સાહેબની પેન્શનની અરજી મંજુર કરી. અરજી મંજુર થઇ કે તરતજ ડોવલીન

સાહેબે વિલાયત જવાની તૈયારીઓ કરવા માંડી. છેવટે સર્વની રજા લઇને અને પોતાના પુત્ર હેનરી ઉપર દેખરેખ રાખવાની પોતાના ઉપરી અમલદારને વિનંતિ કરીને એ દંપતી હંમેશને માટે ભારત વર્ષનો કિનારો છોડીને વિલાયત જવા સ્ટીમરમાં બેઠાં.

ચાર પાંચ દિવસ તો સ્ટીમરમાં એમને ઘણો આનંદ થયો; પરંતુ પરિવર્તન મચાવી મુકનારા કાળને સુખ દુઃખનું ચક્ર ફેરવતાં કેટલી વાર લાગે છે? સમયના અજબ સપાટામાં ન આવી ગયો હોય એવો મનુષ્ય આ સૃષ્ટિમાં મળવો દુર્લભ છે. ઘડીમાં આપણે સૌખ્ય સાગરમાં વિહાર કરતા હોઈએ છીએ તો ઘડીમાં વિટંબ-ણાના વંટોળીઆમાં ઉડી રહ્યા હોઇએ છીએ. સૃષ્ટિનો એવોજ ક્રમ ચાલ્યા કરે છે. ખરે, સમયની બલીહારી છે. સમય જેવો ભજવાવે તેવો ભાવ ભજવવા આપણે તત્પર જ રહેવું જોઇએ. એમાં આપણી હા, ના બીલકુલે ચાલતી નથી. વળી આપણી હા, ના સાંભળવાની સમયને ફુરસદ પણ ક્યાં હોય છે? ડોવલીન સાહેબને તો એમજ લાગતું હતું કે સ્ટીમરમાં અમારા દિવસો સુખરૂપે વ્યતીત થશે; પરંતુ કાળ ચક્ર અવળી જ દિશામાં વહન કરી રહ્યું હતું. ભારત વર્ષમાંથી નીકળ્યા પછી પાંચમે દિવસે એના ભાગ્યનું સુકાન બદલાયું અને લેડી ડોવલીનને ઓચીંતો અપસ્મારનો વ્યાધિ થઇ આવ્યો. વ્યાધિએ શરૂઆતથીજ ઘણું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું. ઉપચા-રનાં જોઇએ તેવાં સાધન મળી શક્યાં નહિ અને તેમાં વળી વાદળી હવા, આ ત્રિવેણી સંગમ થવાથી ડોવલીન સાહેબની તરવારની પરવા ન કરતાં કરાળ કાળની સ્વારી આવી પહોંચી અને લેડી ડોવલીન કાળનો કવલ થઇને આ મિથ્યા સંસારમાંથી સીધાવી ગઇ. ડોવલીન સાહેબ બિચારા આમ વિધુર થઇને શોકસાગરમાં નિમગ્ન થઇ

ગયા. પણ તે કેટલા દિવસ. મનનો સ્વભાવજ એવો હોય છે કે ગમે તે સ્થિતિમાં પણ સુખની લાલસા તો રાખેજ. તે મન શોક-સાગરમાં ક્યાં સુધી બુડેલું રહે? ચાર પાંચ દિવસમાંજ મને પોતાનું સમાધાન કરી લીધું અને પોતે જે સ્થિતિમાં આવી પડેલ છે તે સ્થિતિમાં સંતોષ માન્યો. વૃદ્ધાવસ્થામાં પત્નીનો કાળ થાય એના જેવું પાશ્ચાત્ય લોકોમાં બીજું કોઇ પણ ભારે દુઃખ ગણાતું નથી. કારણ કે છોકરાં મોટાં થયાં હોય એટલે દેશાવરમાં ફરતાં હોય. આથી પતિની સેવા શુશ્રૂષા માટે પત્ની ઉપર જ અવલંબન રહેલું હોય છે. આ દૃષ્ટિએ જોવા જઇએ તો ડોવલીન સાહેબને માથે ઘણું ભારે સંકટ આવી પડેલું કહેવાય; પરંતુ આમાં કોઇનો ઉપાય ચાલતો નથી એમ માનીને એમણે મનનું સમાધાન કર્યું. ઇંગ્લાંડ પહોંચ્યા પછી એમણે પોતાના પુત્રને મીસીસ ડોવલીનના મૃત્યુની પત્રથી ખબર આપી. પત્ર વાંચતાંજ હેનરીને માતાના મૃત્યુનું અપાર દુઃખ થઇ આવ્યું. હેનરી પ્રત્યે એની માતાનો નિઃસીમ પ્રેમ હતો અને હેનરીનો પણ એની માતા પ્રતિ અગાધ સ્નેહ હતો; એટલે એને માતાના મરણનું દુઃખ ઘણું સાલ્યું. એના શોકનું સાંત્વન કરવાને કદાચ કોઇએ એને એવું કહ્યું હોત કે "ભાઇ, નકામો શાનો આટલો બધો શોક કરે છે? એ કાંઇ તારી જન્મદાત્રી માતા નહોતી. એ તો તારી પાલક માતાજ હતી." તો એને થયું તેના કરતાં પણ બમણું દુઃખ થાત. કારણ કે પાલક માતાએ એને જાણવા સરખું દીધું નહોતું કે એ એની જન્મદાત્રી નહોતી. એ જીવી ત્યાં સુધી હેનરીને એણે પોતાના પેટનો પુત્ર ગણીને પાળ્યો હતો; એટલે ખરી હકીકત જાણવાથી તો એના માતૃવત્સલ હૃદયમાં વધારે ખિન્નતા પ્રસરી રહેત. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ એનો

શોક ઓછો થવા લાગ્યો અને થયું તે થયું, હવે શોક કરે મૃત મનુષ્ય પાછું આવવાનું નથી એમ મન વાળીને એ પોતાની ગ્લાનિને ઓછી કરવા લાગ્યો. એણે દિલગીરી દર્શાવનારો, પિતાને આશ્વાસન આપવા ભક્તિપૂર્ણ પત્ર લખ્યો. પુત્રનો આવો વિનય અને નમ્ર હૃદય જોઇને પિતા મનમાં ને મનમાં પુત્રની સ્તુતિ કરવા લાગ્યો. પોતાના અંતરની તમામ ગુપ્ત વાત હવે પુત્રને નિવેદન કરવામાં કશો બાધ નથી એમ પિતાને લાગ્યું. પુત્રનું કેવી રીતે કલ્યાણ થાય, એનો વ્યવહાર કેવી રીતે સધાય અને એ કેવી રીતે વધારે સંતુષ્ટ થાય એજ વિચાર હવે પિતા કરવા લાગ્યો. વૃદ્ધાવસ્થામાં પત્નીનો પરલોકવાસ થયો તેથી પત્નીવિયોગે એ સોરાતો હતો; પરંતુ એ દૃઢ મનનો હોવાથી એ વાત વિસારે પાડવા એને બીજો માર્ગ સુઝી આવ્યો. "હેનરી મોટો થયો છે. અને આજીવિકાનું ઉત્તમ સાધન એણે પ્રાપ્ત કર્યું છે, માટે હવે એને સંસારમાં જોડવો જોઇએ. એનાં લગ્ન થઇ જાય તો મારા જીવને એક પ્રકારની શાંતિ વળે અને એના પરિવારને જોઇને–તેમને લાડ લડાવીને હું મારૂં શેષ રહેલું જીવન આનંદમાં ગાળું." આવો વિચાર કરીને પુત્રને યોગ્ય કન્યાનો એ શોધ કરવા લાગ્યો.

ડાવલીન સાહેબને એક ભત્રીજી હતી. તેને સારે ઘેર પરણાવી હતી અને તેને પ્રેમાળ અને ઐશ્વર્યવાળો પતિ મળ્યો હતો એટલે એ પતિ–પત્ની પોતાનો કાળ પૂર્ણ આનંદમાં નિર્ગમન કરતાં હતાં. એમનો સ્નેહ ફલિત થયો હતો અને એક કન્યા રત્નનાં તે માતા પિતા થયાં હતાં. આ કન્યા ઘણી સ્વરૂપ–સુંદર હતી અને અત્યારે એ વિવાહયોગ્ય થઈ ગઇ હતી. આ કન્યા સાથે હેનરીનું લગ્ન કરવા ડાવલીન સાહેબની ઇચ્છા થઇ આવી. તેથી જ્યારે જ્યારે એ

પોતાની ભત્રીજીને ત્યાં જતો ત્યારે ત્યારે એ એમની કન્યાના લગ્ન સંબંધીજ વાત કાઢતો હતો અને પોતાના પુત્ર વેરે આ કન્યા દેવાનું એ તેમને આગ્રહપૂર્વક કહ્યા કરતો હતો. કન્યાનાં માતા પિતાને પણ આ વાત રૂચી ગઈ: પરંતુ પાશ્ચાત્ય દેશોના રીવાજ પ્રમાણે પોતાના પુત્ર કે પુત્રીનું વેવિશાળ જોડવાનો માતા પિતાનો કે અન્ય વડીલોનો અધિકાર હોતો નથી. એ દેશોમાં તો પુરુષ અને સ્ત્રી પોતાની મેળેજ પોતાની પત્ની કે પતિને પસંદ કરી લે છે અને પછી તેની સાથે લગ્નની ગાંઠથી જોડાય છે. અવિવાહિત સ્ત્રી કે પુરુષ પોતાની ઇચ્છાનુસાર પોતાના જીવનનાં સાથી શોધી કાઢે છે. થોડો સમય તેઓ પરસ્પરના સહવાસથી એક બીજાના ગુણ દોષ જાણી લે છે અને પછીથી જો બન્નેનાં મન મળે તો તેઓજ કોઇની મધ્યસ્થી વિના પોતાનું ચોકઠું ગોઠવી દે છે. એમના લગ્ન પહેલાં એક બીજાનાં અંતર પારખવા એ એક બીજાના સહવાસમાં રહે છે. તે સહવાસને એ લોકો "કોર્ટશિપ" (સંવનન) કહે છે. આવું સંવનન લગ્નથી જોડાવાં ઇચ્છનારાં બન્ને જણાં જો એકજ સ્થળે હોય તોજ બની શકે. ડોવલીન સાહેબને આ બાબતમાં વિઘ્ન આવી ઉભું રહ્યું. પુત્ર હિંદુસ્થાનમાં રહ્યો અને કન્યા રહી ઇંગ્લાંડમાં. એ બેનું સંવનન શી રીતે સધાય, આ મોટો પ્રશ્ન આવીને એની આંખ આગળ ખડો થઈ ગયો. પરંતુ એ બાબતનોએ એના મને તોડ કાઢી આપ્યો. હેનરી ઓગણીસ વર્ષનો થયો ત્યાં સુધી ઈંગ્લાંડમાંજ હતો અને તે અરસામાં પેલી કન્યા એને ઘેર હંમેશ આવતી અને કલાક બે કલાક હેનરી સાથે વાતો કરતી હતી તથા એની સાથે ફરવા પણ જતી હતી. એટલે ડોવલીન સાહેબે એમ માની લીધું કે એ બન્ને એક બીજાના સ્વભાવથી પરિચિત થયાંજ હશે. એણે તો

એટલે સુધીનું અનુમાન બાંધી દીધું હતું કે એ બન્નેના હૃદયમાં પરસ્પર સ્નેહલગ્નની પ્રેમભાવના પણ જાગ્રત થઈ ગઈ હતી. હેનરીની ગેરહાજરીમાં પણ પેલી કન્યા ડોવલીન સાહેબને ત્યાં આવતી જતી હતી, એટલે એક દિવસ પ્રસંગ જોઇને ડોવલીન સાહેબે યુક્તિ-પુરઃસર એના લગ્નની વાત કાઢી અને હેનરી માટે એના હૃદયનો ભાવ કેવો છે તે જાણી લેવા એણે એના ભાવી પતિ તરીકે હેનરીનું નામ સુચવ્યું. કન્યા કશો ઉત્તર ન આપતાં પોતાને ઘેર જતી રહી. આ ઉપરથી ડોવલીન સાહેબને એમ લાગ્યું કે એ ઘણી શરમાળ અને સાલસ હોવાથી કાંઇ પણ ઉત્તર ન આપતાં ચાલી ગઇ. એના એવા વર્તનથી ડોવલીનને ઘણો આનંદ થઈ રહ્યો હતો. આ વિવાહમાં છોકરી સંમત છે એમ સમજીને ડોવલીને હેનરીને પત્ર લખ્યો. તેમાં એણે આ વાત જણાવી અને એ વિષે એનો અભિપ્રાય શો છે તે લખી જણાવવા એને પ્રેમપૂર્વક સૂચન કર્યું. હેનરીને પત્ર પહોંચ્યો એટલે તરતજ એણે તેનો જવાબ લખી દીધો. ડોવલીન પુત્રનો પત્ર મોટી ઉત્સુકતાથી વાંચવા લાગ્યો. એને ખાતરી હતી કે પોતે કરેલી યોજનાથી હેનરીને અવશ્ય ઘણો આનંદ થશે; પણ પત્ર વાંચ્યા પછી તો એ ઘણો હતાશ થઇ ગયો. પત્રમાં ઘણી બાબતો લખી હતી. હિંદુસ્થાનની પરિસ્થિતિ કેવી છે, કયાં કયાં નવાં યુદ્ધ થવાનો સંભવ છે, બ્રિટિશ લશ્કરનો દોર અને શિષ્ટતા કેવાં છે વિગેરે બાબતો લંબાણથી લખી હતી; પરંતુ લગ્ન વિષયમાં તો એણે ત્રણ ચાર લીટીજ લખી હતી. એ વિષયમાં એણે લખ્યું હતું કે "તમારૂં દરેક કાર્ય મારા કલ્યાણ માટે જ હોય છે એ હું સારી પેઠે જાણું છું. મારા લગ્ન સંબંધી તમે લખો છો તો તે બાબતમાં લખવાનું કે, મને તો જો કે એ વિવાહ પસંદ નથી છતાંએ કર્તવ્ય સમજીને હું તમારી કોઇ પણ

આજ્ઞા શિરોધાર્ય કરવા સદા તત્પર છું." પત્રમાંની આ હકીકત વાંચીને ડોવલીનને આશ્ચર્યની સાથે નિરાશા ઉપજી. એને તો એવી આશા હતી કે હેનરીને પોતાના આ કાર્યથી ઘણો આનંદ અને સંતોષ થશે અને તેવી મતલબનો એ સ્નેહથી ઉભરાતો પત્ર લખશે; પરંતુ એણે આ બાબતમાં ઉદાસીનતા પ્રકટ કરેલી જોઇને એનું મન ખાટું થઈ ગયું. હેનરી ઉપર એણે ક્રોધ ન કર્યો. "મારે તો લગ્ન કરવાંજ નથી અથવા તો અમુક સમય પછીજ લગ્ન કરવાં છે" આવી જે પાશ્ચાત્ય યુવકોની ટેવ છે, તેમાંનું કશુંયે હેનરીના કાગળમાં નહોતું એટલે ડોવલીને તો એ દિશામાં પ્રયત્ન જારીજ રાખ્યો. "હવે સમય ખોવો કામનો નથી; કારણ કે જો કે હેનરીને આ લગ્ન પસંદ નથી છતાં એ મારી આજ્ઞાનો ભંગ તો કોઇ કાળે કરશે નહિ. માટે એ આજ્ઞાપાલક રહે તે દરમીઆનમાંજ એનાં લગ્ન કરી નાખવાં જોઇએ." એવો એને વિચાર થઇ આવવાથી એક દિવસ લગ્ન માટેના પાશ્ચાત્ય રીત રીવાજનું ઉલ્લંઘન કરીને એણે પેલી છોકરીને સ્પષ્ટ શબ્દોમાંજ પૂછ્યું "તારી વેરે હેનરીનાં લગ્ન થાય એવી મારી ઇચ્છા છે. બોલ તારી શી મરજી છે?" ડોવલીનનું આવું કથન સાંભળીને છોકરી તો મોટા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. એ બોલી "પણ અમારા બન્નેનું સંવનન ક્યાં થયું છે હજુ? અને એ મારી સાથે લગ્ન કરવા ખુશી છે કે કેમ તે જાણ્યા શિવાય હું શો જવાબ આપી શકું?"

"મેં એને હજુ પૂછ્યું નથી, પણ તારૂં નામ સાંભળશે એટલે એ જરૂર હા કહેશે. જો કે તમારે સંવનન નથી થયું, તમે એક બીજા પ્રત્યે પ્રેમ પ્રકટ કર્યો નથી, છતાં હું એમ માનું છું કે એનો પ્રેમ તો તારા ઉપર જ છે. વળી એ મારી આજ્ઞાનો લોપ

કરે એવો નથી. તું જાણે છે કે એ મારો એકનો એક પુત્ર છે. તું પણ તારાં માત પિતાને એકની એક છું. પ્રભુકૃપાથી અમારે બન્નેને જમીન જાગીર તેમ બીજી ઘણી સંપત્તિ છે. આ સંપત્તિનાં માલીક તું અને હેનરીજ થશો, એટલે તમો પતિ પત્નીનો માન મરતબો ઇંગ્લાંડમાં ઘણો વધી જશે. "

ભાવી વૈભવ અને ઐશ્વર્યની મીઠી મીઠી વાતો કરીને ડોવલીને લગ્ન માટે છોકરીની સંમતિ મેળવી લીધી. સંમતિ મળી એટલે તો એને અવર્ણનીય આનંદ થઇ ગયો. જે ભાવી સુખનું ચિત્ર એણે પેલી છોકરીને ચીતરી બતાવ્યું, તેજ ચિત્ર–ફલક પોતાની દૃષ્ટિ સમક્ષ રાખીને એ જાણે એના સામું જ જોઇ રહ્યો. " હવે હું મોટી ધામધુમથી હેનરીનાં લગ્ન કરીશ અને લગ્ન પછી બન્ને વર વધૂનાં પ્રેમપૂર્ણ મુખડાં જોઇશ. એમના પ્રેમના પરિણામ રૂપ થતાં એમનાં બાળકોને હું રમાડીશ. " વિગેરે અનેક દૃશ્યો એ પેલા ચિત્રફલકમાં જોતો હતો. પરંતુ દૈવની વિલક્ષણ વક્ર ગતિનો કોણ પાર પામી શક્યું છે ? ઉપલી વાતને ચાર પાંચ દિવસ થયા હશે એટલામાં ડોવલીનને એકાએક ભયંકર મંદવાડ થઈ આવ્યો અને હવે આ મંદવાડમાંથી પોતે નહિ ઉઠે એવું એને વસી ગયું. આખરે એના મનોરાજ્યનાં મૂર્ત સ્વરૂપે એણે દર્શન કર્યાં પહેલાંજ મૃત્યુએ એને ચુડ ભેરવી અને આ લોકમાંથી એને પરલોકમાં ઘસડી ગયું.

" હવે હું મંદવાડમાંથી બચવાનો નથી " એવી ડોવલીનને પુરેપુરી ખાતરી થઇ ત્યારે એણે પોતાનું મૃત્યુ–પત્ર ( વીલ ) અને બીજા મહત્ત્વના કાગળો એક પેટીમાં મુકી દીધા અને તેને બંધ કરીને સીલ કરી તે પેટી એણે હેનરીની ભાવી પત્ની પેલી છોકરીને સોંપી. પેટી સોંપતી વેળાએ ડોવલીને આ છોકરીને સ્પષ્ટપણે આગ્રહ-

પૂર્વક કહ્યું કે "હેનરી ઇંગ્લાંડ આવે કે તરત એને તું આ પેટી સોંપી દેજે અને એની સાથે લગ્ન કરજે. પેટીમાં ઘણાં મહત્ત્વનાં કાગળીયાં છે. એ કાગળીયાં કોઇ બીજાના હાથમાં ન ચાલ્યાં જાય તેની ખાસ સંભાળ રાખજે, અને હેનરી આવે એટલે તારી પાસે એ ન રાખતાં એને તરતજ સોંપી દેજે. મને ખાતરી છે કે મારી આ આજ્ઞાનું તું પાલન કરીશ જ, છતાં પ્રભુના સોગન ઘાલીને હું તને કહું છું કે હેનરીના ઇંગ્લાંડ આવતાંની સાથે જ આ પેટી એને આપી દેજે. જો આમાં ગફલત કરીશ તો તું જરૂર પ્રભુનો કોપ ઓ'રી લઇશ એ નક્કી માનજે."

---

## પ્રકરણ ૫ મું — બીચારો ડોવલીન

વૃદ્ધ ડોવલીન પોતાના મૃત્યુ આગમચ પુત્રના વિવાહનું ચોકઠું પેલી છોકરી સાથે ગોઠવી ગયો, પરંતુ હેનરીને આ છોકરી સાથે લગ્ન કરવાની બીલકુલે ઇચ્છા નહોતી. એ છોડી સાથે હેનરીને જે થોડો ઘણો પરિચય થયો હતો, એટલા ઉપરથી એણે એના સ્વભાવની પરીક્ષા કરી લીધી હતી, અને એને ખાતરી થઇ હતી કે એ છોકરીનું ચારિત્ર્ય સારૂં નહોતું તેમ તે સ્વભાવની પણ કર્કશ હતી. હેનરીએ એના સ્વભાવની બરોબર પરખ કરી હતી. વૃદ્ધ ડોવલીને ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બધો બંદોબસ્ત કર્યો હતો તે પહેલાંથી જ એ છોકરી તો કોઇ વિષયલંપટના પ્રેમ-પાશમાં પડી ગઇ હતી અને તેની સાથે લગ્ન કરવાનું પણ એણે નક્કી કરી દીધું હતું. વૃદ્ધ ડોવલીને એને સીલબંધ પેટી સોંપી અને તેમાંના કાગળો ખાસ સાચવી રાખવાને એને જાચી જાચીને કહ્યું

હતું. એટલે આ વિષયમાં આ છોકરીને સ્વાભાવિક રીતેજ એમાં શું હશે તે જાણવાની જીજ્ઞાસા થઇ આવી. એણે એ સંબંધી બધી હકીકત પોતાના પ્રેમીને કહી અને તેને પેલી પેટી તોડવાની એણે સલાહ આપી. જેવાં દેવી હતાં તેવાજ દેવ હતા. દેવને દેવીની સલાહ પસંદ પડી અને પેટીમાં શું છે તે તોડીને જાણી લેવા એમણે નિશ્ચય કરી દીધો. આ ઉપરથી એ બન્ને જણાં કેટલાં નીચ સ્વભાવનાં હશે તેનું સહજ અનુમાન થઇ શકે છે. આપણે કદાચ એમ માનીએ કે છોકરીએ અજ્ઞાનપણામાં આવો વિચાર કર્યો હશે પરંતુ એનો પ્રિયકર કાંઇ અજ્ઞાન નહોતો. એણે પોતાની ભાવી પત્નીને સ્પષ્ટપણે કહેવું જોઇતું હતું કે આપણું આ કૃત્ય ન્યાયી ન કહેવાય. પરંતુ સભ્યતા, ધર્મ, ન્યાય, નીતિ, સમાજ-બંધન વગેરેથી એ તો તદ્દન અલિપ્ત હતો; એટલે એને સારી મતિ શાની સુઝે અને સારી સલાહ પણ ક્યાંથી આપે !

પાશ્ચાત્ય રીત રીવાજ પ્રમાણે પારકાના કાગળ વાંચવા એ પણ અનીતિકારક લેખાય છે; તેમાં આ તો એક મૃત્યુશય્યા ઉપર પડેલા પૂર્ણ વિશ્વાસુ સગાએ એને ઇશ્વિરના સોગન ઘાલીને આ પેટીમાંના પત્રોની સોંપણી કરી હતી, પરંતુ છોકરીનું અંતઃ-કરણ પાપી બન્યું હતું. “ હું વિશ્વાસઘાત કરી રહી છું ” એવું એના મનમાં લગીરે ન આવ્યું. એ બન્ને નીચ માણસોએ છેવટે સીલ તોડીને પેલી પેટી ખોલી તેમાં મુકેલા કાગળ પત્રો કાઢી લીધા અને પેટીને ફરીથી હતી તેવી પાછી સીલ કરી દીધી. આ કાગળીયાંમાં વૃદ્ધ ડૉવલીને તૈયાર કરી રાખેલું વીલ પણ હતું અને એમાં પોતાની સર્વ સંપત્તિ જમીન જાગીર વિગેરેનો માલીક હેનરીને બનાવ્યો હતો તે વિષેનો ઉલ્લેખ હતો. આ વીલની

જોડે જ બીજી પુરવણી જોડેલી હતી. તેમાં લખ્યું હતું કે "કદાચ સંયોગવશાત્ એવું બહાર પડી જાય કે હેનરી મારો ઔરસ પુત્ર નથી તો પણ આ વીલથી મારી તમામ સંપત્તિનો માલીક હું હેનરીને ઠરાવું છું." બીજા કાગળની અંદર ડોવલીન સાહેબને હેનરીના જન્મ સંબંધી જેટલી હકીકત મળી આવી હતી તેટલી હકીકત ક્રમવાર ગોઠવીને એણે લખી કાઢી હતી. ત્રીજા કાગળમાં એણે હેનરીને ઉપદેશના બે બોલ લખ્યા હતા. "તું મારો ઔરસ પુત્ર નથી છતાંએ તું મને અત્યંત પ્રિય છે અને એ વાત અત્યાર સુધીના મારી જોડના તારા સંબંધથી તને જ્ઞાતજ છે. માટે આ તારા પાલક પિતાની આજ્ઞાનું તું જરાએ ઉલ્લંઘન કરીશ નહિ. વિગેરે વિગેરે."

ઉપલા ત્રણે પત્રોનું સારી રીતે અવલોકન કર્યા પછી આ ખલ પ્રકૃતિના યુગલને જેટલું આશ્ચર્ય થયું તેટલો આનંદ પણ થયો. બન્નેએ તેજ ક્ષણે કપટ-વ્યૂહ રચી દીધો. એમણે ડોવલીન સાહેબના મરણ-સમાચાર પત્ર દ્વારા હેનરીને આપી દીધા. આ પત્રમાં ડોવલીન સાહેબે કેટલાંક કાગળીયાં તથા વીલ સોંપ્યું છે એ હકિકત બીલકુલે એમણે જણાવી નહિ. આ વાત આ બે જણ સિવાય કોઇ ત્રીજું જાણતું નહોતું એટલે એમને પોતાનું પોગળ ફુટી જવાનો યત્કિંચિત્ પણ ભય નહોતો. હેનરીને પિતાના મૃત્યુના સમાચાર મળતાં એ શોકવિહવલ થઇ ગયો અને પોતાના ઉપરી અધિકારીની રજા લઇને એ ઈંગ્લાંડ ગયો. ત્યાં જઇને પ્રથમ એ પેલી છોકરીને મળ્યો અને એના આગળ પણ એણે પોતાનો પિતૃશોક પ્રકટ કર્યો. પેલીએ પણ કૃત્રિમ શોક દર્શાવ્યો અને હેનરીને આશ્વાસન આપ્યું. પછીથી હેનરીએ પાશ્ચાત્ય રીતી પ્રમાણે

પિતાની ઉત્તર ક્રિયા વિગેરે કર્યું અને તેમનું નામ અમર રાખવાને એમના સ્મારકની પણ યોજના કરી. આટલું કર્યા પછી પિતાની સર્વ સંપત્તિની વ્યવસ્થા કરવાનું એણે હાથ પર લીધું. પાસેના ગામમાં ડોવલીન સાહેબની પુષ્કળ જમીન હતી એટલે ત્યાંના લોકોની સાથે મળીને તેનો પણ પાકો બંદોબસ્ત કરવા ત્યાં જવા એણે વિચાર કર્યો. પોતે અમુક દિવસે ત્યાં આવવાનો છે એવો પત્ર પણ એણે જમીનની દેખરેખ રાખનાર મેનેજરને લખી દીધો. એ પત્ર એણે ટપાલમાં રવાના કરી દીધો એટલામાં એના ઉપર મેનેજરનોજ પત્ર આવી પહોંચ્યો. પેલી ધૂર્ત અને નીચ છોકરીએ ડોવલીન સાહેબની જ્યાં જ્યાં મીલકત હતી તે સર્વ સ્થળે તે મીલકતની દેખરેખ રાખનારાઓ ઉપર પોતાના વકીલ મારફતે નોટીસો મોકલાવી દીધી અને તેમાં જણાવ્યું કે "હેનરી ડોવલીન એ ડોવલીન સાહેબનો ખરો પુત્ર નથી. એ તો એમનો પાલક પુત્ર છે. એટલે ડોવલીન સાહેબના મૃત્યુ પછી એમની તમામ સંપત્તિની વારસ હું થઇ છું. માટે જો હેનરી ડોવલીનને એ મીલકત ઉપર હસ્તક્ષેપ કરવા દેશો તો તેના જવાબદાર તમને ગણવામાં આવશે." વકીલની સહીની નોટીસો આવેલી જોઇને ડોવલીન સાહેબની મીલકતના વ્યવસ્થાપકો આ છોકરી ઉપર ઘણા દાઝે બળ્યા અને એમાંના એક જણે આ નોટીસની હકીકત પત્ર દ્વારા હેનરીને જણાવી દીધી. પત્ર વાંચતાં જ હેનરીને નખથી શિખ પર્યંત ઝાળ લાગી ગઇ. આવેશમાં આવી જઇને એણે તે પત્રના ટુકડે ટુકડા કરી નાખ્યા. એ છોકરી ઘણી નીચ અને હલકા મનની છે એ હેનરીને ખબરજ હતી, એટલે એણે મોકલાવેલી નોટીસ માટે તો એણે બહુ દરકાર કરી નહિ. પરંતુ પોતે ડોવલીન

સાહેબનો ખરો પુત્ર નથી એ વાત જાણીને એના મનમાં જબરી ભાંજગડ ચાલી રહી. એ ડોવલીન સાહેબનો પુત્ર નથી એ વાત એને ગળે બીલકુલે ઉતરી નહિ. એણે પત્ર લખી દીધા હતા તે પ્રમાણે એ પોતાની જમીન જાગીરોનો વહીવટ તપાસવા નીકળી પડયો. એના વિનયશીલ અને દયાળુ વર્તનથી એના પિતાએ નિયુકત કરેલા મેનેજરો એના ઉપર આફરીન હતા. એમણે પોતાના નવા શેઠનો ઘણો આદર સત્કાર કર્યો. હેનરીએ માન સાથે તેમનું આદરાતિથ્ય સ્વીકાર્યું અને તેમનાં નાના બાળકોને અનેક પ્રકારની ભેટો આપીને રાજી રાજી કરી દીધાં. કેટલાક ખેડુતો પાસે ઘણી બાકી રહી ગયેલી હતી અને તે આપી શકે એવી તેમની સ્થિતિ ન હતી, એટલે તેમની બાકી હેનરીએ માફ કરી અને તેમની પાસેથી લેવાનો વાર્ષિક રકમમાં ઘટાડો કરીને નવેસરથી તેમની પાસે ગણોતપટા કરાવી લીધા. હેનરીની કાર્યદક્ષતા અને સૌજન્ય જોઇને બધા મેનેજરો એના ઉપર મુગ્ધ થઇ ગયા અને આવા દક્ષ શેઠની નોકરી કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થએલું જોઇને પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા. આ પ્રમાણે એ મીલકતનો વહીવટ તપાસી જોતો હતો તેવામાં એના ઉપર પણ પેલી છોકરીના વકી-લની નોટીસ આવી પહોંચી. તેમાં લખેલું હતું કે "તમે ડોવલીન સાહેબના પુત્ર નથી એટલે તેમની સંપત્તિ ઉપર તમારો કશો અધિકાર નથી; છતાં એમના વહીવટમાં તમે માથું મારો છો એ તમારૂં કૃત્ય ગેરકાયદેસર છે અને તેટલા પુરતા તમે જવાબદાર છો. તમે ડોવલીન સાહેબના પુત્ર નથી એનો અમારી પાસે ઘણો સબળ પુરાવો છે." હેનરીએ આ નોટીસને હસી કાઢી અને ફાડીને ફેંકી દીધી. પોતાની તમામ મીલકતનો વહીવટ તપાસીને છેવટે એ પોતાને ગામ પાછો આવ્યો.

એ ઘેર આવ્યો અને થોડીવાર થઈ હશે એટલામાં પેલી છોકરીએ એના ઉપર દાવો કર્યો હતો તેનો સમન્સ એને પહોંચાડવામાં આવ્યો. બીચારો હેનરી એમ સમજતો હતો કે " મારા પિતાને મરતી વેળા સન્નિપાત થયો હશે અને તેમાં કદાચ એમણે લવરીમાં એમ કહી નાખ્યું હોય કે "હેનરી મારો પુત્ર નથી.' અને એટલા ઉપરથી આ ઉચ્છૃંખલ છોકરીએ મોટી ઈમારત ચણી દીધી હશે; પરંતુ હું ડોવલીનનો પુત્ર નથી એ સાબીત કરવું એને અશક્ય જ થઇ પડશે. લંડનમાં જે દેવળમાં મારા નામ–કરણનો વિધિ થયો છે ત્યાંના ધર્માધ્યક્ષને હું સાક્ષીમાં બોલાવીશ એટલે જ મારો કેસ તો પુરવાર થઈ જશે." આવા વિચારથી ડોવલીન એ સંબંધી મુદતની તારીખ સુધી તદ્દન નિશ્ચિંત જ રહ્યો. મુદતને દિવસે એ પેલા ધર્માધ્યક્ષને લઇને કોર્ટમાં હાજર થઇ ગયો. તે દિવસ કોર્ટમાં જબરી ભીડ થઇ ગઇ હતી. કર્નલ ડોવલીન અને હેનરી આ બન્નેનાં નામ લોકોમાં ઘણાં મશહુર થઈ ગયાં હતાં. એમના પરાક્રમથી આખું ઇંગ્લાંડ પરિચિત હતું, એટલે હેનરી ડોવલીનનો પુત્ર નથી એ સાંભળીને સર્વને એક પ્રકારનું કુતુહળ ઉપજ્યું હતું અને તે કુતુહળને લીધે આજે કોર્ટ પ્રેક્ષકોથી ચીકાર થઇ ગઇ હતી. હેનરીનો કેસ નીકળ્યો અને એણે ધર્માધ્યક્ષની જુબાની લેવા કોર્ટને વિનંતિ કરી. કોર્ટે એની વિનંતિ માન્ય ન રાખી અને ખુદ મર્હુમ ડોવલીન સાહેબે જે પત્રમાં પોતાના હાથે હેનરીના જન્મની ખરી હકિકત લખી રાખી હતી તે પત્ર કોર્ટે હેનરીના હાથમાં આપ્યો. પત્ર કર્નલ ડોવલીનના હાથનો જ છે એવું સોગન ઉપર કહીને પછી હેનરીએ એ પત્ર મનમાં વાંચવો શરૂ કર્યો. પત્ર પુરો વાંચી રહેતાં તો એના શિર ઉપર જાણે વજ્ર તુટી પડયું હોય એવો એને આઘાત

થઇ આવ્યો. " ખુદ ડોવલીન જ એમ લખે કે હેનરી મારો ઔરસ પુત્ર નહિ પણ પાલકપુત્ર છે, તો પછી હું એનો પુત્ર છું એવું કહે-વડાવવાનો મને શો અધિકાર ? " આવો વિચાર કરીને હેનરીએ શાંતપણે અને સંકોચ રાખ્યા વિના ન્યાયાધીશને કહ્યું "જેણે અત્યાર સુધી મારૂં પોતાના પુત્ર પેરે પાલન કરેલું છે, તેણે સ્વહસ્તે લખેલા આ પત્રમાંના મજકુરનો હું સ્વીકાર કરી લઉં છું. હું ભારતવર્ષનો છું, આર્ય છું, એવી મને આજેજ ખબર મળે છે; એટલે હવે એક યૂરોપીયન ગૃહસ્થની સંપત્તિ ઉપર હક્ક કરવાનો મને યત્કિંચિત્ પણ અધિકાર નથી એ પણ હું સાથે સાથે સ્વીકારી લઉં છું." હેનરીનો આવો ઉત્તર સાંભળીને કોર્ટમાંના તમામ લોકો આશ્ચર્યચકિત થઇ ગયા. એના વકીલે અને એના પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા ગૃહસ્થોએ કોર્ટને એવું સુચવ્યું કે જેણે હેનરીનું આજ સુધી પોતાના પુત્રવત્ પાલન કર્યું છે તેણે એને માટે કાંઇ પણ વ્યવસ્થા ન કરી રાખી હોય એ બીલકુલ સંભવતું નથી. કદાચ તેમણે વીલ કરીને પોતાની સર્વ સંપત્તિનો માલીક હેનરીને જ બનાવેલો હોય, માટે એ બાબતમાં વિશેષ તપાસ કરવાની આવશ્યકતા છે. કોર્ટને પણ આ વાતમાં વજુદ જણાયું. પરંતુ કાયદો આડે આવતો હતો એટલે પેલા પત્રમાં જેટલું હેનરીને આપવા લખેલું હતું તેટલું એને અપાવીને બાકીની તમામ મીલકત કોર્ટે પેલી છોકરીને સોંપી. હેનરીને આપવાની તમામ વસ્તુઓ કોર્ટ સમક્ષજ અપાઇ. ડોવલીને લખેલા હેનરીના ચરિત્ર લેખમાં એ બધીએ વસ્તુઓ ઘરમાં ક્યાં મુકી છે તે જણાવેલું હતું; એટલે તે સ્થળે મુકેલી ચીજો કોર્ટે પોતાના ખાસ માણસો મોકલીને મંગાવી લીધી. સર્વ ચીજો પેટીમાં ભરેલી હતી. તે પેટી કોર્ટે સર્વના દેખતાં પોતાની રૂબરૂ ખોલાવી અને તેમાંની તમામ ચીજો બહાર કઢાવી. એ અમૂલ્ય અને રાજવંશી વસ્તુઓ જોઇને કોર્ટમાં એકત્રિત

થયેલા લોકોને ખાતરી થઈ ગઈ કે હેનરી હિંદુસ્થાનના કોઈ દેશી રાજ્યનો રાજપુત્રજ છે. પેલી છોકરી અને એનો પ્રિયકર પેટીમાંથી નીકળેલા અમૂલ્ય રત્નાલંકાર જોઇને મનમાં ઘણાં બળી ગયાં અને એ અમૂલ્ય વસ્તુઓ મેળવવાને પોતે ભાગ્યશાળી ન થયાં તેને માટે પોતાના ભાગ્યને નિંદવા લાગ્યાં. આ બધો સમય બીચારા હેનરીની સ્થિતિ તો નીરાળીજ થઇ રહી હતી. એને વારંવાર જે એક જ પ્રકારનું સ્વપ્ન આવ્યા કરતું હતું તેનું અત્યારે એને સ્મરણ થઇ થઇ આવ્યું, અને પોતાને જન્મ દેનારાં માતા પિતા સાંભરી આવવાથી એની આંખમાંથી ચોધાર અશ્રુ વરસવા માંડયાં. આ પરકીય દેશમાં પોતાનાં આંસુ કોણ લુછવાનું છે એવો વિચાર કરીને પોતાનાં આંસુ પોતેજ લુછીને કોર્ટે સોંપેલી તમામ વસ્તુઓ લઇને એ ત્યાંથી ચાલ્યો ગયો.

આ કૌતુકપૂર્ણ દાવાનો નીકાલ કેવો આવશે તે જાણવા સર્વ લંડનવાસીઓ આતુર નયને રાહ જોઈ રહ્યા હતા. એટલે ઉપર પ્રમાણેનો કોર્ટે ન્યાય આપવાથી યોગ્ય ન્યાય જ મળ્યો છે એમ ઘણા કહેવા લાગ્યા. આ ન્યાયના યોગ્યાયોગ્યપણાનો વિચાર કરવાનું અમે અમારા દક્ષ વાંચકવૃંદને જ સોંપીએ છીએ.

બીચારો હેનરી, જેને હવે આપણે મેજર ડોવલીનના નામથી ઓળખીશું તે કોર્ટમાંથી બહાર નીકળ્યો તો ખરો, પણ હવે કયાં જવું, કોને ઘેર જવું તેનો એને મોટો વિચાર થઇ પડયો. થોડા કલાક પહેલાં જે પોતાને અઢળક સંપત્તિનો માલીક ગણતો હતો, જેને રહેવાને ઉત્તમ પ્રકારનું સગવડવાળું વિશાળ ઘર હતું, તે અત્યારે ઘર બાર વિનાનો થઇને કયાં જઇને રહેવું તેનો વિચાર કરતો લંડનના ધોરી રસ્તા ઉપર એકલવાયો થઇને ઉભો. અત્યારે એના

અંતરમાં શું શું થઇ જતું હશે, એનું કાળજું કેટલું કોરાઇ જતું હશે તેની કલ્પના પણ એના શિવાય કોને થઇ શકે? લંડનમાં એના ઘણા મિત્રો હતા, પણ હવે એ તો હિંદનો નીકળ્યો એટલે એને મિત્ર તરીકે સ્વીકારવા કોઇ તત્પર નહોતું. પાશ્ચાત્ય લોકોમાં ઇંગ્રેજ લોકો વિવેકી અને ઉદાર ગણાય છે પરંતુ તેમનામાંથીએ વર્ણ-દ્વેષ તો બીલકુલ ભુસાતો નથી. વર્ણદ્વેષ એ તો પાશ્ચાત્ય લોકોનો જાણે સ્વભાવ ધર્મ બની ગયેલો છે. આટલા દિવસ મેજર ડોવલીન-ના પુષ્કળ સ્નેહી હતા. એના સચ્ચરિત્ર વિષે યૂરોપીયન સમાજમાં હદ પારની પ્રશંસા થતી હતી. એજ મેજર ડોવલીન એક હિંદી છે એવું જાહેર થયું એટલે એજ સમાજ એના પ્રત્યે ઘૃણાની નજરથી જોવા લાગ્યો અને એ સમાજના સભ્યો એને મિત્ર તરીકે સંબોધતાં શરમાવા લાગ્યા. એટલુંજ નહિ પરંતુ એ હિંદી નીકળ્યો તેથી એની મેજરની પદવી પણ છીનવી લેવાઇ. આ પ્રમાણે બીચારાને દાઝયા ઉપર ડામ દેવા જેવું થયું. એની કાર્યપરાયણતા, દક્ષતા, શૌર્ય, રણ–કૌશલ્ય વિગેરે ઉત્તમ ગુણો એના હિંદુ હોવાના કારણે યૂરોપીયન દષ્ટિએ નિરર્થક ગણાયા. એક રખડતા ભિખારી અને ગરીબ બીચારા ડોવલીનમાં શો અંતર રહ્યો? ભિખારીનું તો એટલુંએ ભાગ્ય કે વિના સંકોચે એ પોતાનો હાથ બીજાના આગળ ધરી શકે. બીચારા ડોવલીનનું તો એટલુંએ ભાગ્ય નહોતું. ભિખારી કરતાંયે એની દશા અત્યારે વધારે શોચનીય હતી.



**પ્રકરણ ૬ ઠ્ઠું** **ભગ્ન હૃદય**

ગત પ્રકરણમાં વર્ણવેલી બીના વાંચીને કેટલાકને એવી શંકા ઉત્પન્ન થશે કે મેજર ડોવલીનની એટલી બધી કરુણોત્પાદક દશા થઈ જવાનું શું કારણ ? એની પાસે મહામુલા રત્નાલંકાર હતા તો પછી ભિખારી કરતાંએ એની દશા નબળી કેમ કહેવાય ? આ પ્રશ્નનો ઉત્તર તદ્દન સરળ છે. એના જેવા ઉદારચરિત, ધર્મને જાણનારાના હૃદયમાં પિતૃધનને વેચી દેવાનો ક્ષુદ્ર વિચાર ઉદ્ભવી પણ શી રીતે શકે ? એની નાડીઓમાં હિંદુનું પવિત્ર રક્ત વહી રહ્યું હતું. જન્મદાતા માતા–પિતાનો વિયોગ તો એને સાલીજ રહ્યો હતો, તેમાં તેમના સ્મારક ચિન્હ તરીકે જે સંપત્તિ એને કોર્ટ મારફત મળી હતી તેનો વિયોગ એનાથી શાનો સહ્યો જાય ? એ સંપત્તિને તો અળગી નજ કરવી એવો એનો દૃઢ નિશ્ચય હતો; એટલે તે વેચી નાખવાની વાત એને ગળે કયાંથી ઉતરે ? અલ્પ સમય તો કોર્ટના હુકમથી એને જાણે ઝઝણી ચઢી ગઈ, પણ વિચાર કરતાં એને સમજાયું કે " ચાલો, જે થયું તે ઠીકજ થયું. જે સંપત્તિ ઉપર ન્યાયદૃષ્ટિએ વિચાર કરતાં મારો કશોયે અધિકાર નથી તે મને ન મળી એજ સારૂં થયું. " ડૉવલીન પુરેપુરો આશાવાદી હતો એટલે " હવે મારૂં શું થશે, હું શું કરીશ " વિગેરે નિરાશા-જનક ઉદ્ગારો કાઢવાનું એ શીખ્યો જ નહોતો. ગમે તેવા કટાકટીના પ્રસંગે પણ તે લગારે હરબડી જતો નહિ. પ્રભુ ઉપર એને પૂર્ણ શ્રદ્ધા હતી. એ દયાના સાગર આ વિકટ પ્રસંગમાંથી એને પાર ઉતારી દેશે તેવો એને પ્રભુમાં વિશ્વાસ હતો. રસ્તા ઉપર ઉભા ઉભા જ શું કરવું તેનો એણે નિશ્ચય કરી દીધો. " કોઇ પણ ઉપાયે મારી જન્મભૂમિ, મારો દેશ, મારી માતૃભૂમિ જે

ભરતખંડ, ત્યાંજ હવે મારે જવું અને મારે તેની જ સેવા કરવી.”
આવી રીતે સ્વદેશપ્રેમનો ઉભરો એના અંતરમાં ઉભરાઇ આવ્યો.
એની આંખમાં સ્વદેશપ્રેમનાં અશ્રુ ભરાઇ આવ્યાં અને એની સાથે
એણે તેડી આણેલા બન્નુ નામના હિંદુ નોકરને પોતાનો દેશબંધુ
ગણીને એ ઉમળકાભેર ભેટી પડયો. બન્નુ કોણ એ અમે અમારા
વાંચકવૃંદને અત્યાર સુધી જણાવ્યું નહિ એ અમારી ભૂલ કહેવાય.
બન્નુ જો કે ભીલ્લ જાતીનો હતો છતાં ઘણો શુરવીર, સારા વર્ત-
નનો અને વિશ્વાસપાત્ર નોકર હતો. એ અંગ્રેજ સૈન્યમાં નોકર
હતો પણ એની હુશીયારી જોઇને ડૉવલીને એને પોતાની તહેનાતમાં
રાખી લીધો હતો. ડૉવલીનના સહવાસમાં ઘણો વખત રહેવાથી એ
ભાગ્યું તુટયું ઇંગ્રેજી બોલતાં શીખી ગયો હતો. ડૉવલીનનો એ માનીતો
થઇ ગયો તેથી એ એને પોતાની સાથે વિલાયત તેડી લાવ્યો હતો.
પોતાના સ્વામી ઉપર અણધારેલી વિપત્તિ આવી પડવાથી જરાએ
ન ડગતાં એ તેને આશ્વાસન અને ધીરજ આપવા લાગ્યો. ડૉવલીને
હિંદુસ્થાન જવાનો વિચાર કર્યો પરંતુ એની પાસે બે જણના ભાડા
જેટલા પૈસા નહોતા, એટલે એ વિચાર ફેરવીને એણે ફ્રાન્સ જવાનું
નક્કી કર્યું. ત્યાંથી બે પૈસા પ્રાપ્ત કરીને પછી હિંદુસ્થાન જવાનો
વિચાર રાખ્યો. એની પાસે થોડાક પૈસા હતા, સિવાય હીરાની વીંટી
વિગેરે પરચુરણ પોતાની કમાઇનું મેળવેલું હતું તે એણે બન્નુ માર-
ફતે વેચાવી દીધું. તેના પૈસા ઉભા કરી દીધા અને તેને તેજ દિવસે
એ ફ્રાન્સ ચાલ્યો. આ અરસામાં નેપોલીઅનને ગાદી ઉપરથી ઉઠાડી
મુકવામાં આવ્યો હતો અને લુઇનો વંશજ બીજો રાજા ગાદીએ
બેઠો હતો. એને ઇંગ્રેજની મદદથી જ રાજ્ય પ્રાપ્ત થયું હતું એટલે
ઇંગ્રેજો માટે એને સારો આદરભાવ હતો. હેનરી ડૉવલીન રાજાને
મળ્યો. એને જોઇને રાજા ઘણો ખુશ થઇ ગયો અને પોતાના

સૈન્યમાં એને મેજરની જગ્યા આપી. અલ્પ કાળમાં જ પોતાના મીલનસાર સ્વભાવ અને યુદ્ધકલાનૈપુણ્યને લીધે હેનરી ડૉવલીન આખા ફ્રાન્સનો માનીતો થઇ પડ્યો. જ્યાં ત્યાં એની વાહ વાહ બોલાવા લાગી. એને હજારો મિત્ર મળી આવ્યા અને તેમના સહવાસમાં એ સુખપૂર્વક રહેવા લાગ્યો. એના અનેક મિત્રોમાં એક શ્રીમાન અને ઉચ્ચ કુટુંબના મિત્રનો એની સાથે જબરો પ્રેમ જડાયો. એ મિત્રની બહેન અને એનો પિતા તો હેનરી ઉપર આફ્રીન થઇ ગયાં હતાં. એ લોકો હેનરીને ભોજન વિગેરે કાંઇ કાંઇ નિમિત્ત કાઢીને પોતાને ઘેર વારંવાર બોલાવતાં હતાં. આ પ્રમાણે આ કુટુંબ સાથે એનો સ્નેહસંબંધ એટલો બધો વધી ગયો કે એના મિત્રની બેન તો એના રૂપ અને ગુણ પાછળ ઘેલી બની ગઇ હતી. એ અવિવાહિત હતી. મહા સૌન્દર્યવતી અને વિનયશીલ હતી. એને પોતાના રૂપનું કાંઇક અભિમાન હતું. પરંતુ હેનરીનું મુગ્ધ કરી દેનારૂં સૌન્દર્ય જોઇને એનું અભિમાન આપોઆપ ગળી ગયું. એ કન્યકા સાથે વિવાહ મેળવવા ઘણાએ શ્રીમાન યુવકો તનતોડ પ્રયાસ કરી રહ્યા હતા, પરંતુ તેમાં સર્વ નિરાશ થયા. ડૉવલીન સાથે આ કન્યકાનો મેળ ઠીક જામી ગયો હતો. પરંતુ એના હૃદયમાં એની સાથે વિવાહ કરવાનો બીલકુલ વિચાર સ્ફુર્યો નહોતો, અને એમ બનવું શક્ય પણ નહોતું. આ કુટુંબનાં બધાંએ માણસો ઘણા સાદા સ્વભાવનાં, સજ્જન અને મળતાવડાં હોવાથી એમના ઉપર ડૉવલીનનો પોતાના સગા પ્રમાણેનો સ્નેહ બંધાયો હતો. “ મારે મા નથી, બાપ નથી, ભાઇ નથી, બેન નથી, કોઇ નથી એટલે મારા ઉપર આ પ્રેમાળ કુટુંબ ઘણી મમતા રાખે છે. એમનો હું કેટલો ઉપકાર માનું.” આ પ્રમાણે ડૉવલીનનું હૃદય આ કુટુંબ પ્રત્યે કૃતજ્ઞતાભાવથી ઉભરાઈ જતું હતું. એની કૃતજ્ઞતાથી આ

કન્યકા એના ઉપર વધારેને વધારે મુગ્ધ થતી ગઈ. ડૉવલીનનો એના ઉપર અતિ પ્રેમ હતો પરંતુ એ પ્રેમમાં બીલકુલે વાસના નહોતી. એ પ્રેમમાં કોઈ પણ હેતુ જણાતો નહોતો. કન્યકાના લક્ષમાં આ વાત ઝટ આવી ગઇ એટલે એક દિવસ એણે ડોવલીન સમક્ષ પોતાનું હૃદય ખોલ્યું અને એનો પ્રકટી આવેલો પ્રેમ એણે ડોવ-લીનને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો. ડૉવલીન રસિક હતો. કન્યાના વિશુદ્ધ પ્રેમનો એણે અંગીકાર કર્યો. બાળા અત્યંત મનો-હર અને સુંદર હતી. એના સદાચરણ અને સ્વભાવનો ડૉવલીનને ઉત્તમ પરિચય થયો હતો એટલે એવી નવોઢાને પોતાના હૃદયમાં આશ્રય આપવા એ તત્પર થઇ જાય એમાં કાંઈ નવાઇ નહોતું. જ્યારથી એકમેકના હૃદયતારનાં અનુસંધાન થઈ ગયાં ત્યારથી બન્નેના વર્તનક્રમમાં પરિવર્તન થવા લાગ્યું. હવે આ સ્નેહઘેલી બાળા પિતા ભ્રાતાના સહવાસને તજી ડોવલીનના સહવાસમાં વધારે સમય ગાળવા લાગી. બન્ને ઘણે દૂર સુધી એકલાં ફરવા જતાં અને એકાંત સ્થળમાં બેસી કલાકોના કલાકો મીઠી મીઠી વાતો કરતાં ધરાતાં નહોતાં. પુત્રીનું વર્તન પિતાએ પારખી લીધું. પિતા અને પુત્ર બન્ને આ પ્રણયયોગ સમજી ગયા. એમને એથી આનંદ જ થયો. ડોવલીન સરખો સુપાત્ર જામાતા મળે એ એમને મન મોટા સૌભાગ્યની વાત હતી. એની સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરવા વૃદ્ધ પિતાની ઇચ્છા પણ થઈ આવી. એટલે એના કુળ, શીલ, સંપત્તિ વગેરેની માહિતી મેળવવા કન્યાના ભાઇએ એને તેની સર્વ હકીકત કહેવા જણાવ્યું. પોતાની સત્ય હકીકત કહેવાથી આ લોકો વિવાહ તોડી નાખશે એવી એને કલ્પના સરખી નહોતી. એટલે પોતે હિંદનો એક રાજવંશી છે, દૈવદુર્વિપાકને લીધે એને આમ દેશાટન કરવું પડે છે, વિગેરે સર્વ હકીકત એણે પોતાના મિત્રને કહી સંભળાવી. ડોવલીનનો

મિત્ર ખરેખર ઉદાત્ત હતો. એને આ હકીકત સાંભળીને આશ્ચર્ય તો ઘણું થયું; છતાં ડોવલીન પ્રત્યે એનો યત્કિંચિત્ પણ અનાદર થયો નહિ. ઉલટો એના નિખાલસ હૃદયને લીધે એના પ્રત્યે એને પૂજ્યભાવ ઉત્પન્ન થયો. પેલી કન્યાને તો આવા સરળ હૃદયના પ્રેમી ઉપર હતો તેથીએ દ્વિગુણિત પ્રેમ થઇ આવ્યો. પરંતુ વૃદ્ધ પિતાની મનોવૃત્તિ એથી વિરુદ્ધ વહેણમાંજ વહેતી હતી. એને તો પગથી માથા સુધી ઝાળ લાગી ગઇ. ડોવલીનને એણે ઉધડે હાથે લેવા માંડયો. ક્રોધથી કંપી જતો એ બોલ્યો " હિંદુ થઇને ફ્રેન્ચ કન્યા સાથે લગ્ન કરવાની તારી ઇચ્છા થઇ આવી ? હરણું સિંહણ સાથે પરણી શકે ? ના, એ વાત કદી નહિ બની શકે. કોયલાનો માણેક સાથેનો યોગ સાંભળ્યો છે ? "

ઇશ્વરને ખબર કે સિંહણ હરણાની પાછળ જતી હતી કે હરિણી સિંહની પાછળ જતી હતી. કાલની વિષમ ગતિને લીધે હિંદુ જાતિ આજે પાંજરામાં પુરાયલા સિંહની માફક શ્વાન કરતાંએ શોચનીય દશામાં આવી પડેલી છે. પાંજરામાં પુરાયલા સિંહને લાકડીઓ મારો કે ગાળો દો તો પણ તેનો પ્રતિકાર કરવાનું એની પાસે કશુંએ સાધન હોતું નથી. હશે. પેલા વૃદ્ધ ફ્રેન્ચ ગૃહસ્થે ડોવલીનનો ઘણો તિરસ્કાર કર્યો પરંતુ એની પ્રિયકર બાલાના હૃદયમાં તો પ્રેમનાં ઝરણ અનેરા વેગથી વહેવા લાગ્યાં. પોતાનો પતિ હિંદુ હો વા ફ્રેન્ચ હો તેની એને કશી પરવા નહોતી. એને તો ડોવલીન પતિની જ પરવા હતી. એ પતિનેજ એ તો વરી ચુકી હતી. ભલે ડોવલીન ગમે તે જાતનો હોય. એ વીર હતો, સદ્ગુણી હતો, સુંદર હતો, સદાચારસંપન્ન હતો અને એ વીરમાં આ રમણીના હૃદયે પ્રેમની પરિસીમા જોઈ હતી. એ વીરનાં

ચરણોમાં એણે પોતાનું સર્વસ્વ સમર્પી દીધું હતું. તેની પાસેથી હવે એ પોતાના હૃદય–શરીરને પાછું શી રીતે ખેંચી લઈ શકે ? વિષયલોલુપ, વાસનાના કીડા એવા ઘણાએ ફ્રેંચ યુવકો ભ્રમરની માફક એની આસપાસ વીંટાઈ વળતા હતા, પરંતુ તેમનામાં કુલીનતાનો અંશ સરખો નહોતો; ત્યારે આ દેવ સમાનમાં પ્રભુએ સજ્જનતાનો સમુદ્ર સમાવી દીધો હતો. એના સજાતીય ફ્રેન્ચના કરતાં વિજાતીય હિંદુને પોતાનો પ્રેમ અર્પણ કરવામાં એને કશી અજુકતા ન લાગી. આ કન્યાએ પોતાના પિતા તથા ભાઇને પોતાની દૃષ્ટિએ જોવડાવવા પ્રયત્નની પરાકાષ્ટા કરી દીધી, પરંતુ જુના મતના વૃદ્ધ ઉપર કશી અસર થઇ શકી નહિ. વૃદ્ધનો નિશ્ચય અડગ હતો. કવિવર કાલિદાસના મેઘદૂતના યક્ષ જેવી ડોવલીનની સ્થિતિ થઈ રહી. પેલી યુવાન બાલિકાની સ્થિતિ શેકસપીયરના રોમીઓ જુલીએટમાંની જુલીએટ જેવી થઇ રહી. ડોવલીનની આવી સ્થિતિ થયા છતાં અપૂર્વ ધૈર્ય ધારીને એ પોતાનું કાર્ય તો કર્યેજ જતો હતો. બન્નેએ એક બીજાને પોતાનાં હૃદય અર્પી દીધાં હતાં, એટલે આવા અચાનક આઘાતથી એમનાં મન ઘણાં ઉંચાં થઇ ગયાં. વૃધ્ધે તો હવે ડોવલીનને પોતાને ઘેર આવવાની મનાઇ કરી હતી; તેમ પોતાની પુત્રીને પણ ઘરની બહાર નીકળવાની એણે બંધ કરી દીધી. કન્યાને આશ્વાસનનું સ્થાન માત્ર એનો ભાઇજ હતો. ભાઇની મારફતે એ પોતાના પ્રેમીને પ્રેમ–પત્રિકાઓ પાઠવ્યા કરતી હતી. પ્રિયના વિરહ દુઃખે એ ઝુરતી હતી. ધીમે ધીમે ઝુરાપામાં એનું શરીર ક્ષીણ થતું ચાલ્યું. માતાને પુત્રીની દશા દેખીને રડવું આવી ગયું. પતિને મનાવવાનો એણે પ્રયાસ કર્યો. પતિને ખોળા પાથરીને વિનવણી કરી. પરંતુ વજ્રસમું કઠોર હૃદય ન પીગળ્યું તે ન જ પીગળ્યું. કોઈ પણ ઉપાયે વૃદ્ધ એકનો બે ન થયો ત્યારે છેવટે ડોવલીન સાથે ગાંધર્વ

લગ્ન કરી દેવાનો પોતાનો વિચાર દર્શાવીને બાલિકાએ તેને તેવી મતલબનો એક પત્ર લખી દીધો. ગુપ્ત રીતે લગ્ન કરવું એ ઇચ્છવા યોગ્ય તો નહિ જ; પરંતુ હવે બીજો ઇલાજ નહોતો એટલે નિરુપાયે એણે આ માર્ગ ગ્રહણ કર્યો. એને સંપૂર્ણ વિશ્વાસ હતો કે ડોવલીન એ કાર્યમાં સંમત થશે; પરંતુ એની માન્યતા ખોટી ઠરી. " એવું ચોરીનું કામ હું પ્રાણાન્તે પણ કરવાનો નથી " એવો મક્કમ ઉત્તર ડોવલીને લખી મોકલ્યો એટલે બીચારીની નિરાશાનો પાર ન રહ્યો. પરંતુ એ ઉત્તરથી એના હૃદય મંદિરમાં પ્રતિષ્ઠિત થયેલા પ્રેમદેવતાની મૂર્તિ જરા પણ ખંડિત થઇ નહિ. પોતાનો પ્રભુ, પોતાનું દૈવત ડોવલીન, તેની એ ભક્ત બની રહી હતી અને હવે એ દેવની આરાધના એ અષ્ટૌપ્રહર કરવા લાગી. એ વિયોગિની બનેલી હતી. એનું શરીર ઘરમાં કેદીની દશા ભોગવતું હતું હતું પરંતુ એનું મન તો ડૉવલીન દેવની સેવા કરવા દોડી ગયું હતું. છોકરીની આવી દશા દેખીને વૃદ્ધને સંશય આવ્યો કે રખેને ડૉવલીન મારી પુત્રીનું હરણ કરીને એની સાગે ગાંધર્વ લગ્ન કરી દે તેથી અગમચેતિ વાપરીને પોતાની પુત્રીને લઇને પત્ની સહ એ ઇંગ્લાંડ ચાલ્યો ગયો. ઇંગ્લાંડમાં આ યૌવનભરી રમ્ય રમણીના રમણીત્વ રૂપી ગુલાબ ઉપર હજારો આંગ્લ ભ્રમરો ગુંજારવ કરવા લાગ્યા અને એના પ્રેમ પીયુષની યાચના કરવા લાગ્યા. પરંતુ એણે તો પોતાનું હૃદય એકને સમર્પી દીધું હતું એટલે સર્વ નિરાશ થયા. બહાર હરવું ફરવું આ બાળાએ ત્યજી દીધું હતું. એકાતમાં મનથી માની લીધેલા પતિની જપમાળ જપતી એ બેસી રહેતી. મન શિવાય કોઇની સાથે વાર્તાલાપ કરવો એને ગમતો નહિ. એના પિતાને એનો આ એકાંત વાસ બીલકુલે રૂચ્યો નહિ. કોઇ પણ રીતે એ ડૉવલીનનું ચિંતન કરવું મુકી દે તેનો એ ઉપાય શોધવા લાગ્યો. એને એક વિચાર સુઝી

આવ્યો. "છોકરીનાં લગ્ન કોઈ શ્રીમંત યુવક સાથે કરી દઉં, એટલે જેમજેમ એનો પ્રેમ એના પતિમાં જડાતો જશે તેમતેમ એને ડૉવલીનનું વિસ્મરણ થશે અને આપો આપ એ આનંદમાં આવી જશે." આવો વિચાર કરીને એણે પુત્રીને માટે વર શોધી કાઢયો અને ઘડીઆં લગ્ન પણ લઇ લીધાં. લગ્નનો દિવસ આવી પહોંચ્યો. લગ્નની ઘડી પણ આવી લાગી. એને વસ્ત્રાલંકારથી વિભૂષિત કરવા અનેક દાસીઓ એકઠી થઇ ગઈ અને મહામૂલાં વસ્ત્ર અને અલંકાર લઇને દાસીઓ એના ખંડમાં ગઇ.

દાસીઓએ જેવો એ ખંડમાં પગ મુકયો તેવું જ એક અતિ કરુણ દશ્ય એમની દષ્ટિએ પડયું. ભયવિહ્વલ બની ગયેલી દાસીઓથી એકદમ ચીસ પડાઇ ગઇ. એમની કારમી ચીસ સાંભળીને બહાર એકત્રિત થયેલા લોકો બધા અંદર આવીને જુએ છે તો ડોવલીનની પ્રેમપત્રિકા પોતાની છાતી ઉપર ધરી રાખીને બાળા મરેલી પડી હતી. દુર્ભાગી ડોવલીન ! તારી ઝંખના કરતી, તારા સંયોગની રાહ જોતી તારી સહધર્મિણી તારૂં ચિંતન કરતી કરતી પ્રાણ ત્યાગ કરી ગઇ. હવે અન્ય જન્મમાં એને મળવાની રાહ જોતો ભલે તું તારૂં જીવન વ્યતીત કર. નિરાશાના સમુદ્રમાં તને ડુબતો જોઇને સૌખ્યના નંદનવનમાં લઇ જવા એ તારી નૌકા બની, પરંતુ તારા દુર્ભાગ્યે એ વચમાં જ ડુબી. હતો એકલો, હવે રહે એકલો. તારૂં પ્રારબ્ધજ એવું, એમાં તું શું કરીશ ?

---

આ ફ્રેંચ રમણીનું ઉપર વર્ણવ્યા પ્રમાણે મૃત્યુ થયું તેથી આખું ઇગ્લાંડ ખળભળી ઉઠયું. પરંતુ એ ખળભળાટ આશ્ચર્ય અને તિરસ્કારનો હતો. એ ખળભળાટમાં દુઃખ કે સહાનુભૂતિનો છાંટો સરખો નહોતો. આ બીનાના વર્તમાન ફ્રાંસમાં પણ પહોંચી ગયા. લોકોને તો ચર્ચા કરવાનો એક વિષય મળ્યો. આ દુઃખદ વર્તમાન જ્યારે ડોવલીનને કર્ણે પહોંચી ગયા ત્યારે એના શિર ઉપર વજ્ર તુટી પડયું. પોતાની પ્રાણ સખીએ પોતાના નામનું જ રટણ કરતાં કરતાં પ્રાણનો ત્યાગ કર્યો એ સાંભળીને કોનું હૃદય શતધા વિદીર્ણ ન થઇ જાય ? ડોવલીન વીર હતો, ધૈર્યવાન હતો, ગમે તેવા પ્રસંગની સામે હિંમતથી બાથ ભીડે એવો હતો; પણ આ પ્રસંગથી તો એ છેક હતવીર્ય થઇ ગયો. એને દેશ કે દિશા કાંઇ ન સુઝયું. સર્વત્ર શૂન્યકાર ભાસવા લાગ્યું. આ રમણીનો જ્યારથી એને વિયોગ થયો ત્યારથી જ એનું હૃદય તો ડસડસી રહ્યું હતું; પરંતુ આવા હૃદયદ્રાવક વર્તમાનથી તો એનું મગજ બહેર જ મારી ગયું. એના હૃદયમાં કારી ઘા લાગ્યો અને એ બળતરામાંજ એને એકાએક સખત તાવ ચઢી આવ્યો, અને એ તાવે એને પથારીવશ કરી દીધો. આ જ્વર ઘણો ભયંકર હતો. જ્વરની સાથે જ એનું ચેતન જતું રહ્યું અને અચેતનાવસ્થામાં જ એણે કેટલાયે દિવસ પથારીવશ સ્થિતિમાં ગાળ્યા. કેટલીકવાર તો જોનારાઓને એમજ લાગતું કે ડોવલીન આ મંદવાડમાંથી નહિ ઉઠે, અને બન્યું પણ તેવું જ હોત. પરંતુ એના નિમકહલાલ, પ્રભુપરાયણ નોકર બન્નુએ ખડે પગે પોતાના શેઠની ચાકરી બરદાસ્ત ઉઠાવી અને એના શ્રમથી જ ડોવલીનની પ્રકૃતિ પાછી સુધારા ઉપર આવવા લાગી. તોપણ સાધારણ રીતે આરામ

થતાં બે મહિના થયા. એની પ્રકૃતિ તો સુધરી પરંતુ એના હૃદયમાં જે આઘાત થયો હતો તે તો ખસ્યો જ નહિ. રાતને દિવસ એને એમજ થયા કરતું કે આ સંસારમાં મારા જેવો કોઈ દુર્ભાગી હશે નહિ. એક વાર આ વિચાર એના મન ઉપર પ્રબળ વેગથી ઘુમી રહ્યો હતો. "અરે પ્રભુ, મારા જેવા દુર્ભાગીને આ સંસારમાં જન્મ આપવામાં તારો શો હેતુ હશે ? મારા જેવો હતભાગી તો કોઈએ નહિ હોય. જે માતા પિતાએ મને જન્મ આપ્યો, આ વસુંધરા ઉપર જેણે મારાં પગલાં મંડાવ્યાં, તેની તો હું ઝાંખી સરખી કરી શકયો નહિ. કદાચ એમનાં દર્શન તો મને થયાં જ હશે, પરંતુ એ દર્શન મારા સ્મૃતિપટ ઉપર મુદ્રિત થયેલું નથી એટલે દર્શન થયું હોય તોયે શા અર્થનું ? કદાચ મારે લીધેયે એમનો નાશ થયો હોય. એમનો વંશતંતુ જે હું, તેનો પ્રાણ બચાવવા એમને અહીં તહીં ભ્રમણ કરવું પડયું હોય અને તેમાં એમના પ્રાણ ગત થયા હોય, તો પછી એમના મૃત્યુનું કારણ મારા શિવાય અન્ય કોણ હોઈ શકે ? દેવ સમાં કર્નલ ડોવલીન અને લેડી ડોવલીન, જેમણે પોતાના પેટના પુત્ર કરતાં પણ વધારે સારી રીતે મારૂં પાલન કર્યું, તેમને પણ કાળ અકસ્માત્ રીતે ઘસડી ગયો. આ મારૂં દુર્દૈવ નહિ તો બીજું શું ? મારી પાલક માતાના મૃત્યુ સમયે પણ હું હાજર નહિ. પાલક પિતાનું મુખ પણ હું એમના મૃત્યુ સમયે ન જોઈ શકયો. એમના મૃત્યુ વખતે જો હું પાસે હોત તો મારી આ દશા ન થાત. જેણે મારૂં પુત્રવત્ પાલન કર્યું, તે પોતાના મૃત્યુ સમયે મને નિરાધાર કરીને પેલી સ્વચ્છંદી છોકરીને માતબર કરી જાય એ બીલકુલે માન્યામાં આવતું નથી. એમણે તો વીલ કરીને સર્વ સંપત્તિનો માલીક મને જ ઠરાવેલો હશે અને મરતી વખતે એમને વિચાર થયો હશે તેથી જ મારા જીવન વૃત્તાંતનો ઉલ્લેખ સાથે કરી મુકયો હશે.

વીલ અને મારા જીવન વૃત્તાંતનો ઉલ્લેખ એમણે એ નાદાન છોક-
રીને સોંપેલાં એટલે કળીયુગની ભરેલી સ્વાર્થી છોકરીએ પોતાનો
સ્વાર્થ સાધવા વીલને ઉડાવી દઇને એકલો મારા જીવન વૃત્તાંતનો
મારા પાલક પિતાના હાથનો લેખ જ આગળ કર્યો. મને તો એ
સંપત્તિની પરવાએ નથી. મારે માથે વિપતનાં વાદળ તુટી પડે તોયે
હું ડરું એવો નથી. પ્રભુએ મને આરોગ્ય આપ્યું છે, સામર્થ્ય
આપ્યું છે, વિચારશક્તિ આપી છે. તો પછી આટલી બધી અક્ષય સંપત્તિ
પ્રભુએ મને ન આપી તે ઠીકજ થયું છે. હું તો એમાં પ્રભુની
કૃપા જ માનું છું. હે ભગવન્! મારે શિરે દુ:ખના ડુંગરા ઉગાડીને
તું મને તાવી જુએ છે એથી હું મારી જાતને ધન્ય માનું છું.
તારી કૃપાને પાત્ર બનવા હું સદાચરણથી જ ચાલ્યો છું અને ભવિ-
ષ્યમાં પણ એજ પ્રમાણેનું હું મારૂં વર્તન રાખીશ. પરંતુ હે
દયાઘન, મને તારી કૃપાના છત્ર નીચે વેગથી વહીલાવતી પેલી
ફ્રેન્ચ રમણી તેં મારી પાસથી કેમ ખુંચવી લીધી ? હવે આ સંસા-
રમાં મારા ઉપર પ્રેમદૃષ્ટિની મીટ માંડીને જોનાર કોઇ રહ્યું નહિ.
મારી આશાની કળી વિકસી, ન વિકસી એટલામાં તે મરડી નાખી.
મારા અવળા પ્રારબ્ધ વિના તારાથી આમ શાનું થાય ? મારા
ભાગ્યમાં સુખ લખાયલુંજ નથી. ઓ અભાગીયા ડોવલીન, પૂર્વ
જન્મે એવાં તે તેં શાં પાતક કર્યાં હશે કે આ જન્મે તેનાં કડવાં
ફળ તારે ચાખવાં પડે છે. અરે પ્રભુ ! હું કેમ ભુલું છું ? "
" નિરાશાને હૃદયમાં સ્થાન આપવું એ પાપ છે. " તારી આ
આજ્ઞાનું મને વિસ્મરણ થઇ જાય છે. દુ:ખમાં ડુબેલાને આ
બોધનું ભાન રહેતું નથી માટે પ્રભુ, મારા એ અપરાધની તું
મને ક્ષમા કરજે. દુ:ખમાં જ્ઞાન જતું રહે છે માટે તું મારા ઉપર
ક્રોધ ન કરીશ. જે રમણીએ મારી ખાતર મારા નામના જાપ

જપતાં જપતાં સંસારના યજ્ઞકુંડમાં પોતાના દેહની આહુતિ આપી દીધી, તેની ખાતર મેં પણ બે મહિના દંડ ભોગવ્યો. પ્રભુ, હું તો આશાવાદી છું. તારા ઉપર મારી અચળ શ્રદ્ધા છે અને હું પુરેપુરૂં સમજું છું કે તારા કૃપાકટાક્ષના પાત્ર થવાને માટે મનુષ્યને લોખંડના ચણા ચાવવા પડે છે. મારી કસોટી કરવા માટે તેં મારા ઉપર આપત્તિની પરંપરા નાખેલી છે, તો ભલે હજુએ નાખ. એમાં હું મારૂં મહદ્ ભાગ્ય જ સમજીશ. શત્રુ વિનાના શૂન્ય રણક્ષેત્રમાં તલવાર વીંઝવી એમાં તે પુરુષાર્થ શો ? ચારે બાજુએ શત્રુથી ઘેરાયલો હોય અને તે વખતે તલવાર વીંઝી મનુષ્ય પોતાનું પાણી બતાવી આપે તો તે જ ખરો પુરુષાર્થ. મને તો દુઃખથી બમણો ઉત્સાહ થઇ આવે છે. મારા શરીરમાં બમણું જોમ આવ્યું છે. તારી કૃપાનું કવચ જો મારા શરીર ઉપર હશે તો આવાં સેંકડો સંકટોનો હું ક્ષણાર્ધમાં ચુરો કરી નાખીશ.

હું યૂરોપને જ મારો દેશ માનીશ, એને જ મારી કર્મભૂમિ માનીશ અને હું મારી જન્મભૂમિને વીસરી જઇશ, એવું ધારીને જ તેં મને પેલી રમણીનો સદાને માટે વિયોગ કરાવ્યો. પ્રભુ, તેં મને સત્ય સુઝાડયું છે. આ યૂરોપને હું એકવાર મારી જન્મભૂમિ માનતો હતો, એના ઉપર મારો અધિક પ્રેમ હતો. મારી આંખનાં પડળ દૂર થયાં. હવે આ યૂરોપ પ્રત્યે મને પુરેપુરો તિરસ્કાર આવી ગયો છે. હવે તો એજ પવિત્ર નામ ભારત ! આહાહા ! ભારત નામ સંભારતાં જ શરીરમાં હું રોમાંચ અનુભવું છું. કેવું પવિત્ર નામ ! કેટલું અર્થપૂર્ણ નામ ! એ નામ સાંભરી મારૂં અંતઃકરણ ભરાઇ જાય છે. ભારતમાતા ! અજ્ઞાનપણામાં આટલા દિવસ આ બાળકે તારા જે અપરાધો કર્યા છે તેની તું ક્ષમા આપ. મારા અપરાધના પરિમાર્જન માટે મારી સર્વ શક્તિ ખર્ચી દેવા હું

તત્પર છું. તું મારી જન્મભૂમિ છે એ નહિ જાણવા છતાંયે તારા ભારતવર્ષનું નામ સાંભળીને મારૂં હૃદય ડોલી ઉઠતું હતું. એમ શાથી થતું હશે તેનું મને કાંઇ કારણ સમજાતું નહોતું પણ ઉલટું આશ્ચર્ય થતું હતું. આજે એ આશ્ચર્યને સ્થાને તારે માટે મારા હૃદયમાં શ્રદ્ધા અને ભક્તિ ઉભરાઇ રહ્યાં છે. પરમાત્મન્, મારી ભારત માતાનો શાશ્વત જય જયકાર કરી દે. સભ્ય હોવાનો ડોળ રાખનારી, નરી અભિમાનથી જ ભરેલી યૂરોપની ભૂમિ કરતાં બીજાને અસભ્ય જણાતી મારી પુણ્ય ભૂમિ ભારત વર્ષ મને તો " **स्वर्गादपि गरीयसी** " છે. અમારૂં આર્યાવર્ત તો પ્રાચીન કાળથી સભ્ય છે. બીજા દેશોને સભ્યતાના પાઠ પઢાવનાર આર્યાવર્ત નિશાળ છે, અને એજ નિશાળમાંથી હાલના કહેવાતા સુધરેલા દેશોએ પોતાની સંસ્કૃતિનો સ્વાંગ સજેલો છે. પ્રભુએ અમારા આર્યાવર્તને એટલી બધી અખૂટ સંપત્તિ આપી છે કે, ભલેને પરદેશી પ્રજા કોદાળે ને પાવડે એ સંપત્તિ વહી જાય તોએ આર્યાવર્ત ભિખારી થવાનું નથી. અખિલ વિશ્વની સમૃદ્ધિ એમાં ભરેલી છે. અખિલ વિશ્વનું સ્વામિત્વ એને હસ્તગત છે તો પછી એને કોણ લુંટી શકશે ? કોણ ખાલી કરી શકશે ? આર્યાવતના લોકોમાં દોષ જ નથી એવું કહેવાનો આશય નથી. પરંતુ પોતાની જાતને સુધરેલી માનનાર પાશ્ચાત્ય પ્રજાના તો એથીએ વધારે દોષો છે. આર્ય પ્રજામાં જાતિભેદ છે. બ્રાહ્મણ અને અંત્યજ વચ્ચે આસ્માન જમિનનું અંતર છે ખરૂં. પરંતુ એમનામાં વર્ણદ્વેષ નથી, જાતિદ્વેષ નથી. અંત્યજને બ્રાહ્મણ ઉપર શ્રદ્ધા છે. બ્રાહ્મણને અંત્યજ ઉપર પ્રેમ છે. એ એને આશીર્વાદ આપે છે. જાતિભેદને લીધે જ જો હિંદુઓને હલકા ગણવામાં આવતા હોય તો એ જાતિભેદ તો એ છડેચોક પાળે છે. એમાં ચોરી છુપીની વાતજ નથી અને એ બાબતનો એ ખુલ્લા

દીલે સ્વીકાર કરે છે. આ નિખાલસપણાનો ગુણ કાંઈ જેવો તેવો નથી. એ ગુણની તો પ્રશંસાજ કરવી ઘટે. પરંતુ જે લોકો મોઢેથી બોલે કે અમે જાતિભેદને માનતાજ નથી, અમારામાં જાતિભેદ છેજ નહિ, અને વર્તનમાં એથી ઉલટુંજ ચલાવે, તો તેવા લોકોને શું કહેવું ? દાંભિક સિવાય એમને કયે નામે બોલાવી શકાય ? એમને પોતાના ધર્મશાસ્ત્ર માટે કેટલું બધું અભિમાન ! એ લોકો કહે છે–માનવજાતિને બંધુ તરીકે જ ગણવાની અમારૂં શાસ્ત્ર આજ્ઞા કરે છે. કોઇનો પણ દ્વેષ ન કરવો, દ્વેષ કરવાથી પાપના ભાગી થવાય છે, આમ એમના ધર્મોપદેશકો લાંબા લાંબા ઉપદેશ કરે છે પરંતુ અનુભવમાં મેં શું જોયું ? ઘણાએ પ્રસંગોમાં દેહની દરકાર કર્યા વિના હું લડયો છું, અનેક યુદ્ધમાં એ પ્રજા કરતાં અધિક રણ–કૌશલ્ય મેં દાખવ્યું છે, અને ઇંગ્લાંડનો લાડીલો પુત્ર કહીને મને એમણે એકવાર અસાધારણ માન પણ આપ્યું હતું. એજ પ્રજાએ જ્યારે જાણ્યું કે હું તો આર્યાવર્તનો છું, હિંદુ છું, ત્યારે એમનું વલણ કેટલું બધું પલટાઇ ગયું ? મારી કાર્યદક્ષતા ઉપર પાણી ફરી વળ્યું. મને નોકરીમાંથી દૂર કરીને એમણે ભિખારી બનાવી દીધો. એમના પાળેલા શ્વાન કરતાંએ મને નીચ ગણી કાઢયો. ફ્રેંચ લોકો સભ્યતામાં યૂરોપની સર્વ પ્રજાથી ચઢીઆતા ગણાય છે. યૂરોપમાં ઇંગ્રેજ લોકો મનુષ્ય ગણાય છે અને ફ્રેંચ લોકો દેવ ગણાય છે; પરંતુ આ દેવ લોકનો મને તો પાકો અનુભવ થઇ ગયો છે. એમને તે દેવ કહેવા કે દાનવ કહેવા તેનો મોટો પ્રશ્ન થઇ પડયો છે. પેલા વૃદ્ધ નર પિશાચનો જમાઇ થવાની મારામાં સર્વ પ્રકારની યોગ્યતા હતી. મારાં રૂપ અને ગુણ એને ગમી ગયાં હતાં. મારૂં રણ–કૌશલ્ય જોઇને તો એ મુગ્ધ થઇ ગયો હતો. " મારી પુત્રીએ ઘણો યોગ્ય વર પસંદ કર્યો છે " એવું એણે મને વારંવાર કહેલું. પરંતુ " હું હિંદુ છું"

એવું જ્યારે એના જાણવામાં આવ્યું, ત્યારે તપાવેલા લોખંડ ઉપર પડેલું જળ જેમ એકાએક અદશ્ય થઇ જાય તેમ મારા તમામ ગુણ એની નજરે આપોઆપ અળપાઇ ગયા. એને મન તો હિંદુ એટલે શ્વાન. આવા આસુરી દેવગણને ધિક્કાર હજો. બસ, હવે મારા દેશ-ભ્રમણનો અહીંજ અંત આવે છે. સભ્યતાનો દંભ રાખનાર દંભી દેશમાં રહેવા કરતાં માતૃભૂમિમાં જઇને ભીખ માગી ગુજારો કરવો લાખોવાર શ્રેયસ્કર છે. ”

ઉપર પ્રમાણેની વિચાર-શ્રેણિ હેનરીના હૃદયમાં ચાલી રહી હતી. એણે વિચારમાં ને વિચારમાં પોતાના કાર્યની યોજના પણ નક્કી કરી દીધી. પરંતુ પોતાની એ યોજના યોગ્ય છે કે નહિ તેની કોઇને સલાહ પૂછી હોય તો સારૂં એવો એને વિચાર થઇ આવ્યો. સલાહ પૂછવા જેવા હવે એને કોઇ મિત્ર રહ્યા નહોતા. એનો મિત્ર કહો, સ્નેહી કહો કે નોકર કહો; એને વાત કરવાનું સ્થાન એક માત્ર બન્નુંજ હતો. બન્નુ અશિક્ષિત હતો પરંતુ સહૃદયી હતો. શેઠની દાઝ જાણનાર હતો. એણે તો પોતાનો સ્પષ્ટપણે અભિપ્રાય આપ્યો—“ હજુર, મારૂં કહ્યું માનો તો આપણા દેશમાંજ ચાલો. માતૃભૂમિ શું પોતાના પુત્રને અન્ન વસ્ત્ર વિનાનો રાખશે ? પૈસાદાર નહિ થવાય તો ચાલ્યું, પણ જાર બાજરાનો રોટલો તો આપણને મળશેજ મળશે.”

બન્નુના આ સાદા શબ્દોએ ડૉવલીનના હૃદયમાં અજબ અસર કરી દીધી. હવે એની પાસે પૈસા તો સારા એકઠા થયા હતા અને એનું મન પણ ચંચળ બની ગયું હતું. બન્નુની સલાહ એને ગમી ગઇ. બધી તૈયારી કરીને બન્ને જણ વહાણમાં ચઢી બેઠા અને પાશ્ચાત્ય ભૂમિને ડૉવલીને છેવટના નમસ્કાર કરી લીધા. વહાણમાં બેઠાં બેઠાં ભારતભૂમિનું કલ્પના ચિત્ર એની દૃષ્ટિ આગળ ખડું થઈ

ગયું. કેટલેક દિવસે વહાણ ઈરાનના અખાતમાં આવી પહોંચ્યું તે વખતે વળી પાછું એનું મન લલચાયું. એને ઇરાનના રાજાની નોકરી કરવાની ઈચ્છા થઈ આવી; પરંતુ માતૃભૂમિનાં આંદોલનોએ એને તેમ કરતાં વાર્યો. છેવટે વહાણ હિંદુસ્થાનના તે વખતના ઘણા પ્રખ્યાત વેપારી બંદર સુરતને કિનારે આવી પહોંચ્યું. ડોવલીન અને અન્નુ આ બંદરે ઉતરી પડયા. પોતાની માતૃભૂમિ ઉપર પગ મુકતાં ડોવલીનને અનહદ આનંદ થઇ ગયો. એની રજ એણે પોતાને મસ્તકે ચઢાવી, તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને આંખમાંથી અશ્રુ સારતો એ બોલ્યો "હે સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ ! તને મારા લાખ્ખો વાર પ્રણામ છે. તારા આ કૃતધ્ની બાળકના અપરાધ ભૂલી જજે અને એને ક્ષમા કરજે."

---

## પ્રકરણ ૮ મું — લાહોર

ડોવલીનને માતૃભૂમિ ઉપર પગ મુકતાંજ અવર્ણનીય આનંદ થઇ ગયો ખરો, પરંતુ અલ્પ સમયમાંજ એને ચિંતાએ પાછો ઘેરી લીધો. "માતૃભૂમિએ મને પ્રેમથી પોતાના અંકમાં લીધો તો ખરો પણ હવે મારે શો રસ્તો લેવો ?" આ વિચારે એના હૃદયમાં ગભરામણ મચાવી મુકી. "હવે શું કરવું, ઉદરભરણનો શો ઉપાય શોધવો ?" આ પ્રશ્ન એના હૃદયમાં વારંવાર ઉપસ્થિત થતો. ફ્રાન્સથી કમાઈ આણેલા પૈસા જો કે એને ઘણાં વર્ષ સુધી ચાલે એટલા હતા; પરંતુ ઉદ્યોગ વિના બેસી રહેવાનો એનો સ્વભાવ નહોતો. શો ઉદ્યોગ કરવો તેનો એણે વિચાર કરવા માંડયો. હિંદુસ્થાનમાં ઘણા યૂરોપીયનોએ વેપારની પેઢીઓ ખોલી હતી. એને તેમ કરવાનું મન થયું પરંતુ એ દિશામાં એનો બીલકુલ પ્રવેશ નહોતો. વળી

વેપારમાં કાવાદાવા અને અસત્ય ઘણું રહ્યું એટલે એને તે પ્રત્યે પુરો તિરસ્કાર હતો. ત્યારે રહી એકલી નોકરી. કોની નોકરી કરવી? જમીનદારની કે શ્રીમાનની નોકરી કરવામાં પુરુષાર્થ શો? એમાં પોતાનું પાણી બતાવવાનો કયો અવસર? એવી નોકરી તો નહિ કામની. ઇંગ્રેજ કે ફ્રેંચ સૈન્યમાં એને નોકરી મળે અને તે પણ કદાચ સારા હોદ્દાની મળે; પરંતુ જે પ્રજાએ એને હિંદુ જાણીને એના પાલક પિતાની સંપત્તિથી વંચિત કરી દીધો, જે પ્રજાએ એના મુખમાં પેઠેલો કોળીઓ ખુંચવી લીધો, એનું સુખ નષ્ટ ભ્રષ્ટ કરી નાખ્યું અને એને પ્રાણથી પ્રિય એવી રમણી રત્ન એની પાસેથી ખુંચવી લઇને મૃત્યુના મુખમાં અર્પી દેવાનું વધારે પસંદ કર્યું, તેવી પ્રજા પાસે નોકરીની યાચના કરવા જવું એ એને માનભંગ જેવું લાગ્યું. તેમની પાસે નોકરીની ભીખ માગવી તેના કરતાં મૃત્યુ માગવું એને વધારે શ્રેયસ્કર લાગ્યું. છેવટે કોઇ દેશી રાજા રજવાડામાં જઈને તેમની નોકરી કરવાનો એણે વિચાર કર્યો. કયા દેશી રાજ્યમાં જવું? હિંદુસ્થાનમાં કેટલાં દેશી રાજ્યો છે વિગેરેની એણે પોતાના મન સાથે આલોચના કરવા માંડી. એક અથવા બીજા કારણસર એણે ઘણાં દેશી રાજ્યો નાપસંદ કર્યાં. છેવટે એના લક્ષમાં પંજાબ ઠીક વસ્યું. તે સમયે પંજાબનો શાસનકર્તા રણવીર, પંજાબનો સિંહ રાજા રણજીતસિંહ હતો. ખરેખર, એ તે વખતનો નૃપ–કેસરી ગણાતો હતો. એણે પોતાના વીરત્વથી ભલભલા યોદ્ધાઓને અને મુછો ઉંચી રાખતા રાજાઓને નમાવી દીધા હતા. યૂરોપીયન સૈન્ય-વ્યવસ્થા એને વિશેષ ગમી ગઇ હતી તેથી પોતાના સૈન્યને યોગ્ય તાલીમ આપવા એણે યૂરોપીયન સેનાધિપતિ રાખ્યા હતા. રણજીત-સિંહ ગુણજ્ઞ હતો એટલે રણકુશળ, સાહસી, મુત્સદ્દી કે વીર યોદ્ધો એની નજરે પડતો તો એને એ કદી વિમુખ કરતો નહિ. રણજીત-

સિંહનો આ સ્વભાવ ડોવલીન ઘણી સારી રીતે જાણતો હતો તેથી પંજાબ જવાનું એણે નક્કી કરી દીધું. પોતાનો આ વિચાર એણે બન્નુને જણાવ્યો. એની સલાહ પૂછી. શેઠ એની સલાહ પૂછી પૂછીને કામ કરે છે એ જાણીને બન્નુને ઘણો હર્ષ થઇ ગયો. સરલ પ્રકૃતિનો સ્વામિભક્ત બન્નુ સ્નેહથી ઉભરાઇ જતા સ્વરે બોલ્યો "હજુર, મને પંજાબનો ઘણો સારો અનુભવ છે. રણજીતસિંહ પોતાના લસ્કરનો સેનાપતિ ટોપીવાળો જ રાખે છે. એમને ટોપીવાળા પ્રત્યે ઘણું આદરમાન છે. મારી ખાતરી છે કે હજુરની કીર્તિ ત્યાં ખરે-ખરી ઝળકી ઉઠશે. પરંતુ પંજાબમાં એકલી ટોપી અને તલવારથીજ કાર્યસિદ્ધિ થતી નથી. ત્યાંના રીતરીવાજ પ્રમાણે આપણે વર્તવું જોઈએ. એ રહ્યા પંજાબી લોક, એટલે એમને તો ઠાઠમાં આંજી નાખવા જોઈએ."

નોકરની આવી સરલ સલાહ સાંભળીને ડોવલીન જરા હસ્યો. એ બોલ્યો "ઠાઠમાં તેમને આંજી નાખવા માટે આપણે શું કરવું પડશે?"

"હજુર, આપણે ત્રણ ચાર તંબુ, સામાન લઈ જવા લાવવા માટે ચાર પાંચ ઉંટ, દસ વીસ સ્વાર, બે ચાર ગાડીઓ, આટલો ઠાઠ તો અવશ્ય રાખવો પડશે. આપ જ વિચાર કરોને કે આપણે બે જણા એકલા જ જઇએ તેના કરતાં આવા જબરા રસાલા સાથે જઇએ તો આપણું કેટલું બધું વજન પડે." ડોવલીનને બન્નુની સલાહ ઠીક લાગી, પરંતુ એની હોંશીઆરીની વધારે પરીક્ષા કરવા માટે એ બોલ્યો "બન્નુ, એવો જબરો રસાલો ન લઇ જઈએ તો ન ચાલે?"

"કેમ ચાલે હજુર ? એવા રસાલા સાથે જવાનાં બે ચાર કારણો છે. એક તો પંજાબમાં ચોરોનો ઠેર ઠેર ઘણો ભય છે. ઠગ અને ફાંસીયા—" બન્નુને આગળ ન બોલવા દેતાં ડોવલીન ભયથી કાંપતે સ્વરે વચમાંજ બોલી ઉઠયો "કોણ, ફાંસીયા ?" "ફાંસીયા" એ શબ્દ ડોવલીનના લક્ષમાં બરોબર રહી ગયો હતો. તેના પાલક પિતાએ એના સંબંધી જે હકિકત લખી રાખી હતી તેમાં એનાં માતા પિતા ફાંસીયા લોકોના હાથે માર્યાં ગયાં એવો ખાસ ઉલ્લેખ હતો. એટલે જો કે એ જબરો વીર પુરુષ હતો છતાં એ ફાંસીયા લોકોનું નામ સાંભળીને અંતરમાં થથરી ઉઠયો. ડોવલીનનો થથરાટ જોઈને બન્નુ બોલ્યો "હજુર, ફાંસીયા લોકો બડા નિર્દય હોય છે. સામા મનુષ્યના પ્રાણ લેવાની એમની પાસે અજબ યુકિત છે. માટે આપણે રસાલો તો જોડે રાખવો જ જોઈએ. વળી રણજીતસિંહ જો કે ગમે એટલો ગુણજ્ઞ છે, છતાંએ તમે જો એકલા જશો તો એની તહેનાતમાં રહેનારાં શિયાળવાં કુતરાં જેવાં માણસો તમારો એની સાથે મેળાપ સરખો નહિ થવા દે. ત્રીજું કારણ એ છે કે જો આપ રસાલા સાથે ઠાઠમાઠમાં જશો તો સર્વ લોકોનું લક્ષ આપના તરફ ખેંચાશે, અને આપ કોઇ મહા પ્રતાપી અને સત્તાશાળી પુરુષ છો એમ સર્વને લાગશે. આવો દેખાડ કરવાની તો ખાસ જરૂર છે."

ડોવલીન બન્નુના વિચારોથી ખુશ ખુશ થઇ ગયો અને હર્ષમાં એની પીઠ થાબડતો બોલ્યો "શાબાસ બન્નુ, શાબાસ. તું ખરેખરો ચતુર છે. આપણો રસાલો તું જ તૈયાર કરી દે." માણસો વિગેરેનો તારે જે બંદોબસ્ત કરવો હોય તે તમામ તારી પસંદગીનો કરી નાખ. પણ આપણા રસાલામાં કોઇ વિશ્વાસઘાતી કે સ્વાર્થસાધુ મનુષ્ય ન ભરાઇ જાય તેની ખાસ સંભાળ રાખજે."

બન્નુ હસતો હસતો બોલ્યો "હજુર, એ આ બન્નુને નહિ કહેવું પડે. આપનો સેવક એટલો બધો બેવકુફ નથી."

બન્નુ શેઠની આજ્ઞાનુસાર માણસો વગેરેનો બંદોબસ્ત કરવા આસપાસનાં ગામોમાં નીકળી પડયો. ડોવલીન તેટલો સમય સુરત-માંજ રહ્યો; પરંતુ સુરતમાં એ કાંઇ સ્વસ્થપણે બેસી રહ્યો નહોતો. આ અરસામાં સુરત શહેર વહેપારમાં ઘણું આગળ વધી ગયું હતું. સુરત સોનાની મુરત ગણાતું હતું. દેશ દેશાન્તરના વેપારીઓનું સુરત મોટામાં મોટું બજાર ગણાતું હતું; એટલે પોતાના ઘોડાઓ વેચવાને માટે આરબ લોકો પણ અહીં સુધી આવતા હતા. તપાસ કરતાં એક અતિ ઉત્તમ અરબી ઘોડો ડોવલીનની નજરમાં ખુંપી ગયો. મોં માગ્યા દામ આપીને એણે એ ઘોડો આરબ વેપારી પાસેથી ખરીદી લીધો. જાનવર દેખાવમાં ઘણું કદાવર અને ઉમદા હતું. ઘોડા કેળવવામાં ડોવલીન ઘણો નિપુણ હતો એટલે થોડા દિવસમાં તો પોતાના અશ્વને એણે એવો ઉત્તમ પ્રકારે કેળવી દીધો કે ન પૂછો વાત. અશ્વ પવનવેગી હતો. પાણીના રેલાની માફક પુરપાટ દોડી જતો હતો. અશ્વનો આવો પવન સમો વેગ જોઇને તેનું નામ એણે "બલુન" પાડયું. આ ઘોડા ઉપરાંત એણે બીજા પણ પાંચ પચ્ચીસ ઘોડા ખરીદી લીધા. જો કે આ બીજા ઘોડા "બલુન" ની બરાબરી કરે એવા તો નહોતાજ, પરંતુ બીજા સામાન્ય ઘોડા-ઓ કરતાં ઘણા ચઢીઆતા હતા.

બન્નુ માણસોને લઇને આવી પહોંચ્યો. ડૉવલીને પણ કેટ-લાક માણસો રાખી લીધા હતા એટલે હવે પચાસ સાઠ માણસોનો રસાલો તૈયાર થઇ ગયો. તેમને ઘટતા પોષાક અને આયુધો પણ સજાવી દીધાં. ડૉવલીને તેમને કવાયત શીખવવા માંડી. ધીમે ધીમે

તેમને યુદ્ધકળાનું શિક્ષણ આપવા માંડયું. આ સર્વનો ઉપરી એણે બન્નુને બનાવ્યો. માણસો સર્વ રીતે તૈયાર થઇ ગયાં એટલે ડૉવલીને એક નાના ઠાકોરના ઠાઠમાં પોતાની સ્વારી પંજાબ તરફ ઉપાડી. માણસોનો એક સરખો પોષાક, એમનાં વીરરસથી ઝળકી રહેલાં નેત્રો, અને એમના વદન ઉપર ફરકી રહેલી વીરશ્રીભર્યો ઉત્સાહ જોઇને ભલભલા અમીર ઉમરાવ પણ છક્ક થઇ ગયા અને ડૉવલોનના તેજમાં અંજાઇને દબાઇ ગયા. ડૉવલીનનું નાનું પણ બહાદુર સૈન્ય પોતાના સરદારની સરદારી હેઠળ પૂર્ણ ઉત્સાહથી કુચ કરી રહ્યું હતું અને થોડા દિવસમાં તો એ છેક લાહોર નજીક આવી પહોંચ્યું. લાહોર નજીક આવતું ગયું તેમ તેમ ડૉવલીનની વિચારમાળા વધારે વેગથી ફરવા લાગી. લાંબો વિચાર કરીને ડૉવલીને લાહોરમાં સીધા ન જતાં એની નજીકમાંજ કોઈ સારૂં સ્થળ જોઇને મુકામ કરવાનો ઠરાવ કર્યો. લાંબી મુસાફરી કરીને માણસો થાકી ગયાં હતાં, ઘોડાના મોઢામાંથી પણ ફીણ નીકળતાં હતાં, ધૂળ ઉડી ઉડીને સર્વનાં લુગડાં અને મોઢાં ધૂળવાળાં થઈ ગયાં હતાં. આથી લાહોરની પાસેના એક ગામમાં એમણે મુકામ કર્યો. તંબુ વિગેરે રહેવા કરવાનું તમામ સાધન એમણે સાથે જ રાખી લીધું હતું, એટલે એમને કોઇપણ જાતની અડચણ કે મુશ્કેલી નડી નહિ. ત્રણ દિવસ સુધી અહીં એમણે ઘણી સારી રીતે વિશ્રાંતિ લીધી. ચોથે દિવસે સૂર્યોદય પહેલાં ઉઠીને ડૉવલીને પોતાના રસાલા સાથે લાહોર શહેર તરફ પ્રયાણ કર્યું. બલુન ઘણો ઉમદા અને ધણીના હુકમ પ્રમાણે ચાલનારો હતો. અશ્વની જાત, પણ ઘણો નિમકહલાલ અને સ્વામિભક્ત હતો. ડૉવલીન શિવાય જો કોઈ બીજો અમથોએ એને થાબડવા જતો તો એ વાઘ પ્રમાણે ઉછળી પડતો; પરંતુ ડૉવલીન આગળ તો એ ગરીબ ગાય જેવો બની જતો. વેગમાં એ પવનને

પણ પાછો હઠાવી દે તેવો હતો. એનામાં સામર્થ્ય પણ અજબ હતું. દેખાવમાં ઘણો સુંદર હતો. આવા અશ્વના નામને સાર્થક કરે એવા અશ્વ ઉપર સૌન્દર્યસંપન્ન વીર પુરુષનું આરોહણ એ દૃશ્ય કોના નયનને આનંદદાયક ન નીવડે? ડૉવલીનની આસપાસ એના અંગ-રક્ષક બન્નુ અને તેનો ભાઇ ધન્નુ બન્ને ઘોડા ઉપરજ એની સાથે માર્ગ કાપતા હતા, અને બધો રસાલો એની પાછળ પાછળ ચાલ્યો આવતો હતો.

આખરે ડૉવલીને પોતાના રસાલા સાથે લાહોરમાં પગ મુકયો. આ જગવિખ્યાત લાહોર શહેરમાં એની પધરામણી થઇ. લાવ લશ્કર સાથે જાણે કોઈ રાજાની સ્વારી નીકળી હોય એવો શહેરમાં દેખાવ થઇ રહ્યો. લોકો તો આ સ્વારીને જોઇને દિંગજ થઇ ગયા. ડૉવલીન અને એના અશ્વને નીરખીને તો એમના મુખમાંથી "વાહરે વાહ જવાન, કેવો સુંદર અશ્વ!" એવા શબ્દો સ્વાભાવિક નીકળી પડયા. પ્રથમ દર્શને જ લોકો પોતાને જોઇને પ્રસન્ન થઇ ગયા એથી ડૉવ-લીનને લાગ્યું કે આ શુભ ચિહ્ન જ કહેવાય. એની નજરમાં એક સારૂં સ્થળ વસી ગયું એટલે તે ભાડે રાખી લેવાને એણે આસપાસ તપાસ કરી. ટોપીવાળાને કોઈ સારૂં સ્થળ ભાડે જોઇએ છીએ એવું જ્યારે લોકોએ જાણ્યું ત્યારે તો લોકો ઉપરા ઉપરી પડાપડી કરવા લાગ્યા. પેલો કહે કે આ જગ્યા રાખો, ત્યારે બીજો કહે સાહેબ આ સ્થળ સારૂં છે, એમ કહીને સાહેબ પોતાની જગ્યા રાખી લે એમ સૌ ઇચ્છવા લાગ્યા. ડૉવલીનને મન ગમતી જગ્યા ભાડે આપવાની નહોતી, અને જે ભાડે આપવાની હતી તે એને પસંદ પડી નહિ. ડૉવલીને પોતાના મનગમતું સ્થળ શોધવાને ઘણા પ્રયાસ કર્યા; પરંતુ જેમ કોઇ કન્યાનો બાપ પોતાની પુત્રીને માટે લાયક વર

શોધવા અથાગ પ્રયત્ન કરે છતાંએ એનું મન ઠરે એવો વર ન મળે ત્યારે છેવટે જેવો મળે તેવો વર શોધી લે છે, તે પ્રમાણેની ડૅાવલી-નના મનની સ્થિતિ થઇ રહી. આ વખતની એના મનની સ્થિતિનું વર્ણન અમે કરીએ તેના કરતાં એની રોજનીશીમાંથી એના પોતા-નાજ ઉદ્‌ગારો અમે નીચે ટાંકીએ છીએ, તે ઉપરથી વાંચકવૃંદ ઘણી સારી રીતે સમજી શકશે.

"લાહોર શહેરમાં પ્રવેશ કરતાં તો મને અતિશય આનંદ થયો. દિવસ ગ્રીષ્મ ઋતુના હોવાથી રાવી નદીનું પાણી સુકાઇ ગયું હતું એટલે એ નાની લાગતી હતી; પરંતુ કાંઠા ઉપરની જમીન ઉપર વાવેતર થયેલું હોવાથી એ ભાગ લીલોતરીવાળો અને રળીઆમણો લાગતો હતો. એટલે મોટા પાલવવાળા નાના વસ્ત્ર જેવો રાવી નદીનો દેખાવ લાગતો હતો. આ શહેરમાં નવીન જેવું તો બહુ ઓછું જણાતું હતું. હિંદુસ્થાનમાં અસલી શહેરો જોઇને મનમાં મોટું આશ્ચર્ય થાય છે પરંતુ લાહોર જોવાથી કાંઈ તેવું થયું નહિ. શહેર જો કે ઘણું મોટું છે, લોકો ઘણા શ્રીમંત છે; પરંતુ જેણે યૂરોપનાં મોટાં મોટાં શહેરો જોયાં છે તેને તો આ શહેર તદ્દન સાધારણ લાગે. ખરૂં કહીએ તો આ શહેરને એક મોટા રાજાની રાજધાની કહેવા કરતાં એકાદ સેનાપતિની છાવણી કહીએ તો તે વધારે યુક્ત ગણાશે અને એનો ઇતિહાસે તેવો છે. આજ પર્યંત લાહોરમાં યુદ્ધ થયાં છે તેટલાં હિંદુ-સ્થાનના અન્ય શહેરમાં ભાગ્યેજ થયાં હશે. વળી વિશેષે કરીને પંજાબ જ્યારથી શિખ લોકોના હાથમાં આવ્યું ત્યારથી તો મુસલ-માનોએ આ શહેર ઉપર અનેક હલ્લા કરવા માંડયા અને એની ખાનાખરાબી કરી નાખી. આ શહેર ઉપર શત્રુઓના હુમલાના નિરં-તરના ભયને લીધે શિખ લોકોને ચોવીસે કલાક સજ્જ હથીઆરેજ

રહેવું પડતું હતું; તેથી આ શહેરને છાવણીનું સ્વરૂપ આપવું એ જ વધારે યોગ્ય છે. પંજાબમાં અમૃતસર અને લાહોર એ બે ઘણાં જુનાં, પ્રસિદ્ધ અને વૈભવવાળાં શહેર ખરાં; પરંતુ ઘણા જુના કાળથી બલકે લવ કુશે એ શહેરો વસાવ્યાં ત્યારથી આ શહેરોમાં યુદ્ધ પ્રસંગો તો આવ્યાજ કર્યા છે. નાદિરશાહ અને અહમદશાહ અબદલીએ તો આ શહેરોને સળગાવી મુકયાં હતાં. કેટલીએવાર આ શહેરો ખંડીએર થઈ ગયાં અને પાછાં ફરી ફરીને બંધાયાં. રણુ-જીતસિંહે આ શહેરને ઘણું સુધારી દીધું હતું, પરંતુ જે શહેરનાં પહેલાં ત્રણુસો પરાં કહેવાતાં હતાં તે શહેરનાં આજે ફકત છજ પરાં છે. શહેરની આસપાસ રણુજીતસિંહે મહા જબરજસ્ત કોટ બંધાવી દીધેલો છે. શહેરમાં પ્રવેશ કરતાં બાર દરવાજા ઓળંગવા પડે છે. પ્રત્યેક દરવાજાના બુરજ ઉપર ઘણી કુશળતાથી તોપો ગોઠવી દીધેલી છે. શત્રુંઓને જો શહેરમાં પેસવું હોય તો આ બાર દરવાજા વટા-વીને અને પ્રત્યેક દરવાજે તોપોનો મારો સહન કરતા આવે તોજ પેસી શકાય એમ હતું. આવું શહેર આખુંયે માથે કર્યું છતાંએ જ્યારે મને સારી જગ્યા ન મળી ત્યારે હું પાછો શહેરની બહાર આવ્યો અને યૂરોપીયન લોકો જે લત્તામાં રહેતા હતા ત્યાં તપાસ કરવા લાગ્યો. જો છેવટે મને યોગ્ય સ્થળ ન જ મળે તો શહેરની બહાર તંબુ ઠોકીને મેં રહેવા વિચાર કર્યો હતો. શહેરની બહાર બાગ બગીચા અને બંગલાઓ ઘણા હતા, પરંતુ તે અમીર ઉમરાવની માલીકીના હોવાથી ભાડે મળી શકે એવા નહોતા એમ સાંભળ્યું હતું."

આ પ્રમાણે ડોવલીને પોતાને રહેવા લાયકના સ્થળની ઘણી શોધ કરી. છેવટે એની શોધનું ઇચ્છિત પરિણામ આવ્યું ખરૂં અને એના ધાર્યા કરતાંએ ઘણી સારી જગ્યા એને મળી ગઇ. દૈવયોગે

રાજદરબારમાં ઉચ્ચ પદે અધિરૂઢ થયેલા એક ગૃહસ્થની ડોવલીનને મુલાકાત થઈ. ડોવલીનના રૂઆબ અને મિતભાષણથી આ ગૃહસ્થને એના પ્રત્યે ઘણો આદર થઇ આવ્યો અને પોતાનો જ અતિ વિશાળ બંગલો એણે ડોવલીનને રહેવા આપવા પોતાની ખુશી જણાવી. આથી ડોવલીનના જીવને પરમાનંદ થઇ ગયો.

આ ઉચ્ચ પદે આરૂઢ થયેલા ગૃહસ્થની ઓળખાણ આગળ ઉપર આપણને ઘણી સારી રીતે થશે. અત્યારે તો એટલું જ કહેવું બસ થશે કે આ ગૃહસ્થ ડોવલીનની વિનયશીલ રીતભાતથી એટલો બધો પ્રસન્ન થઇ ગયો હતો કે પોતે ડોવલીનને રહેવા માટે બંગલો તો આપ્યો પણ સાથે સાથે બધી વ્યવસ્થા કરવા પોતાનો રત્નસિંહ નામનો નોકર પણ તેની તહેનાતમાં આપ્યો. રત્નસિંહ જો કે એ ગૃહસ્થનો નોકર હતો ખરો; પરંતુ તેની તે નોકરી માનવાળી હતી. એ સ્વભાવે ઘણો સરળ હતો. બંગલો શહેર બહાર હતો એટલે રત્નસિંહ ડોવલીનને મોચી દરવાજેથી શહેરની બહાર બંગલે લઇ ચાલ્યો. એજ દરવાજેથી તે સમયે એક મુસલમાન ઘોડેસ્વાર શહેરમાં પ્રવેશ કરતો હતો. રત્નસિંહને એક યૂરોપિયન ગૃહસ્થ સાથે જતો જોઇને એના હૃદયમાં જબરૂં કુતુહલ થઈ આવ્યું. પોતાની જીજ્ઞાસા શાંત કરવા એ મુસલમાન ઘોડેસ્વારે પોતાનો અશ્વ પાછો વાળ્યો અને ડોવલીનની પાછળ પાછળ પોતાના અશ્વને ચલાવવા લાગ્યો. એને જોતાં જ વેંત જ ડોવલીન કળી ગયો કે એ મનુષ્ય ખરેખરો ધૂર્ત અને અસભ્ય છે; પરંતુ એણે એના પ્રતિ ઝાઝું લક્ષ જ આપ્યું નહિ. એ તો રત્નસિંહ સાથે આ શહેર સંબંધી ઉર્દૂમાં વાર્તાલાપ કરવામાં ગુંથાયો હતો. એ ખિન્ન સ્વરે બોલ્યો " જે શહેરને રણજીતસિંહ જેવા મહાન ભૂપેન્દ્ર પણ સુધારી

ન શકયા, તે શહેરનું હવે પૂર્વ સ્થિતિમાં દર્શન કરવું એ તો અશક્યજ. " રત્નસિંહે એ સાંભળીને ડોકું હલાવ્યું. પરંતુ વચમાં જ પેલો મુસલમાન સ્વાર તિરસ્કારયુક્ત સ્વરે બોલી ઉઠયો " અરે રણજીતસિંહે જો ધાર્યું હોત તો આવાં દસ લાહોર શહેર બાંધી શકત, પરંતુ એને પહેલાંના બાદશાહો જેવી મહત્ત્વાકાંક્ષા જ નથી. નાદિરશાહે લાહોરની પેઠે દિલ્હીને પણ બાળી નાખ્યું હતું; પરંતુ અત્યારે દિલ્હી પહેલાં કરતાં પણ ઘણું સારૂં બંધાઇ ગયું છે. લાહોર શહેરનો આ પ્રચંડ કોટ જોઇને નવીન આગંતુકને રણજીતસિંહ વિષે એની કર્તવ્ય બુદ્ધિ માટે ઘણું માન થઇ આવે છે; પણ ખરી હકીકત તદ્દન જુદી જ છે. આ કોટ બાંધવાનું જે ખર્ચ થયું, તેના પૈસા અમૃતસરના એક વેપારી પાસેથી બળજોરીથી કઢાવેલા છે. અરે કોટ બાંધનારા બીચારા મજુરોને પણ પૈસા મળ્યા નથી. ઘણા પૈસા તો દેખરેખ રાખનારાઓજ ખાઇ ગયા. " આ મુસલમાન અણબોલાવ્યો વાતમાં ટાપસી પુરવા લાગ્યો તેથી ડોવલીનને તેના ઉપર ક્રોધ આવી ગયો; પરંતુ એને તોડી પાડવા કરતાં દક્ષતાથી કામ લેવામાં જ સાર એમ માનીને તેણે તે વિષયજ પડતો મુકયો. એ બોલ્યો " પરંતુ આ વિષયનો વિચાર કરવાનો આપણને શો અધિકાર છે ? જે પ્રભુએ એને રાજપદ ઉપર સ્થાપિત કર્યો છે, તે પ્રભુજ એનો વિચાર કરી લેશે. " આમ કહીને તેવી મતલબની શેખ સાદીની એક ઉર્દૂ કવિતા પણ તેણે સંભળાવી. કવિતા સાંભળીને તો આ મુસલમાન તેમજ રત્નસિંહ પણ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. ડોવલીન સાહેબ કાંઇ જેવો તેવો મનુષ્ય નથી. એને ફારસી ભાષા આવડે છે એટલું જ નહિ પરંતુ એ ભાષાનાં ઉત્કૃષ્ટ કાવ્યોનું પણ એને સારૂં જ્ઞાન છે. એટલે પોતાનું ડહાપણ ડોં'ળવામાં પોતાનીજ મૂર્ખાઇ વ્યકત થાય છે એમ સમજીને પેલો મુસલમાન બોલ્યો " વાહ વાહ,

આપ સાહેબ મોટા સરદાર તો છોજ, પણ તેની સાથે મોટા પંડિત પણ છો. વારૂ સાહેબ રજા લઉં છું. મુજ ગરીબ ઉપર દયાદૃષ્ટિ રાખજો. કદાચ મુજ સરખું કામ પડે તો આજ્ઞા થતાં જ આ સેવક આપની સેવામાં હાજર થઇ જશે, અને મારી ઉપયોગિતા હજુરને જણાઇ આવશે." એમ બોલીને એણે ઘણા જ નીચા વળીને ડોવલીનને ઝુકી ઝુકીને સલામ કરી અને પોતાનો અશ્વ શહેર તરફ વાળ્યો. તેની સાથે આટલી વાતચીત થયા પછી ડોવલીન સાહેબને એનામાં દક્ષતા અને સાહસના ગુણ પણ દૃષ્ટિગોચર થયા. એ મુસલમાન થોડેક પહોંચ્યો હશે એટલામાં એક સુંદર બગીચા સામે આંગળી કરતો રત્નસિંહ બોલ્યો "સાહેબ, આ આપણો બંગલો આવી પહોંચ્યો." રમણીય બાગ અને પ્રશસ્ત બંગલો જોઇને ડોવલીનને અત્યંત આનંદ થઇ ગયો. પોતાને રહેવાને આવું ઉત્તમ નિવાસ-સ્થાન મળશે એવી એને કલ્પના સરખી નહોતી. પોતે લીધેલો શ્રમ સફળ થયો અને ધાર્યા કરતાં પણ વધારે સોઇવાળું સ્થાન મળી જવાથી એનું ચિત્ત પ્રસન્ન થઇ ગયું. બંગલામાં ડોવલીનને બધી રીતની વ્યવસ્થા કરી આપ્યા પછી રત્નસિંહ સાહેબને કહીને ઘેર જવા તૈયાર થયો. ડોવલીને એને કહ્યું "ભાઈ, તમે મારે માટે ઘણો શ્રમ લીધો છે." એમ બોલીને પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરતાં એણે રત્નસિંહને એક ચાંદીનું પાત્ર ભેટ તરીકે આપ્યું અને પછી એના શેઠનું નામ ઠામ પોતાની ડાયરીમાં નોંધી લઇને એને જવાની રજા આપી.

ડોવલીને ખંડે ખંડે ફરીને આખો બંગલો સાફ કરાવી નંખાવ્યો. પછી તેમાં વ્યવસ્થાસર તમામ સર સામાન ગોઠવાવી દીધો અને પોતાનાં માણસોને માટે પણ પ્રત્યેકને રહેવાની જુદી જુદી સગવડ કરાવી આપી. આટલું કરતાં અગીઆર બાર વાગી ગયા એટલે પેટ

પૂજા માટે સર્વએ નૈવેદ્યની તૈયારીઓ કરવા માંડી. ડોવલીન ચાહ અને નાસ્તાથી પરવારીને સ્વસ્થ ચિત્તે પલંગમાં પડયો એટલામાં એને સાંભરી આવ્યું કે જે સદ્‌ગૃહસ્થની કૃપાથી પોતાને નિવાસ માટે આવું ઉત્તમ સ્થળ મળી ગયું, તેનો આભાર માનવા બે આભારદર્શક શબ્દો લખવા જોઇએ. એટલે તરતજ એણે ફારસી ભાષામાં એક પત્ર લખી કાઢયો અને તે પત્ર તથા એક સોનાનું ઘડીઆળ આપીને એણે પોતાના માણસને પેલા સદ્‌ગૃહસ્થ પાસે મોકલ્યો. આ ગૃહસ્થ કાંઇ સામાન્ય મનુષ્ય નહોતા. તે સમયના રાજ-કાર્યપટુ અને મંત્રિવર્ગમાં પ્રસિદ્ધ ગણાતા ફકીર અજીજુદ્દીન હતા. જો કે ડોવલીનને ફકીર અજીજુદ્દીનનો અતિથી ગણી શકાય, છતાં તે તેમને બીલકુલે ઓળખતો નહોતો તેથી તેમના તરફથી તેને કાંઇ સહાય મળશે એવી તેણે બીલકુલે આશા રાખી નહોતી. એને માત્ર એટલો વિચાર આવ્યો હતો કે પોતે જેનો અતિથી થઇ રહેલો છે તે સજ્જન કદાચ રણજીતસિંહ સાથે પોતાનો મેળાપ નહિ કરાવી શકે, તોયે રણજીતસિંહ સાથે નિકટના સંબંધમાં આવનારા કોઇ પ્રતિષ્ઠિત મહા પુરુષ સાથે તો અવશ્ય મેળાપ કરાવી આપશે. આવા વિચારમાં તે રમમાણ થઇ રહ્યો હતો એટલામાં એને કાને બહારથી ઘોડાનાં પગલાનો અવાજ આવ્યો. એટલે કોઇ નવીન મનુષ્ય આવતું હોતું જોઇએ એવું એણે અનુમાન કર્યું; અને બારણા તરફ દૃષ્ટિ કરી તો બન્નુ રઘવાટ કરતો એકદમ અંદર આવ્યો અને બોલ્યો " હજુર ચાંદખાં–"

ડોવલીન આશ્ચર્યચકિત થતો બોલ્યો " ચાંદખાં? ચાંદખાં કોણ?"

બન્નુએ ધીમે રહીને જવાબ આપ્યો, " હજુર પેલો આપણને

રસ્તામાં મળ્યો હતો તે મુસલમાન." બન્નુ ઉપલું વાક્ય બોલી રહ્યો એટલામાં તો પરવાનગીનીએ રાહ ન જોતાં જે ખંડમાં ડોવલીન બેઠો હતો ત્યાં ચાંદખાં આવી પહોંચ્યો. ડોવલીનથી દૃષ્ટિ એના ઉપર પડતાં તુરતજ એણે ડોવલીનને નીચા નમીને સલામ કરી અને હસતો હસતો બોલ્યો "સાહેબ, આપનો આ સેવક હજુ-રની સેવામાં હાજર છે."

ચાંદખાં ખરેખરો વિલક્ષણ માણસ હતો. એ ગોરટીઓ અને મધ્યમ બાંધાનો હતો. એણે અત્યારે પોપાક એવો પહેર્યો હતો કે એ કોઇ ખાનગી ગૃહસ્થ હશે કે સીપાઇ હશે તે ડોવલીન જેવાથી પણ સમજી શકાયું નહિ. એના મુખ ઉપર વિસ્મિત કરી નાખે એવી ખુમારી હતી. એ તે સભ્ય હશે કે અસભ્ય તે સમજવું પણ ભારે થઇ પડયું હતું. દિવાનખાનામાં પગ મૂકતાં જ જાણે કેટલાએ દિવસનો પરિચય હોય તે પ્રમાણે એ ડોવલીન જોડે સંભાષણ કરવા લાગ્યો. આવા વિચિત્ર મનુષ્યને " જતો રહે " કહેવું કે " બેસ " કહેવું એનો ડોવલીન તો વિચાર જ કરતો હતો. એટલામાં તો એજ બોલી ઉઠયો " હજુર, મને આપની સમક્ષ આમ એકાએક આવી પહોંચેલો જોઇને આપ અસંતુષ્ટ થયા હો એમ જણાય છે. હું તો આપનો ગુલામ છું, આપ મારા માલિક છો; માટે મારા આ ઘુસ-ણીઆવેડાની મને ક્ષમા કરશો "

" ના ના, એમાં એવો ભારે કાંઇ તમારો અપરાધ નથી. પરંતુ અમારા દેશના રીવાજ પ્રમાણે જોતાં આમ વગર ખબર કર્યે તમે ઓચીંતા આવી પહોંચો તે લગાર અસભ્ય ગણાય ખરૂં, અને એથી જ મને તમારા વર્તન માટે આશ્ચર્ય લાગ્યું. અમારા દેશમાં આટલા અલ્પ પરિચયમાં આવી રીતે અમે કોઇની સાથે પણ

મળી શકીએ નહિ તેમ તેના ઉપર તેવો વિશ્વાસ પણ રાખી શકીએ નહિ. " આ છેવટના વાકયનો ભાવાર્થ ચાંદખાંને વિદાયગીરી દેવાની પ્રસ્તાવના રૂપજ હતો. પરંતુ ચાંદખાં એવી પ્રસ્તાવનાઓ ઉપર ધ્યાન આપે એવો મનુષ્ય નહોતો. એ બોલ્યો " હજુરનું કહેવું તદ્દન વ્યાજબી છે, પરંતુ અમારા કાબુલ દેશનો રીવાજ એથી ઉલટો જ છે. અમે કાબુલી લોક અજાણ્યા માણસ ઉપર પણ એકદમ વિશ્વાસ રાખીએ છીએ. પરંતુ સામો માણસ જો અમારા પ્રતિ શંકાની નજરે જુએ તો એનું વિપરીત ફળ અમે એને તરત જ ચખાડીએ છીએ. અમારા કાબુલમાં અવિશ્વાસની નજરે જોનારાં-ઓનાં વાત વાતમાં અમે ખુન કરી નાખીએ છીએ. પતિપરાયણતા એ સાધ્વી સ્ત્રીયોનો જેમ ધર્મ ગણાય છે, તેમ વિશ્વાસુ લોકોના દાસ થઈ રહેવાનો અને અણવિશ્વાસુનો શસ્ત્રથી ઘાત કરવાનો અમારા કાબુલીઓનો ધર્મ ગણાય છે. "

" બરોબર, તમારા અત્યારના વર્તન ઉપરથી એ સ્પષ્ટ સમજાય છે. વારૂ તમારૂં નામ શું ? "

" સમજ્યો, સાહેબને મારા વિષેની તમામ હકીક્ત જાણવી છે. મારા સંબંધી આપ આટલી બધી પૂછપરછ કરો છો તેથી હું મારી જાતને અહો ભાગ્યશાળી સમજું છું. પણ હજુર, જો સત્ય હકિકત કહું તો આ દાસને કોઇ ઠેકાણે ઉભા રહેવાની જગ્યા નથી, તેમ નિર્વાહનું કશું સાધન પણ નથી. આ દુનિઆમાં હું એક ભટકતો ભિખારી છું. સંસારમાં કોઇ પ્રકારનું મને બંધન રહ્યું નથી. હું જાતનો પઠાણ છું. કાબુલ મારો દેશ છે, પરંતુ મારો જન્મ મુલતાનમાં થયેલો છે. અમારા વડીલોના વખતથી અમે મુલતાનમાં આવીને વસ્યા હતા અને અમારા વડીલો રાજ્યમાં મોટા મોટા હોદ્દાઓ

ઉપર હતા. આ એકાક્ષી રણજીતસિંહે મુલતાન ઉપર જ્યારે ચઢાઇ કરી ત્યારે ભારે યુદ્ધ થયું હતું અને તે યુદ્ધમાં મારા પિતા માર્યા ગયા. રણજીતસિંહે મુલતાનના કિલ્લાને ૭ મહિના સુધી ઘેરો ઘાલ્યો. મુલતાનના રાજા મુજફ્ફરખાં એ યુદ્ધમાં માર્યા ગયા પછી એમના જેવો કોઇ વીર યોદ્ધો રહ્યો નહિ એટલે એ કિલ્લો રણજીતસિંહના હાથમાં ગયો. એણે બાલ રાજાને કેદ કર્યો અને તેની તહેનાતનાં સર્વ માણસો સાથે એને લાહોરમાં આણ્યો. હું પણ તેમની સાથે લાહોર આવ્યો. બાલરાજા સરફરાજખાંને પોતાનું જ પેટ ભરવાની પંચાત ત્યાં અમારા જેવાનો શી રીતે ભાવ પૂછાય, અને અમારાથી તે નિરાધાર બાલરાજા ઉપર અમારા નિર્વાહનો ભાર કેમ નંખાય? આવો વિચાર કરીને હું ગમે તે ધંધો કરીને મારા પેટનો ખાડો પુરૂં છું: પણ મારી વાત હું કોઇને જાણવા દેતો નથી. બહાર, લોકોમાં તો હું એવુંજ જણાવું છું કે સરફરાજખાંની કૃપાથીજ મારો વ્યવહાર ચાલે છે. કેટલાક ચાણાક્ષ શિખો મને શંકાની નજરે જુએ છે."

"ત્યારે તમે શો ઉદ્યમ કરીને તમારો નિર્વાહ ચલાવો છો?"

"હજુર, મારાં નિર્વાહનું સાધન કશું નિશ્ચિત નથી જેવો વખત તેવું કામ કરી લઉં છું અને પેટ ભરૂં છું. કેટલેક પ્રસંગે તો મેં શિખધર્મની દીક્ષા પણ લઈ લીધેલી છે. આવી રીતે છદ્મવૃત્તિ ધારણ કરીને શિખ લોકોનુ સર્વસ્વ હરણ કરી લેવામાં મને જરાએ અયોગ્ય કે ગેરવ્યાજબીપણું લાગતું નથી."

આ માણસ એના બોલવા પ્રમાણે ખરેખરજ ભયંકર હશે એવો સંશય જવાથી ડૉવલીને પૂછ્યું "ત્યારે તો લોકોને ફસાવીને તેમને લુંટવાનો ધંધો તમે કરતા લાગો છો." ચાંદખાં સહજ મંદ સ્વરે બોલ્યો "હા હજુર, પરંતુ આ શિખ લોકોને ફસાવીને લુટી લેવામાં

અમને મુલતાનીઓને શાનો પ્રત્યવાય નડે? જેમણે અમને લુંટી લીધા, અમારૂં સર્વસ્વ હરી લીધું, તેમની વાખા વીખી કરવાનું મારી આંખમાં ખુનસ ભરાયલું છે. બીજા લોકોને હું લેશમાત્ર ત્રાસ આપતો નથી. પરંતુ નિર્જનમાં એકલ દોકલ જો શિખ મળ્યો તો જરૂર હું તેને ભિખારીજ કરી મુકવાનો. જેણે મને ભિખારી કર્યો તેને મારે પણ ભિખારી કરીને પ્રતિદંડ કરવોજ જોઇએ. શિખને તો હું કુતરા કરતાંએ નીચ સમજું છું. તેમના સર્વસ્વનો નાશ કરવો એજ મારે આ સંસારમાં કરવાનું બાકી રહેલું છે; અને એવો એકકે પ્રસંગ મેં એળે જવા દીધો નથી, તેમ હવે પછી પણ તેવો એકકે પ્રસંગ હું અફળ જવા દેવાનો નથી. "

વાતનો આરંભ તો ચાંદખાએ ધીમા સ્વરથી કર્યો હતો, પરંતુ બોલતાં બોલતાં એ એવો આવેશમાં આવી ગયો કે પોતે શું બોલી રહ્યો છે તેનું પણ એને ભાન ન રહ્યું. ક્રોધથી એનાં નેત્ર લાલચોળ થઇ ગયાં હતાં, એના હોઠ કંપી રહ્યા હતા અને બોલતાં બોલતાં એનો હાથ કમ્મરે બાંધેલી તલવાર ઉપર વારંવાર ફર્યા કરતો હતો. એની દૃષ્ટિ સમક્ષ જાણે કોઇ શિખ ઉભો રહ્યો હોય અને તેને જોઇને એ જેવો તપી જાય તેવો અત્યારે એ તપી ગયો હતો. આવા માણસને ઝાઝીવાર પોતાની સમક્ષ ઉભો રહેવા દેવો એ યોગ્ય નહિ, એવો વિચાર ડૅાવલીનના મસ્તિષ્કમાં ઘુમી રહ્યો હતો એટલામાં વળી એને બીજો વિચાર આવ્યો. પંજાબની સત્ય પરિસ્થિતિ સમજવાને પોતાને આવા મનુષ્યની ખાસ જરૂર છે એમ લાગવાથી એણે પૂર્ણ સાવધગિરી વાપરીને ચાંદખાંને પ્રશ્નની પરંપરા પૂછવાનો પ્રારંભ કર્યો. "પણ આમ કરવાથી તો તમે તમારી ઉપર આપત્તિઓને અધિકાધિક ખેંચી લાવશો એમ લાગે છે. મહારાજા રણજીતસિંહ એમનો રાજ્ય-

કારભાર એટલો બધો અસાવધપણે ચલાવે છે એમ તમે માનો છો? તમારા જેવા મનુષ્યો એમના રાજ્યમાં પડેલા છે તેની એમને ખબર નહિ હોય?"

"તેની કોણ ના કહે છે? અમારા જેવા એમના રાજ્યમાં પડેલા છે એ હકિકત એ ઘણી સારી રીતે જાણે છે અને એમને પકડીને શિક્ષા કરવાનો પણ તેમનો પ્રયાસ ચાલી રહ્યો છે. પરંતુ સાહેબ, અમને શું તમે એવા ભોટ માનો છો? રણજીતસિંહ અમારી જેટલી તપાસ રાખે છે તેના કરતાં દશ ગણી અમે અમારી સાવધાની રાખીએ છીએ. કેટલીકવાર તો અમે એવા સપડાઇ જઇએ છીએ કે અમારે અમારા પ્રાણને પણ સંકટમાં નાખી દેવા પડે છે. ત્રણ ચાર વાર તો ખુદ મારા ઉપર જ એવાં પ્રાણ–સંકટ આવી પડયાં હતાં, પરંતુ અમે એમનેયે ટપી જઇએ એવા છીએ. દરબારમાં પણ અમારા વળના માણસો છે. એવો કોઈ પ્રસંગ આવી પડે તો તરત જ અમને વખતસર સૂચના મળી જાય છે અને અમારૂં પડીકું વાળવા જે તૈયાર થઇ ગયો હોય તેનું જ પડીકું અમે વાળી નાખીએ છીએ. એવા મનુષ્યને અમે તરત જ લાહોર-માંથી ઉપાડીએ છીએ અને એવા દૂર દેશમાં તેને વિદાય કરી દઇએ છીએ કે તેને લાહોરનાં પુનર્દર્શન થાય જ નહિ. અરે કેટલીએ વાર તો તેને આ લોકની આશા છોડીને પરલોકની વાટ જોવી પડે છે. સાહેબ, આટલા ઉપરથી આપ મને ખુની ન સમજશો; કારણ કે આત્મરક્ષણ કરવા કોઇનો વધ કરવો પડે તો તેને ખુન કહી શકાય નહિ. મને શીખ જાતિ પ્રતિ અત્યંત તિરસ્કાર છે. એમની દરેક વાતમાં મને ચીડ ચઢે છે. પણ શું કરૂં? આત્મરક્ષણ માટે મારે એ કાફર લોકોનો પોષાક પહેરીને હંમેશાં ફરવું પડે છે."

ચાંદખાં અત્યારે દિલ ખોલીને વાત કરતો હતો છતાં ડોવલીનને એમજ થયા કરતું કે 'લાવ આને અહીંથી કાઢી મુકું.' પરંતુ ચાંદખાં અત્યંત નીચ હોવાથી છંછેડાયેલા સર્પની માફક પોતાને કદાચ દંશ દે તો, એવી એને ભીતિ લાગી. વળી એને કેટલીકવાર એવોએ સંશય આવતો કે, મારા જેવા અપરિચિત સમક્ષ આ મનુષ્ય પોતાના અપરાધોનો આમ ખુલ્લે ખુલ્લો સ્વીકાર કરી દે છે, માટે એ કદાચ ગાંડો પણ હોય. લાંબો વિચાર કરીને એ બોલ્યો "તમે કહો છો કે આત્મરક્ષણ માટે તમારે શિખનો પોષાક પહેરી શિખ બનવું પડે છે, અને તેમ કરીને તમે તમારી જાતને ગુપ્ત રાખો છો; પરંતુ પોષાક શિવાય શિખ અને પઠાણના આચાર વિચાર પણ પરસ્પર એટલા બધા ભિન્ન છે કે, તમે તેમ છતાં આત્મગોપન શી રીતે કરી શકો છો તે સમજાતું નથી."

"હજુરનું એ કહેવું ખરૂં છે અને કેટલીયે વાર મને એવી મુશીબતો નડતી પણ ખરી; પરંતુ મેં શિખ ધર્મની દીક્ષા લીધી છે એટલું હું કહી દેતો એટલે ચાલ્યું જતું. શિખધર્મ એટલે અરાઢ ધાનનો ખીચડો સમજી લેવો; એમાં આચાર વિચાર શા હોઇ શકે ? ભલેને એક ભિખારી હોય, પણ તેને એક ઉંચો ઉપસતો ફેટો બાંધી દો, એક લાંબુ રેશમી અંગરખું પહેરાવી દો, તંગ ઇજાર પહેરાવો, કમ્મરમાં એક કૃપાણ બંધાવી દો અને બેસવાને એને એક ઉમદા ઘોડો આપો, એટલે એ શિખ થઇ ગયો. પછી એના આચાર વિચાર ઉપર કોણ લક્ષ આપે છે ?"

"તમારી એ વાત સત્ય લાગે છે. વારૂ પણ ચાંદખાં, તમે હમણાં કહી ગયા કે આત્મરક્ષણ માટે કેટલીકવાર મનુષ્યવધ પણ કરવો પડે છે. તો તમે અત્યારસુધી એવાં કેટલાં ખુન કર્યાં હશે ?"

"છે છે, હજુર, આ ચાંદખાંને આપ એટલો બધો નીચ ધારો છો ? આ તો અમે–એટલે અમારી ટોળીના લોકો શું કરે છે તેનું આપને દિગ્દર્શન કરાવ્યું; પણ હું કાંઇ એવો નીચ નથી. અલ્લાની મહેરબાનીથી મારે હાથે તો હજુ એકકે ખુન થયું નથી. એટલુંજ નહિ પણ હું તો એવી વાતથી તદન વિરુદ્ધ છું અને મેં તો કેટલાનાએ પ્રાણ બચાવ્યા છે. પણ એટલું ખરૂં કે કોઇ મનુષ્ય અમારી ગુપ્ત વાતનો સ્ફોટ કરી દેશે એવો જો મને ભય ગયો હશે, તો તેવાને મેં કાબુલમાં એકાદ નિર્જન કિલ્લામાં ધકેલી દીધો હશે ખરો."

ચાંદખાંનાં આવાં સ્પષ્ટ વચનોથી ડૉવલીનના અંતરમાં એને માટે આદરભાવ થઇ આવ્યો. ડૉવલીનને સ્પષ્ટ રીતે સમજાયું કે ચાંદખાં સ્વભાવે દુષ્ટ નથી; પરંતુ એના ઉપર એવા પ્રસંગો આવી પડેલા તેથી એ વિવેકશૂન્ય બનીને અવળે માર્ગે ચઢી ગયો છે. પરંતુ કોઈ પણ જાતના પરિચય શિવાય વિના સંકોચે ચાંદખાંએ પોતાના પ્રકૃતિધર્મનું ડૉવલીનને ભાન કરાવ્યું તેથી એને આશ્ચર્ય તો થયું; પણ એ સંબંધી એણે ઝાઝી કદષ્ણા ન કરી. પાછળથી એને ખ્યાલ આવ્યો કે આવા લોકો યૂરોપીઅનો ઉપર ઝટ વિશ્વાસ રાખે છે. ડૅાવલાને ચાંદખાંને આશ્ચર્યચકિત થતાં પૂછ્યું "ચાંદખાં, તમારે અને મારે તો કશીયે ઓળખાણ નથી, છતાં તમારી ગુપ્ત વાત મને કહેતાં તમને કશો ભય લાગતો નથી ?" ચાંદખાં હસતો હસતો બોલ્યો "સાહેબ, આપ મને પાગલ સમજો છો ? મને માણસની પરીક્ષા નથી? કોના ઉપર વિશ્વાસ રાખવો અને કોના ઉપર ન રાખવો એની પરખ મને ઘણી સારી રીતની છે. આપના ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ ચોંટયો ત્યારે જ મેં આપને મારી ગુપ્ત વાત કરી છે. વળી એ વાત મેં આપને નિષ્પ્રયોજન કરી નથી. એમાં મારો અમુક ઉદ્દેશ સમાયલો છે."

" એવો તમારો શો ઉદ્દેશ છે ? " નિઃશંકપણે ચાંદખાં બોલ્યો– " હજુર, આપની તેજસ્વી મુખમુદ્રા અને પ્રભાવશાળી નેત્રો જોઇને મને ખાતરી થઇ ગઇ છે કે આપ જે કાર્ય હાથ ધરશો તે પૂર્ણ યશ સાથે પાર પાડશો. રસ્તામાં મેં આપને પ્રથમ જોયા ત્યારથી જ મારા મનમાં આપનો પ્રભાવ વસી ગયો છે અને તેથી જ સૌના કરતાં પહેલો હું આપની મુલાકાતે આવ્યો છું. આપ આ દેશમાં નવા છો, અહીંઆંની તમને કશી માહિતી નથી; એટલે ભળતા લોકોની સલાહે ચાલવાથી આપને હિતને બદલે હાનિ થવાનો વિશેષ સંભવ છે. આપ જો અમારી ટોળીના નાયક થાવ—"

ડોવલીન વચમાંજ બોલી ઉઠયો " સમજ્યો, ચાંદખાં, આવી ખોટી સલાહ આપવા તમે આટલી બધી દોડાદોડ કરી ? "

નમ્રતાપૂર્વક સલામ કરીને ચાંદખાં બોલ્યો " ક્ષમા કરો હજુર, આપને મારી સલાહ ન પસંદ પડી હોય તો ફિકર નહિ. પરંતુ મને વિશ્વાસ છે કે આપને કહેલી મારી ગુપ્ત વાત ત્રીજાને કાને તો નહિજ જાય. "

" એ વિષે કશો ડર રાખશો નહિ. પણ એટલું ધ્યાનમાં રાખજો કે જેને તેને મોઢે આવી વાતો ન કર્યા કરશો. " " અરે સાહેબ, માણસ ઓળખ્યા વગર એવી વાત થતી હશે ? " " ઠીક હવે, માણસની જો તમને ખરેખરી પારખ જ હોત તો મારી આગળ તમે આવી વાત કાઢત જ નહિ. હશે, થયું તે થયું. ભૂતકાળની વાતો હવે ભૂલી જાવ અને ખુદાનો ડર રાખી સારી રીતે ચાલવાનો પ્રયત્ન કરો. " આ સાંભળીને ચાંદખાં કાંઇ બોલ્યો નહિં. એના મુખ ઉપર અનુતાપની છાયા પ્રસરી રહી. ચિંતાતુર

રહને એ ઉભો રહ્યો. એને ઉદ્વિગ્ન સ્થિતિમાં વિદાય કરવાનું ડોવલી-નને ઉચિત ન લાગ્યું. એ બોલ્યો "ચાંદખાં, તમારી સાથેની વાત-ચીત ઉપરથી અનુમાન જાય છે કે તમને દરબારની સારી માહિતી હોવી જોઇએ. મારો અહીં આવવાનો ઉદ્દેશ ગુપ્ત નથી. રણજીતસિંહ મહારાજનો આશ્રય શોધવા જ હું અહીં આવેલો છું; એટલે દરબા-રમાં કોનું વધારે ચાલે છે, મહારાજનો વિશ્વાસપાત્ર કોણ છે, એમની મુલાકાત કોની મારફતે થઇ શકે એમ છે, વિગેરે હકીકત જો હરકત ન હોય તો કહો."

"હજુર, એમાં હરકત તે શી ? આ ચાંદખાં આપનો ગુલામ છે. મને દરબારની જેટલી માહિતી છે તે તમામ આપને હું નિવેદન કરૂં છું." એમ કહીને ચાંદખાંએ દરબારની બધી હકિકત ડોવલીનને કહી સંભળાવી અને તેમાં કાંઇ શંકા ઉઠતી તો ચાંદખાં તેનું સમાધાન કરતો હતો. ડોવલીનના પ્રત્યેક પ્રશ્નના ઉત્તર ચાંદખાંએ ખુલ્લા દીલે અને સરળપણે આપ્યા. આ વાતચીત ચાલતી હતી એટલામાં ત્યાં બન્નુ આવી પહોંચ્યો અને વરધી આપી કે "બહાર ફકીર અજીજુદ્દીનના ભાઈ કાલિફા નુરૂદ્દીન બહાદુર આવેલા છે." ડોવલીને તેમને અંદર બોલાવવા માટે બન્નુને આજ્ઞા કરી એટલે ડોવલીન અને ચાંદખાં બેઠા હતા ત્યાં કાલિફા નુરૂદ્દીન આવી પહોંચ્યા. ડોવલીને ઉભા થઇને તેમનો યોગ્ય સત્કાર કર્યો અને છેક પોતાની પાસે બેસાડયા. ચાંદખાં તો પોતાની જગ્યાએ નિર્ભયપણે બેસી રહ્યો હતો. શિષ્ટાચાર પ્રમાણે આ બન્નેની વાતચીત શરૂ થઈ એટલે ચાંદખાં ઉઠીને ઉભો થયો, ડોવલીનને છેક નીચા વળીને સલામ કરી અને ત્યાંથી ચાલ્યો ગયો. કાલિફા નુરૂદ્દીન ખરેખરો ઉદાર અને દિલદાર ગૃહસ્થ હતો. એને જોવા

માત્રથી જ હરકોઇને ખાતરી થઇ જાય કે એ ઘણો સુશીલ હતો. અમારા વાંચકવૃંદને ડોવલીનનો તો પરિચય છે જ. આ બન્ને ગૃહસ્થો ઘણા સખી દીલના હોવાથી બે ઘડીના પરિચયથી જાણે કેટલાએ દિવસનો પરિચય હોય તેમ, બે મિત્રોની માફક સ્નેહભરી વાતો કરવા લાગ્યા. નુરૂદ્દીને ડોવલીનને દરબારની સર્વ વસ્તુ-સ્થિતિથી વાકેફ કરી દીધો અને અત્યારની દરબારની નાજુક સ્થિતિ વખતે ડોવલીન સાથે પોતાની મુલાકાત થઇ તે ઘણું જ સારૂં થયું એમ પણ એણે ડોવલીનને જણાવ્યું. ચાંદખાં અને નુરૂદ્દીન બન્નેની વાત મળતી આવી તે ઉપરથી ડોવલીનના લક્ષમાં આવી ગયું કે રણજીતસિંહના દરબારમાં ફકીર અજીજુદ્દીનનું ઘણું સારૂં માન છે અને દરબારમાં એની પ્રતિષ્ઠા ઘણી ભારે છે. ફકીરજીની કૃપાથી પોતાનું સર્વ કાર્ય સાધ્ય થવા સંભવ છે એમ લાગવાથી ડોવલીને યોગ્ય શબ્દોમાં તેમનો આભાર માન્યો અને ફકીરજીની આજ્ઞા પોતાને શિરોધાર્ય છે એમ પણ એણે વિશેષમાં જણાવી દીધું. એને ખાતરી હતી કે ફકીરજી જેવા રાજકારસ્થાની, સુશીલ ઉમરાવ અયોગ્ય કામ કરવાનું કદી કહે નહિ. તેમ નુરુદ્દીને પણ ખાતરી આપી કે સાહેબને શિરે જે કાર્યભાર નાખવામાં આવશે તેથી સાહેબની કીર્તિને હાનિ ન પહોંચતાં એમના ગૌરવનો મહિમા ઓર વધી જશે. બીજી કેટલીક વાતો કર્યા પછી અને બે ચાર દિવસમાં રણજીતસિંહ સાથે સાહેબની મુલાકાત થઇ જશે એવું આશ્વાસન આપીને નુરૂદ્દીન ડોવલીનની રજા લઇને ત્યાંથી ઉઠ્યા.

---

પ્રભાતે પાંચ વાગ્યામાં ઉઠીને પ્રાતર્વિધિથી પરવારી કેટલેક દૂર સુધી ફરી આવવાનો ડૉવલીનને બાલપણથી અભ્યાસ હતો. જે દિવસે એને દરબારનું નિમંત્રણ હતું તે દિવસે એ નિત્ય નિયમ કરતાંએ વહેલો ઉઠયો. બન્નુ અને ધન્નુ તો પોતાના માલીક કરતાંએ વહેલા ઉઠયા હતા. તેમણે તમામ નોકરોને ઉઠાડયા અને સૌ સૌને પોત પોતાના ઘોડા સજ્જ કરવાની વરધી આપી દીધી. સર્વેએ ઉઠીને ઝટ ઝટ પરવારી લીધું, ઘોડા તૈયાર કરી દીધા, અંગે પોષાક ચઢાવી લીધો અને ઘોડાઓ ઉપર સ્વાર થઇને ડૉવલીનની આજ્ઞાની રાહ જોતા ઉભા રહ્યા. બન્નુએ અંગ્રેજી પલટણના સુબેદાર પ્રમાણે અને ધન્નુએ હવાલદાર પ્રમાણે પોષાક ધારણ કરી દીધો. પ્રસ્થાન માટેની બધી તૈયારીઓ થઇ ગઇ એટલે બન્નુએ ડૉવલીનને ખબર આપી. ડૉવલીન પણ કર્નલનો પોષાક પહેરીને તૈયારજ થઇ રહ્યો હતો એટલે બન્નુએ ખબર આપ્યા બરોબરજ એ બહાર આવ્યો અને બલુન ઉપર એણે આરોહણ કર્યું. પોતાના તમામ સૈનિકોને એક દૃષ્ટિ–નિક્ષેપથી એણે વ્યવસ્થિતપણે સજ્જ થઇને ઉભેલા નીરખી લીધા અને એને સંતોષ થયો. તેમને એણે થોડીવાર કવાયત કરાવી અને કેમ વર્તવું વિગેરેની યથોચિત સુચના આપીને સર્વને લઇને એણે શહેર તરફ પ્રયાણ કર્યું. આજે એના મુખ ઉપર વિલક્ષણ તેજ અને ઉત્સાહ વિલસી રહ્યાં હતાં. એના મુખની કાંતિ આજે ચમકારા મારી રહી હતી. એના સૈનિકો પણ એના જેવાજ ઉત્સાહવાળા જણાતા હતા. લાહોર શહેરમાં એણે પ્રથમ પગ મુકયો તે વખતે લોકો જેવા એના ઠાઠમાઠથી ચકિત થઇ ગયા હતા તેવા આજે પણ એના તેજમાં બધા અંજાઇ ગયા અને એની રીતભાત

અને પોષાકની પ્રશંસા કરવા લાગ્યો. જો કે ડૅાવલીનનું મુખ ઉત્સાહ-પૂર્ણ જણાતું હતું, છતાં એ મુખ ઉપર ચિંતાની રેખા જણાયા વિના નહોતી રહેતી. "દરબાર કેવો હશે, રાજાનું પ્રધાન મંડળ કેવા પ્રકારનું હશે, મારી સાથે તે કેવી રીતે વર્તશે, હું મહારાજાનો કૃપા-પાત્ર થઈશ કે નહિ, ફકીરજીએ મારા સંબંધમાં મહારાજાને શીશી વાત કરી હશે, ફકીરજીને મારે માટે આટલો બધો પક્ષપાત શાથી થયો હશે, શું એમનો પણ ચાંદખાંની માફક કાંઇ હેતુ હશે; " વિગેરે અનેક વિચારો ડૅાવલીનના મગજમાં રમી રહ્યા હતા. "ફકી-રજીનો હેતુ ભલે ગમે તેવો હોય, પરંતુ સાવચેતી રાખીને વર્તીશ અને સત્ય માર્ગે ચાલીશ તો મને કશું નુકસાન થવાનું નથી. " આ વિચારે એના મુખ ઉપરની ચિંતાની રેખા લુપ્ત થવા લાગી.

ડૅાવલીનની સ્વારી દબદબાથી દરબાર તરફ જતી હતી એટલામાં જ્યાં બે રસ્તા મળતા હતા ત્યાં આગળ જમણી બાજુથી કેટલાક ઘોડેસ્વાર એની પાસે આવતા જણાયા. એ ઘોડેસ્વારોની પાછળ છત્રચામરધારી કેટલાક શ્રીમાન ઉમરાવો પણ જણાતા હતા. તેમને જોઇને ડૅાવલીનને અજાયબી થઇ આવી અને જરૂર પડે કેવી રીતે વર્તવું તેનો એ વિચાર કરવા લાગ્યો. આ આવનાર ટોળી એટલી બધી પાસે આવી પહોંચી કે ડૅાવલીને જો જરા ઉતાવળ કરી દીધી હોત તો પોતાનાં માણસો અને આ આવનાર ટોળીનાં માણસો સેળભેળ થઇ જાત અને ઉભય પક્ષમાં થોડો ઘોટાળો થઈ જવાનો સંભવ રહેત. આ નવીન ટોળીનો ઠાઠમાઠ પુરેપુરો ડૅાવલીનની દષ્ટિએ આવ્યો ત્યારેજ એને ખબર પડી કે આ તો ખુદ રણજીતસિંહ મહા-રાજાનીજ સ્વારી છે. એટલે તરતજ એણે પોતાની તરવાર ઉંચી કરી અને કાંઇક શબ્દનો ઉચ્ચાર કર્યો. એ શબ્દના ઉચ્ચારની

સાથેજ એના તમામ સૈનિકો મહારાજાને અભિવંદન કરવાને એકદમ પદ્ધતિસર અમુક સ્થિતિમાં ઉભા રહ્યા. ડૉવલીનના તમામ ઘોડેસ્વારોને એકજ પદ્ધતિથી યંત્રવત્ એકદમ ઉભા રહેલા જોઇને મહારાજાની સ્વારીનાં માણસો વિસ્મય પામી ગયાં અને જતાં જતાં ડૉવલીન અને એનાં માણસો ઉપર વિસ્મિત દૃષ્ટિપાત કરવા લાગ્યા. આ સ્વારીની મધ્યમાં એક પાણીદાર અશ્વ જણાઇ આવતો હતો, અને એ અશ્વ ઉપર મૂલ્યવાન પોષાક ધારણ કરીને બેઠેલ એક પ્રભાવશાળી વ્યક્તિને લોકો ઘણું માન આપતા હતા. એટલે ચાણાક્ષ ડૉવલીન તુરતજ સમજી ગયો કે એજ વ્યક્તિ તે મહારાજા હશે. કદાચ ડૉવલીનને આ નૃપકેસરીનો એકાકી સમાગમ થયો હોત તો આ તેજ જગવિખ્યાત રણજીતસિંહ છે એમ ખાતરીપૂર્વક એ ન કહી શકયો હોત. કારણ કે રણજીતસિંહની શરીરાકૃતિ તદ્દન સાધારણજ હતી, તેમજ એનો પોષાક પણ તદન સાદો હતો. એટલે જેણે કોઇ દિવસ પણ રણજીતસિંહને જોયો ન હોય તે આ "પંજાબ-પતિ છે" એમ ન ઓળખી શકે તો એમાં કાંઇ મોટું આશ્ચર્ય કહેવાય નહિ.

રણજીતસિંહ તદન સાદો હતો. એનામાં સૌન્દર્ય પણ નહોતું. અરે સૌન્દર્યની વાત તો બાજુએ રહી પરંતુ એક સાધારણ પ્રતિના મનુષ્યના મુખ ઉપર જેટલું તેજ જોવામાં આવે છે તેટલુંએ તેજ એના મુખ ઉપર જોવામાં આવતું નહોતું. તોપણ તેટલા ઉપરથી એ એક સાધારણ માણસ છે એમ કહેવાનું કોઇ સાહસ કરી શકે નહિ. એ વિલક્ષણ પ્રતિભાશાળી હતો. એની કર્તૃત્વશક્તિ અસાધારણ હતી. એને માટે એવું કહેવાય છે કે એ જેવો શરીરે હતો તેવો બોલવામાં પણ બેતાલો જ હતો. છતાં એના ઉપર સર્વનો પ્રેમ

હતો, એને માટે સર્વને આદર હતો અને એનાથી સર્વ થરથર ધ્રુજતા. આમ બહારથી એ તદ્દન સીધો અને સાધારણ જણાતો હતો એ વાત ખરી, પણ યુદ્ધ સમયે એના મુખ ઉપર એવું ભયંકર તેજ ચમકી ઉઠતું અને એ એવી સિંહગર્જના કરતો કે ભલભલા નરપતિઓની મુછના આંકડા નમી જતા. દરબારમાં જ્યારે એ આવીને બેસતો ત્યારે પણ એની પ્રતિભાની સર્વને પ્રતીતિ થઇ જતી. નિત્ય નિયમ પ્રમાણે આજે પણ એ પોતાના અમીર ઉમરાવોને લઇને શહેર બહાર સહેલ કરવા નીકળી પડયો હતો અને અત્યારે એ પોતાની સ્વારી સાથે શહેરમાં પાછો વળતો હતો. રણજીતસિંહ સાથે પાંચ પચ્ચીશ ઉમરાવો હતા અને દરેક ઉમરાવને અકેક છતરીવાળો હતો. ઘોડા ઉપર બેઠેલા ઉમરાવોને તાપ ન લાગે માટે પગવાળા છતરી ધરનારાઓ લાંબા દાંડાની રેશમી છતરીઓ ઉઘાડીને પોતપોતાના ઉમરાવને શિરે છતરી ધરી રહ્યા હતા. આ સ્વારીની આગળ દસ વીસ સ્વાર અને પાછળ પણ દસવીસ સ્વાર હતા. એમનો પોષાક ઇંગ્લીશ સ્વાર જેવો હતો અને દરેકની પાસે ઢાલ, તરવાર, ભાલો, બંદુક અને પીસ્તોલ એવાં પાંચ શસ્ત્ર હતાં. સ્વારો અને ઉમરાવો જુદી જુદી જાતિના હતા. કેટલાક, શિખ, કેટલાક પઠાણ, કેટલાક હિંદુ અને કેટલાક ગુરખા હતા. ઉમરાવોનો પોષાક તદ્દન રેશમી જ હતો. એમણે લાંબાં લાંબાં વિવિધ રંગનાં અંગરખાં પહેર્યાં હતાં. સ્વારીનો આ બધો પ્રકાર ડોવલીનની આંખે નવો હતો એટલે એને એ જોઇને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતું. આ તમામ લોકોનો પોષાક વિવિધ રંગના રેશમી કાપડનો હતો; પરંતુ એમની મધ્યમાં પાણીદાર અશ્વ ઉપર આરૂઢ થયેલા પુરુષનો પોષાક સુતરાઉ હતો અને તે સર્વમાં ભાત પાડતો હતો, એટલે એજ રણજીતસિંહ છે એમ ડોવલીને અટકળ

કરી લીધી. આપણે ઉપર જણાવી ગયા છીએ કે ડૉવલીનના સ્વારોની પદ્ધતિથી રણજીતસિંહની સ્વારીના પ્રત્યેક જણનું લક્ષ તેમના તરફ આકર્ષાયું. અરે ખુદ મહારાજા પણ આ વ્યવસ્થિત પદ્ધતિથી ખુશ થઈ ગયા. મહારાજા ડૉવલીનના સ્વારથી ઘણે દૂર હતા એટલે એ સ્વારોની પાસે ઉભેલા મહારાજાના પાયદળમાંના કેટલાક લોકો ગપ્પાં મારતા ચાલતા હતા. કેટલાક તો આ સ્વારોનો ઉપહાસ કરવાનું પણ ચુકયા નહિ. ડૉવલીનના સ્વારોએ આ ઉપહાસનો પ્રત્યુત્તર માત્ર હાસ્ય કરીને જ વાળ્યો. મહારાજાની સ્વારી થોડી આગળ નીકળી ગઇ એટલે ડૉવલીને પોતાના સ્વારોને બીજો હુકમ આપ્યો. સ્વારો જે સ્થિતિમાં ઉભા હતા તે સ્થિતિ બદલીને બબ્બેનાં જોડખાં બંધાયાં અને એક જોડખાની પાછળ બીજું એવી રીતે ચાલવા લાગ્યા. એટલામાં રણજીતસિંહની સ્વારીમાંનો એક સ્વાર પાછો આવ્યો અને ડૉવલીનને સલામ કરીને કહ્યું કે " મહારાજાએ આપને કહાવ્યું છે કે અમારી પાછળ આપ સાલીમાર બાગમાં પધારજો. " મહારાજાની આજ્ઞા સંભળાવીને સ્વાર પાછો વળ્યો. આ આજ્ઞા સાંભળીને " હવે મહારાજાનાં મને દર્શન થશે " એ વિચારે ડૉવલીનને આનંદ થયો. પરંતુ મહારાજાની મુલાકાત થયા પછી આગળ શું થશે તેની ચિંતા હજુ એના મનમાં કાયમ જ હતી.

લાહોર શહેરની મધ્યમાં રણજીતસિંહે એક ઘણો મોટો અને અત્યંત સુંદર બાગ બનાવ્યો હતો અને એ બાગનું નામ સાલીમાર બાગ રાખેલું હતું. આ બાગમાં દરબાર વિગેરેને માટે પણ દરબાર-ગૃહની ઘણી સુંદર યોજના કરવામાં આવી હતી. અત્યારની ભાગી તુટી અવસ્થામાં પણ એ બાગ રણજીતસિંહના સમયના વૈભવની સાક્ષી આપી રહ્યો છે. એ બાગના એક દરવાજા આગળ મહારાજાની

સ્વારી આવી પહોંચી. સ્વાર અને ઉમરાવોની બે બાજુએ બે હારો ગોઠવાઇ ગઇ. વચ્ચે જવા આવવાનો રસ્તો ખુલ્લો રાખ્યો. એ રસ્તે રણજીતસિંહ સર્વની સલામો ઝીલતો ઝીલતો બાગમાં ગયો એટલે સ્વાર અને ઉમરાવોની હાર એક થઇ ગઇ, અને તે પણ મહારાજાની પાછળ બાગમાં ગયા. ડૉવલીન પણ પોતાના માણસો સાથે આવી પહોંચ્યો હતો અને મહારાજાની આજ્ઞાની રાહ જોતો બહાર ઉભો રહ્યો હતો. રણજીતસિંહ બાગમાં પ્રવેશ કરીને દરબારગૃહમાં ગયો એટલે ઘોડેસ્વાર અને પાયદળવાળા નવરા પડયા તેથી પેલો યૂરોપીયન કોણ છે તે જાણવાના કુતુહલથી એ બધા ડૉવલીન આગળ ભેગા થઇ ગયા. કેટલાક શાંતિથી ડૉવલીનનું નિરીક્ષણ કરવા લાગ્યા, કેટલાક ડૉવલીનનાં માણસોની પ્રશંસા કરવા લાગ્યા અને કેટલાક મોઢેથી હસીને એમની મશ્કરી પણ કરવા લાગ્યા. ધીમે ધીમે આ ઠઠ્ઠા મશ્કરી કરનારનું ટોળું વધારે ઉચ્છૃંખલ બનતું ગયું અને સાહેબની ગમ્મત કરવા બીજા લોકો પણ એ ટોળામાં ભળ્યા. ડૉવલીનને પંજાબી ભાષાનું જ્ઞાન નહોતું પરંતુ ઉર્દુ અને હિંદી ભાષા સારી આવડતી હતી; તેથી આ લોકો એનો ઉપહાસ કરી રહ્યા હતા તે થોડો થોડો એ સમજી શકતો હતો. આ લોકોનું હલકટપણું જોઇને એના જીવને સંતાપ થયો, પણ દેશ, કાલ અને પાત્રનો વિચાર કરીને એ સંતાપને મનમાંજ સમાવીને મૌન ધારણ કરી રહ્યો. આ લોકની પરવા કર્યાં શિવાય એ પોતાની સ્થિતિનોજ વિચાર કરી રહ્યો હતો એટલે એમના તરફ એણે જાણી જોઇને દુર્લક્ષ કર્યું હતું. આ ઠઠ્ઠાખોરોએ તો એના મૌનનો અવળો અર્થ લીધો હતો અને આ સાહેબની જેટલી મશ્કરી કરીશું તેટલી ચાલશે, એ શું સમજવાનો છે, એમ ધારીને જે તે સાહેબની મશ્કરી કરીને પોતાની જાતને ધન્ય માનતો હતો.

આ ટોળામાં એકલા સીપાઇઓ અને સાધારણ માણસ ન હતા. એમાં કેટલાક સારા હોદ્દેદાર માણસો પણ હતા. આ ધીંગા ટોળીમાં ઘોડે-સ્વાર પલટણનો એક સેનાપતિ પણ દાખલ થયો હતો, એટલે એની હુંફે સાહેબની મશ્કરી કરવાની બીજાઓને હિંમત આવી હતી. એ સેનાપતિનું નામ નંદસિંહ હતું. એ યુવાન, સાહસિક અને ઘોડા ઉપર બેસવામાં ઘણો કુશળ હતો. એના એ ગુણમાં લુબ્ધ થઇને રણજીતસિંહે એને એક નાની ઘોડેસ્વાર ટુકડીનો સેનાપતિ બનાવ્યો હતો. નંદસિંહ પહેલેથીજ નીચ અને કુટિલ વિચારનો હતો. અને તેમાં આ અધિકાર પ્રાપ્ત થયો એટલે એ વધારે ઉન્મત્ત થઇ ગયો હતો. એનો ઘોડો સાધારણ પ્રતિનોજ હતો, છતાં પોતાના ઘોડા જેવો પાણીદાર ઘોડો આખા જગતમાં કોઇનોયે નથી. અને પોતે એને શિક્ષણ આપેલું છે એટલે એ તો અદ્વિતીય છે એમ એને લાગતું હતું. પોતે આ ઘોડા ઉપર બેઠો હતો એટલે તેને બીજા સ્વાર અને બીજા ઘોડા તુચ્છ જેવા લાગતા હતા; પરંતુ ડૉવલીનના બલુનને જોઇને એનો એ ભ્રમ કેટલેક અંશે દૂર થઇ ગયો, અને એ ઘોડાની સર્વત્ર પ્રશંસા થતી સાંભળીને એ દ્વેષથી બળી ઉઠયો હતો. ડૉવલીને લોકોના અંતરમાં વાસ કરી દીધો હતો ત્યાંથી એને કોઇ પણ રીતે હેઠો પાડવાને નંદસિંહ હજાર પ્રકારની યુક્તિ પ્રયુક્તિ ખોળવા લાગ્યો. ડૉવલીન જે જગ્યાએ ઉભો હતો ત્યાં આગળ એણે પોતાના ઘોડાને ગોળ ચક્કર ફેરવવા માંડયો અને અશ્લીલ ગાયન ગણગણવા લાગ્યો. સભ્ય લોકોને તો નંદસિંહની આ રીતભાત બીલકુલે ગમી નહિ. પણ કરે શું ? નંદસિંહ રણજીત-સિંહનો પ્રીતિપાત્ર ઠર્યો એટલે એને કહેવાય પણ શું ? કહેવા જાય તો ' આવ કુવાડા પગ ઉપર ' એવી પોતાની સ્થિતિ થાય; એટલે એને કોઇ કશું કહી શકયું નહિ. તોફાની વાજું તો નંદસિંહને એના

કાર્યમાં ઉત્તેજન આપવા લાગ્યું. પ્રથમ તો નંદસિંહ ડૉવલીનની દૂર રહ્યાં રહ્યાં પ્રદક્ષિણા કરતો હતો. પરંતુ એણે જોયું કે સાહેબ તો કશુંયે બોલતા નથી, એ તો સાવ ઠંડા છે; એટલે એણે પોતાની પ્રદક્ષિણાનો ઘેરાવો નાનો નાનો કરવા માંડયો. ડોવલીન્ જો કે બહારથી તો શાંત જણાતો હતો પણ એના મનમાં તો આ માન-સંભ્રમથી પારાવાર સંતાપ થઇ આવ્યો. નંદસિંહને કેવા પ્રકારનું શાસન કર્યું હોય તો તે પોતાનું નામ ન દે, તેનો એ દૂરદર્શીપણે વિચાર કરી રહ્યો હતો. નંદસિંહને શાસન કરવું એ તો એને મન રમત વાત હતી; પરંતુ એના પરિણામના વિચારથી એ પાછો ખેંચાતો હતો. હજુ એને મહારાજા સાથે મુલાકાત થઇ નહોતી તે પહેલાંજ નંદસિંહને શાસન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એ એને અસહ્ય લાગતું હતું. હવે જો એ શાસન નથી કરતો અને શાંતિથી તાલ જોયા કરે છે તો પોતાના આત્મગૌરવનું રક્ષણ કરવું અશક્ય થઇ પડે છે. એ ઘણો માની સ્વભાવનો હતો. વિના કારણ થતા અપમાનને એ જરા પણ સાંખે એવો નહોતો, એટલે એણે મન સાથે નિશ્ચય કરી દીધો કે ભલે મહારાજા મને આશ્રય આપે કે ન આપે, તેની મને કાંઈ કરવા નથી; પરંતુ આ નીચને તો એની કૃતિનો બદલો આપવોજ જોઇએ. નંદસિંહ ડોવલીનના દીલ ઉપર એનો ઘોડો લાવ્યો ત્યારે એ બોલી ઉઠયો " મારા ઘોડાને એક ખરાબ કુટેવ પડેલી છે. એની પાસે ગમે તે મનુષ્ય કે પ્રાણી આવે છે તેને એ ધડ લઇને લાત માર્યા વગર રહેતો નથી. માટે તમે સંભાળીને પાસે આવજો. ઘોડો એના સ્વભાવ ઉપર જશે તો નાહક તમને હેરાનગતિ પહોંચાડશે. "

નંદસિંહના ઉન્મત્ત અને તુમાખી ભેજામાં આ સુચના શાની

પેસી શકે ? એ તો એની ઉપહાસાત્મક વૃત્તિમાં તન્મય થઇ ગયો હતો. પોતે જાણે કેવુંએ મોટું પરાક્રમ કરી રહ્યો છે અને લોકો એના પરાક્રમની કેવી વાહવાહ બોલાવે છે, એ વિચારમાં એને સત્ય સુઝયુંજ નહિ. એણે ડોવલીનની સૂચનાને હસી કાઢી અને એ ડોવલીનની નજીક જઇને વધારે તાણીને પેલું અશ્લીલ ગાયન બોલવા લાગ્યો. હવે ડોવલીનથી સ્વસ્થ ન રહી શકાયું. જો એણે હજુ પણ સહનશીલતા દર્શાવી હોત તો એનામાં કાંઈ પુરુષાર્થ નથી, એનામાં કાંઇ નુર નથી, એનામાં માનસંભ્રમનો વિચાર સરખો નથી એમજ બધા ધારી લેત. મહારાજા રણજીતસિંહ પોતાને માટે શો અભિપ્રાય બાંધી દેશે અને એથી કેવું વિપરીત પરિણામ આવશે એટલીજ એને ચિંતા હતી; પરંતુ પોતાના સ્વત્વને હિણપત લગાડીને એ મહારાજાની પ્રીતિ સંપાદન કરવા ઇચ્છતો નહોતો. એટલે પરિણામ પ્રતિ દુર્લક્ષ કરીને એણે કોઇ ન જાણે તેમ બલુનને એડી મારીને સૂચન કરી દીધું. સ્વામીભકત બલુને પોતાને થયેલી આજ્ઞા તરતજ અમલમાં મુકી દીધી. જેવો નંદસિંહનો ઘોડો પોતાની પાછળ આવ્યો તેવીજ બલુને પોતાના પાછલા પગની એક એવી જોરથી લાત ઝાડી દીધી કે ભયંકર આઘાતથી નંદસિં-હનો ઘોડો કોકડું થઇ જઇને ધબ લઇને જમીન પર પડી ગયો. એટલે એ ઘોડા ઉપર સ્વાર થયેલો નંદસિંહ પણ આપો આપ ઉથલી પડયો. એકાદ કિલ્લાનો બુરજ જેવો કિલ્લા ઉપરથી ધસી પડે તેજ પ્રમાણે નંદસિંહની ગતિ થઇ. પ્રેક્ષકસમુહમાં નંદસિંહની હાંસી કરનારા કાંઇ થોડા નહોતા. નંદસિંહને એના કર્મનું યોગ્યજ ફળ મળ્યું છે જાણીને કેટલાક તો "ઠીક થયું, ઠીક થયું" બોલીને હર્ષથી તાળીઓ પણ પાડવા લાગ્યા. એની ફજેતી પારાવાર થઈ રહી. ઘોડો

તો જમીન ઉપર પડયો તેવોજ પાછો ઉભો થઇ ગયો; પરંતુ નંદ-સિંહનો એક પગ પેંગડામાં ભરાઈ રહેલો હોવાથી એની તો ખરે-ખર કફોડી સ્થિતિ ગઇ. એક પગ પેંગડામાં અને એક પગ જમીન ઉપર, આ ખેલ જોઇને તો સર્વત્ર હસાહસ થઇ રહી. નંદસિંહના અંગરક્ષક જેવા સાત આઠ સ્વાર એની પાસેજ ઉભા રહ્યા હતા, તેઓએ એને આવી દશામાંથી મુકત કરી ફરી ઘોડા ઉપર બેસા-ડવાનો પ્રયત્ન કરવાને બદલે ઝટ કરતીકને મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી અને ડોવલીન સામે ઉગામી. પરંતુ ડોવલીનના સ્વારો પોતાના પ્રભુની આપત્તિ જોઇ રહે એવા નહોતા. એક નિમિષ માત્રમાં તો તેમણે ખણુણુ કરતી પોતાની તલવારો બહાર કાઢી અને ચાર ચારની ટોળી બંધાઇને નંદસિંહના તમામ સ્વારોને પૃથક્ પૃથક્ ઘેરી લીધા. ડૉવલીનના સ્વારોની ચપળતા અને શિક્ષ-ણને જોઇને ત્યાં એકત્રિત થયેલા સર્વ લોક છક્ક થઇ ગયા. ડોવલીન જાણે પોતે કશું જ જાણતો નથી એવો ભાવ ધારણ કરીને, નંદસિંહ પડયો એટલે પોતાના ઘોડાને બાજુએ વાળીને સહાનુભૂતિ દર્શાવતાં " અરે અરે, આમને ઉઠાડો " એમ બોલતો એ પોતાના ઘોડા ઉપરથી ઉતરીને નંદસિંહ પાસે ગયો. અમને લખતાં જેટલી વાર થઇ તેના કરતાં યે અલ્પ કાલાવધિમાં આ બધી ઘટના બની ગઇ. ડોવલીને એકવાર પેંગડામાંથી નંદસિંહનો પગ છુટો કર્યો. પછી એને ઉઠાડીને બરોબર બેસાડયો અને એના અંગ ઉપર ચોંટેલી ધૂળ પોતાના રૂમાલવતી ખંખેરતો " કયાં વાગ્યું ? બહુ વાગ્યું ? " વિગેરે પુછવા લાગ્યો. નંદસિંહનું મોટું ભાગ્ય કે એ ઘોડાની તળે ન આવી ગયો, નહિ તો એનું આખું અંગ કચરાઇ જાત. પરંતુ સારે નસીબે એ ઘોડાથી જરા દૂર પડયો હતો એટલે એને લાંબી ઇજા

થવા પામી નહોતી. જો એણે ધાર્યું હોત તો કોઈની સહાય વગર ઉઠીને એ ઘોડા ઉપર બેસી જાત: પરંતુ ડોવલીનની ફજેતી કરીને આત્મપ્રતિષ્ઠા વધારવા જતાં પોતે જ ફસાઇ પડ્યો અને ઉલટી પોતાની જ હાંસી થઇ એથી એની સ્થિતિ ગાંડા જેવી થઇ ગઇ હતી, તેમાં વળી ખુદ ડોવલીન જ એને ઉઠાડવા આવ્યો અને તેમ કરીને પોતાના ઉદાત્ત અંતઃકરણની સૌને ઓળખાણ કરાવવા લાગ્યો એટલે તો એને મરવા જેવું થઇ પડ્યું. ડોવલીન એના અંગ ઉપર ચોંટેલી ધૂળ ખંખેરતાં બોલ્યો " મેં આપને પહેલેથી જ કહ્યું હતું ને, કે મારા ઘોડાને એક ખરાબ ટેવ પડેલી છે; પરંતુ આપે મારા કહેવા ઉપર લક્ષ જ ન આપ્યું. આપે જો મારું કહ્યું માન્યું હોત તો આવું ન થાત. હશે હવે, બનવાની બની ગઇ. ભવિષ્યમાં તમે હવે વધારે સાવધ રહેશો." એમ કહીને એણે એને ઘોડા ઉપર બેસાડ્યો અને પછી પોતે પણ બલુન ઉપર આરોહણ કર્યું. ડોવલીનના આવા કૃત્યથી સર્વનાં હૃદય હરખ્યાં અને પહેલાં જે લોકો એનો ઉપહાસ કરવામાં ભળ્યા હતા તેમને એનો ભય લાગવા માંડ્યો અને મનમાં ને મનમાં તેમને એના ઉપર ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થયાં. નંદસિંહ ઉપર તો આથી વિપરીતજ પરિણામ આવ્યું. એના મુખ ઉપર ક્રોધ, દુઃખ, લજ્જા, ઘૃણા, પ્રતિહિંસા વિગેરે મનોવિકારો ઉમટી આવ્યા. એની આંખમાંથી ખુનસના તો અંગારા વરસી રહ્યા હતા. સાહેબની ઠઠ્ઠા મશ્કરી કરવામાં જે લોકો એની સાથે સામેલ થયા હતા તેમને એ પોતાના બંધુ જેવા ગણતો હતો; પરંતુ એજ લોકો એને ઘોડા ઉપરથી ગબડી પડેલો જોઇને એની હાંસી કરવા લાગ્યા ત્યારે તો એને એમ જ થયું કે " હવે ક્યાં લપાઇ જાઉં !" એનો ક્રોધ અને મત્સર સીમા ઉલ્લંઘીને

એટલાં બધાં આગળ વધી ગયાં કે એ વિવેકશૂન્ય થઇને ડોવલીનને જોઇને પોતાના દાંત અને હોઠ પીસવા લાગ્યો. જો થોડીવાર આમ ચાલ્યા કર્યું હોત તો વળી એ બીજું પણ ન કરવાનું કરી બેસત. પણ એટલામાં જ બાગમાંથી એક રાજદૂત આવ્યો અને ડોવલીનને સલામ કરીને બોલ્યો "મહારાજા આપને બોલાવે છે." દૂતનું કહેવું સાંભળતાં જ પોતાના તમામ સ્વારો સાથે ડોવલીન બાગના દરવાજા આગળ ગયો અને બન્જુને પોતાનો ઘોડો સોંપીને અંદર ગયો. ડોવલીન બાગમાં પ્રવેશ કરવા જેવો ઘોડા ઉપરથી ઉતર્યો તેવો જ પ્રેક્ષકોએ તાળીઓ વગાડીને ઘોર હર્ષનાદ કરી મુકયો. લોકોના હર્ષનાદને પોતાની ટોપી ઉતારી ઝીલતો ઝીલતો વિનય દાખવતો એ દૂતની જોડે જોડે દરબારમાં ગયો.

દરબારગૃહ જો કે ઘણું ભવ્ય અને પ્રશસ્ત હતું, પરંતુ એ ડોવલીનને ન આનંદી શકયું. ગમે તેવા નાના રાજાનું દરબારગૃહ પણ કાંઇક તો શણગારેલું હોય; પરંતુ રણજીતસિંહનો દરબાર તો છેકજ સાદો. કશોયે આડંબર નહિ, શણગારે નહિ ને શોભાએ નહિ. જેવો એનો પોષાક સાદો તેવોજ દરબાર. દરબાર ગૃહના સિંહ દરવાજે ભાલાવાળા ચોપદાર ઉભા હતા અને અંદર બીજા હજુરીયાઓ વિગેરે નોકરો પોતપોતાના નિયત સ્થાને ગોઠવાઇ ગયા હતા. એમની પેલી બાજુએ મોટી મોટી શેતરંજીઓ પાથરી દીધેલી હતી. એના ઉપર કારકુન વર્ગ અને તેમના ઉપરીઓ લેખનકાર્યમાં ગર્ક થઈ ગયેલા જણાતા હતા. રણજીતસિંહનો એવો નિયમ હતો કે સવારે દરબારમાં આવીને આખા રાજ્યમાં જે કાંઇ નિયમ કે સંદેશ પાઠવવાનો હોય તે કારકુનોને કહી સંભળાવવો. મહારાજાના મુખથી બહાર પડતો નિયમ કે સંદેશ કારકુનો કાગળ

ઉપર ટપોટપ ટપકાવી લેતા અને તેની જોઈ એ તે પ્રમાણમાં નકલો કરી નાખતા. પછી સાંઢણીઓવાળા દ્વારા રાજ્યના મોટા મોટા અધિકારીઓને તે પહોંચાડવામાં આવતી. આજે પણ તે નિયમ અનુસાર રણજીતસિંહે જે જે હુકમો લખાવ્યા તે તમામ લખી લખીને પાકીટોમાં બંધ કરવાના વ્યવસાયમાં કારકુનો ગુંથાઇ ગયા હતા. કારકુનો બેઠા હતા, તેમની પેલી બાજુએ શેતરંજીઓ ઉપર સાધારણ પ્રતિના ગાલીચા બીછાવી દીધા હતા. ગાલીચાઓ ઉપર ઉમરાવ અને શ્રીમાન વર્ગ બેઠેલો હતો. એની પેલી બાજુએ એક વિશેષ સુંદર બહુમૂલો ગાલીચો બીછાવેલો હતો. તેના ઉપર જમણા હાથ તરફ ૭ અને ડાબા હાથ તરફ ૭ એમ બધા મળીને રાજ્યના બાર પ્રમુખ મંત્રીઓ બેઠેલા હતા. રાત્રીઓનો પોષાક ઘણો ભભકભર્યો હતો. દરેક મંત્રીની પાછળ અકેક વ્યજન ઢોળનાર હતો. એમના દરેકના હાથમાં મોટા મોટા રેશમી વીંઝણાઓ હતા. તેમનાથી એ પોતાના માલીકને ધીમે ધીમે પવન ઢોળી રહ્યા હતા. રણજીતસિંહ એક સાદા પણ અતિમૂલ્યવાન ઉંચા સિંહાસન ઉપર બેઠો હતો. સિંહાસનની ડાબી અને જમણી તરફ બે સુંદર નાના ગાલીચા પાથરી દીધા હતા પણ તેના ઉપર કોઇ બેઠું નહોતું. રાજ્યના કોઇ વધારે પ્રતિષ્ઠિત અને આદરણીય મહાપુરુષો આવવાના હોય તો તેને માટે એ સ્થાન ખાલી રાખવામાં આવેલાં હતાં. ડોવલીન આ બધું નીહાળતો નીહાળતો પૂર્ણ અદબથી જ્યાં બાર મંત્રીઓ બેઠા હતા ત્યાંસુધી આવી પહોંચ્યો. એની સુંદર અને પ્રતિભાશાળી વીર આકૃતિ ઉપર સર્વનો ડોળો ઠરેલો હતો. એને ધારી ધારીને જોવામાં સર્વનું ચિત્ત પરોવાઇ ગયું હતું. ડોવલીન મંત્રીમંડળ આગળ આવ્યો કે તરત એણે મહારાજાની આગળ બીછાવેલા એક

ગાલીચા ઉપર એક નાનું સુંદર રેશમી વસ્ત્ર પાથરી દીધું અને તેના ઉપર એક ઉત્તમ કારીગરીવાળું ચાંદીનું પાત્ર, તેમાં સો રૂપીઆ ભરીને મહારાજાની સમક્ષ ધરી દીધું. ત્યારબાદ લશ્કરી નિયમાનુસાર એણે નમ્રભાવે મહારાજને નમન કર્યું. મહારાજાએ પણ યત્કિંચિત પોતાનું મસ્તક નમાવીને ડોવલીને ધરેલું નજરાણું અને એણે કરેલા નમનનો સ્વીકાર કર્યો. પછી અંગુલીનિર્દેષથી ગાલીચા ઉપર બેસવાનું એમણે એને સૂચન કર્યું. મહારાજાની આજ્ઞા થતાં જ એકવાર ફરીથી મહારાજાને નમન કરીને એ સિંહાસનની પાસે જઈને બેઠો. પ્રારંભમાં ડોવલીનના પરિચય માટે મહારાજાએ કેટલાક સામાન્ય પ્રશ્નો પૂછ્યા અને ડોવલીને તેના સંતોષકારક ઉત્તર આપ્યા. ત્યારબાદ મહારાજાએ એને પૂછ્યું “ તમે શું કરો છો ? કયા વિષયમાં પારંગત છો ? અહીં આવવાનો તમારો શો ઉદ્દેશ છે ? ”

આ ત્રણે પ્રશ્નો રણજીતસિંહે એક્કી વખતે જ પૂછેલા જોઈને ડોવલીનને પ્રથમ આશ્ચર્ય થયું. પણ પછીથી તરત જ એને ખ્યાલ આવ્યો કે એ તો એમની બોલવાની રીતજ એવી છે. એણે જવાબ દીધો “ઇંગ્લાંડમાં ઉત્તમ કુળના બાળકને શાળામાં જે પ્રકારનું શિક્ષણ આપવું આવશ્યક ગણાય છે તેવું શિક્ષણ મને મળ્યા પછી સૈન્યવિષયક શિક્ષણ મેં મેળવ્યું અને સૈન્યમાં નોકરી કરવી મેં શરૂ કરી. ઇંગ્લીશ સૈન્યમાં હું મેજરની પદવી ઉપર હતો. પછી હું ફ્રાન્સ ગયો. ત્યાં પહેલો લેફ્ટેનંટ કર્નલ અને પછી હું કર્નલ થયો. તેવામાં હું ત્યાં માંદો પડયો. મારે બે માસ મંદવાડ ભોગવવો પડયો. આરામ થયા પછી પર્યટણ કરવાની મને ઇચ્છા થઇ આવી એટલે વિવિધ દેશો જોતો જોતો હું ભારતવર્ષમાં આવી પહોંચ્યો.

અહીં આવ્યા પછી મારા કર્ણપટ ઉપર મહારાજાની કીર્તિનાં યશોગાનનો મધુર ધ્વનિ આવીને અથડાયો. તેમાં પણ મહારાજાનું રણકૌશલ્ય સાંભળીને તો હું ખરેખરો આકર્ષાયો અને મહારાજાનો આશ્રય શોધવા હું લોભાયો." ડોવલીનને અતિ ઉત્તમ રીતે ઉર્દુમાં બોલતો જોઇને રણજીતસિંહને મોટું આશ્ચર્ય થઇ ગયું. એ આવેગમાં બોલી ઉઠ્યો " તમને કેટલી ભાષા આવડે છે ? "

" મને ઇંગ્રેજી, ફ્રેંચ, જર્મન, પારસી અને ઉર્દુ એટલી ભાષા સારી આવડે છે, અને બંગાળી અને મરાઠી થોડું થોડું સમજી શકું છું."

" આટલી અલ્પ વયમાં તમે એટલી બધી ભાષા કેવી રીતે શીખ્યા ? "

હું જે જે દેશોમાં જતો ગયો તે તે દેશની ભાષા બોલતાં આવડી ગઇ, અને તેમાં જેટલી કચાશ રહેતી તે હું તે દેશના વિદ્વાન પાસે શીખી લઇને સંપૂર્ણ કરી લેતો હતો. કેટલીક ભાષા આવી રીતે શીખ્યો અને કેટલીકનો તો ખાસ અભ્યાસ કર્યો. એવું કહેવાય છે કે આ દેશની સંસ્કૃત ભાષા ઘણી જ સારી છે, પરંતુ એ ભાષા અહીં પ્રચલિત નથી એટલે તે શીખવાનું મારાથી બની શક્યું નહિ. પંજાબમાં રહેવાય તો પંજાબી અને સંસ્કૃત બન્ને શીખવાનો મારો વિચાર છે."

" કિલ્લા બાંધવાનું, રણભૂમિ ઉપર તાત્કાલિક મેડેકોટ ઉભો કરવાનું, ખાઇઓ ખોદવાનું વિગેરે તમને જ્ઞાન છે ? "

" એ કાર્યો કેવી રીતે થાય છે તે મેં અનેકવાર જોયું છે પણ મારી જાતે મેં કર્યું નથી. આવાં કામ જે ઉત્તમ પ્રકારે કરી શકે છે તેને અમારા દેશમાં ઈજીનિયર કહે છે. આવા પ્રકારનું શિક્ષણ

અને યુદ્ધનું શિક્ષણ અમારા દેશમાં એક શાળામાં અપાતું નથી. એ બન્નેને માટે પૃથક્ પૃથક્ શાળાઓ હોય છે. "

રણજીતસિંહ એમ જાણતો હતો કે યૂરોપમાં દરેક માણસ સાધારણ રીતે પુષ્કળ વિદ્યા અને કળા સંપાદન કરે છે; તેથી જ એવા પ્રકારના પ્રશ્ન એ પૂછતો હતો. એ બોલ્યો " વારૂ, મારૂં ઘડીઆળ બગડે તો તમે સમું કરી આપો ખરા કે નહિ ? તમારા દેશના વૈદક શાસ્ત્રનું તમને જ્ઞાન છે ? ઘોડાના રોગ તમે મટાડી શકો ખરા ? "

ડોવલીન મધુરૂં હસતો બોલ્યો " ના મહારાજ. એ ત્રણે વ્યવસાય અમારા દેશમાં એકજ માણસ કરતો નથી, તેમ એવા સામટા ધંધા શીખવાનો કોઇ પ્રયત્ન પણ કરતું નથી. એક માણસ ગમે તે એક ધંધામાં કુશળતા મેળવે. ઘણા ઇંગ્રેજ લોકો કદાચ એ પ્રમાણે કરતા હશે એ જોઇને મહારાજાએ આ પ્રશ્ન કર્યો હશે. આપના દેશમાં કુલાભિમાન પ્રમાણે જેમ સૌ પોત પોતાનો ધંધો પસંદ કરી લે છે, તેમ અમારા દેશમાં ઉત્તમ કુલ શીલ વાળા પુરુષો ઘણું ખરૂં સૈન્યમાં સારા દરજ્જાની નોકરી કરવી વધારે પસંદ કરે છે."

ડોવલીન છેવટનું વાકય કાંઈક અભિમાનથી બોલ્યો હતો. એ બોલતાં બોલતાં એના મુખ ઉપર લાલાશ આવી ગઇ અને એના હોઠ પણ કંપ્યા. એના મુખની રતાશ પણ રણજીતસિંહનાં ચકોર નેત્રોએ તરતજ પારખી લીધી એને એને ખાતરી થઇ ગઇ કે ડોવલીનનું કુળ ઘણું ઉંચું હોવું જોઇએ. રણજીતસિંહને આવા સદ્-ગુણસંપન્ન સ્વાભિમાનવાળા પુરુષો માટે ઘણો આદર હતો તેથી ડોવલીન બોલી રહ્યો કે તરતજ એ ઉત્સાહિત થતો થતો બોલી ઉઠયો " શાબાસ દુલીન સાહેબ. " આટલું બોલીને મંત્રીમંડલમાં

વિરાજેલા ફકીર અજીજુદ્દીન સામી એણે દૃષ્ટિ કરી અને તેને કહ્યું "ફકીરજી, આ તમારા નવા મિત્ર ગણા સાહસિક શુરવીર અને સરળ પ્રકૃતિના જણાય છે." ફકીરજીએ પોતાનું મસ્તક નમાવીને મહારાજાને વંદન કર્યું અને બોલ્યા "હા મહારાજ. સાહેબ ઉપર મહારાજાની કૃપા થશે એટણે એ બોલવામાં જેવા ચતુર છે તેવા કર્તવ્યમાં પણ તેટલાજ બાહોશ છે એની મહારાજાને સત્વર જ પ્રતીતિ થશે. તુર્કસ્તાન, ઈરાન, ચીન વિગેરેના રાજકર્તાઓએ તો એમને પોતાનાજ દેશમાં રાખી લેવાની પેરવી કરી હતી; પરંતુ મહારાજાની કીર્તિમાં એ એટલા બધા મુગ્ધ થઇ ગયા કે બીજે કોઇ સ્થળે ન જતાં એમણે પંજાબજ પ્રિય ગણ્યું." ફકીરજીનું બોલવું સાંભળીને ડોવલીન તો ભય અને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. આવા મહાન મંત્રી, રાજ્યના આધાર–સ્તંભ, મહારાજાનો વિશ્વાસપાત્ર જમણો હાથ, તેમણે મહારાજાને અસત્ય વાત કહેવાનો પ્રયત્ન કર્યો તે જોઇને એને આશ્ચર્ય પણ થયું અને ભય પણ લાગ્યો. પોતે એ દેશો બીલકુલે જોયા નહોતા એટલે કદાચ મહારાજા એ દેશોની વસ્તુસ્થિતિ વિષે પોતાને પૂછે તો શો જવાબ દેવો, તેનો એને ભારે ગુંચવાડો થઇ આવ્યો. પોતે એ દેશો વિષે કશું નથી જાણતો એમ કહે તો ફકીરજી જુઠા પડી જાય, એની મુંઝવણ એને મુંઝવી નાખતી હતી. હવે મહારાજા શો પ્રશ્ન પૂછશે તે જાણવા તેની આતુરતા શિખરે ચઢી હતી. સદ્ભાગ્યે મહારાજાએ એને તેવો પ્રશ્ન પૂછ્યો જ નહિ અથવા તો એમને એવો પ્રશ્ન પૂછવાનો અવસરજ ન મળ્યો એમ કહીએ તો ચાલે. કારણ કે ફકીરજી ઉપર પ્રમાણે બોલી રહ્યા એટલામાં તો બાગના રખવાળે બે ભીખારચોટ જેવા જણાતા માણસોને મહારાજા સમક્ષ ખડા કરી દીધા. આ બે

જણા મુસલમાન જાતિના હતા. તેમણે આ બાગમાંથી ફળ તોડ-વાનો અપરાધ કર્યો હતો. મહારાજાની સમક્ષ ખડા થતાં જ એમણે પોતાનો અપરાધ કબુલ કર્યો અને મહારાજાની કરુણાની યાચના કરી. મહારાજાએ તેમના ઉપર દયા ન કરી પણ એકનું નાક કાપી લેવાની અને બીજાના કાન કાપી લેવાની આજ્ઞા કરી. આવી આજ્ઞા થતાં જ એક પહેરાવાળાએ તીક્ષ્ણ ધારવાળી છરી બાહેર કાઢી અને એકનું નાક અને એકનો કાન કાપી લીધો. લોહી દદડતા બન્ને જણને ધક્કા મારીને દરબાર ગૃહમાંથી બહાર કાઢી મુકયા. આ પ્રકાર જોઇને સ્વાભાવિક રીતે જ ડોવલીનના મુખમાંથી 'અરર' એવા ઉદ્‌ગારો નીકળી ગયા. આ ઉદ્‌ગારો એણે કાઢયા તો ધીમા સ્વરે, પરંતુ સભાગૃહમાં પૂર્ણ શાંતિનાં સામ્રાજ્ય પ્રવર્તી રહ્યાં હતાં એટલે સર્વના કર્ણપટ ઉપર એ અક્ષરો આવીને અથડાયા અને તેમાંયે મહારાજાના કાન ઉપર તો એ અક્ષરોએ સ્પષ્ટ રીતે પોતાનો પડઘો પાડયો. મહારાજા મૃદુ મૃદુ હસતા ડોવલીન સામું જોતા બોલ્યા " તમને આ શિક્ષા શું ઘણી ભારે લાગી ? "

આવી શિક્ષાથી ડોવલીનના હૃદયમાં ઘૃણા થઇ આવી, એને તિરસ્કાર ઉત્પન્ન થઇ ગયો. પોતાનો તિરસ્કાર પુરેપુરો વ્યક્ત કરવાનો અત્યારે સમય નથી, એમ એ જાણતો હતો છતાંએ એના બોલવામાં તિરસ્કારનો આછો રંગ તો દષ્ટિગોચર થતો જ હતો. એ બોલ્યો " એ હતા ગરીબ માણસો અને પેટને અર્થે એમણે એવું પાપ કર્યું. યૂરોપમાં આવા અપરાધીઓને—" ડોવલીનનું અધુરૂં વાક્ય પુરૂં થાય તે પહેલાંજ મંત્રીમંડળમાંથી એક મંત્રી મહાશય ક્રુદ્ધ સ્વરે બોલી ઉઠયો " બસ કરો, તમે કોની સમક્ષ આવું બોલો છો. તેનું ભાન છે ? "

આવા વિચિત્ર દરબારી કાયદા કાનુનથી ડોવલીનને મોટું આશ્ચર્ય થયું અને ઉપલા પ્રશ્નનો જવાબ આપવાનું એને મન થઇ આવ્યું; પરંતુ એટલામાંજ ફકીરજીએ નેત્રસંકેતથી એને જણાવી દીધું કે " **मौनं सर्वार्थ साधयेत्** " એજ સમયે મહારાજાએ પણ સર્વને મૌન રહેવાનું સુચવ્યું અને વિશેષમાં જણાવ્યું કે " સાહેબને બોલવામાં જરા પણ પ્રતિબંધ કરવો નહિ, એમના જેવા સ્પષ્ટ વકતા માણસો મને ઘણા ગમે છે. " પછી ડોવલીન સામું જોઇને એ બોલ્યા " દુલીન, " મેં સાંભળ્યું છે કે અશ્વારોહણ વિદ્યામાં તમે ઘણા જ પ્રવીણ છો. "

મહારાજા રણજીતસિંહે ડોવલીનને " દુલીન " ના નામથી બોલાવ્યો માટે હવે આપણે પણ ડોવલીનને એજ નામથી ઓળખીશું. " દુલીન એ નામ ભારતવર્ષીય છે અને પંજાબમાં એવાં નામ ઘણાંના હોય છે. રણજીતસિંહના સમયમાં પંજાબમાં લોકોનાં નામ દુલીનસિંહ વા દુલીનચંદ પાડવામાં આવતાં હતાં અને આજે પણ ત્યાં તેવાં નામ ઘણાંનાં રખાય છે. વળી ડોવલીન જાતનો હિંદુ એટલે એના યૂરોપીઅન નામ કરતાં આવું દેશી નામ વધારે ઘટિત છે. મહારાજા બોલી રહ્યા એટલે દુલીને નમ્રપણે ઉત્તર વાળ્યો " અશ્વારોહણમાં હું વિશેષ પ્રવીણ છું એવું કાંઇ નથી. નાનપણથી મને ઘોડા ઉપર બેસવાની ટેવ પડી ગઇ છે એટલુંજ માત્ર." મહારાજાએ કહ્યું " મેં એવુંએ સાંભળ્યું છે કે તમે ફીરંગી લોકો ઘોડા ઉપર બેસવામાં એક્કા ગણાવ છો. વળી ઘોડાઓને કેળવવામાં પણ તમે લોકો ઘણા કુશળ ગણાવ છો. જુઓ આ સામેથી પેલા ગૃહસ્થ આવે છે એ ઘોડા ઉગર બેસવામાં ઘણા નિષ્ણાત છે. આ બાગની બહાર એક નાની ખાઈ છે. એ પોતાના ઘોડાને તે ખાઇ

કુદાવી જશે. તમે પણ એવી રીતે કુદાવી શકશો ? " દુલીને મસ્તક નમાવી મહારાજાની આજ્ઞાને માન્ય કરી અને સામેથી આવતા ગૃહસ્થ ઉપર એણે દૃષ્ટિ કરી જોયું તો પેલો નંદસિંહજ આવતો હતો. એનું મુખ દ્વેષભાવના ભયંકર રંગથી રંગાઇ ગયું હતું પણ એની આંખ તો લજ્જામણી બની ગઇ હતી. દુલીનને લાગ્યું કે દરબારમાં નંદસિંહના અશ્વપતન સંબંધી શી વાતચીત ચાલે છે, તેની તપાસ લેવાજ એ આવેલો હોવો જોઇએ. દરબારમાં તો અત્યારે અન્ય વિષય ઉપર વાતચીત ચાલતી હતી. દુલીનને મહારાજાની છેક નિકટ બેસવાનું માન મળેલું જોઇને નંદસિંહની ઇર્ષ્યાનો તો ભડકો થઇ ગયો. એણે દુલીન ઉપર ક્રૂર દૃષ્ટિપાત કર્યો પરંતુ દુલીને કશું લક્ષમાં લીધું નહિ. એણે તો ઉલટું નંદસિંહને હસીને સલામ કરી. નંદસિંહ તુમાખીમાંજ સલામ ઝીલી ન ઝીલી કરી મંત્રીમંડળની પેલી બાજુએ બેઠેલા ઉમરાવ વર્ગમાં જઇને બેઠો, પણ તરતજ એને ઉઠવું પડયું. મહારાજાએ એને પોતાની પાસે આવવાની આજ્ઞા કરી અને દુલીનને ખાઇ કુદાવવાનું કહ્યું હતું તેવું એને પણ કહ્યું. ખાઇ કુદાવવાનો પ્રકાર જોવા મહારાજા ઉઠયા. તેમની પાછળ મંત્રીમંડળ અને સરકાર વર્ગ પણ ઉઠયો. સર્વ બાગની બહાર આવ્યા. દુલીન અને નંદસિંહ ઘોડેસ્વાર થઇને ઉભાજ હતા. પોતાની થયેલી ફજેતી વ્યાજ સાથે દુલીનને શિરે પાછી ઓરાઢવાની આ ઠીક સંધિ મળી ગઇ છે એમ ધારીને નંદસિંહ મનમાં હરખાવા લાગ્યો. એને ગળા સુધીની ખાત્રી હતી કે ઘોડો ઘણો ઉમદા અને અચ્છી તાલીમ પામેલો છે એટલે રમતાં રમતાં ખાઇ તો કુદી જશે. દુલીનનો ઘોડો ખાઈ કુદી શકવાનોજ નથી. ઉલટો કુદવા જતાં દુલીનને લઇને ખાઇમાંજ પડશે. પછી જો દુલીનની કમબખ્તી. આ

પ્રમાણે એ પોતાના મનોરાજ્યમાં તરંગોના હવાઇ કીલ્લા બાંધી રહ્યો હતો. પરીક્ષાની ઘડી આવી પહોંચી. મહારાજાએ પ્રથમ નંદસિંહને ખાઇ કુદવાની આજ્ઞા કરી. ખાઈ કાંઇ બહુ પહોળી કે ઉંડી નહોતી. બે હાથ પહોળી અને ૭ સાત હાથ ઉંડી હતી અને એની બન્ને બાજુએ મોટું ચોગાન હતું. આવી ખાઇ ઉપર ઘોડો કુદાવી જવો એ કાંઇ બહુ કઠણુ નહોતું. પરંતુ નંદસિંહના મનમાંથી અશ્વપતનનો પેલો બળાપો દૂર થયો નહોતો. દુલીનની પારાવાર ફજેતી કરવાનો લોભ એને ગુંગળાવી રહ્યો હતો એટલે એના મનની તુલાનાં પલ્લાં ધારણે ન રહી શકયાં. એણે પોતાના ઘોડાને ભળતીજ રીતે ઠેકાવ્યો તેથી ઘોડો ખાઇ કુદી તો ન શકયો પણ ઉલટો તેમાં પડી ગયો. ઘોડો અંદર પડયો, નંદસિંહ બહાર પડયો. અત્યારે એના અપયશનાં પુર પૂર જોમમાં વહેતાં હતાં. મહારાજાની દૃષ્ટિ સમક્ષજ ચાતુર્યે એને પછાડયો. એકત્રિત થયેલું ટોળું તો નાટકમાંના એકાદા ક્લાઇમેક્સ હાસ્યરસના પ્રસંગને વધાવી લેવાને જેવા હર્ષના નાદ અને તાળીઓના ગગડાટ કરી મુકે, તેમ નંદસિંહના આ અભિમાનખંડન પ્રસંગથી ઉન્મત્ત બનીને હર્ષની ચીચીઆરીઓથી આકાશ ગજવી રહ્યું. દુલીન વહેલો વહેલો ખાઇ પાસે જઇ પહોંચ્યો. નંદસિંહને ઉઠાડયો અને એના ઘોડાને ખાઇમાંથી બહાર કાઢયો. એને ઘોડા ઉપર પાછો બેસાડયો અને મહારાજા પાસે રજુ કરી દીધો. નંદસિંહ ઉપર મહારાજા ઘણા અસંતુષ્ટ થઇ ગયા. એમણે હવે ખાઈ કુદી જવાની દુલીનને આજ્ઞા કરી. આજ્ઞા થતાંજ દુલીને પોતાના અશ્વને ખાઇથી કેટલેક દૂર પાછો હઠાવ્યો અને પછી ઘોડાને એણે એવી એડી વગાડી કે આંખના પલકારામાં તો ઘોડો ખાઇ કુદીને પેલી બાજુએ પહોંચ્યો અને આગળ દોડવા લાગ્યો. પરંતુ દુલીને એને

પાછો વાળ્યો એને ફરીથી ખાઇ કુદાવીને એ મૂળ જગ્યાએ આવી ગયો. લોકોએ એને વિજયનાદથી વધાવી લીધો. લોકોના સત્કારનો વિનયથી સ્વીકાર કરતો કરતો એ મહારાજા પાસે આવ્યો અને અશ્વ ઉપરથી ઉતરીને એણે મહારાજાને નમન કર્યું. મહારાજા પોતે ખરે ખરા વીર હતા એટલે વીર દુલીનનું સન્માન કરવામાં એ જરાએ ચુકયા નહિ. દુલીનની પીઠ થાબડતા એ બોલ્યા " શાબાસ દુલીન સાહેબ. આજથી મારા ઘોડેસ્વાર સૈન્યના હું તમને કર્નલ બનાવું છું, અને તે બાબતનો પોષાક અને સનદની વ્યવસ્થા હું હમણાંજ કરૂં છું. રણાંગણમાં આવુંજ કૌશલ્ય વાપરશો તો તમે આ રણજીતસિંહના પરમ મિત્ર થઇને રહેશો એ લક્ષમાં રાખજો. પરંતુ સર્વ સ્થળે રણનો ઉન્માદ યોગ્ય ન કહેવાય એ મારી વૃદ્ધની તમને સલાહ છે. મેં સાંભળ્યું કે અહીં આવતાં તમે બાગની બહાર નંદસિંહને તમારૂં પાણી બતાવી દીધું છે. "

મહારાજાને આમ બોલતા સાંભળ્યા ત્યારેજ દુલીનના લક્ષમાં આવ્યું કે મહારાજાને કાને એ વાત પહોંચી ગઇ છે. પરંતુ એને એમ થયું કે જો મિત્રોએ એ વાત એમને કરી હશે તો તે જે સત્ય હશે તેજ કહ્યું હશે; પણ જો શત્રુપક્ષે એ વાત મહારાજાને કહી હશે તો જરૂર એમણે મીઠું મરચું ભભરાવીને વાત કરી હશે. આવા વિચારથી સત્ય વસ્તુસ્થિતિથી પોતેજ મહારાજાને વાકેફ કરવા એવો વિચાર કરીને એણે મહારાજાને સર્વ હકીકત યથાસ્થિત રીતે નિવેદન કરી દીધી. તમામ હકીકત સાંભળીને મહારાજાએ કહ્યું " મને ખાતરી થઈ છે કે તમે કહો છો તેજ ખરૂં છે. નંદસિંહનો જ દોષ છે એમાં કશી શંકા નથી. પોતાનું કેટલું બળ છે છે તેનો વિચાર કર્યા વિના સામા સાથે બાખડી બાંધવાની એને

ખોટી ટેવ પડી છે. એ પ્રમાણે એનું નામ ઘણી બાબતોમાં ગવાઇ ગયું છે. અશ્વારોહણ વિદ્યાનું એને બીલકુલે જ્ઞાન નથી એ વાત આજે સ્પષ્ટપણે જણાઇ આવી." પછી સહેજ હસીને પાછા એ બોલ્યા "પણ દુલીન સાહેબ, એટલું યાદ રાખજો કે રણજીત-સિંહનું ઉદ્યાન એ રક્ષણક્ષેત્ર નથી; તેમ મારા આશ્રિતો એ તમારા શત્રુ નથી અને તેમના અશ્વો એ તમારા અશ્વની પરીક્ષા માટે નથી." આવી વિનોદભરી સૂચના કરીને મહારાજાએ દુલીનના ઘોડાની પ્રશંસા કરી અને "આવું સુંદર અને ઉમદા જાનવર તમે કયાંથી પ્રાપ્ત કર્યું" વિગેરે પ્રશ્ન પૂછીને જાણવા યોગ્ય જાણી લીધું. પછી મહારાજાએ કહ્યું "એકવાર તમારે દરબારમાં આવવું પડશે. તમને ત્યાં પરવાનો અને આજ્ઞાપત્ર આપવામાં આવશે. તમારૂં કામ તમે અત્યંત સાવધાનતા અને દક્ષતાથી કરજો. તમને હું અત્યંત માન અને આદરની દૃષ્ટિએ જોઉં છું અને તમે જ્યાં સુધી વિરુદ્ધ વર્તન નહિ કરો ત્યાં સુધી મારી વૃત્તિમાં જરાએ ફરક પડવાનો નથી."

આટલી સૂચના કરીને મહારાજા દરબારગૃહમાં પાછા વળ્યા. એમની પાછળ પાછળ એમનો અનુચર વર્ગ પણ ગયો અને સૌ સૌ પોત પોતાને સ્થાને બેસી ગયા. પછી મહારાજાએ દરબારમાં દુલીનની પદવી જાહેર કરાવડાવી અને તેને સેનાપતિનો પોષાક આપ્યો. ઘોડો, તલવાર, અંગરખું, કમરબંદ, પાઘડી, વિગેરે મળીને અગીઆર વસ્તુઓ દુલીનને આપવામાં આવી. તેમાં એક મોતીની માળા પણ હતી. એકંદર અગીઆરસો રૂપીઆની કિંમતનો પોષાક હતો. શિવાય એક હજાર રૂપીઆનો તોડો આપવામાં આવ્યો. દુલીને આ બધી વસ્તુઓમાંથી તલવારને સ્પર્શ કરીને હાથમાં લીધી અને "આજથી હું દરબારની એકનિષ્ઠપણે સેવા કરીશ" એવો ભાવ

દર્શાવીને મહારાજાને ત્રણ વાર નમન કર્યું. પછી દરબારનું કાય સમાપ્ત થતાં સભા બરખાસ્ત થઇ. મહારાજાની સ્પષ્ટ, સાદી અને આડંબર વિનાની રીતભાત જોઇને ડૉવલીનને ઘણો આનંદ થયો. જે તે સ્પષ્ટ કહી દેવું એવો મહારાજાનો સ્વભાવ હતો. ખોટું હસવું કે મીઠું મીઠું બોલવું એ એમને બીલકુલે પ્રિય નહોતું. દુલીન પણ એવાજ સ્વભાવનો હતો એટલે એને મહારાજા ઉપર પ્રીતિનો ઉમળકો આવી ગયો. સર્વ વેરાયા. જે લોકો બાગ આગળ દુલીનના પ્રથમ દર્શને મોઢું મચકોડતા હતા અને " આ ફિરંગી દરબારમાં ઘુસી જવા આવ્યો છે " એવી વાતો કરતા હતા, તે બધાનો મત અત્યારે બદલાઇ ગયો. સર્વને એના સૌજન્ય અને સરળ સ્વભાવનો પરિચય થયો હતો એટલે બધા એને સલામ કરતા હતા. સર્વ પ્રતિ સ્નેહભાવ દાખવતો દુલીન પછી પોતાના રસાલા સાથે મુકામે ગયો.

---

## પ્રકરણ ૧૦ મું — મિત્રસંગે મંત્રણા

બપોરના અગીઆર બારેક વાગ્યા હશે. ગ્રીષ્મના સૂર્ય નારાયણ પ્રખર તેજે તપી રહ્યા હતા. ઈંગ્લાંડમાં રહેલા દુલીનને પંજાબનો ગ્રીષ્મ ઋતુનો તાપ અસહ્ય લાગતો હતો; પરંતુ પોતાનો અર્થ સિદ્ધ થવાથી એના મુખ ઉપર ઉત્સાહનાં કિરણ ચમકી રહ્યાં હતાં. એનો અનુચરવર્ગ પણ આજે પ્રસન્ન જણાતો હતો; પરંતુ આજે પ્રાતઃકાળથી તે અત્યાર સુધી ઘોડાની પીઠ ઉપરજ સમય ગાળવો પડયો તેથી હવે મુકામે કયારે પહોંચી જઇએ એવી સર્વની મનોવૃત્તિ થઇ ગઈ હતી. પોતાના માણસોની પ્રસન્નતા એજ પોતાનું સામર્થ્ય, એ સૂત્ર દુલીન સારી રીતે જાણતો હતો એટલે વધુ વખત બહાર ન રોકાતાં અમુક લશ્કરી આદેશ આપતાંજ એના ઘોડેસ્વારો

બબ્બેની જોડીમાં જોડાઇને સૈન્યની રીતીએ ચાલતા પોતાના મુકામે પહોંચી ગયા. નંદસિંહ અને એના જેવા એના ક્ષુદ્ર મિત્રો અંતઃતાપથી બળી રહ્યા હતા. દુલીનના સ્વારોની આવી આજ્ઞાધારકતા અને એના અશ્વનું ચાપલ્ય જોઇને નંદસિંહે પાંચા કરડયા અને મનમાં ને મનમાં બાબડી ઉઠયો " ફીરંગી બચ્ચા, જોઇ લઇશ." તે વખતની એની ભીષણ મુખમુદ્રા સર્વસાક્ષી પરમેશ્વર શિવાય કોઇ જોઈ શકયું નહિ.

બંગલે આવ્યા પછી દુલીને પોતાનાં માણસોને ભોજન વિગેરેથી પરવારી કરીને બે ઘડી વિશ્રાંતિ લેવાની આજ્ઞા કરી અને પોતે પણ દીવાનખાનામાં કોચ ઉપર આડો પડીને વિશ્રાંતિ લેવા લાગ્યો. પડ્યો પડયો એ અત્યાર સુધીની તમામ ઘટનાની આલોચના કરવા લાગ્યો. પંજાબનો સિંહ, દરબારના અમીર ઉમરાવ, ફકીરજી જેવા નિઃસ્વાર્થી મિત્ર, નંદસિંહ સરખા અકારણ શત્રુ, પોતાનો અકલ્પનીય ભાગ્યોદય, પોતાના અનુચરવર્ગનો પ્રેમ, લોકસમુહ ઉપર પડેલો પોતાનો પ્રભાવ વિગેરે સંબંધી અનેક વિચારોનું એના મગજમાં પુનઃ પુનરાવર્તન થયા કરતું હતું.

" આ વિશ્વમાં અભિમાન ધરવા જેવું મને એકકે આશ્રયસ્થાન નહોતું. રસ્તામાંના ભિખારી કરતાં યે મારી સ્થિતિ નપાટ હતી. મારા જેવા આવા દુર્ભાગી ઉપર મહારાજા રણજીતસિંહની આટલી બધી કૃપા થવી એમાં ખરેખર કરુણાળુ પ્રભુનીજ કરુણા છે. જેટલો શીઘ્ર મારો ભાગ્યોદય થયો તેટલોજ શીઘ્ર ભાગ્યનો અસ્ત થાય તો? મહારાજાના સ્વભાવનું કાંઇ કહી શકાય નહિ. ભલે મહારાજાનો સ્વભાવ ગમે તેવો હોય, પરંતુ હું તો મારી જે સત્ય કથા છે તે એમને કહીજ દેવા ધારૂં છું. જેણે મારા ઉપર આટલી

બધી કૃપા કરી, તેની સાથે કપટ રમવું એ મારા જેવાને છાજેજ નહિ. પરંતુ એમને મારી સર્વ હકીકતથી વાકેફ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થવો મને મુશ્કેલ છે. મહારાજા કોઇ પણ વાર એકલા પડેલા તો જોવામાં આવતાજ નથી. ફકીરજી મારફતે હકીકત કહાવું, પરંતુ કદાચ મારામાં આશા બાંધેલી હોય અને તેમ કરવાથી હું એમની નીરાશાનું કારણ થઇ પડું તો ? હું એક યૂરોપીઅન ગૃહસ્થ છું એમ સમજીને એમણે મારા ભાગ્યોદયની સંધિ મેળવી આપી હોય, તે જ્યારે જાણે કે હું એક હિંદુ છું ત્યારે એમની આશાના તાર કેવા ટપોટપ તુટી જાય. ભલે ગમે તે થાય. મને તો બન્ને ઉદારચરિત્ત અને દોલા મનના લાગે છે. મને હિંદુ જાણીને પેલા ફ્રેંચ ગૃહસ્થ પ્રમાણે એ છેડાઈ જાય એવા નથી. હું ભારતવાસી છું. એ સાંભળીને એમને અવર્ણનીય આનંદ થઇ જશે અને મારા ભાગ્યના વિધાતા બનીને મારા ભાગ્યનો સોળે કળાએ ઉદય કરશે. પરંતુ મારો ભાગ્યચંદ્ર પૂર્ણ કળાએ ખીલેલો જોઈને નંદસિંહ અને એના કુટિલ મિત્રો એને ધૂળ ઉરાડયા વિના રહેવાના છે ? કદીએ નહિ. જેણે વિના કારણ લોકોમાં મારી પ્રતિષ્ઠાને ઝાંખ લગાડવાનો નીચ પ્રયાસ આદર્યો, તે મને ડગલે ને પગલે ત્રાસ આપ્યા વિના રહેવાનો જ નથી. લોકોને ત્રાસ આપવાનો જેને સ્વભાવ જ પડી ગયેલો છે તેને ન્યાય અન્યાયનો વિવેકજ કયાથી હોય ? એની મનોવૃત્તિમાં ફરક જ શાનો પડે ? વળી ધ્યાનસિંહ સરખા નંદસિંહને સહાય કરનારા હોય, ત્યાં પછી નંદસિંહને કયું કાર્ય અશકય લાગે ? પણ નંદસિંહ, તુંયે યાદ રાખજે કે આ ડોવલીનને ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા છે. સન્માર્ગે ચાલનારા અને સત્કર્મો કરનારાને પ્રભુ નિરંતર સહાય કરે છે એવી મને તે દયાઘન ઉપર જ્યાંસુધી શ્રદ્ધા છે, ત્યાં સુધી એવા સો નંદસિંહ આવે તેનીએ મને

શી પરવા છે? એવાને મારી તલવારનાં તેજ આગળ તેજહીન બનાવી દેતાં મને કેટલી વાર લાગવાની છે? ”

આ પ્રમાણે દુલીન અનેક પ્રકારના વિચાર કરી રહ્યો હતો. કેટલીક વાર ભાગ્યોદયની તેજોલહરી એને ઉત્સાહિત કરી દેતી તો કેટલીકવાર ભાગ્યપ્રકોપની તિમિરલહરી એને હતાશ કરી મુકતી. આ પ્રમાણે સૌભાગ્ય અને દુર્ભાગ્યના વિચારો એને ચિંતાગ્રસ્ત કરી મુકતા હતા, એટલામાં એના દિવાનખાનામાં કાલીફા નુરૂદ્દીનનું આગમન થયું. એમને જોતાંજ દુલીનને અપાર આનંદ થઇ ગયો અને બેઠો હતો ત્યાંથી ઉઠીને તેમનો એણે સ્નેહભર્યો સત્કાર કર્યો. તેમને પોતાની પાસે બેસાડયા. કાલિફા નુરૂદ્દીન બેસતાં બેસતાં બોલ્યા “ સાહેબ, આપનું ભાગ્ય ઘણું પ્રબળ જણાય છે. આવી કૃપા, આવી દયા, આવો આદર, રણજીતસિંહે અત્યાર સુધીમાં કોઇને દર્શાવેલ નથી. આપના ઉપરજ એમણે આવું કૃપાજળ વરસાવેલું છે. મને સંપૂર્ણ ખાતરી છે કે આપનો ભાગ્યભાનુ હવે સત્વર મધ્ય આકાશમાં આવીને બીરાજશે અને ત્યાંજ સ્થિત થઈ રહેશે. ”

દુલીન કિંચિત્ સસ્મિત સ્વરે બોલ્યો “ એ બધી કૃપા આપ બન્ને બંધુઓની છે. તમે ઉભય બંધુઓની સહાય ન હોત તો મારો ભાગ્યભાનુ ક્ષિતિજની નીચે જ રહી જાત. તમે મારા ભાગ્યભાનુને ઉદયગિરિને શ્રૃંગે તો લાવ્યા, પરંતુ હવે મહારાજાની કૃપા જેવી ને તેવી મારા ઉપર ટકી રહે તેને માટે મારે શી રીતનું વર્તન રાખવું તેનું શિક્ષણ પણ તમારેજ મને આપવાનું છે; કારણ કે હું તો અહીંથી છેક અજ્ઞાત છું. ”

“ તમારા જેવા કાર્યદક્ષ અને ચતુરને રણજીતસિંહની કૃપાદૃષ્ટિ ટકી રહેવાને માટે કેવી રીતનું વર્તન રાખવું, તે શીખવવું પડે

એમ નથી; પરંતુ એટલું યાદ રાખજો કે તમારૂં ઐશ્વર્ય, તમારો અધિકાર, તમારી સંપત્તિ, એ સર્વ મહારાજાની કૃપા નીભાવી રાખવામાંજ આવી વસેલું છે. તમારો યશ, તમારી કીર્તિ અને તમારૂં પ્રભુત્વ પણ મહારાજાની કૃપાછત્રછાયા હેઠળ જ સુરક્ષિત છે. એ કૃપાછત્ર કેમ ટકાવવું એ સાહેબને અજાણ્યું નથી. એ ગુરુકુંચી આપને જ્ઞાત જ છે. આજે આપ કર્નલ થયા છો તો વળી મુખ્ય સેનાધિપતિ થવાનો પણ સમય સત્વર જ આવી પહોંચશે. કદાચ ધ્યાનસિંહની પદવીએ પણ આપ જ સ્થાપિત થઈ જાવ. અરે હું તો એથીએ વધીને કહું છું કે એકાદ નાના સંસ્થાનના આપ કદાચ પ્રભુ પણ બની જાવ. ”

“ એ તો શું કહેવાય ? ભવિષ્યકાળને પ્રભુ વિના કોણ જાણી શક્યું છે ? ભવિષ્યમાં એ મને કયે પદે લઈ જશે તેનું ભવિષ્યઃ કથન આજથી શી રીતે થઇ શકે ? હું તો એટલું કહેવાનું સામર્થ્ય ધરાવું છું કે આપનું કૃપાવારિ અપાત્રે ઢળ્યું નથી. આપે કૃતઘ્નને ઉપકાર કર્યો છે એવો પસ્તાવો કરવાનો અવસર આપને કદીએ પ્રાપ્ત નહિ થાય. ”

“ મારા ભાઇ આજના પ્રસંગથી આપના ઉપર ઘણા પ્રસન્ન થઇ ગયા છે. આપને સહાય કરવાનો ફકીરજીનો શો ઉદ્દેશ છે તે આપનાથી સત્વર જ સમજાશે. તમને કેટલાક મોટાઓની જેવી સહાય છે, તેવોજ કેટલાક મોટાઓનો તમારા ઉપર ડોળો પણ છે એ ભૂલી જવા જેવું નથી. ખાસ હું આ વાતનું તમને સ્મરણ કરાવવાને માટે જ આવેલો છું. રણજીતસિંહના દરબારમાં વિશેષે કરીને રાજા ધ્યાનસિંહ અને રાજા ગુલાબસિંહની જોડી ઘણી વિલક્ષણ છે એ વાત સતત દૃષ્ટિ સમીપ રાખવાની છે.

ગુલાબસિંહ મહારાજાનું મુખ છે અને ધ્યાનસિંહ એમનો જમણો હાથ છે. દરબારમાં રાજા ધ્યાનસિંહના જ ચાંદે ચાંદ બધા બોલવાના, એટલે એ જોડીને પ્રસન્ન રાખવામાંજ તમારૂં હિત રહેલું છે. રણજીતસિંહની કૃપા તમારા ઉપર નિરંતરની રહે એ રણજીતસિંહ કરતાં આ ઉભય બંધુઓ ઉપર વધારે અવલંબીને રહેશે. વળી મહારાજાની નોકરીમાં બીજા ઘણા યૂરોપીયનો છે, તેમની જોડે તમારી મૈત્રી બંધાય તો તે આમને તો જાણવા જ દેશો નહિ. આ વિષયમાં ખાસ સાવધનતા સેવજો. આપ યુવાન છો એટલે આપનો સ્વભાવ સ્વાભાવિક રીતે જ તેજ છે, માટે અનિવાર્ય પ્રસંગો શિવાય આપનું તેજ ઝળકાવશો નહિ એવી મારી તમને સૂચના છે.ભવિષ્યમાં તમારા કેટલા શત્રુ થશે એ અત્યારથી કહેવું અશકય છે; તોપણ એટલું લક્ષમાં રાખજો કે તમે અત્યારથી જ ઘણાને આંખની કણી પેઠે સાલી રહ્યા છો. યૂરોપની શી રાજનીતિ છે તેની મને ખબર નથી, પરંતુ અહીંની રાજનીતિથી તો હું તમને માહીતગાર કરી દઉં છું કે, દરબારના પ્રતિષ્ઠિત ગણાતા મહાપુરુષોએ જેને પોતાના શત્રુ તરીકે લેખે છે તેને આ જગતમાંથી નાબુદ કરવાને સતત ગુપ્ત પ્રયાસો આદર્યાજ કરે છે. માટે વિશ્વાસપાત્ર માણસને સાથે રાખ્યા શિવાય બહાર નીકળવાનું રાખશો જ નહિ. તમે તમારા પોતાના ખાસ ગુપ્તચરો રાખજો અને શત્રુના વ્યાપારની પળે પળે તપાસ કઢાવતા રહેજો. ટુંકામાં કહું તો જે અધિકાર ઉપર આપની યોજના કરવામાં આવેલી છે, તે જેટલો કીર્તિશાળી છે તેટલો જ વિકટ છે; માટે તમારૂં અધિકાર સૂત્ર સાવધાનીથી ચલાવજો. આપ છો તો ચોક્કસ અને કુશાગ્ર બુદ્ધિના, એટલે બધું સ્પષ્ટ કરીને ન કહું તો પણ આપ સમજી શકો છો; છતાંએ મિત્રધર્મથી ભ્રષ્ટ ન થવાય માટે જ આટલું નગ્ન સત્ય આપને મેં કહ્યું છે. ચાલો હવે હું

રજા લઈશ. જરૂર જેવુ જણાશે તો વળી કાલે આવી જઈશ."
આટલી વાતચીત કરીને કાલિફા નુરૂદ્દીન પોતાના આસન ઉપરથી
ઉઠયા અને બહાર ઉભેલા પોતાના નોકરને અંદર બોલાવ્યો. નોકર
અંદર આવ્યો અને મેવા મીઠાઇની થાળ લાવ્યો હતો તે સાહેબ
આગળ ધરી દીધી. એ જોઇને દુલીન કૃતજ્ઞતાનાં કિરણ પ્રકટાવતો
બોલ્યો " કાલીફાજી, આપે તો મને આપના કૃપા સરોવરમાં નખથી
શિખ પર્યંત ઝબકોળી દીધો છે. હજુએ ઝબકોળવાનો બાકી છે?"

કાલિફાજી હસતા હસતા બોલ્યા " દુલીન સાહેબ, આ થાળ-
માંનું સાહિત્ય મેં કાંઈ મારા ઘરનું આણ્યું નથી. એ તો મહારાજા
રણજીતસિંહે મોકલાવ્યું છે. આ ઉપરાંત એમણે સુવર્ણ મહોરોની
આ એક થેલી પણ આપને મોકલાવી છે. આપ એનો સ્વીકાર
કરો." એમ બોલીને એમણે સુવર્ણ મહોરોની થેલી પણ દુલીન
આગળ મુકી દીધી. મેવા મીઠાઇનો થાળ અને સુવર્ણ મહોરોની
થેલીનો સ્વીકાર કરતાં કરતાં દુલીને ફરીથી બન્ને ભાઈઓનો
ઉપકાર માન્યો. પછી કાલિફાજીએ બીજો વિષય છેડયો. એ બોલ્યા
" દુલીન સાહેબ, હીસાબ વિગેરે રાખવા તથા ગૃહની આંતર વ્યવ-
સ્થા માટે એક માણસની તમારે ખાસ અગત્ય હોય એમ જણાય
છે. માટે તેવો એક માણસ પણ હું તમને આપું છું. એ માણસ
ઘણો સરળ અને વિશ્વાસપાત્ર છે. માલીકનું કામ નીમકહલાલીથી
કરવું એનું શિક્ષણ તો એને ગળથુથીમાંથીજ મળેલું છે. વળી
અહીંનો એ સર્વ પ્રકારે ભોમીઓ હોવાથી તમને ઘણી સહાયરૂપ
થઈ પડશે. એ લગભગ દસેક વર્ષથી મારા વડીલ બંધુ પાસે રહે
છે એટલે આ દેશની અને દરબારની એને ઘણી સારી માહીતગારી
છે. એનું નામ ચૈતન્યદાસ છે." દુલીન એ નામ સાંભળીને આશ્ચર્ય-

ચકિત થતો બોલ્યો " ચૈતન્યદાસ, ત્યારે તો એ કોઈ બંગાળી હોવો જોઇએ. "

" હા, એ બંગાળીજ છે. એકવાર મહારાજાના ઘણા અગત્યના કામ માટે મારા મોટા ભાઇને ગવરનર જનરલને મળવા માટે કલકત્તે જવાનું થયું હતું, તે વખતે દુભાષીયાની એમને જરૂર પડેલી એટલે ચૈતન્યદાસને એમણે રાખી લીધો. ચૈતન્યદાસનું ઇંગ્રેજી સાંભળીને તો ગવરનર જનરલ સાહેબને ઘણું જ હસવું આવ્યું અને મારા મોટાભાઇની સાથે એમણે બીજા દુભાષીયા દ્વારા વાતચીત કરી. મોટાભાઇને ચૈતન્યદાસનું કામ બીજી રીતે ગમી ગયું એટલે કલકત્તેથી એ પાછા આવ્યા તોપણ એને પોતાની નોકરીમાં કાયમજ રાખ્યો. માણસ સદ્ગુણી પણ ઘણો છે. એનામાં દોષ જોઇએ તો એટલો જ કે એ બીકણ બહુ છે. જો કે એને અમારી નોકરીમાંથી મુક્ત કરવાની અમારી બીલકુલે. ઇચ્છા નથી, પરંતુ આપને એની સેવા ઘણી મૂલ્યવાન થઇ પડશે એમ ધારીને હું એને આપની પાસે લાવ્યો છું. "

" આપની એ પણ હું મોટી કૃપા સમજું છું. એના જેવા માણસની મને ખાસ જરૂર જ હતી. બંગાળી લોકોને હું સારી રીતે ઓળખું છું. એ લોકો ઘણા શાંત બુદ્ધિશાળી અને સુશીલ હોય છે. "

" પણ સાહેબ, આ ચૈતન્યદાસને લાહોરમાં બધા ગાંડો ગાંડો કહે છે. "

" પણ એ ખરેખરો ગાંડો ન હોવો જોઇએ. જો એમ હોત તો તમે એને મારી પાસે લાવતજ નહિં. એ કદાચ ગાંડાં કાઢતો હશે એ વાત ખરી, પણ તેમ કરવામાંએ એનો કાંઇ હેતુ હશે. "

" હા, આપનું અનુમાન બરોબર છે. આપને ખરી હકીકત કહેવામાં કાંઈ વાંધો નથી એટલે આપને હું એનું રહસ્ય કહી દઉં છું. મોટાભાઇને મુશ્કેલીમાં લાવી નાખવાને ગુલાબસિંહે ચૈતન્યદાસને હાથમાં લેવાનો બેત ઘડયો હતો. એને દ્રવ્યની ઘણી મોટી લાલચ આપવામાં આવી હતી. નિમકહરામીનો તો એનામાં છાંટો સરખોએ નહોતો એટલે એ તો ગુંચવાયો. જો ગુલાબસિંહને એ ચોખ્ખી ના જ પાડી દે તો એ વિટંબણામાં ફસાઇ પડે; એટલે પોતાના માલીકનું રક્ષણ કરવા એણે સ્વેચ્છાથી ગાંડપણ સ્વીકારી લીધું. આથી એણે પોતાનો તેમ જ અન્નદાતાનો બન્નેનો બચાવ કરવા ધાર્યો હતો. એની આ યુક્તિ સફળ નીવડી. " આ તો નર્યો ગાંડો છે. ગમે તેના મોંઢા આગળ ગમે તેવું ભસી નાખશે. એને સંઘરવામાં આપત્તિ સંઘરી લેવી પડશે. " આવો વિચાર કરીને ગુલાબસિંહે એને ફોડવાનો વિચાર પડતો મુકયો. હવે એ ડાહ્યો થઇ ગયો છે એવું જો જાણવા દે તો વળી ગુલાબસિંહનો ભય રહે છે. એટલે લોકોને બતાવવા માટે એ હજુએ પોતાનું કૃત્રિમ ગાંડપણ કાયમ જ રાખે છે. "

" ત્યારે તો કાલિફાજી, એને જરૂર મારી પાસે જ રહેવા દો. મને એવા વિશ્વાસપાત્ર માણસ બહુ ગમે છે. "

" ચૈતન્યદાસનેય તમારો આશ્રય મીઠો લાગશે. એ વારંવાર કહે છે કે આટલી મહેનત કરીને અંગ્રેજી શીખ્યો પણ મહાવરા વગર બધું ભૂલી ચાલ્યો. તમારા સહવાસમાં એનું ઈંગ્રેજી જ્ઞાન પણ તાજું થશે."

એટલું કહીને કાલિફાજી ઉઠયા, દુલીનની રજા લીધી અને પોતાને ઘેર ગયા. દુલીન વળી પાછો વિચારમાળા ફેરવવા લાગ્યો.

ચૈતન્યદાસ જેવો માણસ મળી આવવાથી એના જીવને ઘણો સંતોષ થયો, પણ પાછો એને વિચાર આવ્યો કે " મારા ઉપર નજર રાખવા માટે તો આ બે ભાઇઓએ આવી યુક્તિ નહિ રચી હોય?" વળી એને વિચાર થયો કે " ના ના, આવી શંકા લાવીને તો એ પરોપકારી બન્ને ભાઇઓનું હું અપમાન કરૂં છું. મને કોનો ભય છે? મારૂં વર્તન ન્યાયપરાયણ અને વિશુદ્ધ હશે તો પછી ભયને અવકાશ જ કયાં છે?" આવા અનેક વિચારોમાં એનો એ સિકંદર દિવસ પસાર થઇ ગયો.

---

## પ્રકરણ ૧૧ મું — નૃપતિ અને મંત્રીઓ

દુલીનના પંજાબમાં આવાગમન સમયે રણજીતસિંહનું વય પચાસ વર્ષનું હશે. એ શરીરે ઠીંગણો અને એકાક્ષી હતો. એના આયુષ્યનાં ઘણાં વર્ષ યુદ્ધમાં વ્યતીત થઇ ગયાં એટલે ખાવાપીવાની કાળજી ઓછી રહેવાથી એના મુખ ઉપર આટલી વયે વૃદ્ધાવસ્થાનાં ચિન્હ દીસી આવતાં હતાં. કેટલાક એની વહેલી વૃદ્ધાવસ્થાનું કારણ એની વિશેષ વિષયલોલુપતાને કલ્પતા. આટલું એના શરીરનું વર્ણન. હવે એની બુદ્ધિમત્તાનો વિચાર કરીએ. એણે નીશાળનું મોઢુંએ જોયું નહોતું. પાટી ઉપર ધૂળ નાખી હોય એવુંએ સાંભરતું નહોતું. છતાંએ એની બુદ્ધિ મહાકુશાગ્ર હતી. એની દૂરદષ્ટિ, એનું મુત્સદ્દીપણું, એની સ્મરણશકિત એવાં બધાં પ્રખર, તેજસ્વી અને જીણાં હતાં કે એને ગમે તેવી ભર નિદ્રામાંથી જગાડીને પણ રાજ્ય સંબંધી ગમે તેવો ગુંચવાડા ભરેલો પ્રશ્ન પૂછવામાં આવે તોયે એનો એ તાત્કાલિકજ યોગ્ય ઉકેલ કાઢી આપતો. એની અશ્રુતપૂર્વ સ્મરણશકિત તો સર્વને આશ્ચર્યમાં ગરકાવ કરી દેતી. આખા

રાજ્યના તમામ હીસાબી આંકડા તો એની જીહ્વાગ્રે રમી રહેતા. એક નાના નજીવા ટંટાથી માંડીને ભલભલાં મોટાં યુદ્ધો સુધીનો ઇતિહાસ એના હ્રદયપટ ઉપર કોતરાઈજ રહેતો હતો. જ્યારે પૂછો ત્યારે એના મગજને ચોપડે સર્વ હકીકત તાજીજ લખેલી જણાતી. એક નાના સીપાઇથી માંડીને પ્રધાન સુધીનાં તમામ માણસો એના લક્ષમાં આવી જતાં અને અમુક માણસ કેવો છે તે પણ એના ધ્યાન બહાર રહેતું નહિ. રાજ્યના કોણ કોણ શત્રુ છે, એમના શા દાવ પેચ છે, વિગેરેની વારંવાર એ માહીતી મેળવીને ખબર રાખતો.

એ ગમે તેને ગમે તે વખતે મળતો, તેની ફરીઆદ સાંભળતો અને દાદ આપવા જેવી હોય તો તે આપતો પણ ખરો. એ દયાળુ દીલનો હતો એટલે કોઇના ઉપર અન્યાય કે જુલમ ન થાય તેની એ ખાસ કાળજી રાખતો હતો. એ હંમેશાં કહેતો કે “ રાજાના ભંડારમાં જે દ્રવ્યસંચય થાય છે, તે જો પ્રજાને પીડીને કરવામાં આવતો હોય તો રાજ્યનું છત્ર ક્યારે ડોલી જશે તે કહી શકાય નહિ.”

એ એક ચુસ્ત શિખ હતો અને શિખ ધર્મના અનુયાયીઓ એને માનની દૃષ્ટિએ જોતા હતા. ધર્મચુસ્તપણાથી આ દયાળુ અને ન્યાયપ્રિય રાજાની ઘણી ખ્યાતિ થઇ ગઇ હતી. કેટલાક ઇતિહાસકારો લખે છે કે રણજીતસિંહ કાંઇક લોભી હતો; પરંતુ એના કાળના અન્ય રાજાઓ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા જે પ્રયાસ આદરતા હતા, તેમની સાથે સરખાવતાં રણજીતસિંહને એક સાધુ પુરુષજ કહેવો જોઇએ. એ અસામાન્ય અને સાહસી વીર હતો. અનેક યુદ્ધમાં એણે અજબ યુદ્ધકૌશલ્ય દાખવ્યું હતું. એ રણક્ષેત્રમાં, જેવો વિલક્ષણ સ્ફૂર્તિવાળો અવિશ્રાંતિપણે ઝઝુમી રહેનારો શૂર સેતાની* હતો, તેવોજ દરબારમાં પૂર્ણ શાંત અને ન્યાયપ્રિય ન્યાયાધીશ બની રહેતો હતો. અદ્વિતીય શાંતિથી એ સર્વનું કહેવું સાંભળતો

અને પોતાના બુદ્ધિબળથી સત્યાસત્યને સત્વરજ પારખી કાઢતો. ગમે તેવા ભયંકર અપરાધ કરનારને પણ એ પ્રાણદંડની શિક્ષા તો ભાગ્યેજ કરતો. આ ઉપરથી સમજાશે કે એના અંતરમાં દયાનો વાસ હતોજ. પોતાની પ્રજાને કોઇ પણ અધિકારી કે અમલદાર નિરર્થક પીડે નહિ એની એ ખાસ કાળજી રાખતો હતો. એણે પોતાના રાજ્યમાં એવા આદેશો કાઢેલા હતા કે "જો રાજ્યનો કોઈ પણ નોકર પ્રજાવર્ગને પીડા પમાડે કે ત્રાસ આપે, તો બેધડક રીતે તેમણે એ બાબતની મને ફરીઆદ કરવી." આવા આદેશની ઘણી સારી અસર થતી હતી. અધિકારી વર્ગ અને ઉમરાવ લોકો આથી ડરતા ને ડરતા રહેતા અને પોતાનાથી જાણે અજાણે પણ અપકૃત્ય ન થઈ બેસે તેની વિશેષ સંભાળ રાખતા હતા; અને કદાચ એવો દોષ થઇ જતો તો તે રણજીતસિંહને કાને ન જાય તેવો બંદોબસ્ત કરી દેતા. વરસમાં એકવાર પોતાના આખા રાજ્યમાં પરિક્રમણ કરવાનો રણજીતસિંહનો નિયમ હતો. એ રાજ્યમાં બધે ફરતો, દરેકની સાથે મુલાકાત લેતો અને એ પ્રમાણે પ્રજાનાં સુખદુઃખો એ જાણી લેતો હતો. આથી અધિકારી વર્ગ એનાથી ધ્રુજતો અને ધ્રુજતો રહેતો. એનો આટલો બધો કરબ હતો એટલે એના રાજ્યમાંથી જુલમનો સર્વથા નાશ થઇ શકયો હતો એવું કહેવાનો આશય નથી; પરંતુ એટલું તો ખરૂં કે જુલમનું પ્રમાણ ઘણેજ અંશે ઘટી ગયું હતું. પ્રજાના હિતમાંજ પોતાનું હિત માનનારો તે સમયનો એ એકજ નરપતિ હતો. એ એક સધારણ પદવીના સરદારનો પુત્ર હતો, નિરક્ષર હતો, કુરૂપ હતો; છતાં પોતાના ભુજબળથી ભાગ્યની કસોટીમાં એ પાર ઉતર્યો અને શત્રુરૂપી શૃગાલોને દહેસત આપી એણે "પંજાબના સિંહ" તરીકેનું નામ સાર્થક કર્યું. એ સિંહની ગર્જના સમુદ્રપાર યૂરોપમાં પણ સંભળાતી હતી. આટલો પરિચય રણજીતસિંહનો સ્વતઃનો.

હવે એના મંત્રીમંડળનો પરિચય કરીએ. રાજા ધ્યાનસિંહ, જમાદાર ખોસાલસિંહ અને ફકીર અજીજુદ્દીન એ ત્રણ રણજીતસિંહના મુખ્ય મંત્રી હતા. આ ત્રણે ઉપર એને ઘણો વિશ્વાસ હતો અને એમની સલાહથીજ એ રાજ્ય–કારભાર ચલાવતો એમ કહીએ તો કશું ખોટું નથી. પંજાબમાં આ ત્રિપુટિ શિવાય પણ બીજા મોટેરાઓ હતા, પણ અધિકાર અને મુત્સદ્દીપણામાં આ ત્રણજ આગળ પડી આવતા હતા. આ ત્રણમાંયે રાજા ધ્યાનસિંહ સર્વથી પ્રમુખ હતા. રાજા ધ્યાનસિંહને ગુલાબસિંહ અને સુચેતસિંહ નામના બે ભાઇઓ હતા. આ ત્રણે ભાઇઓ જબરા રાજ્યકારસ્થાની પુતળાં હતાં. એમાંના ગુલાબસિંહે તો રાજદ્રોહ કરીને ઇંગ્રેજોને પંચોતેર લાખ રૂપીઆ આપીને કાશ્મીર પ્રાંત હજમ કરી લીધો હતો. ઐશ્વર્ય, સંપત્તિ અને અધિકારમાં આ ત્રણે બંધુઓ ઉપર સરસાઇ ભોગવે એવું આ રાજ્યમાં કોઇ નહોતું. ગુલાબસિંહ એક સાધારણ સીપાઈ હતો. એને એકવાર ખુન કરવા બદલ પકડવાની પેરવી ચાલી રહી હતી ત્યારે એ પંજાબમાં નાસી આવ્યો અને એણે રણજીતસિંહનું શરણ શોધ્યું. આ રાજ્યમાં એને આશ્રય મળ્યો અને ધીમે ધીમે ચઢતો ગયો. ધીમે ધીમે એણે ધ્યાનસિંહ અને સુચેતસિંહને પણ પોતાની પાસે બોલાવી લીધા અને એ બન્ને પણ રાજકૃપા–પ્રસાદના ભોક્તા બન્યા. ધ્યાનસિંહ શ્રીમાન, બુદ્ધિશાળી અને મહા કારસ્થાની હતો એટલે એ મુખ્ય પ્રધાનની પદવી સુધી પહોંચી ગયો. એણે પોતાના બન્ને બંધુઓને સૈન્યમાં સેનાપતિ તરીકે ગોઠવી દીધા અને મોટે ભાગે રાજ્યનું સૂત્ર પોતાને હસ્તક કરી લીધું. એક સાધારણ માણસનો આટલો શીઘ્ર અભ્યુદય થયેલો જોઈને ઘણાને કાંઇ કાંઇ શંકાઓ થશે પરંતુ આપણને તે સાથે કાંઇ નીસ્બત નથી. ધ્યાનસિંહના હાથમાં સત્તા આવી એટલે એણે તથા એના ભાઇઓએ

એ સત્તાના બળે પ્રજાને લુંટવામાં કશી કચાશ રાખી નહિ પણ રણજીતસિંહને કાને એ વાત જાય નહિ તેની એ ખાસ કાળજી રાખતા હતા. પોતાની કોઈ ચાડી ચુગલી ન કરે તેને માટે એ હંમેશાં રણજીતસિંહની પાસેને પાસે જ રહેતા અને કદાચ કાર્યવશાત્ એમને બહાર જવું આવવું પડતું તો પોતાના વિશ્વાસુ માણસોને મુકીને જ જતા. એ જો કે મુખ્ય પ્રધાન હતો છતાંએ પોતે મહારાજાનો નિમકહલાલ નોકર છે એમ બતાવવા એ મહારાજાના સિંહાસન આગળ કોઇ કોઇવાર જમીન ઉપર પણ બેસી જતો. એનો દંભ રણજીતસિંહ સમજી ગયો હતો પરંતુ એણે એને એ જાણવા દીધું નહોતું. જેવો રાજા તેવો એનો આ પ્રધાન પણ નિરક્ષર હતો, છતાં એની બુદ્ધિ મહા પ્રખર હતી.

જમાદાર ખોસાલસિંહ સહરાણપુરનો રજપુત હતો. એ પહેલાં રણજીતસિંહના અંગરક્ષકોનો જમાદાર હતો. યુવાવસ્થામાં એ ઘણો દેખાવડો અને રૂઆબવાળો હતો. દુલીન આવ્યો તે વખતે તો એ વૃદ્ધ થઇ ગયો હતો એટલે એના શરીરની સુંદરતાનાં પાણી ઓસરી ગયાં હતાં. એણેએ કાંઇ એવી ધાડ મારી નહોતી છતાંએ એ પ્રધાન પદે પહોંચી ગયો હતો. કારણ ગમે તે હોય, એ પ્રધાન થયો તોયે લોકો તો એને એના અસલ જમાદારના નામથી જ ઓળખતા હતા. એકવાર તો એને પ્રધાનપદેથી ભ્રષ્ટ કરીને રણજીતસિંહે એની મીલકત પણ જપ્ત કરી હતી; પરંતુ ફરીથી એને એની જગ્યાએ પાછો નીમવામાં આવ્યો. રણજીસિંહનો પુત્ર સેરસિંહ કાશ્મીરનો શાસનકર્તા હતો તે વખતે એ પાવરધો નહિ હોવાથી ત્યાંનો કારભાર સંભાળવા ખોસાલસિંહને ત્યાં મોકલવામાં આવ્યો હતો. ત્યાં એટલો અનીતિથી એણે કારભાર ચલાવ્યો કે સુવર્ણ સમા કાશ્મીરને એણે પુરૂં ભિખારી

બનાવી દીધું. આવું થયું એટલે વળી એના હાથમાંથી અધિકાર ખુંચવી લેવામાં આવ્યો અને રાજદરબારમાં ફરીથી પગ મુકવાની પણ એને મનાઇ કરવામાં આવી. પરંતુ એના કેન્દ્રવર્તી ગ્રહે એને પુનઃ પ્રધાનપદે સ્થાપી દીધો.

ફકીર અજીજુદ્દીન નાપિક જ્ઞાતિના હતા એટલે શસ્ત્રવૈદ્યનો ધંધો કરતા હતા. પહેલાં તો હજામતનો ધંધો કરીને એ પોતાનું ગુજરાન ચલાવતા હતા. નાનપણથી એ બુદ્ધિશાળી હતા એટલે એમણે ધર્મશાસ્ત્રોનો પણ સારી રીતે અભ્યાસ કર્યો હતો. એ ઘણા મીઠડા અને પ્રસંગાનુકુલ બોલનારા હતા. કોઇનું પણ મન દુભાવ્યા વિના પોતાનું કાર્ય કેવી રીતે સાધી લેવું એ એમને સારૂં આવડતું હતું. એ શરીરે સુદૃઢ અને સુંદર હતા. નામના મેળવવા એમણે સીપાઇગીરીનો ધંધો સ્વીકાર્યો પરંતુ ઉપરીની કડવી નજરથી એમને એ નોકરી છોડી દેવી પડી. આ પ્રસંગથી એ બીચારા નિરાશ થઇ ગયા અને ફકીર બની ભિક્ષાવૃત્તિ કરવા લાગ્યા. એકવાર એ લાહોર આવ્યા અને ભાગ્યવશાત્ એમને રણજીતસિંહ સાથે મુલાકાત થઇ. એમનું પાંડિત્ય અને બુદ્ધિબળ જોઇને મહારાજા એમના ઉપર ત્રુઠયા અને એમને આશ્રય આપ્યો. પ્રસંગે એમની સલાહ મહારાજાને ઘણી ઉપયોગી થઇ પડી એટલે છેવટે એ પણ પ્રધાનપદની સીડીએ ચઢી ગયા. એ હતા તો નાપિક પણ પ્રધાનપદને તો સારૂં દીપાવતા હતા. એમનામાં તેવી પાત્રતા હતી. રણજીતસિંહમાં વાક્ચાતુર્યની જે ઉણપ હતી તે ફકીરજીએ પુરી આપી. રણજીતસિંહના મનોભાવો એની ભાંગી તુટી ભાષામાં અધકચરા અને અધુરા ન મુકાતાં ફકીરજીની સચોટ હૃદયંગમ અને યથોચિત ભાવદર્શી ભાષામાં મુકાતા એટલે એ ભાવો પૂર્ણ કળાએ ખીલી નીકળતા. બોલનારના

મુખમાંથી બોલ નીકળતા પહેલાંજ એ શું કહેવાનો છે તે એ ધણી સારી રીતે સમજી જતા અને પોતાની એ શક્તિનો રણજીતસિંહને ઉત્તમ પ્રકારે લાભ આપતા હતા. એમની પ્રસિદ્ધિ એમના સદ્-ગુણોને લીધે બહુ થઇ ગઇ. જો કે એ પ્રધાન હતા અને રાજ્યમાં એમનું સારૂં વજન પડતું હતું, છતાં એ ફકીરજીના નામથીજ ઓળખાતા હતા. એમને પણ એ નામ બહુ ગમતું અને આમરણ એમણે ફકીર જેવાં સાદાં જ વસ્ત્રો પહેર્યાં હતાં. દુલીને પંજાબમાં પગ મુકયો તે વખતે ફકીરજી વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરતા હતા.

આ શિવાય અમાત્ય—વર્ગમાં રામસિંહ, ગોવિંદરામ અને વેણીરામ કરીને હતા. એ ત્રણે જણા પોતાનું કર્તવ્ય પૂર્ણ ઇતબારથી બજાવતા હતા. ન કરવાના ધંધા એ નહોતા કરતા એટલે રાજ્યમાં એ ઝાઝા જાણીતા થયા નહોતા; છતાંએ રાજ્યમાં એમનું વજન સારૂં હોવાથી લોકોમાં એમની પ્રતિષ્ઠા સારી પડતી હતી. રામસિંહ અને ગોવિંદરામ બન્ને સગા ભાઇ થતા હતા, પરંતુ રામસિંહ શિખ ધર્મનો અને ગોવિંદરામ સનાતની હતો. રામસિંહ રાજ્યના લશ્કરી ખર્ચ ખુંટણનો તપાસણી કામદાર હતો અને ગોવિંદરામ મુલકી પ્રધાન હતો. ગોવિંદરામને તો એ ભલો અને એનું કામ ભલું. કોઇ દિવસ કામ છોડીને એ પોતાની કચેરીની બહાર ગયો નથી. એ એના કાર્યમાં એટલો બધો કુશળ હતો કે એ શિખધર્મનો નહોતાં છતાં મહારાજા એના ઉપર ભાવ રાખતા અને કંઇ મંત્રણા કરવી હોય તો ખુદ એ પોતે ગોવિંદરામ પાસે જતા. વેણીરામ મુખ્ય કોષાધ્યક્ષ હતો. એ પણ વિશ્વાસુ અને કાર્ય-કુશળ હતો અને એના ઉપર પણ મહારાજાનાં કૃપા કિરણ પડતાં હતાં. આ શિવાય રાજ્યમાં બે ચાર યૂરોપીયનો પણ તેમનું કામ

દક્ષતાથી કરતા હતા અને લોકોમાં પણ ઠીક ઠીક જાણીતા થયા હતા. તેઓ લશ્કરને કવાયતનું શિક્ષણ આપતા હતા.

આ અરસામાં રણજીતસિંહને ખડ્ગસિંહ, સેરસિંહ અને તારાસિંહ નામના ત્રણ પુત્રો હતા. પછી કેટલેક અંતરે દલીપસિંહ નામનો ચોથો પુત્ર થયો. આવો પ્રભાવશાળી, પ્રતિભાસંપન્ન રણજીતસિંહ, ત્યારે એના પુત્રો નર્યા આળસુ, વ્યસની, દુરાચારી, લંપટ અને રણભીરૂ હતા. સેરસિંહ કાંઇક તરવાર ફેરવી જાણે એવો હતો ત્યારે એ કુસંગતિમાં પડી ગયો હતો. દલીપસિંહ તો નાનો હતો ત્યારથી ઇંગ્લાંડમાં બ્રિટિશ છત્રની છાયા નીચે ઉછરતો હતો. ત્યાંએ એ પોતાનું પોત પ્રકાશ્યા વિના રહ્યો નહિ. પંજાબના સિંહ જેવાને કર્મે આવી સંતતિ લખાયલી, એ એકલા રણજીતસિંહનું જ નહિ પણ આખા પંજાબનું દુર્ભાગ્ય ગણી શકાય.

---

## પ્રકરણ ૧૨ મું — દુષ્ટતાનું પ્રથમ દર્શન

ઉષા દેવીએ પોતાના મુખ ઉપરનું પટ દૂર કરીને વસુંધરા ઉપર પોતાનાં લજ્જાયુક્ત નેત્રકટાક્ષ ફેંકવાં શરૂ કર્યાં પણ ન હોય ને દુલીન બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને ઘોડા ઉપર બેસીને ફરવા જતો. રણજીતસિંહની કૃપાનો પાત્ર બન્યા પછી બીજેજ દિવસે એ પ્રાતઃકાળે એકલોજ ફરવા નીકળી પડયો. બન્નુ અને ધન્નુ તો હજુ પથારીમાંજ પડેલા હતા. બન્નુની નિદ્રાનો ભંગ થતાં એ આંખો ચોળતો ઉઠયો અને આમ તેમ નજર કરી એટલામાં એને ખબર મળી કે દુલીન તો ફરવા ગયો છે. એ સાંભળતાં એને મોટો ધ્રાસ્કો પડયો અને માલિકની પહેલાં પોતાનાથી ન ઉઠાયું તેથી એનું મન

એને ડંખવા લાગ્યું. એ પંજાબનો ભોમીયો હતો. પંજાબના લોકો કેવા છે એ એની જાણ બહાર નહોતું. વળી નંદસિંહવાળી ઘટના તો દૃષ્ટિ સમક્ષ હજુ તરવરતી હતી; એટલે એને મોટી ચિંતા પેઠી અને પોતાના ઉંઘણસીપણાને એ મનમાંને મનમાં ભાંડવા લાગ્યો. એટલામાં દુલીન ફરીને પાછો આવી પહોંચ્યો ત્યારે એનો જીવ હેઠે બેઠો અને એને આનંદ થયો. ભવિષ્યમાં આવી ભૂલ ન કરવી એવો એણે મન સાથે દઢ સંકલ્પ કર્યો.

બીજે દિવસે દુલીન પાછો રોજના નિયમ પ્રમાણે ફરવા જવા તૈયાર થઈ ગયો, ત્યારે બન્નુ ને ધન્નુ પણ ઘોડેસ્વાર થઇને તૈયારજ હતા. એ બન્નેની કર્તવ્યપ્રિયતા જોઇને દુલીનના અંતરમાં એમના પ્રતિ કૃતજ્ઞ બુદ્ધિ થઇ આવી. માલીક આગળ અને સેવકો પાછળ આમ એમના ઘોડા ચાલવા લાગ્યા. એ ત્રણે અર્ધો પોણો ગાઉ ગયા હશે એટલામાં દૂરના આંબાવાડીઆમાંથી સુ—ઉ—ઉ—ઉ કરતું સુસવાટા ભેર એક બાણ ઓચીંતુ આવી પહોંચ્યું, દુલીનની ટોપી ઉપર લાગ્યું અને ટોપીને લઇને ઘણે દૂર પડયું. બાણ જરાકજ ચુકયું, નહિ તો દુલીનનો કંઠનાળ વેધીને તેણે એના જીવનની અહીં-આંજ ઇતિશ્રી કરી દીધી હોત. પ્રભુનો ઉપકાર માનતો બન્નુ વિજળી વેગે અમરાઇઓમાં ઘોડાને પુરપાટ દોડાવી ગયો અને એક નાસતા શિખને નિમિષ માત્રમાં પકડી પાડયો. શિખે જોયું કે હવે નાસી શકાય એમ નથી એટલે તરતજ એણે મ્યાનમાંથી પોતાની તરવાર કાઢી અને બન્નુ ઉપર વાર કરવા ગયો. બન્નુ બડો બાહોશ હતો. આંખના પલકારામાં તો એની તલવાર શિખની તલવાર જોડે મુકાબલામાં ઉતરી પડી. બન્નેનું દ્વંદ્વ યુદ્ધ ચાલી રહ્યું. એટ-લામાં ધન્નુ પણ આવી પહોંચ્યો અને એણેએ પોતાની તલવાર

મ્યાનમાંથી ખેંચી. પણ બન્નુ એટલામાં બોલી ઉઠયો "ધન્નુ, આને હું એકલો નહિ મારી શકું એમ ધારીને તું મારી વહારે આવી પહોંચ્યો છું, પણ એમાં મારૂં અપમાન થાય છે. મારામાં જ્યાં સુધી તું પ્રાણ દેખે ત્યાં સુધી તલવાર મ્યાનમાંજ રહેવા દે. આ મર્કટને મારવામાં બે જોદ્ધા શા ?" ધન્નુએ તલવાર મ્યાન કરી અને છાનો માનો ઉભો રહ્યો. એટલામાં દુલીનની પણ પધરામણી થઇ. એણે બન્નુને કહ્યું "શત્રુ ઉપર વાર ન કરીશ." દુલીન અણીની વખતે આવી પહોંચ્યો, નહિ તો શિખનું આવીજ બન્યું હતું. માલીકનો હુકમ થતાં બન્નુએ પોતાનો હાથ સંકોચી લીધો અને આંખમાંથી અગ્નિના તણખા ઉરાડતો એ શિખસામું જોઈ રહ્યો. પોતે એકલો અને આ ત્રણ જણ, એટલે શિખનાં ગાત્ર ગળી ગયાં. તેમાં દુલીનની ઉપલી ગંભીર આજ્ઞાદર્શક વાણીથી તો એને મરવા જેવું લાગ્યું. દુલીનના આવ્યા પહેલાં એના ડાબા હાથ ઉપર બન્નુની તરવારનો ઓછરતો ઘા વાગી ગયો હતો એટલે એ સ્થિર થઇને ઉભો રહ્યો હતો. બન્નુએ એના હાથમાંની તરવાર ઝુંટવી લીધી અને ધન્નુએ એનું ધનુષ્ય ખેંચી લીધું. ધનુષ્ય કાઢતાં કાઢતાં ધન્નુએ બન્નુને કહ્યું "બન્નુ, આનો વિશ્વાસ નહિ હોં ! એના કમરબંધમાં જમૈયો વિગેરે પણ હશે." બન્નુએ એના કમરબંદની જડતી લીધી તો એમાંથી તીણી ધારવાળો જમૈયો નીકળ્યો. આ પ્રમાણે એને નિઃશસ્ત્ર કરીને દુલીને એને અભયદાન દીધું અને એને બધી હકીકત પૂછવા માંડી. દુલીનના આવા પ્રકારના વર્તનથી આ શિખ તો ઢંડોજ થઇ ગયો. એને પોતાના દુષ્કર્મનો પસ્તાવો થયો અને દુલીનને તમામ સત્ય હકીકત નિવેદન કરી દીધી. એ સાંભળીને ધન્નુનો સંશય ખરો પડયો. કાલે દુલીન એકલોજ ફરવા ગયો હતો તે વાત નંદસિંહે ગુપ્ત તપાસથી જાણી લીધેલી અને દુલીન એકલો

જ ફરવા આવે છે માટે એનો ઘાટ ઘડી નાખવાનો એણે વિચાર આદરેલો. એણે તે કાર્ય સિદ્ધ કરવા આ જહરસિંહ નામના માણસને ખરીદી લીધો અને આવું નીચ કાર્ય કરવા પ્રેર્યો હતો. કદાચ જહરસિંહ પકડાઇ જાય તો એણે કોટિકાળે પણ પોતાનું નામ જાહેર ન કરી દેવું એવા જહરસિંહને એણે શિખ ધર્મના ઘણા આકરા કસમ લેવડાવ્યા હતા. પરંતુ જહરસિંહ તો દુલીનના દયામય વર્તનમાં એવો ઓગળી ગયો કે કસમને એણે છાપરે મુકી દીધા અને તમામ સત્ય હકિકત કહી નાખી. દુલીન બોલ્યો " જહરસિંહ, તેં એવો ભયંકર અપરાધ કર્યો છે કે તને દેહાંત દંડની શિક્ષા કરૂં તોયે ઓછી છે; પરંતુ હું તને જવા દઉં છું. પણ એટલું લક્ષમાં રાખજે કે ફરીથી આવું ઘોર કર્મ ન કરીશ. મને લાગે છે કે પેટને માટે તું આવું અધમ કાર્ય કરવા તત્પર થયો હોઇશ ખરૂં ને ? "

દુલીનનું અનુમાન ખરૂં હતું. પેટમાટેજ એ આવું કામ કરવા તૈયાર થઇ ગયો હતો. દુલીનના મર્મશોધક પ્રશ્નથી જહરસિંહની આંખમાં પાણી ભરાઇ આવ્યાં અને મહા પરાકાષ્ટાએ એણે વચન ઉચ્ચાર્યો " હા સાહેબ, આ પાપી પેટને માટેજ. " દુલીનને એની દયા આવી અને પોતાના ખીસ્સામાં હાથ ઘાલીને એ બોલ્યો " લે આ તારા પેટને માટે અને મારે બંગલે આવજે. વળી વિશેષ આપીશ તે લઇને કાંઇ ધંધે લાગી જજે. આવાં પાપકૃત્યમાં હાથ ન ઘાલતો. " એમ કહીને એણે એને કેટલાક રૂપીઆ આપ્યા. દુલીને આપેલા રૂપીઆ ગજવામાં મુકતાં જહરસિંહ બોલ્યો " સાહેબ, આટલા જ બહુ છે. હવે હું આપને બંગલે આવવાનો નથી અને ભવિષ્યમાં મારૂં શું થશે તે પણ કહી શકતો નથી. હું અહીંથી પાછો જઇશ એટલે નંદસિંહની તલવારનો ભોગ થઇ પડયા વિના રહેવાનો

નથી. પરંતુ ભોગજોગે જો બચી ગયો તો જરૂર આપના ચરણનો હું ગુલામ બની રહીશ." એમ બોલીને એ પોતાનાં શસ્ત્ર લઈને ત્યાંથી પલાયન કરી ગયો. સમય ઘણો વહી ગયો હતો એટલે દુલીને પોતાનો અશ્વ ઘર તરફ વાળ્યો અને બન્નુ અને ધન્નુ પણ માલીકની પાછળ પાછળ જવા લાગ્યા. ત્રણેના મનમાં નંદસિંહના વિચાર ચાલી રહ્યા હતા. આ પ્રમાણે ત્રણે જણા માર્ગ કાપતા હતા તે વખતે બંગલે એક અન્ય વ્યક્તિ આવીને હાજર થઇ ગઇ હતી. બંગલે દુલીને પહેરો રાખેલો હતો. પહેરેગીરો ખભે બંદુકો આડી મુકીને પહેરો ભરી રહ્યા હતા. આ નવીન માણસ ઘણો વિચિત્ર લાગતો હતો. એનો પોષાક પણ તેવો જ વિચિત્ર હતો. એ રંગે શ્યામવર્ણો અને ઉંચો હતો. એના ગાલ ખાડાળા હતા એટલે એનું નાક વધારે ઉપસેલું લાગતું હતું. આંખો ઝીણી અને ઉંડી હતી પણ તેજસ્વી લાગતી હતી. કપાળનો ટેકરો પણ જરા આગળ વધી આવ્યો હતો. એણે માથે પાઘડી ઘાલી હતી છતાંએ પાઘડીમાંથી માથાના વાળ બહાર નીકળી આવ્યા હતા. અંગમાં પગ સુધી આવે એવું સફેદ અંગરખું પહેર્યું હતું અને ખભે ધોળો ખેસ નાખી દીધો હતો. ધોતીયું પહેર્યું હતું અને પગમાં મુલ્તાની જોડા પહેર્યા હતા. નાકથી માથા સુધી એણે ચંદનનો ઉભો ટીલો ખેંચ્યો હતો. ગળામાં એક તુળસીની માળા એણે ધારણ કરેલી હતી. આ મનુષ્યનાં કપડાં તમામ ધોળા રંગનાં હતાં પણ ઘણાં મેલાં હતાં. ફક્ત એણે ઓઢેલો ખેસ જરા ઉજળો હતો. વળી કપડાં કોઇ કોઇ ઠેકાણે ફાટેલાંએ હતાં. જો કે એ આવી દરિદ્ર અવસ્થામાં જણાતો હતો ખરો, પણ એના મુખ ઉપર તો એક પ્રકારનું તેજ ચમકતું હતું. એને જોઇને પહેરાવાળાઓ બધા હસવા લાગ્યા. આવનાર માણસ આમના હસવા પ્રતિ લક્ષ ન આપતાં સીધો

બંગલા તરફ ચાલ્યો જતો હતો. પહેરાવાળાઓએ એને અટકાવ્યો અને પૂછ્યું " તમે કોણ છો ? ક્યાં જાવ છો ? " આ સાંભળીને એ તેમના તરફ જરા ગુસ્સાથી જોઇ રહ્યો અને " મારે સાહેબને મળવું છે " એમ બોલતો વળી એ ચાલ્યો. પરંતુ પહેરાવાળાએ એને આગળ જવાજ દીધો નહિ. દુલીનનો હુકમ હતો કે " મારી રજા સિવાય કોઇ પણ અજાણ્યા માણસને આવવા દેવો નહિ. " વળી આવનાર માણસનો પોષાક, એના અંગનો મરોડ વિગેરેથી પહેરાવાળાઓ શંકિત થયા હતા એટલે એમણે એને અટકાવી જ રાખ્યો. એટલે પેલો અધિક ગુસ્સે થઇ ગયો અને ગુસ્સામાં જ બોલ્યો " હું કાલિફાજીનો દિવાન છું. આ બાગ કાલિફાજીનો છે છતાં તમે સીપાઇડાઓ, મારા માલીકના બાગમાં પ્રવેશ કરતાં મને અટકાવીને મારૂં અપમાન કરનાર કોણ ?" એના ક્રોધને કોણ ગણે ? પહેરાવાળાઓ તો ઉલટા એની વધારે મશ્કરી કરવા લાગ્યા. એટલામાં દુલીન આવી પહોંચ્યો એટલે પહેરાવાળા ગુપચુપ ખાંધે બંદુક નાખીને પહેરો ભરવા લાગ્યા. દુલીનને દૂરથી આવતો જોઇને આ નવીન ગૃહસ્થ પણ પોતાના પોષાકને સમારતો મહોડા ઉપર હાથ ફેરવતો જરા ઠસ્સાથી ઉભો રહ્યો. દુલીને બાગમાં પગ મુકયો કે તરત જ, શર સંધાન કરેલું ધનુષ જેવું બેવડું વળી જાય છે તેવી રીતે પોતાના શરીરને વાંકુ વાળીને આ નવીન આગંતુકે " ગુડ મોર્નિંગ " કહીને સાહેબને સલામ કરી. એનો પોષાક, એનો અંગમરોડ અને એનું ગુડ મોર્નિંગ, આટલા ઉપરથી એ કોણ હશે તેનો દુલીનને ખ્યાલ આવી ગયો. વાંચનારે પણ એને હવે તો ઓળખ્યો હશે. કાલિફાજીએ જેની વાત કરી હતી એજ આ ચૈતન્યદાસ હતો. દુલીન સાથે એણે તો ઇંગ્રેજીમાં ઠોકવા માંડયું. એણે ગુડ મોર્નિંગ કહ્યું એટલે દુલીને એને ઇંગ્રેજીમાંજ પૂછ્યું " તમે

કોણ છો ? ( Who are you ? ) " ફક્કડે પોતાના ગુલાબી અંગ્રેજીનો દુલીનને સુવાસ ફેરવવા અંગ્રેજીમાં જ જવાબ દીધો "(Master asked me who are you ? Master not see me man ? ) આપ મને પૂછો છો કે હું કોણ છું ? હું મનુષ્ય છું એ આપ નથી જોઇ શકતા ?"

" હા, તે તો જોઇ શકું છું; પણ તમે કેવા માણસ છો ? " દુલીનનો પ્રશ્ન સાંભળીને એ આશ્ચર્યચકિત થતો બોલ્યો. (I, man of Bengal, I man of Fakirji, now, master's most obedient servant—હું બંગાળનો છું. ફકીરજીનો માણસ છું, હવે આપનો આજ્ઞાંકિત સેવક છું. "

ચૈતન્યદાસના ઇંગ્રેજીની આટલી વાનગી અમારા વાંચકવૃંદને ચખાડી હવે અમે દુલીન અને ચૈતન્યદાસનો સંવાદ બધો ગુજરાતીમાં આપીશું. વાંચનાર એટલી વાનગીથી સંતોષ થશે ને ?

ચૈતન્યદાસનું છેલ્લું વાકય સાંભળીને દુલીને મહાકષ્ટે રોકી રાખેલું હસવું એકદમ ઉછળી આવ્યું અને મહાપરાણે હસવું ખાળતો ખાળતો એ બોલ્યો " તમે અત્યારે કયાંથી આવ્યા ? "

" મને કાલીફાજીએ મોકલ્યો છે. " " કેમ ? "

ચૈતન્યદાસ કપાળે હાથ કુટતો બોલ્યો " અરે નાટક કરનારા નસીબ ! આપ એમ પૂછો છો કે મને કાલિફાજીએ કેમ મોકલ્યો ?" દુલીન હસતો હસતો બોલ્યો " કેમ એમાં નસીબે શું નાટક કર્યું ?"

" why not ? કેમ નહિ ? ફકીરજીએ મને કહ્યું કે સાહેબને એક ઉત્તમ દુભાષીઓ જોઇએ છીએ. તે માણસ કારકુની પણ કરી જાણતો હોવો જોઈએ. તેને હીસાબ કીતાબ રાખતાં આવડતા જોઈએ.

તેણે બધી દેખરેખ રાખવી જોઇએ. વળી આપને એક દિવાન જોઇએ છીએ. આ બધી વાત તમે ફકીરજીને કરી હતી છતાં કેમ ભૂલી જાવ છો ?"

અત્યાર સુધી દુલીન ઘોડા ઉપરજ હતો તે હવે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો, ઘોડો સીપાઈને સોંપી દીધો અને સહાનુભૂતિદર્શક સ્વરે એણે ચૈતન્યદાસને કહ્યું "હા, એ તો હું તદ્દન ભૂલી ગયો હતો. ચાલો મારી સાથે બંગલામાં ત્યારે. તમારૂં કુટુંબ કેટલું મોટું છે ?" સાહેબની સાથે ચાલતાં ચાલતાં ચૈતન્યદાસે જે પહેરાવાળાએ એને અંદર જતો અટકાવ્યો હતો તેના તરફ ફરીને મુછ મરડતાં "કેમ બચ્ચા, જો જાઉં છું કેની" એવી અર્થસૂચક અભિમાન ભરી દૃષ્ટિ કરી લીધી. પછી આંખમાં પાણી આણીને સાહેબના સવાલનો એણે જવાબ આપ્યો "સાહેબ, મારા કુટુંબમાં હું એકલોજ છું. બધાંએ મરી પરવાર્યાં. કોલેરા થયો હતો. મારા બાપના તેરમો દિવસે બૈરી મરી ગઇ અને બૈરીના દસમાને દિવસે છોકરો ગુજરી ગયો. સાહેબ, ઇશ્વરે મારી પાસેથી બધાંને ખુંચવી લીધાં."

વાત કરતાં કરતાં એ બંગલાના દિવાનખાનામાં આવી પહોંચ્યા. ચૈતન્યદાસ ઉપર આવી કૌટુમ્બિક આપત્તિ આવી પડેલી હતી તેથી દુલીનને એના ઉપર સહાનુભૂતિ પ્રકટી આવી. પરંતુ "ચૈતન્યદાસ ખરેખરો તો ગાંડો નહિ હોય ? કાલિફાજીએ કાંઈ પેતરામાં તો એને નહિ મોકલ્યો હોય ?" આવી આવી એને શંકાઓ ઉઠવા લાગી. એણે ચૈતન્યદાસને પોતાની પાસે બેસાડયો અને દરબાર સંબંધી, હીસાબ સંબંધી, પંજાબની મહેસુલ બાબત, લશ્કરના પગાર વિગેરે બાબતના મહત્ત્વના પ્રશ્નો એણે એને બંગાલીમાંજ આપવાનું કહ્યું. બંગા-

લીમાં બોલવાનો સાહેબનો હુકમ સાંભળીને કરીઆતું પીધું હોય એવું એણે કટાણું મોઢું કરી નાંખ્યું. છતાંએ એને પૂછવામાં આવેલા સવાલના જવાબ તો એણે ઘણી સારી રીતે દીધા. એટલુંજ નહિ પણ તેમાં એ પોતાના કાંઇક અભિપ્રાય પણ આપતો. એ જોઇને તો દુલીનને મોટું આશ્ચર્ય થઇ ગયું. એને ખાતરી થઇ ગઈ કે ચૈતન્ય-દાસ દેખાય છે તેના કરતાં ઘણો હુંશીયાર છે, તેમ કાર્યપરાયણ પણ તેવોજ છે. એણે એને પોતાની નોકરીમાં રાખી લીધો. શું શું કરવું, શું નહિ તે વિગેરેની એને સૂચના આપી દીધી. પછી દુલીને કહ્યું "ચૈતન્યદાસ, હું પહેલાં કેટલોક વખત કલકત્તે રહેલો છું એટલે થોડું બંગાળી શીખ્યો છું. માટે મારી સાથે તમે બંગાળીમાંજ વાત કરજો. એથી મારૂં બંગાળી પણ જરા તાજું થશે." દુલીનની આવી આજ્ઞા સાંભળીને ચૈતન્યદાસના પેટમાં તો કડકડતું તેલ રેડાયું. પોતાને બરોબર અંગ્રેજી બોલતાં નથી આવડતું એવો દુલીનનો ગર્ભિતાર્થ સમજવાથી ચૈતન્યદાસને પોતાનું બોલવું ઠીક ન લાગ્યું, એટલે એને ખુશી કરવા એ બોલ્યો "ચૈતન્યદાસ, જ્યારે મારે કામનો બોજો બહુ ન હોય ત્યારે તમે ઇંગ્લીશમાં બોલશો તો કાંઇ હરકત નથી." ચૈતન્ય પણ આટલી છુટછાટથી સંતોષ પામ્યો અને ( yes sir ) "ઠીક સાહેબ" કહીને પોતાને કામે લાગી ગયો.

---

## પ્રકરણ ૧૩ મું — પદવીદાનવિધાન

પાછલા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ કે રણજીતસિંહે દુલીનને હયદળનો સેનાપતિ બનાવ્યો હતો. એની સેનાપતિ તરીકે નીમણુક તો થઇ હતી પરંતુ હજુ એ તે નોકરી ઉપર ચઢયો નહોતો.

રણજીતસિંહે એને કહ્યું હતું કે " હું તમને બધું નક્કી કરીને પછી દરબારમાં આવવાનું તેડું મોકલાવીશ. "

દુલીન રાજાના તેડાનીજ ઉત્કંઠાથી રાહ જોતો હતો. તેમ કરવાનું કારણ હતું. રોજને રોજ એના ખર્ચનું પાસુ વધ્યે જતું હતું અને જમા બાજુએ એની પાસેનું દ્રવ્ય ઓછું થઇ ગયું હતું. એટલે એ દ્રવ્ય પુરે પુરૂં ખરચાઇ જાય તે પહેલાં એનો પગાર ચઢતો થાય એવું એ સ્વાભાવિક રીતેજ ઇચ્છે.

દરમિયાન ફકીર અજીજુદ્દીન એને ફરીથી મળવા આવ્યા. પ્રથમ વાર ફકીરજી એને મળ્યા હતા ત્યારથી અત્યાર સુધી દુલીન પ્રતિ એમને જે આદર હતો તે નિઃસ્વાર્થ વૃત્તિનો હતો એમ કહીએ તો ખોટું નહિ. આ વખતના મેળાપથી તો એ દુલીન ઉપર અત્યંત ખુશ થઇ ગયા. ફકીરજી મનુષ્યપરીક્ષક હતા એટલે એમણે દુલીનની પરીક્ષા કરી લીધી હતી. એ વીર પુરુષ હતો, એકનિષ્ઠ હતો એટલે આવા માણસને ઉન્નતિના માર્ગે ચઢાવી તેનો પરિચય રાખવાનો એમનો ઉદ્દેશ હતો. આથી દરબારમાં પોતાનું માન અને વજન વધશે એવું પણ કદાચ એમના મનમાં હોય; છતાંયે એકંદર રીતે તો નિઃસ્વાર્થ વૃત્તિથીજ એ દુલીનને સહાય કરતા હતા. દુલીનની સહૃદયતા, એની સભ્યતા, એની હેતભરી રીતભાત, એનો સત્યમાં અનુરાગ, એનું ક્ષાત્ર તેજ, એની ધર્મ ઉપરની આસ્થા, આ બધા એના સદ્ગુણો જોઇને ફકીરજીનું અંતર હર્ષથી વારંવાર ઉભરાઇ જતું હતું; અને આવા ગુણવાનનો ભાગ્યોદય કરવાનો એ પોતાનો ધર્મ સમજતા હતા. આ મુલાકાત વખતે ફકીરજીએ એના મનમાં ખાસ ઠસાવ્યું કે " રાજા ધ્યાનસિંહને પ્રસન્ન રાખવાને તમારે ધીમે ધીમે હવે પ્રયાસ આદરવા પડશે. એની પ્રસન્નતા ઉપર તમારી સ્થિર-

તાનો આધાર છે. કદાચ એકવાર એ પ્રસન્ન ન થાય તોયે ચાલશે, પણ એની અપ્રસન્નતા તો ઓ'રી લેવીજ નહિ." દુલીને આ સુચના સત્વરજ અમલમાં મુકી. એણે ધ્યાનસિંહને કેટલુંક નજરાણું મોકલાવ્યું અને એક બે વાર તેની મુલાકાત પણ લીધી. રાજા ધ્યાન-સિંહે પણ એને આશ્વાસન આપ્યું, પણ તે આશ્વાસન માત્ર મોઢા-નુંજ હતું, અંતરનું નહોતું. એનો વિચાર એવો હતો કે દુલીન જો પોતાના નચાવ્યા પ્રમાણે નાચશે તો એને સહાય કરવી, અને નહિ તો પોતાની કુટિલતાનું પાણી એને બતાવી દેવું. એકવાર દુલીન ધ્યાન-સિંહને મળવા ગયો હતો. વાત નીકળતાં દુલીને એમને પૂછયું "તમારી પ્રકૃતિ કેમ આવી રહે છે?" ત્યારે ધ્યાનસિંહે જવાબ દીધો "મને અગ્નિમાંદ્યનો રોગ છે તેને લીધે મારી પ્રકૃતિ નિરંતર અસ્વસ્થ રહે છે." દુલીને કહ્યું "હું તમારો રોગ મટાડી દઉં. તમને હું અમારૂં અંગ્રેજી ઔષધ આપીશ." ધ્યાનસિંહને એ દવા લેવાની ઇચ્છાજ નહોતી. કારણ કે એ એમ જાણતો હતો કે આટલી બધી દવા લેવા છતાં કાંઇ ગુણ ન જણાયો તો પછી એ દવા શો ગુણ કરવાની હતી? દુલીને તો દવા તૈયાર કરીને ધ્યાનસિંહને આપી અને દવા કેવી રીતે લેવી તેની એણે સૂચના પણ આપી. ઇશ્વર-કૃપાથી ધ્યાનસિંહને તો આ ઔષધથી ફેર પડવા લાગ્યો એટલે એને દુલીન ઉપર પ્રીતિ થઇ આવી.

આટલા દિવસ દુલીનના ભોજન માટેની જેવી જોઇએ તેવી વ્યવસ્થા થઇ નહોતી. સૈન્યમાંથી ગમે તે માણસ આવી એનું ભોજન તૈયાર કરી આપી જતો હતો. બન્નેના ધ્યાનમાં આ ગેરવ્યવસ્થા તરત જ આવી, એટલે એણે એક પરદેશી બ્રાહ્મણને રસોઇ કરવા માટે ખોળી કાઢયો. આ બ્રાહ્મણ રસોઈ કરવામાં ઘણો કુશળ હતો

એટલે દુલીન એના ઉપર પ્રસન્ન થઇ ગયો. પોતે હિંદુ છે એમ જાણ્યા પછી બને તેટલો માંસાહાર એણે ઓછો કર્યો હતો, અને લાહોર આવ્યા પછી તો એ પક્કો વનસ્પતિ આહારી બની ગયો હતો. યૂરોપીયન બ્રાહ્મણ રસોઇઓ રાખે એ જાણીને ઘણાને આશ્ચર્ય થયું; પરંતુ તેનું ખરૂં કારણ દુલીન અને બન્નુ સિવાય કોઇ જાણી શક્યું નહિ.

એકવાર બપોરે દુલીન ભોજન કરવા બેઠો હતો એટલામાં એકાએક ચાંદખાં એની પાસે આવીને ઉભો રહ્યો. વરધી મોકલાવ્યા સિવાય આવવાની ચાંદખાંને છુટ હતી. દુલીનના ભાણામાં તદ્દન સાદો વનસ્પતિ આહાર જોઇને એને આશ્ચર્ય થયું એટલે સ્હેજ હસીને એ બોલ્યો " હજુર, આપ આવો સાદો ખોરાક લો છો એટલે આપની તરસ માત્ર પાણીથી જ છીપાવતા હશો. આપ લાલ પાણીનો ઉપયોગ નથી કરતા ?" દુલીનને હસવું આવ્યું " ના, મને એના ઉપર પ્રેમ નથી. પહેલાં કોઇને ત્યાં જવું પડતું ત્યારે લેતો હતો; પરંતુ એકવાર કોઈ કારણને લીધે મને એના ઉપર તિરસ્કાર આવી ગયો છે એટલે હવે હું તેને સ્પર્શ શુદ્ધાં કરતો નથી અને ભવિષ્યમાં કરવાનો પણ નથી એવો મારો નિશ્ચય છે. " " હજુરના આવા નિશ્ચયના બળે તો રણજીતસિંહના દરબારમાં હજુરનો આટલો બધો માન મરતબો છે; અને દિવસે દિવસે એ માન મરતબો વધતોજ જશે એવાં ચિહ્ન સ્પષ્ટ જણાય છે. હમણાં હજુરનો જ વિષય ચર્ચાય છે. હજુરના બે નોકરો પાસેથી હજુરની કાંઇક માહિતી મેળવવાના પ્રયત્નો ચાલી રહ્યા છે એમ ખબર મળી છે. સાહેબ, આપને એકાદ મોટા શિખ સરદાર પ્રમાણેનો પોષાક કરવામાં આવશે એમ જણાય છે. સાહેબને એ પોષાક ગમશે ખરો ?"

ચાંદખાંનો આ પ્રશ્ન સાંભળ્યો ત્યારે જ દુલીનના લક્ષમાં આવ્યું કે એના સંબંધી કોઇ સ્થળે વાટાઘાટ ચાલી રહી છે. ચાંદખાં એ બધી તપાસ રાખે છે એટલે એણે આણેલી ખબર ખરી જ હોવી જોઇએ. ચાંદખાંનો પ્રવેશ સર્વ સ્થળે છે. દરબારમાં પણ એનો પગ ખરો. એટલે જેવી એને મોડેથી પોતાને દરબારની ખબર મળે તેવી પોતાની વાત પણ એની દ્વારા દરબારમાં પહોંચેજ; એમ ધારવાથી દુલીને એના પ્રશ્નનો ઉત્તર આપવાનું યોગ્ય ધાર્યું. ધ્યાનસિંહ અને રણજીતસિંહનો એવો સ્વભાવ હતો કે પોતાનો ગમે તેવો નોકર હોય તો પણ પહેલો તેને પોતાના કાબુમાં લેઇને પછી તેની પાસે ગમે તેવું કામ કરાવી લેતા. તેમાંએ નોકરનું માન કે અપમાન જોવાનું એમને કારણ જ રહેતું નહિ. પણ ખુબી એટલી હતી કે એવા ખુશામતીયા નોકરો ઉપર રણજીતસિંહની પ્રીતિ ન હોતી. પોતાની આબરૂ સાચવીને નોકરી કરનારા ઉપર તો એ જરૂર પ્રસન્ન રહેતો હતો. પરંતુ પોતાની પ્રસન્નતા એ બીજાને જણાવા દેતો નહિ. દુલીન રણજીતસિંહના સ્વભાવને પરખી ગયો હતો, તેમજ પોતાના ગૌરવના અભિમાનવાળો એ હતો એટલે પોતાનું સ્વાભિમાન જળવાય તેવી રીતે જ વર્તવાનો એનો ઠરાવ હતો. એટલે એણે ચાંદખાંને કહ્યું "ચાંદખાં, નોકરીને અંગે અમુક પોષાક ધારણ કરવો પડે છે અને અમારા યૂરોપમાં પણ લશ્કરી પોષાક જુદો હોય છે, એટલે અહીં પણ લશ્કરી નોકરીના અંગે મારે શિખ સરદાર જેવો પોષાક ધારણ કરવો પડે તો તેમાં મને કાંઈ હરકત જેવું નથી લાગતું. પરંતુ મારે જો કેવળ રણજીતસિંહની પ્રસન્નતા ખાતર જ એવો પોષાક ધારણ કરવાનો હોય તો એવી ખુશામત મને ન ગમે. મને ક્યાં એની નોકરીની પરવા છે?

અહીં ન ફાવ્યું તો કંપની સરકારનો મુલક પાસે જ છે. ત્યાં મારે માટે નોકરી તૈયાર જ છે. વળી બીજાં દેશી રાજ્યો પણ ક્યાં અહીં ઓછાં છે ? આ શાહ સુજા રાજ્ય પાછું લેવા પ્રયત્ન કરી રહ્યો છે. એનેયે એક બાહોશ સેનાપતિની ખાસ આવશ્યકતા છે. ”

દુલીનનું બોલવું પુરૂં થયું ન થયું એટલામાં તો ચાંદખાં હરખાતો હરખાતો બોલી ઉઠયો “ બરાબર છે હજુર, આપનો વિચાર અતિ ઉત્તમ છે. એમાં તો આપની ઇચ્છા હોય તો હું પણ મારાથી બનતી મદદ કરવા તૈયાર છું. મારી પાસે અતિ ઉત્કૃષ્ટ પચાસ ઘોડેસ્વાર છે. એકેક સ્વાર દસ દસને ભારે છે. ”

ચાંદખાંને આગળ બોલવા ન દેતાં દુલીન બોલ્યો “ ચાંદખાં, એનો વિચાર પછી થઇ રહેશે અને જરૂર પડશે તો અવશ્ય હું તમારી સહાય લઇશ. ” આ સાંભળીને ચાંદખાંએ દુલીનને લળી લળીને સલામ કરી અને પછી ચાલ્યો ગયો. જે હેતુથી દુલીને ચાંદખાંને ઉપલી વાત સંભળાવી હતી તે હેતુની સફળતાનો આરંભ તે દિવસથી જ જણાવા લાગ્યો. પોતાના રાજ્યમાં એક સાહસી યૂરોપીયન આવેલો છે પરંતુ તેની નોકરીની ગોઠવણ જલદીથી થતી નથી તેથી તે પાછો જાય છે એવી વાત સાંભળવા રણજીતસિંહ રાજી નહોતો. પાશ્ચાત્ય લોકોના રણકૌશલ્યથી જ પોતાની સેનાને વિજય મળે છે એ એ સારી રીતે સમજતો હતો, એટલે આવો મહા બહાદુર સેનાપતિ ઘેર બેઠાં આવેલો હતો તેને જતો કરે એવો એ અજ્ઞાન નહોતો. દુલીનની નીમણુંકમાં વિલંબ કરવાનો એનો હેતુ હતો. એના એકંદર આચરણની પુરેપુરી માહિતી મેળવ્યા પછી જ જે કાંઇ કરવાનું હોય તે કરવું એવો એનો વિચાર હતો. દુલીનને આવો વિલંબ અસહ્ય થઇ પડયો હતો. એની

પાસેનું પૈસાનું ભંડોળ ખુટી ગયું હતું તેથી પોતાનું કાર્ય શીઘ્રતાથી આટોપાય તેને માટે હવે એણે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા માંડયો. એણે ચાંદખાંને તો માત્ર એટલું જ કહ્યું હતું કે " મારો માન મરતબો સચવાય તેવી રીતે જ હું નોકરી કરીશ, નહિ તો બીજાં રાજ્યો છે જ." પરંતુ કાગના વાઘ પ્રમાણે એ વાત વધતી વધતી રાજાના કાને જુદાજ સ્વરૂપમાં આવી. એણે તો એવું સાંભળ્યું કે દરબારની એકંદર પરિસ્થિતિ જોતાં દુલીન પંજાબમાં રહેવા ખુશી નથી. આવું સાંભળીને એના મન ઉપર ઉલટી સારી અસર થઇ. એણે તેજ વખતે ફકીરજીને આજ્ઞા કરી કે " દુલીનને કાલેજ દરબારમાં લઈ આવો." દુલીન બીજે દિવસે દરબારમાં જાણી જોઇનેજ ન ગયો. એણે કહાવી મોકલ્યું કે પ્રકૃતિ ઠીક નથી માટે આવી શકાય એમ નથી. એ ન આવ્યો તેથી રણજીતસિંહનું મન સ્વાભાવિક રીતેજ વ્યગ્ર થઈ ગયું અને એને સંતોષવા સો રૂપીઆ અને મીઠાઇ મોકલી આપી. તેમજ દુલીન દરબારમાં હાજર ન થાય ત્યાં સુધી એ પ્રમાણે રોજ સો રૂપીઆ અને મીઠાઈનો ખુમચો એને મોકલી આપવાનો હુકમ કર્યો.

ત્રણ ચાર દિવસ વ્યતીત થયા હશે અને વળી પાછું રણજીતસિંહે દુલીનને તેડું મોકલ્યું. આ તેડાનું કારણ જુદું હતું. રાજા ધ્યાનસિંહની માફક રણજીતસિંહને પણ અગ્નિમાંદ્ય લાગુ પડયું હતું. એ વ્યાધિના એણે ઘણા ઉપાય અજમાવ્યા હતા પણ કોઇ ઉપાયની ટીકી લાગી નહોતી. એવામાં ધ્યાનસિંહે રણજીતસિંહને વાત કરી કે " આ વ્યાધિની દુલીન પાસે ઘણી અકસીર દવા છે. એણે મને તે દવા આપી હતી અને તેથી હવે મને ઘણું સારૂં છે." આ સાંભળીને રણજીતસિંહને પણ એ દવા લેવાની ઇચ્છા થઇ

આવી, તેથી એણે દુલીનને તેડું મોકલ્યું હતું. પરંતુ "હજુ મારી પ્રકૃતિ સુધરી નથી" એવું બહાનું કાઢીને એ મહારાજા પાસે ન ગયો. પરંતુ દવા તથા તે કેવી રીતે લેવી તેની લખીને સુચના મહારાજા પાસે મોકલી અને પોતાથી ન અવાયું તેને માટે મહારાજાની ક્ષમા યાચી. રણજીતસિંહને પણ આ દવાનો સારો ગુણ લાગ્યો. સાત આઠ દિવસમાં તો એનો વ્યાધિ નાબુદ થઇ ગયો. તેની ખુશાલીમાં એણે દુલીનને મીઠાઇ અને એક હજાર રૂપીઆ મોકલી આપ્યા અને દરબારમાં આવવાનું એને નિમંત્રણ પણ મોકલી આપ્યું. તો પણ તે દિવસે તો દુલીન ન જ ગયો અને લખી મોકલ્યું કે "હવે મારી પ્રકૃતિ ઠીક છે, માટે કાલે જરૂર દરબારમાં હાજર થઇશ." દુલીને જોયું કે "હવે બહુ થઇ ગયું. વધારે તાણીશ તો તુટી જશે." એવો વિચાર કરીને બીજે દિવસે પ્રભાતમાં વહેલો ઉઠીને પ્રાતર્વિધિથી પરવારી એ દરબારમાં જવાનો પોષાક ધારણ કરવા લાગ્યો. એના સ્વારો પણ દરબારમાં જવાની તૈયારીઓ કરી રહ્યા હતા. દુલીને થોડો નાસ્તો કરી લીધો અને એ બહાર નીકળ્યો, એટલામાં તો દશ વીસ સ્વારો સાથે એક સરદાર એની સન્મુખ આવતો એને જણાયો. એમના પોષાક ઉપરથી એ મહારાજાની સ્વારીના જ સ્વારો છે એમ દુલીન કળી ગયો. પરંતુ એ કેમ આવતા હશે તે એ ન સમજી શક્યો. એણે એવું અનુમાન બાંધ્યું કે "ઘણું કરીને રણજીતસિંહે એ સ્વારો મારા અંગરક્ષક તરીકે મોકલેલા હશે." એના મનમાં આવો વિચાર આવતાં એ ઉલ્હસિત બની ગયો. વળી એના મનમાં વિચાર આવ્યો કે "પોતાને મળેલા આવા માનથી શત્રુઓ રાજી નહિ થાય." એટલે વળી પાછો એના અંતઃકરણમાં ભયનો સંચાર થયો. પરંતુ "જ્યાં સુધી સત્યનો બેલી રામ છે ત્યાં સુધી શો ભય છે"

એવા વિચારે એણે મનનું સમાધાન કર્યું. એ આવા વિચાર કરી રહ્યો હતો એટલામાં જ પેલો સરદાર સ્વારો સાથે બાગમાં આવી પહોંચ્યો અને દુલીન પાસે આવીને કહેવા લાગ્યો કે "મહારાજાએ આપના શરીરસંરક્ષણ માટે આ સ્વારો મોકલેલા છે અને આપને દરબારમાં પધારવાનું આમંત્રણ કરેલું છે."

પોતાનું અનુમાન ખરૂં પડેલું જોઇને દુલીનને આનંદ થયો અને એ આવેલા સરદાર અને સ્વારો સાથે દરબારમાં જવા મોટા ઉત્સાહથી બહાર નીકળ્યો. લાહોર શહેરમાં દુલીન આ ત્રીજી વાર પ્રવેશ કરતો હતો. આજનો એનો ઠાઠમાઠ કાંઈ નિરાળો જ હતો. પહેલી બે વાર એ કોઇ ફિરંગી છે અને રાજાનો આશ્રય શોધવા આવેલો છે એવી દૃષ્ટિએ લોકોએ એનું નિરીક્ષણ કર્યું હતું. આજે એજ દુલીનને લોકો એક મોટા અમીર જેટલું માન આપી રહ્યા હતા અને સર્વ એને અંતઃકરણપૂર્વક નમન કરતા હતા. દુલીન પણ પ્રતિનમન કરીને પોતાને મળેલા માનનો સ્વીકાર કરતો હતો. જોત જોતાંમાં એ પોતાના રસાલા સાથે દરબારમાં આવી પહોંચ્યો. એણે આજે ફ્રેંચ કર્નલનો પોષાક ધારણ કરેલો હોવાથી એ પૂર્ણ પ્રભાવથી ખીલી નીકળ્યો હતો. દરબારમાં પગ મુકતાં જ સર્વેયે એનો સત્કાર કર્યો અને ખુદ રણજીતસિંહે પણ હર્ષનિર્ભર થઇને "આવો દુલીન સાહેબ" કહીને પોતાના સિંહાસન આગળ એને બેસવાનું કહ્યું. દુલીન નિર્દિષ્ટ કરેલે સ્થાને બેઠો. શાંતિ પ્રસરી રહી એટલે રણજીતસિંહે દુલીનને એની પ્રકૃતિના સમાચાર પૂછ્યા. પછી યૂરોપ, અમેરિકા વગેરે દેશોની એણે દુલીન પાસેથી થોડી માહીતી મેળવી. ત્યાર પછી હરખાતો હરખાતો એ દુલીનને કહેવા લાગ્યો "દુલીન સાહેબ, હવે હું તમને જે કહેવા માગું છું તે ઘણુંજ મહત્ત્વનું છે.

એ તમે ધ્યાન આપીને શ્રવણ કરો. તમારા વાક્ચાતુર્યથી મને ઘણો સંતોષ થયો છે. તમારૂં શૌર્ય અને સાહસ મેં નજરે નીરખ્યું છે. વળી તમારૂં સદાચરણ જે મેં નજરે જોયું છે તે અને અન્યની મારફતે જે મેં જાણેલું છે, તે ઉપરથી મને અનહદ આનંદ થાય છે. તમારામાં અનેક સદ્ગુણો ભરેલા છે. શત્રુ ઉપર પણ ઉપકાર કરીને તમોએ તમારા ક્ષમાશીલ સ્વભાવનો પરિચય કરાવ્યો છે. મનુષ્યોની પરીક્ષા કરવામાં હું ઘણો પ્રવીણ છું એવું લોકો કહે છે. કોણ જાણે કદાચ તે ખોટું પણ હોય; પરંતુ તમારા સંબંધમાં તો મારી પરીક્ષા ખરી જ છે એમ હું માનું છું. મને પૂર્ણ ખાતરી થઇ છે કે તમે સામર્થ્યવાન તેમ સાહસી છો, બુદ્ધિમાન તેમ વિશ્વાસુ છો. તમે જો કે યુવાન છો છતાં જગતનો તમે ઠીક અનુભવ મેળવેલો જણાય છે. દૂરદર્શીપણું એ તો તમારો સ્વભાવજન્યજ ગુણ જણાય છે. મને ઉત્તમ રીતે બોલતાં નથી આવડતું છતાંએ આવડશે તેવી રીતે હું તમને મારો ઉદ્દેશ કહી સંભળાવું છું. રાજ્યની નોકરીમાં તમારા જોડાવાથી રાજ્યને નિઃસંશય લાભ છે એવી મને ખાતરી છે. તમારી ઉચ્ચતમ બુદ્ધિ પ્રમાણે તમારે શિરે કાર્યભાર પણ તેવોજ ભારે નાંખવામાં આવે છે. આજે તમને બે અધિકાર-પત્રો આપવામાં આવે છે. એક સેનાપતિપદનું અને બીજું ગવરનર પદનું. એટલે આજથી તમે આ દરબારના સરદાર અને સુબેદાર બન્ને થયા. પંજાબની ઉત્તર સરહદમાં કોટકાંગ્રાનું આપણું પરગણું આવેલું છે ત્યાં રહીને તમારે તમારૂં કાર્ય કરવાનું છે. એ ડુંગરાળ મુલક છે એટલે ત્યાંના લોકો પણ ઘણા વિલક્ષણ છે. એ મુલકમાં તમે નવા જાઓ, એટલે તમને ત્યાંની હકીકતથી માહિતગાર કરવા જોઇએ. તમને જે કાર્યવાહી સોંપવામાં આવે છે તે જો કે એટલી બધી કઠિણ નથી, પરંતુ ત્યાંની અત્યારની પરિ-

સ્થિતિને લઇને એ તમને કઠિણ લાગશે ખરી. અત્યારે જે રાજ્ય-કારભાર ત્યાં ચાલી રહ્યો છે તેનાથી રાજા અને પ્રજા બન્ને સંતુષ્ટ નથી. પહેલાં એ મુલકનું ઉત્પન્ન નવ લાખ રૂપીઆ સરકારી તીજો-રીમાં ભરાતું હતું અને પ્રજા પણ આનંદમાં રહેતી. આજ એ પ્રાંતનું ઉત્પન્ન છ લાખ રૂપીઆ થઇ ગયું છે અને પ્રજાના મનને સંતોષ નથી. તમારે ત્યાં જઇને હાલની પરિસ્થતિ બદલી નાખવાની છે. હું સમજું છું કે હાલની પરિસ્થિતિ બદલતાં ખર્ચ ઘણો થશે; પરંતુ તેની તમારે કશી કાળજી કરવાની નથી. તમને ઠીક લાગે તેટલો ખર્ચ ખુશીથી કરજો, એટલું જ નહિ પણ હું તો તમને એવી સવડ કરી આપું છું કે બે વર્ષ સુધી તમે સરકારી ત્રીજોરીમાં પાંચ પાંચ લાખ રૂપીઆ મોકલશો તોયે ચાલશે. તમારે એટલું ખાસ લક્ષમાં રાખવું કે ત્યાંની પ્રજાની બેદિલી બીલકુલે નાબુદ થઈ જવી જોઇએ. મારી પ્રજા આનંદમાં હોવી જોઇએ એવી મારી ઇચ્છા છે. રાજ્યનું ભૂષણ હું એને જ સમજું છું. તમારૂં ધ્યાન પહોંચે તો ત્યાંના વહીવટમાં ફેરફાર કરી નવી પદ્ધતિ દાખલ કરો. તેમાં મારી જરાએ અડચણ આવશે નહિ. પણ એટલું ખરૂં કે પ્રજાની બુમ મારે કાને ન આવવી જોઇએ. રાજાએ રાજ્યમાં જે કરવાનું છે તે પ્રજાના સુખ અને કલ્યાણ માટે કરવાનું છે, એ સૂત્ર ધ્યાનમાં રાખીને જે કરો તે કરજો. પૈસા ખર્ચવાને માટે મેં તમને પરવાનગી આપી છે, તેવો તેમને સર્વ અધિકાર પણ આપેલો છે. પ્રસંગ આવી પડે અને કોઇને ફાંસીની શિક્ષા ફરમાવવાની આવશ્યકતા જણાય તો તેમ કરવાની પણ તમને સત્તા છે. પણ એટલું યાદ રાખજો કે તમારો ન્યાય જોનાર ઉપર વાળો છે. તમારો પોતાનો તમામ ખર્ચ ત્રીજોરીમાંથી પાડવાનો છે અને એ ઉપરાંત વર્ષ આખરે પંદર હજાર રૂપીઆ તમારા

વેતનના તમારે લેવાના છે. એ પ્રાંતમાંથી નજરાણાં આવે તે પણ તમારેજ લેવાનાં.—"

મહારાજા આગળ બોલવા જતા હતા એટલામાં એમને પુષ્ટિ આપવા કેટલાક બોલી ઉઠ્યા "વાહ, શાબાસ દુલીન સાહેબ!" રણજીતસિંહે હાથના ઇશારાથી સર્વેને શાંત રહેવા જણાવ્યું અને આગળ બોલવા માંડયું. "તમારા સ્વારો ઉપરાંત એક પલટણ પાયદળ લશ્કરની, બે પલટણ ઘોડેસ્વાર લશ્કરની અને એક નાનું તોપખાનું અહીંથી સાથે લઈ જજો અને તેના ઉપર યોગ્ય જણાય તેવો અધિકાર રાખજો. એ પલટણો તમે તમારી મેળે શોધીને તૈયાર કરશો તોયે મને વાંધો નથી. શસ્ત્રાસ્ત્રમાં અને કવાયતમાં પણ યોગ્ય લાગે તેવો ફેરફાર તમે કરી શકો છો. એમના પોષાકમાં ફેરફાર કરવાની જરૂર પડે તો તેમ પણ કરજો. પણ તે ફેરફાર એવી રીતનો કરજો કે આ રણજીતસિંહના લશ્કરના જ સૈનિકો છે એમ ઓળખાઇ આવે. એક બે પલટણ વધારે રાખવી પડે તો તેમાં મારી મંજુરી મંગાવવાની જરૂર નથી. તમારી સાથે એક નાની સરકારી પલટણ રહેશે. જરૂર પડતાં તેની મદદ તમને મળી શકશે; પણ તે પલટણ ઉપર તમારી હકુમત નહિ તેમજ તેના ખર્ચની જવાબદારી પણ તમારે શિરે રહેશે નહિ. એ પલટણની યોજના જમાદાર ખોસાલસિંહ કરશે અને એ ગણ સત્વરજ તૈયાર થઇ જશે. તમે પણ તમારી તૈયારીઓ શીઘ્ર કરજો. કોટકાંગ્રેથી તમારા વિરુદ્ધની ફરીઆદો મારે કાને ન આવે એવો હું ગુરુજી પાસે આશીર્વાદ માગું છું. કદાચ એવી ફરીઆદ આવશે તો હું તમારી પાસે તેનો ખુલાસો માગીશ. કોટકાંગ્રાની સુબેદારીનું પદ જેવું તેવું નથી. એ પદ ઘણું ગૌરવભર્યું છે, માનવંતુ છે. તમારા ઉપર

વિશ્વાસ રાખીને આવી માનવંતી જગ્યા મેં તમને આપી છે, તો તેને લાયક જ તમે નીવડશો એવી મને આશા છે. ”

આટલું બોલીને રણજીતસિંહે અર્થસૂચક દૃષ્ટિએ ફકીરજી સામું જોયું એટલે તરતજ ફકીરજીએ કાગળોનું એક મોટું પાકીટ રણજી-તસિંહના હાથમાં આપ્યું અને રણજીતસિંહે તે દુલીનના હાથમાં આપ્યું. પાકીટ આપતાં આપતાં એ બોલ્યા “ કોટકાંગ્રામાં તમારે કેવી રીતે કામ કરવાનું છે તેની માહીતિ આ પાકીટમાં મુકેલા પત્રોમાં લખેલી છે, તે કાળજીપૂર્વક વાંચીને તે પ્રમાણે વર્તજો. હું તમને ફરીફરીને સૂચન કરૂં છું કે બહુ સાવધાની સેવજો, તમારૂં કાર્ય પૂર્ણ દક્ષતાથી કરજો અને રાજા અને પ્રજા બન્નેને સંતુષ્ટ રાખજો. ” રણજીતસિંહનું ભાષણ પુરૂં થતામાં જ દુલીન સન્મુખ સરકારી પોષાક અને નજરાણાનો ખુમચો મુકવામાં આવ્યો. ખુમ-ચામાં ઘણી બહુ મૂલી ચીજો મુકવામાં આવી હતી એ જોઇને પ્રેક્ષકો બધા છક્ક થઇ ગયા હતા. આવું અમૂલ્ય નજરાણું જોઇને અને રણજીતસિંહનાં સ્નેહભર્યાં દીલસોજ વચન સાંભળીને દુલીન ગળગળો થઇ ગયો, એની આંખમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં અને બોલતાં બોલતાં કૃતજ્ઞતાથી એના હોઠ પણ ધ્રુજી ઉઠયા. એણે ઉભા થઇને રણજીતસિંહને નમન કર્યું અને “ સરકારની આજ્ઞા મને માન્ય છે ” એમ એ બોલ્યો. પોતાના ઉપર ઉપકારનો વર્ષાદ વરસેલો જોઇને સ્તંભિત થઇ ગયો હતો તેથી એના મુખમાંથી ઉપલું વાકય નીકળ્યું ખરૂં, પરંતુ ઘણા અસ્પષ્ટ સ્વરમાં નીકળ્યું. આખો દરબાર આ વખતે હર્ષથી ગાજી ઉઠયો હતો એટલે એ વાત ખાસ કરીને કોઇના લક્ષમાં ન આવી. વળી આ સમયે દુલીનને સુવર્ણ મહોરોની થેલી પણ આપવામાં આવી. એ લઇને

એ એક બાજુએ ગયો એટલે રણજીતસિંહ સિંહાસન ઉપરથી ઊઠીને બહાર ગયો. એના ગયા પછી ભલભલા મોટા અમીર ઉમરાવો પણ દુલીનની આસપાસ એકઠા થઇ ગયા અને એને આવી ઉત્તમ હોદ્દાની નોકરી મળી તેથી સૌ એને ધન્યવાદ આપવા લાગ્યા અને પોતાનો સંતોષ વ્યક્ત કરવા લાગ્યા. દુલીને એમના ધન્યવાદ બદલ તેમનો યથોચિત શબ્દોમાં ઉપકાર માન્યો અને પછી સર્વની રજા લઇને ઘેર ગયો. દુલીનના અભ્યુદયમાં સર્વને આનંદ લાગ્યો પરંતુ ઘણા એના અભ્યુદયથી દાઝે પણ બળ્યા અને કેટલાક તો મનમાં બબડયા પણ ખરા કે " જોઇ લઇશું ફિરંગી બચ્ચા. " બન્નુના આનંદની સીમા રહી નહોતી. એને તો એ પોતે જ જાણે ગવર્નર બની ગયો હોય એટલો હર્ષ થઇ ગયો. ચૈતન્ય ઘેર હતો. એ તો આ વધાઇ સાંભળીને હર્ષથી નાચવા કુદવા લાગ્યો અને " Master Governor, and I private Secretary, I Diwan " એમ બોલીને આનંદ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૪ મું — સાંકેતિક સંદેશ

બંગલે પહોંચતાં જ ઘોડાની લગામ નોકરને સોંપીને ગવરનર કર્નલ દુલીન દિવાનખાનામાં ગયો અને બન્નુને હાંક મારી. બન્નુ આવતા પહેલાં તો ચૈતન્યજ આવીને ઉભો રહ્યો અને જમીન સુધી નીચા વળીને દુલીનને એણે સલામ કરી. સલામ કરતાં કરતાં બોલ્યો " હજુર, હવે આપ એકલા " સાહેબ " મટીને " રાજા સાહેબ " બન્યા છો. કોટકાંગ્રાના ગવરનર દુલીનને અત્યારે એકાંતની ખાસ જરૂર હતી એટલે ચૈતન્યના બોલવા ઉપર ઝાઝું લક્ષ ન આપતાં એને ગમે તેવો ઉત્તર આપીને બન્નુ આવ્યો હતો તેની

સાથે વાત કરવા લાગ્યો. "બન્નુ, હું દિવાનખાનામાં બેઠો છું. હું બહાર ન આવું ત્યાંસુધી તું દિવાનખાનામાં કોઇને પણ આવવા દઇશ નહિ. જો ફકીરજી કે કાલીફાજી આવે તો તેમને માત્ર આવવા દેજે." બન્નુ હજુ સ્વામીની આજ્ઞા સાંભળતોજ ઉભો હતો એટલામાં તો ચૈતન્યજ બહાર આવી પહોંચ્યો અને ગભરાટમાં ને ગભરાટમાં પહેરાવાળાને હાંક મારીને કહેવા લાગ્યો " જો, અહીં આગળ બરોબર પહેરો ભરો. હુકમ શિવાય કોઈને પણ અંદર આવવા દેશો નહિ. જો કોઇ બળાત્કારે પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે તો તેના ઉપર ગોળીબાર કરો. " ચૈતન્યે આ હુકમ હિંદી ભાષામાં કર્યો હતો, પણ એનું એ ભાષાનું જ્ઞાન પણ અંગ્રેજી જેવુંજ અવ્ર-દગ્ધ હતું એટલે બધાએ એનું બોલવું સાંભળીને ખડખડાટ હસી પડયા. દુલીનને પણ હસવું આવી ગયું.

ઉપર પ્રમાણેની વ્યવસ્થા કરાવ્યા પછી થોડીવાર દુલીન સ્વસ્થ થઇને બેઠો અને પછી રણજીતસિંહે આપેલું કાગળોનું પેલું પાકીટ ખોલીને તેમાંના કાગળો વાંચવાનો એણે આરંભ કર્યો. એમાં સૌથી મહત્ત્વનો પત્ર હતો તે પ્રથમ એણે વાંચવા લીધો. પરંતુ એ પત્ર તો એને બીલકુલે ઉકલી શકયો નહિ. કાગળમાં કોઇ પણ ભાષાના વર્ણ અક્ષરનું તો નામ જ નહોતું. એમાં બધાં મીંડાં મીંડાં જેવાં જ ચિહ્ન હતાં. એ ચિહ્નો જોઇને દુલીનના આશ્ચર્યનો તો પાર ન રહ્યો. એ કાગળમાં લખેલો મજકુર કેવી રીતે જાણવો તેનો એને મોટો વિચાર થઇ પડયો. એ ખરેખરો નિરાશ થઇ ગયો. એ કાગળ એણે નીચે મુકી દીધો અને પાકીટમાં બીજો પત્ર છે કે નહિ તે જોવા લાગ્યો એટલે એમાંથી બીજો એક નાનો પત્ર નીકળી આવ્યો. એ પત્ર ઉપર ફકીરજીની મહોર હતી અને

એ ફારસી ભાષામાં લખેલો હતો. એ પત્ર એણે કાળજીપૂર્વક વાંચ્યો એટલે પેલો સાંકેતિક લીપીમાં લખેલો પત્ર કેવી રીતે ઉકેલવો તેનો ઉકેલ એને મળી આવ્યો. એટલે એનું ગુંચાયલું કોકડું ઉકલ્યું અને પેલી સાંકેતિક ભાષાના તાળાને બીજા કાગળમાં લખેલી ચાવીવડે ખોલીને વાંચવા લાગ્યો. " પ્રિય દુલીન, ગુરુ નાનકજી અને ગુરુ ગોવિંદજી તમારૂં મંગળ કરો. સેવાવૃત્તિ કઠણ તો ખરી પરંતુ સત્ય અને વિશ્વાસ એ એનું અવલંબન કરી કાર્ય કરવાથી યશ. પ્રાપ્તિ થયા વિના નહિ રહે. અવિશ્વાસ એ મનુષ્યનો ઘાત કરનાર છે. એનાથી હંમેશાં દૂર રહેવું. અસત્ય ભાષણ કરનારનું પણ તેવુંજ સમજી લેવું. અસત્ય બોલનારની જીભ એ રસના નથી કહેવાતી પણ વિષ વમન કરનારી નાગણ કહેવાય છે. જીહ્વાઇંદ્રિય જેટલી સારી છે તેટલીજ નઠારી પણ છે. મનોનિગ્રહી મનુષ્ય જીભને વશમાં રાખી શકે છે અને કદી અસત્ય બોલતો નથી. મારી એવી ખાતરી છે કે તમે વિશ્વસનીય, ધાર્મિક અને સત્યપરાયણ છો અને મારે તમને પણ એ સ્મરણ કરાવવું જોઇએ કે તમારી ઉન્નતિનાં સાધન આ જ ત્રણ ગુણો છે. તમારા જેવા યુવાન, કુશાગ્ર બુદ્ધિના અને કર્તવ્યપરાયણને આવો ઉપદેશ કરવાની જરૂર તો નથી, છતાં કરૂં છું માટે એનું વિસ્મરણ ન કરશો.

મારૂં રાજ્ય કાંઇ નાનું નથી. પૂર્વે નાનું હતું પણ હવે તો એનો વિસ્તાર વધી ગયો છે. પહેલાં પંજાબ નાનાં નાનાં રાજ્યોમાં વિભક્ત થઇ ગયેલું હતું, પરસ્પરમાં જબરો કુસંપ પેસી ગયો હતો અને સર્વત્ર અંધાધુંધી પ્રવર્તી રહેલી હતી. મેં પાછી બધે વ્યવસ્થા સ્થાપી અને પંજાબનું રાજ્ય એકછત્રી કર્યું. વિભક્ત થયેલી પંજાબની શક્તિ હવે સંઘટિત થયેલી છે અને એનો વિસ્તાર પણ

વધતો જાય છે. મને આશા છે કે તમારા જેવા વીર પુરુષો પંજાબના એ ગૌરવને સ્થિર કરી રાખશે. મારી એવી માન્યતા છે કે મારી પ્રજા સાધારણ રીતે સુખી છે; અને તેને સુખી રાખવા રાજ્યના અધિકારીઓએ કાળજી રાખવી જોઇએ. અધિકારી વર્ગમાં જે ગુણવાન હોય તેને યોગ્ય પુરસ્કાર આપવાનો, જે સાહસી હોય તેની ઉન્નતિ કરવાનો અને જે અપરાધી હોય તેને યોગ્ય દંડ કરવાનો મને સ્વભાવ પડી ગયેલો છે. યુદ્ધ સમયે એક સાધારણ સીપાઇની પણ હું સંભાળ રાખું છું, તેના દુઃખ અને વિપત્તિનો વિચાર કરી તે ઓછાં કરવા પ્રયાસ કરું છું અને યુદ્ધમાં તરવારનું પાણી બતાવનાર વીરને હું નવાજેસ પણ કરૂં છું એ સર્વના જાણવામાં છે. ગમે તો હું સિંહાસન ઉપર વિરાજતો હોઉં કે રણક્ષેત્રમાં ઝઝુમી રહ્યો હોઉં, તોપણ મારા સુખની કાળજી મેં કદીએ કરી નથી. મારી પ્રજા વધારે સુખી શી રીતે થાય એજ મારા રાતને દિવસના વિચાર. મારા રાજ્યમાં ગમે તે કોઇ સંન્યાસી, ફકીર કે પરિવ્રાજક આવે તો તેનો યોગ્ય સત્કાર કરી તેનો આશીર્વાદ મેળવવાનો મારો નિયમ છે. જેણે મહાનમાં મહાન અપરાધ કર્યો હોય તેને પણ હું દેહાંતદંડની શિક્ષા તો કરતો જ નથી; એટલુંજ નહિ પણ એક વાર ખુદ મારા ઉપર શસ્ત્ર ઉગામનારને પણ મેં ક્ષમા આપી હશે. આવાં અનેક કારણોને લઇને શ્રી પરાગજીની એમના આ દીનદાસ ઉપર કૃપા છે અને એ કૃપાવડેજ મારા રાજ્યનો સીમાડો ચીન, અફ્ગાનીસ્તાન, મુલતાન અને દિલ્હી પર્યંત પહોંચી ગયેલો છે. આવા મોટા રાજ્યમાં મોટા હોદ્દાનો અધિકાર પ્રાપ્ત કરવો એ કાંઇ ઓછા સૌભાગ્યની વાત ન કહેવાય.

હવે તમારા કર્તવ્ય સંબંધી બે બોલ કહું. તમારે હંમેશાં કોટ-

કાંગ્રામાંજ રહેવું. કોટકાંગ્રા મુકીને એક દિવસ પણ તમારે બહાર જવું નહિ. કોટકાંગ્રા એ પંજાબનું દ્વાર છે તેથી એ દ્વારનું રક્ષણ કરવું અતિ આવશ્યક છે. મારી તમને સખત આજ્ઞા છે કે તમે કીલ્લામાં કોઈ પણ આગંતુકને પગ મુકવા દેશો નહિ. ફકીરજી આવે, મારો પુત્ર આવે, અરે ખુદ હું પોતે આવું તોપણ તમારે કિલ્લાના દરવાજા ઉઘાડવા નહિ. કદાચ હું આવું તો દરવાજામાં એક નાની ડોકા બારી છે તેમાંથી હું મારૂં મસ્તક અંદર ઘાલું અને મારૂં મુખ સ્પષ્ટપણે દેખાય તેવી રીતે હું ત્રણ વાર મારૂં ડોકું હલાવું તોજ દરવાજો ખોલીને તમારે મને અંદર આવવા દેવો. શિવાય તમારે કોઇ પણ પ્રસંગે દરવાજો ઉઘાડવાનો નથી અને કોઇને અંદર પ્રવેશ કરવા દેવાનો પણ નથી. કાશ્મીરથી વિલાસપુર સુધી તમારે કાક-દૃષ્ટિ રાખવાની છે અને ત્યાંના લોકોના વ્યાપાર ઉપર ખાસ દેખરેખ રાખવી. જંબુ, નૂરપુર અને મંડીની હકીકત વારંવાર મેળવતા રહેવી, તેનો દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરી જોવો અને દરબારનું હિતાહિત જો એમાં સમાયલું જણાય તો તરતજ આપણી સાંકેતિક ભાષામાં ફકીરજીના જાસુસ દ્વારા સંદેશ કહાવી મોકલવો. ઉપલાં સ્થળોના રાજા દરબારના માંડલિક છે અને તેમના ઉપર દરબારનો જોઇએ તેવો વિશ્વાસ નથી; માટે એ વિષયમાં દરબારનું હિત તમારેજ વિચારવાનું છે. પ્રત્યેક કાર્ય ઉતાવળ કરીને કરવા કરતાં ધૈર્યથી કરવામાંજ લાભ છે. ખુદ કોટકાંગ્રાના અને એ આખાએ પ્રાંતના અમીર ઉમરાવો રાજનિષ્ઠ છે અને તમારી કારકીર્દીમાં એ અધિક રાજનિષ્ઠ બનશે એવો મને વિશ્વાસ છે. તમારા જેવા કર્તવ્યપ્રિય, દક્ષ અને વિચા-રવંત મનુષ્યને વિશેષ લખવાનું કાંઇ પ્રયોજન નથી, છતાં આટલું લખ્યા વિના રહેવાતું નથી. ગુરુજી તમારૂં કલ્યાણ કરો.”

પત્રની નીચે રણજીતસિંહની મહોર હતી. આ પત્ર વાંચીને દુલીનને જેટલું આશ્ચર્ય થયું તેટલીજ ગુરુતર કાર્યભારના વિચારથી ચિંતા પણ થઇ. અજ્ઞાત પ્રદેશમાં જઇને કામ લેવાનું હતું એટલે મહારાજાનો આ પત્ર દુલીનને સામર્થ્યરૂપ થઇ પડ્યો. પાકીટમાં બીજા બે પત્રો હતા. ત્યાંનો કિલ્લેદાર કિલ્લો દુલીનને સ્વાધીન કરે તેનું એ આજ્ઞાપત્ર હતું અને તેમાં મુખ્ય પ્રધાન રાજા ધ્યાનસિંહની મહોર હતી. બીજો પત્ર દુલીનને કોટકાંગ્રા જવાના હુકમ બાબત હતો. દરબારના તો આ બેજ પત્રો હતા. પેલો સાંકેતિકભાષાનો પત્ર તો મહારાજાએ દુલીન ઉપરના પ્રેમને લીધે લખેલો હતો. દુલીનની આકૃતિ અને પ્રકૃતિ મહારાજાના આદરનો વિષય થઈ પડી હતી. મહારાજાના એ પત્રથી દુલીન પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો. પરંતુ એના લક્ષમાં એટલી વાત તો તરતજ ઉતરી ગઈ કે કોટકાંગ્રાની સુબેદારી કરવી એ ઘણું વિકટ કામ છે અને તેથીજ એની ત્યાં નીમણુક કરવામાં આવી છે. એમાં જો યશપ્રાપ્તિ થઇ તો તો જાણે ઠીક છે, પરંતુ પોતાનાથી જો બંદોબસ્ત ન થઇ શક્યો અને વીલે મોઢે પાછા ફરવું પડ્યું તો ફજેતીનો પાર રહેવાનો નથી, અને દરબારમાં કોઇને મુખ પણ દેખાડી શકાશે નહિ. આ વિચારથી દુલીન ચિંતાગ્રસ્ત થઈ ગયો, પરંતુ સત્ય પાંગળું નથી. સત્યને વળગી રહીને કાર્ય કરવાથી વિજયજ મળે છે એ વિચારથી એ પાછો ઉલ્હાસમાં આવી ગયો.

તમામ કાગળો પાછા એણે પાકીટમાં મુકી દીધા, ભોજન વિગેરેથી પરવારીને થોડીવાર વિશ્રાંતિ લીધી અને પછી ફકીરજીને મળવા માટે એ તેમને ઘેર ગયો. ફકીરજીને પોતાનો સત્ય પરિચય કરાવી દેવાનો એણે ઘણા વખતથી સંકલ્પ કર્યો હતો અને તેથીજ

આજે ખાસ એ એમને ઘેર ગયો. થોડીવાર આમનાં તેમનાં ગપ્પાં મારીને પછી દુલીને પોતે કોણ છે, શાથી યૂરોપીયન વેશમાં છે વિગેરે પોતાનો છદ્મ વૃત્તાંત અથથી ઇતિસુધી પોતે જાણતો હતો તે તમામ ફકીરજીને કહી સંભળાવ્યો અને છેવટે કહ્યું "જેના ઉપર આપે આટલો ઉપકાર કર્યો છે તેણે આપને પોતાનો ખોટો પરિચય કરાવ્યો એવો મારા ઉપર પાછળથી આક્ષેપ ન આવે એટલા પુરતી આ હકિકત મેં આપને કહેલી છે. યોગ્ય લાગે તો મહારાજાને પણ આ વાતથી જ્ઞાત કરશો એવી મારી ઇચ્છા છે. આમ કરવાથી મહારાજાની મારા ઉપર અવકૃપા ઉતરશે તોયે કાંઇ ચિંતા નહિ."

ફકીરજીને દુલીનનું આ અદ્‌ભુત વૃત્તાંત સાંભળીને આશ્ચર્ય થયું અને થોડીવાર તો એ સ્તબ્ધ થઇ રહ્યા. પછી બોલ્યા "પેલી ફ્રેંચ રમણીના પિતાના જેવા અમારા મહારાજ અવિચારી, ગર્વાંધ કે દ્વેષ કરનારા નથી. એમને આ હકીકતથી જ્ઞાત કરીશું તેમાં તમારૂં અનિષ્ટ થવાનો અલ્પ પણ ભય નથી. મહારાજા જન્મને નહિ પણ ગુણને પૂજનારા છે. બીજી વાત એવી છે કે મહારાજાની કૃપા સંપાદન કરવાને માટેજ ખાસ તમે આ સાહેબનો સ્વાંગ સજેલો છે એવું તો છે નહિ. જોવા જઇએ તો આપ જન્મથીજ સાહેબ પણ છો અને હિંદી રાજપુત્ર પણ છો. વળી યૂરોપીઅન લોકજ કસ્તુરીમૃગ છે એવી કાંઇ મહારાજાની માન્યતા નથી. તેમ દરબારમાં પણ એવી કોઇની સમજ નથી. મહારાજા તો સચ્ચરિત્ર વીર પુરુષને ચહાય છે. પછી ભલે તે ગમે તે જાતિનો હોય. રાજ્યમાં કુટિલ લોકો પણ છે, નથી એમ નથી; પણ મહારાજા તેમને પહોંચી વળે એમ છે. તમે તમારો સત્ય પરિચય કરાવ્યો તેથી તમે પ્રશંસાને પાત્ર છો, પરંતુ એટલું ખૂબ લક્ષમાં રાખજો કે ભવિષ્યમાં આ વાત કોઇનેયે

કાને જાય નહિ. એમાં તમારૂંજ હિત રહેલું છે. તમને જે કાર્યવાહી સોંપવામાં આવેલી છે તેની સુલભતાને માટે આ તમારો સાહેબશાહી ઠાઠ છે તે સહાયભુત થઇ પડશે. મહારાજાને મળીને એમને હું આ વાત કરીશ અને તમારા જવાના દિવસે મહારાજા તમને રજા આપતી વખતે તમારી હકિકત જાણી છે તેનો તમને સંકેત પણ કરશે. અમારા બન્ને પાસે તમારૂં રહસ્ય ગુપ્તજ રહેશે અને તમે પણ અન્યને ન કહેવાય તેવી કાળજી રાખજો." આટલી વાતચીત પછી દુલીન રજા લઇને પાછો બંગલે આવ્યો.

---

**પ્રકરણ ૧૫ મું** **પ્રયાણ**

દુલીન કોટકાંગ્રાનો ગવરનર થયો અને એને નવી પલટણ પણ તૈયાર કરવાનો હુકમ મળ્યો છે, એ વાત હાંહાં કરતાં સર્વત્ર પ્રસરી ગઇ અને પલટણમાં જોડાવાને અનેક ઉમેદવાર દુલીનને બંગલે આવવા લાગ્યા. એ સર્વની પરીક્ષા કરવામાં અને તેમને "હા" "ના" કહેવામાં દુલીનનો તમામ સમય વ્યતીત થવા લાગ્યો. ચૈતન્યની તો વાત કરવા જેવીજ નહોતી. દુલીનના દરબારમાં મુખ્ય પ્રધાનનું પદ એજ પટકાવી બેઠો હતો. કોઇ એની સલાહ લે કે ન લે પણ એ તો એમજ માનતો હતો કે દુલીનનું સૂત્ર બધું પોતાના વડેજ ચાલતું હતું. નોકરીના ઉમેદવારોની જે વખતે દુલીનને બંગલે ભીડ થવા લાગી તે વખતે ચૈતન્યની જે બીલંદી ઉડી રહી હતી તે તો પૂછશોજ નહિ. એ તો જેને ને તેને જાણે બચકાંજ ભરતો હતો. "અરે અહીં શું કાંઇ બ્રાહ્મણ બ્રાહ્મણ જમાડવાના છે. આવ્યા ઘેરથી નોકરી માગવા. નોકરી એમ રસ્તામાં પડી હશે. ઉભા રહો બહાર. એકેક એકેક આવો. ભીંડ ન કરો. ગરબડ ન કરો. ગરબડ કરશો તો ગોળીબાર

કરીશ." દુલીનના તમામ નોકરોમાં પોતેજ શ્રેષ્ઠ છે એમ એ માનતો હતો. કારણ કે એના શિવાય ઇંગ્રેજી કોઇને આવડતું નહોતું. બન્નુ કાંઇક થોડું જાણતો હતો પણ તે ખરૂં નહિ. એ તો બીજાને બોલતા સાંભળી સાંભળીને શીખેલો. ચૈતન્યનું તેવું નહોતું. એને બોલતાં અને લખતાં બન્ને આવડતું હતું એટલે એનેજ પ્રાઇવેટ સેક્રેટરી, દિવાન કે પ્રધાન કહ્યા શિવાય આપણોયે કયાં છુટકો છે ? ચૈતન્યની આકૃતિ અને એની આવી ખોટી ધમાલથી એમ અનુમાન કરી લેવાનું નથી કે એ એના કામમાં નાલાયક હતો. એના ઇંગ્રેજી અને બાળબોધ અક્ષર તો ઘણા સુંદર હતા. તેમ હીસાબી કામ પણ એ ઘણી ઉત્તમ રીતે કરતો હતો. પહેલાં તો દુલીન પણ એમજ માનતો હતો કે ચૈતન્ય માત્ર "જીહજુરીઓ" કરનારામાંનોજ એક છે, પણ જ્યારે એણે હીસાબના ચોપડા તપાસવા માંડયા ત્યારે તો એને ચોંચા કરડવા પડયા. એના કામથી એને અત્યંત સંતોષ થઇ ગયો. પોતાનો તથા પોતાનાં માણસો વિગેરેનો આટલો બધો ખર્ચ થતો હોવા છતાં એક પાઇનો પણ ફરક પડયા શિવાય બધો હીસાબ પાઇએ પાઇનો મળતો આવતો જોઇને એને આશ્ચર્ય થયું; અને પછી તો પઇસાની બાબતમાં એજ એનો ખજાનીચ થઈ પડયો; અને એનામાં બીલકુલે રવાદારગી થવાની નથી એવો દુલીનનો વિશ્વાસ ચોંટી ગયો.

સૈન્યમાં માણસોની ભરતી કરવાની હતી. જુદા જુદા કામ માટે જુદા જુદા માણસોની નીમણુક કરવાની હતી એટલે એને તો ઘડીવારની પણ વિશ્રાંતિ મળતી નહોતી. વળી સૈન્યમાં કોઈ ભળતોજ માણસ ન પેસી જાય તેને માટે માણસોની જુદી જુદી યુક્તિઓથી પરીક્ષા કરવી પડતી હતી. આ કાર્યમાં એને ફકીરજી અને કાલી-

ફાજીની સારી સહાય મળી. એ બન્ને જણે દુલીનને ઉત્તમ ઉત્તમ સૈનિકો મેળવી આપ્યા, તેમ દિવાન, બક્ષી, મુન્શી વિગેરે મુલકી અધિકારીઓ પણ એમણે જ મેળવી આપ્યા. અલ્પ કાળમાં દુલીનના મનપસંદ આખી પલટણ તૈયાર થઇ ગઇ અને તેને યોગ્ય કવાયત આપવાની પણ એણે શરૂઆત કરી દીધી. આ બધી વ્યવસ્થા કરવામાં દુલીનને જે પસેમાની પડી તે એનું જ મન જાણતું હતું. આ બધી વ્યવસ્થા તો થઇ ગઈ પણ એની એક ખાસ મુદ્દાની વાત રહી જતી હતી. દરબારમાં પોતાના તરફથી એક વકીલ યાને એલચીની નીમણુક કરવાની હતી. પોતાના તરફથી કોને વકીલ નીમવો તેનો દુલીને ઘણો ઉંડો વિચાર કર્યો અને છેવટે તે જગ્યાએ ચાંદખાંની નીમણુક કરવાનો એણે ઠરાવ કર્યો. પરંતુ ચાંદખાંની ઇચ્છા નાયબ સેનાપતિ થઈને દુલીન જોડે કોટકાંગ્રા જવાની હતી. એ સાચો વીર હતો. યુદ્ધનું નામ સાંભળીને એના પરાક્રમી બાહુ ફરકી રહેતા હતા તેથી દરબારમાં રહીને નોકરી કરવા કરતાં લશ્કરની નોકરી એને વધારે પ્રિય લાગે એમાં નવાઇ જેવું નહોતું. દુલીનને ચાંદખાં શિવાય દરબારમાં કામ કરી શકે એવો વિશ્વાસુ માણસ બીજો કોઇ જડી આવ્યો નહિ એટલે એણે ચાંદખાંને કહ્યું " ચાંદખાં, મારી સાથે કોટાકાંગ્રા આવવા કરતાં દરબારમાં મારા વકીલ તરીકે રહો તેમાં મારૂં તેમજ તમારૂં બન્નેનું હિત સમાયલું છે. તમારા જેવો વિશ્વાસપાત્ર અને સરળ પ્રકૃતિનો મનુષ્ય મેં કયાંયે જોયો નથી, એટલે તમને હું સેનાપતિ તરીકે સ્થાપું તેના કરતાં મારા વકીલ તરીકે તમારી નીમણુક કરૂં તેમાં ઉભય પક્ષે ઘણો લાભ છે. હવે તમારે માત્ર એક વાત ખાસ લક્ષમાં લેવા જેવી છે. તમારા મનમાં જાતિદ્વેષ પ્રબળપણે સળગી ઉઠેલો છે. એ જાતિદ્વેષ તમારા મનમાંથી નિર્મૂળ કરી નાખવો પડશે. જુઓ સર્વ મનુષ્યો એકજ

પિતાનાં બાલકો છે માટે સર્વેએ પરસ્પર બંધુભાવથી વર્તીને એક બીજાનું કલ્યાણ સાધવું તેમાંજ ખરૂં મનુષ્યત્વ રહેલું છે. જાતિદ્વેષ કરીને બીજાને પીડા આપવી એમાં પશુપણું રહેલું છે. માટે કહું છું કે તમે શિખ પ્રત્યેનો તમારો દ્વેષ છોડી દો અને તેમની સાથે પ્રેમભાવે વર્તો. એમાં તમારા મનને રાહત અને શાંતિ મળશે, તેમ એમાં બીજા પણ લાભ છે. તમે ઇશ્વરના શપથ લઇને કહો કે આજથી હું જાતિદ્વેષ બીલકુલે કેળવવાનો નથી. હું સારી રીતે જાણું છું કે તમે જે અત્યાર સુધીમાં નરસાં કામ કરેલાં છે તે ચોરી કરવા કે દ્રવ્યના લોભે કર્યાં નથી, પણ માત્ર શિખોનો નાશ કરવા પુરતાં જ કરેલાં છે. ગમે તે હો, પરંતુ નરસાં કર્મ તે તો નરસાંજ કહેવાય. તમે ઉપલા શપથ લો ત્યાર પછી જ હું તમને આશ્રય આપી શકું. તમને ખુદા ઉપર પૂર્ણ શ્રદ્ધા છે માટે તેના શપથનું તમે કદીએ ઉલ્લંઘન કરો એવા નથી. ”

દુલીનના આવું બોલવાથી ચાંદખાંના મન ઉપર સારી અસર થઇ. ચાંદખાંનો સ્વભાવ જ પાપભીરૂ હતો, તેમાં વળી દુલીને પોતાની મોહક વાણીમાં પાપની કલ્પના એને તાદશ્ય ચીતરી બતાવી એટલે તો એ ભયથી વ્યાકુળ થઇ ગયો અને આકાશ તરફ આંગળી કરીને બોલ્યો “ હા દુલીન સાહેબ, હું એ ખુદાના કસમ લઇને કહું છું કે આજપછી હું મારા અંતરમાં જાતિદ્વેષનો લેશ પણ આવવા દઇશ નહિ. પરંતુ આ દાસની મરજી વકીલ કરતાં સેનાપતિ થવાની વિશેષ છે. આપનો હુકમ થયો કે મારે દરબારમાં રહીને વકીલનું કામ કરવું, તો તે હુકમ હું માથે ચઢાવું છું અને કાંઇ પણ જાતની આના કાની કર્યા વગર શાંત ચિત્તે એ કાર્ય કર્યે જઇશ. જો કે એમાં મારૂં દીલ નહોતું, છતાંએ હવે હું મારી બુદ્ધિ અનુસાર યથાશક્ય તે કાર્ય બજાવી શકીશ. ”

દુલીન સહેજ હસીને બોલ્યો " ચાંદખાં, હું જાણું છું કે તમારો સ્વભાવને કલમ કરતાં તલવાર વધારે પ્રિય છે, પરંતુ વકીલનું કામ કરવાને તમારા જેવો વિશ્વાસપાત્ર મનુષ્ય મને કોઇ દેખાતો નથી માટેજ મેં આ માર્ગ ગ્રહણ કર્યો છે. દક્ષતાથી કાર્ય કરતા રહેશો તો દ્રવ્ય અને માન બન્નેની પ્રાપ્તિ થશે. "

ચાંદખાંનાં ચક્ષુમાં અશ્રુ ભરાઈ આવ્યાં. જેને કોઇ સ્થળે આશ્રય નહોતો મળતો, જે એક ભટકતો મુસાફર હતો, તેને દુલીને આશ્રય આપવાથી એનું અંતઃકરણ કૃતજ્ઞતાથી ભરાઇ ગયું હતું. એ બોલ્યો " હજુર, સમજાતું નથી. આપના દર્શન કેવા શુભ ચોઘડી-આમાં થયાં હશે. ચાંદખાંને કોઈ પોતાની પાસે પણ બેસાડવા રાજી નહોતું, તેને આજે રણજીતસિંહના દરબારમાં આપના વકીલ તરીકે બીરાજવાનું થાય એ આપની કાંઇ જેવી તેવી કૃપા ! શિખ લોકો જેના ઉપર રતિભાર વિશ્વાસ નથી રાખતા, તેને આપ આપનો સંપૂર્ણ વિશ્વાસપાત્ર ગણો છો ત્યારે એ મારૂં મહદ્‌ભાગ્ય નહિ તો બીજું શું ?

હજુર, હું સોવાર ખુદાના કસમ ખાઇને કહુ છું કે આ ચાંદખાં ઉપર પ્રાણ-સંકટ આવી પડશે તોપણ તે આપનો સાથ નહિ મુકે. જે ક્ષણથી મને હજુરનો સમાગમ થવા પામ્યો છે ત્યારથી હજુરના એકેએક સદ્‌ગુણ ઉપર હું મરી ફીટું છું. આપ ફિરંગી છો તેટલા માત્રથી આપને વશ નથી થયો, પરંતુ આપના વીરોચિત ગુણોએ મને આપનો દાસ બનાવ્યો છે. મેં ઘણાએ ફિરંગીઓને જોયા છે પણ સદ્‌ગુણી તો આપને જ જોયા.

હજુર, આપની સાથે આવવાનો મારો એક વિશેષ હેતુ હતો. આપે એમ સમજવાનું નથી કે અધિકાર પ્રાપ્ત થયો એટલે

તમામ આપત્તિ ટળી ગઇ. આપનો અધિકાર તો આપને માટે વધારે શત્રુઓ ઉભા કરી મુકશે. કેટલાક શિખો તો આપનાથી એટલા બધા વિરુદ્ધ છે કે લાગ આવે તમારો પ્રાણ લેવાનું પણ ચુકે એમ નથી. આવા નામર્દોનો તો પ્રસંગ આવે ઘાટ જ ઘડી નાખવાનો છે અને તેટલા પુરતો જ આ દાસ આપની જોડે આવવા ઉત્સુક હતો. પરંતુ હજુરની મરજી એજ મારી મરજી. હું અહીં રહીશ; પરંતુ મારી એક વિનંતી હજુરે માન્ય કરવાની છે. ”

દુલીનનો પ્રધાન શત્રુ નંદસિંહ હતો એટલે એના ઉપર દુલીનના કાકદૃષ્ટિ નિરંતર ફરતી રહે એ તો સ્વાભાવિક હતું. પરંતુ ખુદ ચાંદખાં પણ નંદસિંહના પ્રત્યેક વ્યાપાર ઉપર પોતાની ચકોર દૃષ્ટિને દોડાવી રહ્યો હતો એ જોઇને દુલીનને એક પ્રકારની રાહત મળી. એ બોલ્યો “ ચાંદખાં, શત્રુની તમામ પરિસ્થિતિ ઉપર મારૂં અષ્ટાંગે લક્ષ છે અને તેથીજ મેં તમારી વકીલ તરીકે દરબારમાં નીમણુંક કરી છે. કેટલાક મારા શત્રુઓ મારી સાથે આવવાના છે તેવા કેટલાક પાછા દરબારમાં રહીને મહારાજાના કાન ભંભેરનારા પણ છેજ; અને તેમના ઉપર દેખરેખ રાખવા તમારીજ નીમણુંક યોગ્ય છે. બોલો, હવે કહો, તમારી શી વિનંતી છે. ”

“ હજુર, મેં આપને કહ્યું જ છે કે આપની નોકરીમાં હવે હજારો મનુષ્યોનો જમાવ થયો છે, તેમાં કેટલાક કપટી અને વિશ્વાસઘાતી મનુષ્યો પણ યુક્તિ પ્રયુક્તિથી ભરાઈ ગયેલા છે. એ લોકો આપના નોકર તો ખરા અને આપની આજ્ઞા થતાં એ કાળના પણ જડબામાં ઉડી પડે એવા છે; પરંતુ વખત બે વખત લાગ જોઇને એવો મોકો આવી જાય તો તેઓ હજુરના પ્રાણ લીધા વિના પણ રહે નહિ. કારણ કે એમનો ઉદ્દેશજ એ છે. આપ પણ

જો કે એ બાબતમાં સાવધ તો હશોજ, તોયે વધારે સાવધાનતા ખાતર હું મારા પોતાના સો વીરો આપને આપું છું તેમને આપ આપની સાથેજ રાખવાની કૃપા કરશો. પચાસ પગપાળા છે અને પચાસ ઘોડેસ્વાર છે: એઓ સિંહ સમા શૂરા છે અને શ્વાન સમા સ્વામિભકત છે. મારો મિત્ર અલિવર્દી એ સર્વમાં મુખ્ય છે. એ વીર અને વિશ્વાસપાત્ર છે. એની બુદ્ધિ અને દૃષ્ટિ એવી તીવ્ર છે કે માણસના પગલાંથી એ વર્તી જાય છે કે આ તો મિત્ર અને આ તો શત્રુ. મારા એ સોએ જુવાન 'એટલે આપના સો બન્તુ અને ધન્તુ!"

ચાંદખાંની એ વિનંતી દુલીને માન્ય કરી અને તે સંબંધી એણે ચાંદખાં આગળ પોતાનો સંતોષ પણ વ્યકત કર્યો. બે દિવસમાં ચાંદખાંના સો જુવાન આવી પહોંચ્યા. દુલીન તેમને જોવા બંગલા બહાર બાગમાં આવ્યો અને અલિવર્દીખાં સાથે એણે ઓળખાણ કરી લીધી. અલિવર્દીખાં સાથે આવેલા સ્વાર અને સીપાઇઓને કવાયત કરાવી જોઇ. દુલીન આ લોકોની તેજાસ્વિતા, ઉત્સાહ અને હોંશીઆરી જોઇ ખુશ થઇ ગયો. પછી એ ચાંદખાં અને અલિવર્દીખાંને પોતાના દિવાનખાનામાં તેડી લાવ્યો. એણે અલિવર્દીખાંને કહ્યું "અલિવર્દીખાં, ચાંદખાંએ મને તમારી ઘણી સારી સીફારસ કરી છે અને તમે વિશ્વસનીય અને બુદ્ધિશાળી છો એમ એમનું કહેવું છે એટલે હું તમને મારા અંગરક્ષક તરીકે નીમું છું. એટલે વાસ્તવિક રીતે મેં મારો પ્રાણ તમારે સ્વાધીન કર્યો છે. આમ કરીને મેં તમારામાં કેટલો બધો વિશ્વાસ રાખ્યો છે એની તમેજ કલ્પના કરી લેજો. ચાંદખાંને દરબારમાં વકીલ તરીકે નીમીને એને હસ્તક મેં મારૂં માન અને આબરૂ સોંપેલાં છે, અને તમને મેં મારા

પ્રાણ સોંપ્યા છે. મારી ઉન્નતિ કે અવનતિનો આધાર તમારા બન્નેની કર્તવ્યગીરી ઉપરજ અવલંબીને રહેશે. "

દુલીનના છેલ્લા શબ્દો સાંભળીને ચાંદખાં અને અલિવર્દીખાં બન્નેનાં અંતઃકરણ સાત્વિક ભાવથી ઉછળી આવ્યાં અને એમની આંખમાં સૌજન્યનાં અશ્રુ ભરાઇ આવ્યાં. ત્રણે જણ થોડી વાર એકબીજાના સામું જોતા મૌન ધારણ કરીને ઉભા રહ્યા. પછી જાણે શુદ્ધિમાં આવ્યો હોય તેમ ચાંદખાંએ વિનમ્રભાવે દુલીનને સલામ કરી અને એનો હાથ પોતાના હાથમાં લઇને તેના ઉપર ચુંબન કર્યું. અલિવર્દીખાંને પણ એનું અનુકરણ કર્યું. અમે પૂર્ણ વિશ્વાસપાત્ર થઇને વર્તીશું એવી એમની જાણે આ પ્રતિજ્ઞા હતી. અલિવર્દીખાં ચાંદખાંથી ઉમરમાં નાનો હતો પણ એનાજ પંથનો હતો. દુલીને આ બન્ને લુંટારાના સરદારોને આશ્રય આપ્યો જાણી સર્વને આશ્ચર્ય થશે, પણ દુલીન એવો અજ્ઞાન નહોતો કે તેમને પુરા ઓળખ્યા શિવાય તેમને આવી જવાબદારીનાં કામ સોંપે. શકિત તો બેધારી તલવાર છે. શસ્ત્ર સંરક્ષક તેમજ ઘાતક પણ નીવડે છે. એમાં ગુણે ખરો અને અવગુણે ખરો. પરંતુ એ ગુણ અને અવગુણ શસ્ત્ર ધારણ કરનારા ઉપર વિશેષ આધાર રાખે છે. સ્વૈર સંચારી વિદ્યુત્ પડતાંજ વિનાશકારી નીવડે છે, પરંતુ એને નિયમમાં લઇને ઉપયોગ કરવાથી સ્થળ સ્થળ પ્રકાશથી ઝળહળી રહે છે. દુલીન મનુષ્યની રગ પારખતો હતો. તેની શકિતને યોગ્ય દિશામાં વાળવાની એનામાં આવડ હતી. બન્ને શૂર અને સાહસી, બુદ્ધિશાળી અને વિશ્વાસુ હતા. આવા માણસો સારા હોય કે નકારા હોય છતાં એમની પ્રતિભા ઢાંકી નથી રહેતી. શાણા મનુષ્યનું કર્તવ્ય આવે વખતે આવા પ્રતિભાશાળી માણસને યુક્તિથી દુષ્ટ માર્ગમાંથી પાછા

વાળીને સન્માર્ગે ચઢાવવા એજ છે. કારણ કે એમની પ્રતિભા સન્માર્ગે વાળવાથી જગતનું ઘણું કલ્યાણ કરી શકાય છે. અલિવર્દીખાં પોતાની સાથે આવવાનો હતો એટલે એના સંબંધી તો એને ચિંતા નહોતી; પણ ચાંદખાં દરબારમાં જ રહેવાનો હતો એટલે એના સંબંધમાં એના મનમાં કાંઇક અંશે ભય રહ્યા કરતો હતો. એનો એ ભય સકારણ પણ હતો. પોતાની ગેરહાજરીમાં ચાંદખાંને કદાચ કોઇ બદસલાહ આપે અને એ અવળે માર્ગે દોરાઇ જાય તો ? આવું ન થવા પામે, અને તેમ થાય તો પોતાને તેની તાત્કાલિક ખબર પડી જાય તેવો એણે અગમચેતી વાપરીને બંદોબસ્ત કરી રાખ્યો હતો. ચાંદખાંના વર્તન ઉપર છુપી દેખરેખ રાખવા અને દરબારની સત્ય વસ્તુસ્થિતિથી જ્ઞાત રહેવા ફકીરજીની સલાહથી દુલીને બાપાજીરાવ નામના એક મરાઠા સરદારને દરબારમાં મુકયો હતો. આ વાત પોતે, ફકીરજી અને બાપાજીરાવ શિવાય કોઇ જાણતું નહોતું. એક વાર ફરીથી દુલીને ચાંદખાંને પોતાની સમક્ષ બોલાવ્યો અને એને કહ્યું " ચાંદખાં, જુઓ દરબારમાં રોજ નિયમિત રીતે જજો. મારા તરફના પત્રો તમને મળે, ના મળે, તોપણ તમે તો મહારાજા અને મુખ્ય મંત્રીને રોજ એમજ કહેજો કે દુલીન સાહેબનો પત્ર આવ્યો છે અને આપને સલામ કંહાવી છે. આ શિવાય દરબારમાં તમારે કાંઇજ બોલવાનું નથી. દરબારમાં તો અનેક પ્રકારના વિષય ચર્ચાશે. તે માત્ર સાંભળ્યાજ કરજો. તમારો મત આપી બેસશો નહિ, તેમ એ સબંધી કશો પ્રશ્ન પણ કરશો નહિ. જ્યાં સુધી મારા વકીલ તરીકેનું તમે કામ કરો ત્યાં સુધી મારી સૂચના અને સલાહ વિરુદ્ધ તમારૂં બીલકુલે આચરણ થવું ન જોઈએ. તેમ થશે તો આ જન્મમાં હું તમારી સાથે ભાષણ સરખું કરીશ નહિ. તમને સોંપેલું કાર્ય સંતોષકારક રીતે કર્યા કરશો તો તમારા પગાર ઉપરાંત તમને પુર-

સ્કાર પણ મળતો જશે. દરબારમાં કે બહાર કાંઇ અવનવી ઘટના બને તો તરતજ તમારે મને ખબર કરી દેવી. તેનો વિશેષ ખર્ચ કરવો પડે તો કાંઈ હરકત નહિ. લાહોરથી કોટકાંગ્રા પર્યંત પાંચ પાંચ ગાઉને અંતરે બબ્બે ઘોડેસ્વાર ટપાલ લાવવા લઇ જવા માટે હું ગોઠવી રાખવાનો છું. માટે અગત્યના પત્રો તાબડતોબ તેમની મારફતે રવાનાજ કરી દેજો. છેવટે એટલું કહી રાખું છું કે દુલીનની ઉન્નતિમાંજ તમારી ઉન્નતિ, અને એની અવનતિમાં તમારી પણ અવનતિ, એ ખાસ ધ્યાનમાં રાખજો. ”

આપની સુચનાઓ હું અક્ષરશઃ પાળીશ એમ દર્શાવવા ચાંદખાંએ દુલીનને એક અર્થપૂર્ણ નમન કર્યું અને દુલીનને પોતાના નિર્મળ અંતઃકરણની ખાતરી કરી આપી. દુલીનની પલટણ કવાયત વિગેરે શીખીને ઘણી ઝપાટાબંધ તૈયાર થયે જતી હતી; પરંતુ જમાદાર ખોસાલસિંહની પલટણ તો હજુ હવે તૈયાર કરવાની હતી અને તેનો સેનાપતિ પણ નક્કી કરવામાં આવ્યો નહોતો. દુલીન જોડે એક સહકારી પલટણ મોકલવાનો ઉદ્દેશ એ એકછત્રી ન થઇ જાય એટલોજ હોવો જોઇએ એમ એનું અનુમાન હતું; પરંતુ એ પલટણનો સેનાપતિ એનો કટ્ટો દુશ્મન નંદસિંહ જં થશે એવી એને બીલકુલે કલ્પના નહોતી. થયું તેમ જ. સહકારી પલટણનો નાયક નંદસિંહ થયો. ગમે તેમ પણ એ આખરે તો સહકારી સેનાપતિ. દુલીનનો હુકમ એને ઇચ્છા હોય કે ન હોય તોયે પાળવો પડે. વળી એના ઉપર બન્નુ ધન્નુ અને અલિવર્દીખાંની ચકોર નજર. નંદસિંહની પલટણમાં બધાં મળીને સાતસો માણસો હતાં, ત્યારે દુલીનની પલટણ બધાં મળીને પાંચ હજાર માણસની બનેલી હતી. દુલીને એ સર્વની વ્યવસ્થા કરી દીધી અને લશ્કરને

એવું નિયમબદ્ધ કરી નાખ્યું કે આ પ્રચંડ સૈન્ય ચાવી આપેલા યંત્ર પ્રમાણે વ્યવસ્થિતપણે કામ કરવા લાગ્યું. તમામ તૈયારીઓ થઇ ગઇ એટલે પોતાનું સર્વ સૈન્ય લાહોરની બહાર ઉત્તર દિશાએ આવેલા એક વિસ્તીર્ણ મેદાનમાં દુલીને ગોઠવી દીધું અને એકવાર મહારાજાને આ સૈન્યની ઝાંખી કરાવીને પછી પ્રયાણ કરવાનો એણે વિચાર કર્યો. બીજે દિવસે સવારે મહારાજા દરબારમાં પધાર્યા એટલે દુલીને ઉઠીને એમને અભિવાદન કર્યું અને પછી પ્રયાણ કરવાની અનુમતિ માગી. મહારાજાએ એ વિષયને પડતોજ મેલ્યો અને બીજાજ વિષય ઉપર ઉતરી પડયા. કોટકાંગ્રા સંબંધી કે બીજા રાજકીય વિષય ઉપર એક અક્ષર પણ બોલ્યા નહિ; પરંતુ મિત્રમંડળમાં જાણે ગપ્પાં મારતા હોય તેમ એ દુલીન સાથે વિવિધ વિષયનાં ગપ્પાં મારવા લાગ્યા. પાસે બેઠેલાઓ મહારાજાની વાતો લક્ષપૂર્વક સાંભળતા હતા અને હુંકારો ભણીને વાતને પુષ્ટિ આપતા હતા. મહારાજાએ વાતના પ્રવાહમાં દુલીનનો સત્ય જન્મ-વૃત્તાંત જાણ્યો છે એનું વહેણુ પણ વહેવડાવી દીધું. એ ઇસારો દુલીન અને ફકીરજી એ બે જ સમજ્યા. ત્રીજા કોઇના પણ ધ્યાનમાં એ વાત આવી નહિ. પોતાને દુલીન પ્રત્યે ઘણું માન છે એ વ્યક્ત કરવા મહારાજાએ જે અલભ્ય અને દુર્લભ ચીજો સંગ્રહી રાખી હતી તે તમામ દુલીનને બતાવી. તેમાં કોહિનૂર હીરો પણ હતો. આ હીરાનું મહારાજાને ઘણું અભિમાન હતું. એવું અભિમાન હોય એ સ્વાભાવિક જ છે. કારણકે કોહિનૂર એ કાંઇ જેવો તેવો હીરો નથી. એ તો હીરામાંએ હીરો. દુલીનના હાથમાં એ હીરો આપતાં એ બોલ્યા " દુલીન સાહેબ, તમે તો ઘણાએ દેશો જોયા હશે. કોઈ દેશમાં આવો હીરો તમારા જોવામાં આવ્યો છે ? "

આ અપૂર્વ તેજસ્વી હીરાને જોઇને દુલીન અત્યંત વિસ્મય પામીને બોલ્યો "મહારાજ, ઇશ્વરકૃપાથી ઘણી ઘણી જાતના હીરા અને રત્નો જોવાનો મને સુયોગ પ્રાપ્ત થયો છે; પરંતુ સાનંદાશ્ચર્યથી હું કહું છું કે આવો હીરો તો પૃથ્વીમાં એક જ હોઈ શકે. મને આપ હાજીયો ભણુનારો ન સમજશો. હું તો જે સત્ય છે તેજ કહું છું."

દુલીનનું બોલવું સાંભળી મહારાજને અત્યંત આનંદ થઇ ગયો. એમણે ફકીરજી પ્રતિ પોતાની દૃષ્ટિ વાળી એટલે ફકીરજીએ દુલીનને ટુંકામાં એ હીરાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ કાંઈક પુરો થયો એટલે અન્ય વિષય નીકળ્યો. દુલીનનું આવાગમન કેમ થયું છે તે મહારાજાના લક્ષમાં આવ્યું એટલે એ બોલ્યા "દુલીન સાહેબ, તમારા મુખ ઉપર ઉત્સાહ કરતાં ચિંતાની છટા વિશેષ જણાઇ આવે છે. તમારા ઉપર આ નવો અધિકાર–ભાર નાખીને મેં તમારા ઉપર એક સંકટ નાખી દીધું છે."

કિંચિત્ હસતો દુલીન નમ્રભાવે બોલ્યો "એવું નથી મહારાજ. સંકટમાં તો મારો ઉત્સાહ બમણો વધે છે. તેમાં વળી આપની અને પ્રભુની કૃપા એટલે ચિંતાને રહેવાનું સ્થાન જ કયાં છે. પણ એટલું ખરૂં કે અત્યાર સુધી તો મારે એક ઘોડો અને એક તલવાર એટલું જ જોખમ સાચવવાનું હતું; હવે મારે શિરે પાંચ હજાર તલવારોનું જોખમ આવી પડેલું છે. માત્ર તેમાં કેટલા દુરાચારી તલવાર ધારણ કરનારા હશે તેની મને મોટી ફિકર છે."

દરબારમાં દુલીન વિરુદ્ધનો પક્ષ પણ હાજર હતો. તેઓ અંદર અંદર એની કુચેષ્ટા જ કરી રહ્યા હતા. મહારાજા અને દુલીન આ

પ્રકાર સમજી ગયા હતા અને દુલીને દુરાચારી તલવાર ધારણ કરનારાનો ઉલ્લેખ ખાસ એટલા માટે જ કર્યો હતો. મહારાજાએ કહ્યું "હા, એ ફિકર મોટી ખરી; પરંતુ એવી ફિકર કરવાની હજુ ઘણી વાર છે. તમે જરા વહેલા ચિંતાતુર બની ગયા છો. આવી કાળજી રાખો છો તેને માટે મને સંતોષ થાય છે; કારણકે એટલા ઉપરથી મને સ્પષ્ટપણે જણાઈ આવે છે કે મેં યોગ્ય મનુષ્યના હાથમાં અધિકારસૂત્ર આપેલું છે."

મહારાજાનું બોલવું સાંભળીને નિંદાખોરોની નિંદા દુલીનને કાને આવવા લાગી. એ સાંભળીને ઉદ્દીપ્ત સ્વરે એ બોલ્યો "મહારાજનું ધારવું સત્ય ઠરે એટલે બસ; પરંતુ દરબારમાં ઉત્સાહ દેનારા જેવા આપ ગરુડ છો તેવા ઉદ્વેગ પમાડનારા કાગડા પણ છે એ મહારાજની ધ્યાન બહાર નહિ હોય." "નહિ દુલીન સાહેબ, અમારા દરબારમાં તો બધા જ ગરુડ છે, બધા સજ્જનો જ છે."

મહારાજનું બોલવું સાંભળીને દુલીનનો વિરુદ્ધ પક્ષ પ્રસન્ન થઇને અટ્ટહાસ્ય કરવા લાગ્યો. એ પક્ષમાં તેજસિંહ પણ ભળ્યો હતો. એ શરીરે અત્યંત સ્થૂળ હતો એટલે ગર્વનો ગાંસડો લઇને એ આનંદથી મહાલી રહ્યો હતો. પોતાનું પાંડિત્ય દાખવતો એ બોલ્યો "મહારાજા રણજીતસિંહના દરબારમાં બધાએ સજ્જનોજ છે; પરંતુ જેને પોતાના દેશમાં ગધેડા ઉપરે બેસવાનું મળતું નથી એવા લોકો અહીં સેનાપતિની પદવી ઉપર આવી જાય છે ત્યારે તેમને પદદલિત કરવા માટે દરબારનાં માણસો તૈયાર જ હોય છે."

તેજસિંહનાં આ વાક્યરત્નોનું તેજ જોઈને એનો પક્ષ ખડખડાટ હસી પડયો; પરંતુ ઘણાને એના અસભ્યપણાથી ઉદ્વેગ થઈ આવ્યો. દુલીન હસતો હસતો બોલ્યો "પરંતુ પોતાના ઘરના

ઓરડામાં બેસીને ખોટી બડાઇઓ હાંકનારા વીરોને તો અમારા દેશનાં ગધેડાંઓએ એમની પીઠ ઉપર બેસવા દેતાં નથી; કારણ કે એ પણ માની સ્વભાવનાં હોય છે. અને આવાં પોતાને હાથીનાં બચ્ચાં કહેવડાવનારા ઘોડા ઉપર ચઢે તો ઉલટા ઘોડાનેયે લજવી મારે. એમના બેસવાથી તો ઘોડાએ ગધેડા થઇ જાય."

દુલીનનું તલવારની ધાર જેવું મહેણું સાંભળીને તેજસિંહ તો જાણે ઉભોને ઉભો કપાઇ ગયો. આગનો ભભુકો થતો એ બોલવા જતો હતો પણ લેનાસિંહ નામના પ્રધાને એના સામી આંખ કાઢીને "ખામોશ" એટલું કહ્યું એટલે તેજસિંહ એકદમ બેસી ગયો અને સર્વત્ર શાંતિ પ્રસરી રહી. આતરસિંહે આ વાદ વધારવાનો દોષ મહારાજાને દીધો. લેનાસિંહ અને આતરસિંહ દરબારમાં જોકે બહુ પ્રસિદ્ધ નહોતા છતાં એ બન્ને સદાચરણી હતા એટલે એમનું વજન દરબારમાં સારૂં હતું. લેનાસિંહે જ્યોતિષ, પદાર્થ અને વિજ્ઞાન શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો. આતરસિંહ રણજીતસિંહનો બંધુ હતો. એ પણ પ્રધાન હતો અને ઘણો વિદ્વાન હતો. લેનાસિંહે એ વાદ બંધ પડાવ્યો એટલે મહારાજાએ બીજા વિષય ઉપર બોલવા માંડયું અને છેવટે "હું તમને જવાની કાલે આજ્ઞા આપીશ." એમ દુલીનને કહીને એમણે કચેરી તરત જ બરખાસ્ત કરી. લેનાસિંહનો દુલીન ઉપર પ્રથમથી જ લોભ જડાયલો હતો, પરંતુ આજ સુધી તેમણે તે લોભ વ્યક્ત થવા દીધો નહોતો. દરબારમાં દુલીનનું આજનું વર્તન જોઇને એમને ઘણો સંતોષ થયો અને ચાંદખાં દ્વારા એમણે એક પત્ર પણ દુલીન ઉપર મોકલ્યો. એમાં એમણે લખ્યું હતું કે કાંગ્રાનું અધિકાર સૂત્ર પ્રાપ્ત કરી રાખવું કષ્ટ-સાધ્ય છે. એમાં અનેક સંકટો છે. સંકટ સમયે તમને જણાશે કે

લેનાસિંહ પણ તમારો હિતૈષી છે. દુલીનને આ પત્રથી ઘણું કુતુહલ ઉપજ્યું. એણે પત્રનો ઉત્તર લખીને પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરી. દુલીને ચાંદખાને પણ સાવધાનતા સેવવા માટે આ વખતે ઘણો બોધ આપ્યો. બીજે દિવસે સૂર્યોદય થતા પહેલાં જ દુલીનનું સૈન્ય વ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગયું હતું અને મહારાજા આવી પહોંચતાં તેમને સલામી આપવા દુલીને પોતાના સૈન્યને કવાયત કરાવી અને પ્રયાણ માટે મહારાજાની એણે આજ્ઞા માગી. કારણ ગમે તે હોય પણ અત્યારે મહારાજાની આંખમાંથી અશ્રુ ખરી પડયાં. ચાંદખાં, ફકીરજી, કાલિફાજી અને લેનાસિંહે દુલીનને દઢાલિંગન કર્યું અને નીંગળતાં ચક્ષુએ દુલીનને રજા આપી. પાછા વળી વળીને હિતચિંતકો તરફ દષ્ટિ કરતો દુલીન લાહોર શહેર છોડીને કોટકાંગ્રાને માર્ગે વળ્યો.

---

## પ્રકરણ ૧૬ મું — નંદના ફંદ

દુલીને પોતાના સૈન્યની રચના ઘણી ખુબીથી કરી હતી અને સાથે સાથે એણે યુક્તિ વાપરીને નંદસિંહનો પણ બંદોબસ્ત કરી દીધો હતો. " મહારાજાએ નંદસિંહને ગમે તે હેતુથી મારી સાથે મોકલ્યો હોય, પણ એ સહકારી સેનાપતિ છે એ ભૂલી ગયે ચાલે એમ નથી. " એવો વિચાર કરીને દુલીન પોતાનો પ્રત્યેક હુકમ નંદસિંહને કહાવતો અને એની મારફતે એના સૈન્યમાં એ હુકમનો અમલ કરાવતો. આ યુક્તિથી નંદસિંહની મોટાઇ બહારથી જણાઇ આવતી હતી પણ એ પોતાને હાથે જ બંધાતો હતો. પોતે કરેલા હુકમનો અમલ નંદસિંહ યોગ્ય રીતે કરે છે કે નહિ તેની ખબર રાખવા દુલીનના છુપા જાસુસો એ સૈન્યમાં મુકેલા જ હતા. એ જાસુસો દુલીનને નંદસિંહની આખા દિવસની દિનચર્યાથી વાકેફ કરતા

અને દુલીન તેમાંની મુખ્ય મુખ્ય બાબતો પોતાની નોંધપોથીમાં નોંધી લેતો. દુલીને સૈન્યની એવી રચના કરી હતી કે તેમાં પોતાના વિશ્વાસુ બસો સ્વારોની ટુકડી સૌથી આગળ રાખવામાં આવી હતી અને એ ટુકડી **Vanguard** કહેવાતી હતી. એની પાછળ **Lancer** ટુકડી હતી. એની પાછળ જમાદાર ખોસાલસિંહે આપેલ પાયદળ લશ્કર હતું. પાયદળની પાછળ ૭ તોપોનું તોપખાનું હતું. તેના પછી દુલીને તૈયાર કરેલું પાયદળ સૈન્ય હતું. એની પાછળ તેનાજ ઘોડેસ્વારની પલટણ હતી. એની પાછળ નંદસિંહ અને એની ફોજ, તેની પાછળ દુલીનના બસો વિશ્વાસુ ઘોડેસ્વાર, અને સર્વથી પાછળ બન્નુ, ધન્નુ, અલિવર્દીખાં વિગેરે અંગરક્ષકોથી રક્ષાયલો દુલીન હતો. આવી રીતની વ્યવસ્થાથી દુલીનનું લશ્કર કુચ કર્યે જતું હતું એટલે નંદસિંહ મનમાં ને મનમાંજ સીડાઇ જવા લાગ્યો. પાંચ ૭ દિવસ તો સૈન્ય કોટકાંગ્રાનો માર્ગ નિર્વિઘ્ને કાપી રહ્યું હતું અને તે અરસામાં કાંઇ ખાસ બનવા પામ્યું નહોતું. આ પાંચ ૭ દિવસમાં દુલીનનું દયા દાક્ષિણ્યથી ભરેલું વર્તન જોઇને લશ્કરનાં ઘણાં માણસો જે દુલીન પ્રતિ બેકાળજીવાળાં હતાં તે દુલીનને પ્રેમ ભરી દૃષ્ટિએ જોવા લાગ્યાં. માર્ગમાં જો કોઇ સૈનિક માંદો પડતો તો વૈદ્યને તેડીને ખુદ દુલીન તેની પાસે જતો અને જરૂર જેવું જણાય તો એ પોતે તેની શુશ્રૂષા ઉઠાવતો. એટલે અલ્પ-કાળાવધિમાં જ એણે પ્રત્યેક સૈનિકનો પ્રેમ સંપાદન કરી લીધો. દુલીનને આમ આખાએ સૈન્યમાં માનીતો થઇ પડેલો જોઇને નંદ-સિંહને તો ચટપટી થવા લાગી. એની પાસે મૂળ તો માણસ જ થોડાં હતાં અને હતાં તે યોગ્યતા વિનાનાં હતાં; પરંતુ નીચ કૃત્ય કરવામાં તો એવાં માણસો પણ કામ લાગે છે એ દુલીન જાણતો હતો તેથી નંદસિંહ ઉપર એની કડક નજર હતી. દુલીનની કર્તવ્ય

બુદ્ધિથી નંદસિંહ જો કે સજ્જડ થઇ ગયો હતો તો પણ એનું અનિષ્ટ કરવાની તો એ બારીઓ શોધ્યા જ કરતો હતો. એને એવી બારી જડી પણ આવી. દુલીને પોતાના લશ્કરમાં એવો હુકમ ફરમાવેલો હતો કે કોઈને કાંઇ ચીજની જરૂર પડે તો તેણે બજારમાંથી તેની વ્યાજબી કિંમત આપીને ખરીદવી. જો કોઇ જબરજસ્તી કરીને પારકાની ચીજ લઇ લેશે તો તેને સખતમાં સખત નસીઅત કરવામાં આવશે. આ હુકમ ઘણા સૈનિકોને વિચિત્ર લાગ્યો અને એમને અણગમો પણ થયો; કારણકે તે સમયના સૈનિકો તો બજારમાંથી કાંઇ પણ કિંમત આપ્યા વિના પોતાને જોઈતી ચીજો દંગો ફીસાદ કરીને ઉપાડી લાવવામાંજ ન્યાય સમજતા હતા. નંદસિંહે આ હુકમને પોતાની બાજીનું શસ્ત્ર બનાવ્યું અને પોતાનાં માણસોની મારફતે દુલીનના લશ્કરમાં બેદીલી ફેલાવવાનો એણે આરંભ કરી દીધો. પરંતુ એ કાર્ય કાંઇ સહેલું નહોતું. ચઢાવવા આવનારને ઘણા સૈનિકો કહેતા કે “ જે દુલીન સાહેબ દરેક સૈનિકની ખબર પૂછે છે, જો તે માંદો પડે તો તેની દવાદારૂની કાળજી પણ જે રાખે છે, રસ્તામાં ભિખારી મળે છે તો તેને પણ જે સહાય કરે છે, તે દુલીન સાહેબે આવો હુકમ કાઢયો છે તો અવસ્ય તેમાં સૈનિકોનું જ હિત સમાયલું હોવું જોઈએ. વળી દુલીન સાહેબે તો એટલે સુધી કહેલું છે કે કોટકાંગ્રા સર કરતી વખતે પણ લુંટ ચલાવવાની નથી. એથી કદાચ સૈનિકોને આર્થિક નુકસાન થશે પરંતુ તેમનો પગાર વધારીને નુકસાનનો બદલો વાળવામાં આવશે. લુંટ ચલાવવી એ આપણો પુરાતન હક છે એ ખરૂં, પણ ગરીબ લોકોને લુંટવાનો અર્થ શો ? ” આવા જવાબથી નંદસિંહના માણસો કાંઇ સ્વસ્થ બેસી રહે તેવા નહોતા એ લોકો જાણતા હતા કે સ્વાર્થ એ અજબ મોહિની છે. લુલાં પાંગળાં ગરીબ લોકોને લુંટીને અનાયાસે ધન

મળતું હોય તો કાં છોડવું? વગર મહેનતે ચેનબાજી કરવાની મળે તો કેમ ન કરવી?" આવા આવા અનેક ઉપદેશો થવા લાગ્યા એટલે સૈન્યમાં ધીમે ધીમે સ્વાર્થવિવશતા વધવા લાગી. એક તો આવો માયા લગાડનારો સ્વાર્થ, અને તે સ્વાર્થમાં અત્યાર સુધીના ચાલતા આવેલા વહીવટની થઈ પુરવણી; એટલે લોભીઓના લોભ સળકયા. પણ દુલીન અસાવધ નહોતો. એ સૈન્યમાં ચાલી રહેલી ચળવળ પરખી ગયો હતો અને તે બંધ પાડવાના ઉપાય પણ એ શોધી રહ્યો હતો. પહેલાં તો એણે એવો વિચાર કર્યો કે જો કોઇ પોતાના હુકમ વિરુદ્ધ લુંટ કરે તો તેને ભારેમાં ભારે શિક્ષા કરવી જેથી બીજાને દહેશત લાગે. વળી એને વિચાર આવ્યો કે સૈનિકો હજુ એટલા બધા ભ્રષ્ટ નથી થયા તે પહેલાંજ તેમને સારો બોધ આપીને સમજાવવા. એણે તેજ દિવસે સાંજે ચાર પાંચ વાગ્યાને સુમારે સર્વ સૈન્યને કવાયત કરાવવી શરૂ કરી. થોડીવાર કવાયત કરાવ્યા પછી પોતાની સામે સૈન્યને વર્તુલાકારમાં ગોઠવાઈ જવાનો હુકમ કર્યો અને પોતે એક નાના ટેકરા ઉપર ઉભો રહ્યો. અત્યારનો આ દેખાવ ઘણો મનોહર લાગતો હતો. સર્વ ઉપર સાંજના સૂર્યનો પ્રકાશ પડતો હતો. સૈન્ય ઉપર પૂર્ણ હર્ષભરી દૃષ્ટિ કરતો દુલીન તેમને ઉદ્દેશીને બોલ્યોઃ—

"સૈનિકો, મેં એવું સાંભળ્યું છે કે રસ્તે જતાં માર્ગમાં પ્રજાને લુંટવાનો તમારો ચાલતો આવેલો હક મેં નષ્ટ કર્યો છે તેથી તમે મારા ઉપર અસંતુષ્ટ થયા છો અને કેટલાક તો મારા હુકમનો અનાદર કરીને લુંટ કરવાનો સંકેત પણ રચેલો છે. યાદ રાખજો કે દુલીનનો હુકમ એ બ્રહ્મદેવનો હુકમ છે. એ તો છુટયો તે છુટયો, પાછો કદી નહિ ફરે. મેં તમને ચૌર્યકર્મમાંથી પાછા વાળેલા છે તેને

માટે તમારે મારો ઉપકાર માનવાનો છે. ચોરી કરવાની બદસલાહ દેનાર મર્દ નથી પણ ચોર કે લુંટારૂ છે. એવાના શબ્દ ઉપર તસભાર વિશ્વાસ ન કરશો. તમારો આ પરાપૂર્વનો હક નષ્ટ થાય છે તેથી ખેદ ન પામતાં આનંદજ માનજો. બાપે ચોરી કરીને પોતાનો નિર્વાહ કર્યો હોય તેથી શું તેના પુત્રે પણ તેમજ કરવું ? તમે કોણ છો તેની તમને કલ્પના સરખીએ છે ? તમે તો પ્રજાના સંરક્ષક છો. તમેજ પ્રજાને લુંટવા લાગશો તો પછી મનુષ્ય અને રાક્ષસમાં ફેર શો રહેશે ? ચોર અને લુંટારાઓથી પ્રજાનું રક્ષણ કરવાની જવાબદારી તમારે શિર રહેલી છે. એ જવાબદારીનું વિસ્મરણ કરીને તમેજ પ્રજાને લુંટશો તો પછી એ ગરીબડી પ્રજા " અમારૂં રક્ષણ કરો " એવી દાદ કોની પાસે જઇને મેળવશે ? પ્રજાના સંરક્ષણની જવાબદારી જેવી આપણા ઉપર છે, તેવી આપણા રક્ષણની જવાબદારી પ્રજા ઉપર પણ છે, અને તેથીજ પ્રજા રાજાને કર ભરે છે અને તેમાંથી સૈન્યને પગાર મળે છે. એટલે વાસ્તવિક રીતે જોઇએ તો જે આપણા અન્નદાતા અને માલીક છે, તેમનીજ માલમતા લુંટવી એ ચોરી કરતાંએ ભયંકર કામ છે. વળી તમે કોણ છો તેનો તમે વિચાર કર્યો છે ? સૈનિક એટલે કોઇ નીરાળી સ્વતંત્ર જાત નથી. એ પ્રજાનાજ માણસો છે. પ્રજામાંથીજ નીકળી આવેલા છે. આ વાત જો તમે ભૂલી જાવ તો તમારા મનુષ્યત્વને ભૂલી જજો. થોડા સમય પૂર્વે તમે પ્રજાવર્ગ પૈકીમાંનાજ હતા; આજે સીપાઇ બનેલા છો. વૃદ્ધ થશો એટલે નોકરીમાંથી તમને ફારેગ કરવામાં આવશે ત્યારે વળી પાછા એજ પ્રજાજનમાં તમ ભળશો. હવે સમજી લો કે તમે પ્રજા કરતાં જરાએ ભિન્ન છો ? ત્યારે આ ચાર દિવસના ચાંદરણા જેવા અધિકારને પ્રાપ્ત કરીને તમારાંજ ભાઇ બેનને લુંટવાં એ શું તમને વ્યાજબી લાગે છે ? ધૂળ પડો તમારી એવી મરદા-

નગીમાં ? યૂરોપમાં આવું નથી બનતું. ગમે તેવો મોટો અધિકારી હોય છતાંએ એક પુળી ઘાસ પણ કિંમત આપ્યા શિવાય લેવાનો તેને અધિકાર નથી. ત્યાં સૈન્યની વ્યવસ્થા પણ ઘણી સારી છે. એકાદ ઠેકાણે લશ્કરની છાવણીમાંજ બધી ચીજો વેચવા આવે છે. ત્યારે અહીંયાં લશ્કરના છાવણી પડતાંજ ગામના વેપારીયોને બીચારાઓને દુકાનો વાસીને ચાલ્યા જવું પડે છે. તમારી પ્રજાનો તમારા ઉપર આવોજ પ્રેમ ? પહેલાં તમારી છાવણીમાં કોઇ પણ ચીજ વેચાવા આવતી નહોતી. હવે તો તમને છાવણીમાં જે જોઇએ તે ચીજ મળે છે. પ્રજામાં તમારે માટે એવો વિશ્વાસ ઉત્પન્ન થયેલો છે કે તમે ચોર નથી પણ પ્રજાના સંરક્ષકો છો. સૈનિકો, બોલો તમારે ચોર થવું છે કે સંરક્ષક થવું છે ? "

આકાશમાં જેમ મેઘ ગાજી ઉઠે તેમ સૈન્યમાંથી મેઘગર્જના સમાન "સંરક્ષક" એવો ધ્વનિ ગાજી ઉઠયો. દુલીન આગળ બોલવા લાગ્યો " શાબાસ સૈનિકો, શાબાસ. પ્રજા એટલે તમારાજ ભાઇ, બાપ, કાકા, મામા. તેમને લુંટવા એ તો પોતાનાજ પગ ઉપર કુવાડી મારી પોતાનેજ ઘાયલ કરવા જેવું છે. તમે જો આજ નેકીથી ચાલશો તો તમારો આપ્તવર્ગ સુખી થશે અને તેનો બદલો તમને યુદ્ધ સમયે મળશે. પ્રજાનો તમારા ઉપર પ્રેમ હશે તો યુદ્ધ સમયે કશા પણ બદલાની આશા રાખ્યા શિવાય એજ લોકો તમને અન્ન સામગ્રી પુરી પાડશે. આ ફાયદો કાંઈ થોડો ઘણો છે ? જો પ્રજા સંપત્તિવાન હશે તો રાજા તમારો પગાર પણ વધારી શકશે. આવા મહત્ત્વના ફાયદા છોડીને થોડા સ્વાર્થની ખાતર તમારા જેવા મર્દો ચોરી જેવા નીચ કાર્યમાં હાથ ઘાલવા તત્પર થશે ખરા કે ? તમારા દેશબંધુઓને, તમારાજ જ્ઞાતિબંધુઓને લુંટવામાં શો પુરુષાર્થ

રહેલો છે ? સૈનિકો, મેં કહેવાનું તમને કહી દીધું છે. આથી ઉપર-વટ થઇને, નીચ લોકોની બદસલાહ માનીને પ્રજાની એક કોડી સરખી પણ તમે જો ચોરશો તો ફાંસી સુધીની પણ શિક્ષા કરવામાં આવશે એ નક્કી માનજો." દુલીનના આ ભાષણનું પરિણામ ઘણું સારૂં આવ્યું. સત્ય તે સત્ય. એનું માહાત્મ્ય દુલીનની ધીર ગંભીર વાણી દ્વારા સર્વના કર્ણમાં રેડાયું એટલે ચોરીનો નીચ વિચાર પ્રત્યેકના હૃદયમાંથી ઓસરી ગયો, અને તે સ્થળે પોતે પ્રજાના સંરક્ષક છે એવી બુદ્ધિ દરેકને થઇ જવાથી એમનાં અંતર સ્વદેશપ્રેમથી ઉછળી રહ્યાં અને એમનાં મુખ ઉત્સાહથી દીપી રહ્યાં. દુલીનનું ભાષણ પુરૂં થતાંજ "દુલીન સાહેબનો જય, મહારાજા રણજીતસિંહનો જય, ગુરુનો જય" એવા જયજયકારના ધ્વનિ આખાએ લશ્કરમાં ઉઠી રહ્યા. દુલીને પોતાના માથા ઉપરથી ટોપી ઉંચકીને લશ્કરના જયજયકારના ધ્વનિને માન આપ્યું.

લશ્કરને અન્ન સામગ્રીની ટાંચ ન પડે તેથી દુલીને આગમ-ચથીજ તે વિષેનો પુરો બંદોબસ્ત કરી રાખ્યો હતો. કોટકાંગ્રા જતાં માર્ગમાં જે જે ગામો હતાં તે પ્રત્યેક ગામમાં તલાટીઓને કાગળ લખીને એવી ખબર આપી દીધી હતી કે, "તમારા ગામ આગળ છાવણી પડે ત્યારે છાવણી આગળ તમારા ગામના વેપારીઓ તેમનાં હાટ માંડે એવી ખાસ ગોઠવણ કરાવજો. વ્યાજબી કિંમતે માલ વેચાવજો અને જો કોઇએ પૈસા ન આપ્યા હોય તો તેની અમને ખબર અપાવજો કે જેથી એ પૈસા સરકારમાંથી અપાવાય. જો એ પ્રમાણે હાટ નહિ માંડવામાં આવેતો પછી નિરુપાયે ગામ લુંટવાનો હુકમ આપવો પડશે." આવા પત્રથી પહેલાં તો એક બે ગામે બીતાં બીતાં બજાર ભરાયું, પરંતુ લોકોએ જાણ્યું કે માલની વ્યાજબી કિંમત

મળે છે એટલે તો એ વાત વિજળીવેગે બધે પ્રસરી ગઈ અને દરેક મુકામે ઘણાં સુંદર હાટ બીનસંકોચે અને વિના ભયે ભરાવા લાગ્યાં. આવા સુખાવહ પરિવર્તનથી દુલીનની કીર્તિ ઘણી વધી ગઇ અને મહારાજા રણજીતસિંહને નહિ મળ્યું હોય એવું માન એને મળવા લાગ્યું. એના શત્રુઓના પેટમાં તો કકડતું તેલ રેડાયું. એમના દ્વેષનો અગ્નિ ભડભડ બળવા લાગ્યો. નંદસિંહ તો પુરૂં વેર વાળવા વિચાર કરી રહ્યો હતો. એણે યુક્તિ પ્રયુક્તિ કરીને સૈન્યમાં પ્રવેશ કર્યો, કેટલાંક માણસોને પણ પોતાના પક્ષમાં લીધાં અને ઘા કરવા અનુકુળ સમયનીજ રાહ જોવા લાગ્યો. સૈન્ય તો દડમજલ કરતું કરતું ઘણો પંથ કાપી રહ્યું હતું. હવે તો કોટકાંગ્રા ત્રણ દિવસનીજ વાટ હતી, એટલે નંદસિંહને ખરેખર ચટપટી થવા લાગી અને હવે કેવી રીતે પોતાનું કાર્ય પાર ઉતારવું તેનો એ પોતાના મળતીઆઓ સાથે તીવ્ર ઉત્કંઠાથી વિચાર કરવા લાગ્યો.

ઉનાળાના દિવસમાં દુલીને કુચ કરવાની એવી પદ્ધતિ રાખી હતી કે પ્રભાતે ચાર વાગે મુકામ ઉઠાવીને બપોરે બાર એક વાગે સારી જગ્યા જોઇને મુકામ કરવાનું રાખેલું અને ત્યાંથી વળી એજ પ્રમાણે મળસ્કે ઉઠીને કુચ કરતો હતો. બપોરે ત્રણ વાગ્યા સુધી ભોજન અને વિશ્રાંતિમાં સમય જતો. સાંજે ચાર વાગે લશ્કરની કવાયત થતી હતી. ૭ વાગ્યા સુધી એ કવાયત ચાલતી અને વળી પછી ભોજન માટે તૈયારીઓ થતી. થોડીવાર કવાયતનું નિરીક્ષણ કરીને દુલીન શીકાર માટે ફરવા જતો. આ પ્રમાણેનો દુલીનનો કાર્યક્રમ હતો. નંદસિંહે આ કાર્યક્રમને લક્ષમાં રાખીને પોતાની યોજના ઘડી હતી. જ્યારથી એને સહકારી સેનાપતિ પદ પ્રાપ્ત થયું ત્યારથી એણે દુલીન ઉપર ભક્તિ હોવાનો આડંબર કર્યો હતો. એનો વિનય,

સરળતા, આજ્ઞાંકિતપણું અને કર્તવ્યતત્પરતા જોઇને દુલીનને મોટું આશ્ચર્ય થયું. પ્રથમ તો દુલીનને એમ લાગ્યું કે એના કર્મનો એને પસ્તાવો થયો છે તેથી એ સારી રીતે વર્તે છે; પરંતુ એનો આ ભ્રમ ભુકન નામનો એનો અંગરક્ષક વારંવાર દૂર કરતો હતો. છતાંએ ઉદાર હૃદયના દુલીનને નંદસિંહનું દુરાચરણ ન જણાયું. ઘણાંયે નીચ માણસો પ્રસંગવશાત્ સદાચરણી થઇ જાય છે તેમ નંદસિંહનું પણ થયું હોય તો ? એવી એકવાર દુલીનને શંકા આવી ખરી. ભુકન જો કે હલકા કુળનો હતો પણ અત્યંત સ્વામિભક્ત, ચતુર, તીક્ષ્ણ બુદ્ધિનો અને કર્તવ્યપરાયણ હતો. દુલીન ઉપર એનો અનહદ પ્રેમ હતો. પોતાના માલીકનો વાળ સરખો વાંકો ન થાય તેની એ રાતને દિવસ સંભાળ રાખતો હતો. મનુષ્યના મુખ, નેત્ર, અંગવિક્ષેપ અને બોલવા વિગેરે ઉપરથી ભુકન માણસની પરીક્ષા કરતો હતો. પ્રભુએ એનામાં એ બુદ્ધિ સારી આપી હતી. પોતાની બુદ્ધિના બળે નંદસિંહની દાંભિકતા એ ઓળખી ગયો હતો અને દુલીનને એણે વખતસર ચેતાવ્યો હતો. દુલીનને ભુકન ઉપર વિશ્વાસ તો હતો, પણ નીચ લોકોના વર્તન ઉપર દુર્લક્ષ કરવાનો એનો જન્મથી સ્વભાવ હતો; એટલે ઉલટો એ ભુકનને એમ કહેતો કે નંદસિંહ વિષે સંશય લાવવાની કશી જરૂર નથી. દુલીન એ વાત ઉપર લક્ષ નહોતો આપતો, પણ ભુકન, બન્નુ, ધન્નુ અને અલિવર્દીખાંની નજર ચારે બાજુએ ફરતી હતી. એ જરાએ ગફલતમાં રહેતા નહોતા.

દુલીન સાંજે શીકારે કે ફરવા જતો ત્યારે એકલોજ જતો હતો; પરંતુ સાથે બે નળીની બંદુક અને હેક્ટર નામનો પોતાનો શિકારી કુતરો પાસે રાખતો હતો. બલુન, હેક્ટર અને બંદુક એ ત્રણ એના સારા સહાયક હતા એટલે દુલીન કોઇ બીજાને પોતાની

સાથે રાખતો નહોતો. એક દિવસ રોજના નિયમ પ્રમાણે શિકાર માટે દુલીન પોતાના તંબુમાંથી નીકળીને બહાર જતો હતો એટલામાં બન્નુ, અલિવર્દીખાં અને ભુકન એ ત્રણે જણા સલામ કરીને એની આગળ આવીને ઉભા રહ્યા. ત્રણેના મુખ સામું જોઇને એને એમ લાગ્યું કે આજે કાંઇક નવલ છે એથી એ બોલ્યો "તમારે કાંઇ કહેવાનું હોય એમ જણાય છે. હું હમણાં તો શિકારે જાઉં છું. રાતે કહેશો તો નહિ ચાલે ?"

અલિવર્દીખાં બોલ્યો "હજુર, ખાસ કહેવાનું તો કાંઇ નથી પણ જે કહેવાનું છે તે હમણાંજ કહી દેવાનું છે. અમને કહેતાં બહુ વાર લાગવાની નથી."

બન્નુએ કહ્યું "હજુર, અમારે આપના શિવાય બીજું કોણ સંબંધી જન છે. આપજ અમારા મા બાપ છો એટલે આપના સંબંધમાં કાંઈ અમંગળ વાત જાણી હોય તો તે કહી દેવાની કેમ ઉતાવળ ન હોય ?"

દુલીન શંકાશીલ થતો બોલ્યો "ત્યારે તો જે કહેવાનું હોય તે સત્વરજ કહી નાખો."

અલિવર્દીખાં બોલ્યો "હજુર, આપણી છાવણીમાં કેટલાક બદમાસો છે તેની તો આપને ખબર છેજ; માટે શિકારે જાવ તો દસવીસ અંગરક્ષક સાથે રાખીનેજ જાવ એવી અમારી વિનંતિ છે. અહીં તો જ્યાં ત્યાં બધે જંગલ અને ડુંગરો છે માટે હજુરે બહુ સાવધાનતા રાખવાની છે."

બન્નુ બોલ્યો "હજુર, છાવણીમાં એવા કેટલાએ શઠ છે કે જે આપની સમક્ષ સજ્જનતાનો ડોળ રાખે છે, પરંતુ પરોક્ષપણે આપનું અનેક રીતે અનિષ્ટ સાધવા રમત રમી રહ્યા છે. જો અત્યારે સાધુ

જેવા જણાય છે તે લાગ મળતાં સેતાન નીવડવાના છે. આપણે પૂર્ણ સાવધાનતાથીજ વર્તવું જોઇશે એવાં ચિન્હ સ્પષ્ટ જણાય છે."

દુલીન સહેજ હસીને બોલ્યો "તમારી તો આ રોજની ફીકર જણાય છે. બંદુક, ઘોડો અને મારો આ કુતરો તમે ઓછાં સમજો છો? છાવણીમાં નઠારાં છે તેવાં સારાંયે માણસો છે. નઠારાં કરતાં સારાં માણસોની સંખ્યા વિશેષ છે. દંગો ફીસાદ થશે તો સારાં માણસો શું બેસી રહેશે? મને તો ખાતરી છે કે એ લોકો મારોજ પક્ષ સ્વીકારશે."

અલિવર્દીખાં ઉત્સાહિત થતો બોલ્યો "હા હજુર, એમાં તો આપનોજ જય થશે. દિવસે દિવસે સૈન્યમાંના તમામ સિપાઇઓ આપનેજ પોતાના માબાપ ગણે છે એટલે એ દિશાની કાળજી નથી; પરંતુ વેરી વેર લેવાને સામે મોઢે મેદાનમાં ઉભો રહીને લઢે એવો છે? એ તો એનું કાર્ય ગુપ્ત રીતેજ સાધવાનો. આપ શિકારેથી પાછા વળશો એટલે સંધ્યાકાળ થઇ જશે અને સઘળે અંધારૂં થશે. આવી વખતે શત્રુને પોતાનું કાર્ય સાધી લેવાનું સુગમ પડી જશે, માટે કહીએ છીએ કે આજે આપ શિકાર કરવા જશોજ નહિ."

આ ત્રણે જણનું કહેવું વ્યાજબી હતું પણ એનું મન અત્યારે જરાએ માનતું નહોતું. એને એમ લાગ્યું કે કદાચ નંદસિંહ વૈરની વાત ભૂલી ગયો હોય અને મારી સાથે સદાચરણથી વર્તતો હોય તો મિથ્યા શંકા લાવીને હું પાપભાગી બનું. દુલીનના મનની સ્થિતિ આ ત્રણે જણા કળી ગયા હતા એટલે ભુકને કહ્યું "હજુર, બોલું છું તે ક્ષમા કરજો, પણ મારી પૂર્ણ ખાતરી થઇ છે કે નંદસિંહનું હૃદય ચોખ્ખું નથી. એનો દ્વેષભાવ તો થેકડા મારતો વધતો જાય છે. જ્યારે જ્યારે નંદસિંહની સાથે આપની મુલાકાત થઇ છે ત્યારે ત્યારે

એ વાત મને સ્પષ્ટપણે જણાઇ આવી છે. હજુર સમક્ષ એ વિનય દાખવતો હસતો હસતો બોલતો, પણ આપની નજર આડી અવળી જતાંજ એ આપના ઉપર હોઠ પીસતો હતો. પરમેશ્વરને હાજર જાણીને આ વાત હું સત્ય કહું છું." અલિવર્દીખાંએ કહ્યું "હજુર, નંદસિંહના ત્રણ ચાર નોકરો જે આપની ઘણી ખિજમત ઉઠાવે છે તે કોણ છે એ આપ જાણો છો? તે ભામટા, ખુની અને દગાબાજ છે. મારા ખાસ નોકર મારફતે મને આ બાતમી મળી છે. નંદસિંહની પલટણ એ કેવળ બદમાસોનો મેળો છે. તેમણે ફક્ત સિપાઇઓનો પોષાક ધારણ કર્યો છે એટલુંજ."

બન્નુએ કહ્યું "હજુર, ગમે તે હોય, પણ આપ આજે શિકાર કરવા ન જશો એવી મારી વિનંતિ છે; અને જો જવુંજ હોય તો સાથે દસવીસ જુવાનને લઇ જાવ. છેલ્લા બે દિવસથી નંદસિંહની જબરી ખટપટ ચાલી રહેલી છે. હજુરનું નસીબ ઘણું તેજ છે એટલે અમને આ બાતમી અગાઉથી મળી ગઇ છે." બન્નુનું બોલવું સાંભળીને દુલીન એકદમ વિચારમાં પડી ગયો. ગઈ કાલે એ જંગલમાં શિકાર કરવા ગયો હતો તે વખતે એક માણસ લપાતો છુપાતો નાસી જતો હતો તે એને યાદ આવ્યું એટલે આ ત્રણેનું બોલવું એને ખરૂં લાગ્યું. અત્યાર સુધી એને એમ લાગતું હતું કે પોતાના ઉપરના અનહદ પ્રેમને લીધે આ લોકો વધારે પડતી કાળજી રાખે છે પણ કાલની વાત એને યાદ આવી એટલે એ તરતજ સમજ્યો કે દાળમાં કાંઇ કાળું છે. જે નંદસિંહે એકવાર દુલીનને મારી નંખાવવા મારો મોકલ્યો હતો તે હવે ખરેખરો સુધરી ગયો છે એ વાત દુલીન ગમે તેવો સરળ પ્રકૃતિનો હતો છતાં હવે માની શક્યો નહિ. એ પોતાની સાથે બન્નુ અલિવર્દીખાં અને બીજા પાંચ દસ સ્વાર લઈને શિકાર

માટે નીકળી પડયો. કાલના કરતાં આજે એ ચારપાંચ ગાઉ આગળ ગયો. જ્યાં ત્યાં ડુંગર અને અરણ્યજ એની નજરે આવતું હતું. એને આવા ડુંગરાળ મુલકમાં ફરવાની ઘણી હોંશ હતી અને તેમાં આજે બન્નુ અને અલિવર્દીખાં સાથે હતા એટલે એણે લાંબી મજલ કરી. આજે શિકાર પણ સારો મળ્યો પરંતુ પાછા ફરતાં છેક સંધ્યાકાળ પડી ગઇ અને અંધારૂં થઈ ગયું. દુલીન સૌથી આગળ અને બન્નુ અને અલિવર્દીખાં વિગેરે એની પાછળ પાછળ ચાલતા હતા. એટલામાં જ વૃક્ષની આડે આડે છુપાતો એક માણસ એકદમ બહાર નીકળીને દુલીન સામો આવીને ઉભો રહ્યો અને એણે દુલીનને સલામ કરી. જો કે અંધારૂં થયું હતું છતાં આ નવીન આગંતુકને જોઇને દુલીન બોલી ઉઠયો " અરે, પહેલાં મેં તને કાંઇ દીઠો હોય એવું લાગે છે. કયાં પારૂ મેં તને જોયો હશે જો ? "

બન્નુ આગળ આવીને બોલ્યો " હજુર, એને ન ઓળખ્યો ? જ્યારે આપણે લાહોર હતા ત્યારે આંબાવાડીઆમાં હજુર પર જેણે તીર છોડયું હતું તે જહરસિંહ. "

જહરસિંહે ફરીથી વિનયપૂર્વક સલામ કરીને કહ્યું " હા હજુર હું તેજ જહરસિંહ. જેણે મને પ્રાણદાન દીધું તેના કાંઇ પણ ઉપયો-ગમાં અવાશે એમ ધારીને હું નંદસિંહની પલટણમાં જોડાયો છું. હજુર, બહુ સાવધ રહેવાની જરૂર છે. તમારૂં દરેક પગલું સાચવી સાચવીને માંડતા છાવણીમાં જજો. માર્ગમાં હજુર ઉપર સંકટ આવી પડવાનો ઘણો સંભવ છે. મુદ્દામ આટલી સૂચના કરવાજ હું આવ્યો છું. હવે હું જાઉં છું. જો હું અહીં વધારે વાર ટકીશ તો ભવિષ્યમાં મારાથી હજુરને કાંઇ મદદ નહિ થઇ શકે. " એમ બોલીને એ ઘણી ત્વરાથી ત્યાંથી ચાલ્યો ગયો. એની પાસે બીજી પણ

બાતમી મેળવવાના ઉદ્દેશથી દુલીને એને હાંક મારી પણ એટલામાં તો એ એટલે દૂર નીકળી ગયો કે એનાથી એ બુમ ન સંભળાઇ. દુલીન હજુએ સર્વથી આગળજ ચાલતો હતો, પરંતુ આટલી સૂચના મળ્યા બાદ હજુએ એને આગળ ચાલવા દેવો યોગ્ય નથી એમ ધારીને બન્નુ બોલ્યો "હજુર, આપ સર્વની વચમાં રહો એવી મારી અરજ છે. આ કાંઇ સીધી લડાઇ નથી કે આપણે શત્રુ સામે ઉભા રહીને તેને આપણું પાણી બતાવીએ. આ તો નામર્દ હીજડાઓની ઠગબાજી છે માટે આપ અમારી વચમાં રહીને જ ચાલો."

હા ના કરીને આખરે દુલીને તેમ કરવાનું કબુલ કર્યું. અલિવર્દીખાં સૌથી આગળ અને બન્નુ સૌથી પાછળ રહ્યો અને બાકીના સ્વારો દુલીનની આગળ પાછળ અને જમણી ડાબી બાજુએ ચાલવા લાગ્યા. દરેકને સારો શિકાર હાથ લાગ્યો હતો એટલે તેનો ભાર પણ ઘોડા ઉપર હતો. રસ્તો અજાણ્યો અને સાંકડો હતો. આસપાસ ઘાડ અરણ્ય હતું. જમણી બાજુએ ઉંચા ઉંચા પર્વતોની હાર આવી રહેલી હતી અને ડાબી બાજુએ સાધારણ નાની ટેકરીઓ હતી. ધીમે ધીમે અંધારૂં વધતું જતું હતું. આવા માર્ગ ઉપર ઘોડા દોડાવવાનું બની શકે એમ નહોતું એટલે દુલીન બધાની સાથે ધીમે ધીમેજ ઘોડો ચલાવતો હતો. ભાવી સંકટની સૂચના મળી ગઇ હતી એટલે દુલીન શિવાય સર્વનાં મન ચિંતાગ્રસ્ત થઇ ગયાં હતાં; પરંતુ દુલીન તો નિશ્ચિંતપણે માર્ગક્રમણ કરી રહ્યો હતો. "હું જ્યાંસુધી સન્માર્ગે ચાલું છું ત્યાં સુધી મારા ઉપર આવી પડતી આપત્તિ પ્રભુજ દૂર કરી દેશે. આવો એને પ્રભુ ઉપર વિશ્વાસ હતો એટલે એ સૌ કરતાં વધારે નચિંત હતો. આ માર્ગમાં બે નાળાં હતાં. એમાં બહુ પાણી હતું એવું કાંઇ નહિ, પણ એની પાસેના જ ડુંગર-

માંથી એમાં પાણીનો ધોધ પડતો હતો એટલે પાણીનું જોસ અહીં આગળ વધારે હતું. પહેલું નાળું તો આવી પહોંચ્યું અને તે આ લોકો ઉતરી પણ ગયા. નાળું ઉતરીને પેલે પાર ગયા એટલે એમને લાગ્યું કે ચાલો આપત્તિનું એક સ્થળ તો ઓળંગ્યું અને પાછા આગળ ચાલવા લાગ્યા. બધાએ એમ ધારતા હતા કે કાંઈ પણ સંકટ હશે તો તે બીજા નાળા આગળ જણાશે. આ બીજા નાળાની બન્ને પાળો ઘણી ઉંચી હતી એટલે અહીં દગો ફિસાદ કરવાની સારી જોગવાઇ થાય એવું હતું. પહેલું નાળું પસાર કર્યું એટલે દુલીનને નંદસિંહના દગાની વાત ધ્યાનમાં ઉતરી ગઇ; પરંતુ એણે દગાબાજીને માટે આજનો જ દિવસ નક્કી કર્યો હશે એમ એને નહોતું લાગતું. એ વિચાર કરતો હતો એટલામાં તો બીજું નાળું પણ આવી પહોંચ્યું. આ નાળું ઉંડું હતું એટલે પાણી પણ વધારે હતું. વળી સામી બાજુએ પાળ પણ ઉંચી હતી એટલે ઘોડાઓને આસ્તે આસ્તે ચઢાવવાના હતા. અહીં આવતાંજ સર્વેએ ચારે બાજુએ પોતાની દષ્ટિ દોડાવી પણ ભયસુચક કોઇ ચિન્હ એમને જણાયું નહિ. તોપણ અંધારું, જંગલ અને નાળું આ ત્રિવેણીસંગમનો શત્રુ લાભ લીધા વિના રહે જ નહિ એમ સર્વને લાગ્યું એટલે ઘણી સાવચેતી વાપરીને બધા નાળું ઉતરવાની તૈયારી કરવા લાગ્યા. અત્યારે દુલીનના મનમાં એક જુદો જ વિચાર સ્ફુરી આવ્યો અને તે એણે સર્વ સમક્ષ વ્યક્ત કર્યો. "શત્રુ બુદ્ધિવાળો છે એટલે એ પોતાનું કારસ્થાન આજ સ્થળે અજમાવશે. અંધારામાં ઘોડાનાં પગલાંનો અવાજ સાંભળીને તેને આધારે આધારે બંદુક છોડવાનું લાભદાયક જ થશે એવું કાંઇ નક્કી નહિ; એટલે નાળુ ઉતરતાં પાણીના અવાજમાં ફરક પડે તેના ઉપર લક્ષ રાખીને પણ ગોળી છોડવાનું

શત્રુ વધારે પસંદ કરે અને એમ કરવાથી શત્રુનું કાર્ય સાધ્ય થવાનો વધારે સંભવ છે. વળી શત્રુએ અજવાળામાં નાળા આગળ આવીને વિચાર પણ કરી લીધો હશે કે કઈ જગ્યા ઉપરથી મારો ચલાવાય તો ધારેલું કાર્ય પાર પડે, અને તેવી જગ્યા નક્કી કરીને તેઓ છુપાઇ પણ ગયા હશે; માટે આપણે અહીંઆં જ ઉભા રહો અને અલિવર્દી, આ રસ્તા શિવાય નીચેની બાજુએ નાળાનો ઉતાર છે કે નહિ તેની જરા તપાસ કરો તો."

દુલીનની આજ્ઞા થતાંજ અલિવર્દીએ નીચેની બાજુએ રસ્તો શોધી કાઢયો અને દુલીનની આસપાસ પુરતાં માણસો રાખીને એ બધાંની સાથે નાળું ઉતરવા લાગ્યો. સર્વના ઘોડા હોંશીઆર હતા એટલે જમીન ઉપર તો એમનાં પગલાંનો અવાજ સંભળાયો નહિ, પણ પાણીમાં પ્રવેશ કરતાંજ પાણીનો ખળ ખળ ખળ ખળ અવાજ થવો શરૂ થઇ ગયો. જંગલમાં સર્વ સ્થળે શાંતિ હતી એટલે આ અવાજ ઘણે લાંબે સંભળાતો હતો. અવાજ થવા લાગ્યો તેની સાથેજ ગુડુમ ગુડુમ એવા પાંચ પચીસ બંદુકોના બાર એક સામટા કર્ણપટ ઉપર આવી આવીને અથડાયા અને સાક્ષાત્ જાણે સંકટજ એમનાં નયન સમક્ષ આવીને ઉભું રહ્યું. બધાએ દુલીનની આજ્ઞાની રાહ જોતા હતા. દુલીને જાણી લીધું કે શત્રુએ ઘેરી લીધા છે. હવે એ લોકો બીજી વારનો બાર કરે તે પહેલાં તો નાળું ઉતરીને પેલે પાર ચાલ્યા જવું જોઇએ. એણે એકદમ કુચ કરવાનો હુકમ આપી દીધો અને તે પ્રમાણે બધા નાળું ઉતરીને પેલે પાર જઇને ઉભા. અહીંથી છાવણી અર્ધો ગાઉ દૂર હતી એટલે દીવા પણ દેખાતા હતા. અહીં દુલીને બધાને હારમાં ઉભા રાખ્યા અને કોને કોને ઇજા થઇ છે, કોઇ પાછળ રહી ગયું કે કેમ તેની એ તપાસ કરવા

લાગ્યો. તપાસમાં જણાયું કે કોઇને ઇજા તો થઈ નથી પણ રહિમ અને રમઝાન નહોતા. દુલીન તેમની તપાસ કરવા તરત જ પાછો વળ્યો પણ અલિવર્દી અને બન્નુએ એને કહ્યું "આપ છાવણીમાં પધારો, અમે એમનો શોધ કરીને આવીએ છીએ." પરંતુ પોતાના જીવને બચાવી પારકાના જીવને ભયમાં નાખવો એ દુલીનનો સ્વભાવ નહોતો એટલે એમનું ન સાંભળતાં એ પાછો ફરીને ખોવાયલા માણસોનો શોધ કરવા લાગ્યો. એટલામાં જ એક ઘોડો નાળાની પાળે ચઢીને ઉપર આવતો જણાયો. તરત જ એક જણે એ ઘોડાને પકડી લીધો. એના ઉપરના સ્વારના પગ પેંગડામાં ભરાઇ ગયા હતા અને ઉંધે મસ્તકે એ ઘોડાની સાથે સાથે ઘસડાતો હતો. એ જણે એ સ્વારના પગ પેંગડામાંથી મુક્ત કરીને એને છુટો પાડયો ત્યારે જ બધાએ એને ઓળખ્યો કે એ તો રહીમ છે, અને તે મૃત્યુ પામ્યો છે. રમઝાન પણ હવે પાસેજ હોવો જોઇએ એમ ધારીને અલિવર્દીએ રમઝાન, રમઝાન, કરીને બુમો પાડવા માંડી. એટલે પાસેથીજ રમઝાનનો મંદતાભર્યો સ્વર સંભળાયો. સર્વત્ર શાંતિ હતી એટલે રમઝાનનો ધીમો "ઓ" શબ્દ સાંભળ્યો. કેટલાક સ્વારો એની પાસે દોડી ગયા. એને જરાએ ઈજા થઇ નહોતી, પણ એના ઘોડાને ગોળી વાગતાં તે ગબડી પડયો એટલે રમઝાન એની નીચે દબાઇ ગયો. જો ઝાઝીવાર એ સ્થિતિમાં રહ્યો હોત તો કદાચ એનો પણ જીવ જાત; પણ એનું નસીબ પાધરૂં કે સ્વારો એની પાસે જઇ પહોંચ્યા. એને ઘોડાની તળેથી ખેંચી કાઢયો અને નવા ઘોડા ઉપર બેસાડયો. ઘોડા ઉપર બેસવાનીએ એનામાં શક્તિ નહોતી એટલે એક સ્વારે એને પોતાની જોડે ઘોડા ઉપર બેસાડી લીધો. આજુબાજુ બે સ્વારોએ એને પકડી રાખ્યો. પછી દુલીને રહીમના પ્રેત પાસે બે સ્વારોને રાખ્યા અને તેમને

કહ્યું કે "તમારી મદદમાં બીજા સ્વારો મોકલું છું." એમ કહીને એ બીજા સ્વારો સાથે છાવણી તરફ ચાલ્યો. રસ્તામાં બે એક ઠેકાણે વળવાનું આવ્યું પછી પાછો મોટો રસ્તો આવ્યો. એ રસ્તા ઉપર તો મસાલો સળગાવી સળગાવીને ઘણા લોકો દુલીનના સામા આવતા જણાયા. એમને સામા આવતા જોઇને દુલીન વિગેરેને વહેમ પડયો કે જરૂર નંદસિંહે છાવણીમાં પણ ફિતુર જગાડેલું હોવું જોઇએ. આથી દુલીનની આજ્ઞાની પણ રાહ ન જોતાં અલિવર્દીખાં પોતાના ઘોડાને એડી લગાવતો ક્ષણ માત્રમાં પેલા મશાલો લઇને આવતા ટોળા પાસે પહોંચી ગયો. જરા દૂરથી એણે તેમનું નિરીક્ષણ કરી લીધું અને તરતજ દુલીન પાસે પાછો આવ્યો. દુલીનના પૂછવા પહેલાંજ એ હસતો હસતો બોલી ઉઠયો. "હજુર, આ લોકો આપણાજ સૈન્યમાંના છે અને હમણાં બની ગઇ તે હોનારતથી આપ બચી ગયા છો તેથી આપને પેટ ભરીને જોવા મુકામ અહીં ચાલ્યા આવે છે. આપના ઉપરના સંકટની એમને ખબર મળી ગઇ હશે."

અલિવર્દીખાં હજુ તો પુરૂં બોલીએ નથી રહ્યો એટલામાં તો બસો ચારસો માણસો દુલીન આગળ આવીને ઉભા રહ્યા અને પૂર્ણ પ્રેમભક્તિથી દુલીન સામું જોઇને એમણે "જય, દુલીન સાહેબકી જય" એવો ઘોર જયઘોષ કરી મુકયો. દુલીનની આસપાસ મોટું ટોળું ભેગું થઇ ગયું અને જે તે દુલીનને કુર્નિસ બજાવવા લાગ્યા. અત્યારનું દશ્ય ઘણું અપૂર્વ હતું. પ્રત્યેકનાં અંતઃકરણ હર્ષથી ઉછળી રહ્યાં હતાં. એમનાં મુખ આનંદમાં દીપી રહ્યાં હતાં. જાણે કેમ દશરા અને ઇદના તહેવાર એકજ દિવસે ન આવ્યા હોય, અને હિંદુ અને મુસલમાન પરસ્પરનું વૈમનસ્ય ભૂલી એક બીજાને બંધુ-

ભાવે ભેટતા ન હોય, અથવા તો કેટલેએ વર્ષે દુલીન પોતાના દેશમાં પાછો આવ્યો તેથી જાણે એના દેશ બાંધવો એને ભેટવા એકઠા તો ન મળ્યા હોય એવો અત્યારે સર્વને ભાસ થવા લાગ્યો. વળી દુલીનની આપત્તિ દૂર થઇ અને એ સુખ રૂપ આવી પહોંચ્યો તેથી બધા જાણે પરમેશ્વરનો ઉપકાર માનવા તેની આરતી ઉતારવા ભેગા ન થયા હોય એવું પણ કેટલાકને લાગ્યું. આટલી બધી ભીડ થઇ ગયેલી જોઇને થોડી વાર તો શું કરવું તેની પણ દુલીનને સમજ પડી નહિ; પણ તરતજ એણે પોતાના માથા ઉપરની ટોપી ઉંચકીને સૈન્યના પ્રેમનો પ્રતિઉત્તર આપ્યો અને પછી છાવણીમાં વળ્યો. લશ્કર પણ દુલીનનો જયજયકાર બોલાવતું પોતાને સ્થાનકે ગયું. દુલીનના ગયા પછી અલિવર્દી, બન્નુ વિગેરેની પાસે પુષ્કળ લોકો ભેગા થઈ ગયા અને તેમને બધી હકીકત પૂછવા લાગ્યા. થોડીવારે બધું શાંત પડયું ત્યારે અલિવર્દી અને તેલંગે ભુકનને પૂછ્યું કે "અમારા આવતાં પહેલાં લશ્કરને શી રીતે ખબર પડી ગઇ?" ભુકને કહ્યું "તમને એ તો ખબર હશે કે છાવણી ઉપર દેખરેખ રાખવાનું મને ખાસ કહેવામાં આવ્યું હતું: એટલે તે પ્રમાણે હું તો આમતેમ આંટા માર્યા કરતો હતો. પરંતુ મારાં આંખ અને કાન હજુરના માર્ગમાં જ વળેલાં હતાં અને હજુર કયારે સુખરૂપે પાછા પધારે તેનુંજ ચિંતન કરતો હતો. સંધ્યાકાળ પડી અને દીવા થયા એટલે મારી ચિંતા વધવા લાગી અને મનમાં અનેક નઠારા વિચારો આવવા લાગ્યા. એટલામાં બંદુકનો અસ્પષ્ટ અવાજ મારે કાને આવ્યો. તરતજ મને થયું કે નક્કી કાંઇ દગો છે એટલે મેં મશાલો ચેતાવડાવી સો બસો આપણાં ખાસ માણસો મોકલી આપ્યાં. મને તો એમ થયું કે હુંજ ઉડીને ત્યાં જાઉં, પણ છાવણી છોડીને

જવાનું જોખમ ખેડવાનું મારા મને ન માન્યું. પ્રભુની મહત્ કૃપા કે આપત્તિ ટળી ગઇ."

ભુકનનું બોલવું સાંભળીને અલિવર્દી અને બન્નુ બન્નેનાં હૃદય ભરાઇ આવ્યાં અને ભુકનને બાથમાં ઘાલીને એ લોકો દુલીન પાસે દોડી ગયા. દુલીનને આ વાતની ખબર પડી ત્યારે એનાં નેત્ર આનંદાશ્રુથી ભરાઇ ગયાં અને ભુકનની પીઠ થાબડીને પોતાની આંગળીની વીંટી એણે ભુકનની આંગળીએ ઘાલી. આમ કરીને એણે ભુકનનું ગૌરવ વધાર્યું.

---

## પ્રકરણ ૧૭ મું — પત્તો

ઉપલું નીચ કૃત્ય નંદસિંહનુંજ હતું એવી દુલીનને સંપૂર્ણ ખાતરી થઇ ગઇ હતી; પરંતુ એણે એ કૃત્ય એટલું બધું ગુપ્ત રીતે કર્યું હતું કે પુરતા પુરાવા શિવાય એનો જવાબ લેવો એ જોખમ ભરેલું જણાયું. એટલે એણે નંદસિંહ વિરુદ્ધ જેટલો પુરાવો મળી આવે તે તમામ એકઠો કરવા માંડયો. એણે બન્નુ, ધન્નુ, અલિવર્દી અને ભુકનની સલાહ લઇને તાબડતોબ બધા લશ્કરની તેમના ઘોડા સાથે હાજરી લેવાનું નકકી કરી દીધું અને લશ્કરમાં તેમજ નંદસિંહ વિગેરે ઇતર સેનાપતિયોને બન્નુ, ધન્નુ અને ભુકનદ્વારા પોતાનો હુકમ પહોંચાડાવી દીધો. અલિવર્દી દુલીન પાસેજ હતો. એણે કહ્યું "હજુર, આપ સર્વેની હાજરી તો લેશોજ પરંતુ સાથે સાથે બીજો ઉપાય પણ કરવા જેવો છે. મારી પાસે બે જાસુસ છે તે આવા અપરાધીઓને શોધી લાવવામાં ઘણા હોશીઆર છે. ગુનેગારનું પગલું શોધીને એ ગમે ત્યાં ભરાઇ બેઠા હોય છતાંએ તેમનો અચુક શોધ કરી લાવે છે. મુલતાન બાજુએ આવા લોકો ઘણા હોય છે.

તેમાંના ખૈરાતઅલ્લી અને વયાજઅલ્લી એ બન્ને ઘણા નામીચા છે તેથી હું મુદ્દામ તેમને મારી સાથે તેડી લાવેલો છું. ”

દુલીન હર્ષથી પણ ગંભીર બનીને બોલ્યો “ હા, મેં પણ સુલતાનના જાસુસો વિષે ઘણું સાંભળ્યું છે. મને ઘણું ખરૂં ચાંદખાંએ જ વાત કરેલી. ત્યારે તો અલીવર્દીખાં, તમે અત્યારેજ એ લોકોને લઇને પેલા નાળા આગળ જાવ અને ગુનેગારની તપાસ કરવાનો આરંભ કરી દો. સાથે વધારાના સ્વાર પણ લઇ જજો. જો જો કોઇને ખબર પડવા ન દેશો; કારણ કે નંદસિંહ જાણી જશે તો એનો પત્તો અને પુરાવો નહિ લાગવા દે. મસાલેવાળા, કાંઇ ખાદ્ય સામગ્રી અને થોડું દ્રવ્ય પણ સાથે રાખજો. બે ચાર દિવસમાં તમને ગુનેગારનો પત્તો લાગે એમ હું નથી માનતો. સાત આઠ દિવસ તો સહેજ લાગી જશે. કદાચ વહેલોયે પત્તો લાગે, પરંતુ સાથે બધું સાહિત્ય રાખવું સારૂં. તમારા જાસુસને એવી તાકીદ આપજો કે ગુનેગારનો પત્તો લાગવોજ જોઇએ. કહેજો કે એમને એમની મહેનત બદલ ઇનામ પણ ઘણું સારૂં આપવામાં આવશે. જાવ ત્યારે તમે સર્વ તૈયારી કરીને જેમ બને તેમ જલદી નીકળી જાવ. ”

ગુનેગારનો પત્તો મેળવવાનો ઉત્સાહ અને બીજી બાજુએ દુલીનને છોડીને જવાથી થતો ખેદ એ પરસ્પર વિરુદ્ધ વૃત્તિઓને વશ થતો અલિવર્દીખાં દુલીનને સલામ કરીને તંબુની બહાર ચાલ્યો ગયો અને કાર્યમાં ગુંથાઇ ગયો. દુલીને તંબુની બહાર નજર કરી તો તમામ લશ્કર વ્યવસ્થાસર ઉભું રહેલું હતું અને એમની પાસે એમનાં મુખડાં નીરખવા મસાલો પણ ઝળઝળાટ બળ્યા કરતી હતી. દુલીન ઘોડા ઉપર બેઠો અને દરેક સૈનિકને બારીક દૃષ્ટિએ જોતો ચાલ્યો. એને તો નંદસિંહની જે પલટણ હતી તેનાજ સૈનિકોનું

બારીક અવલોકન કરવાનું હતું; એટલે બીજી પલટણોના સુબેદારોને માત્ર પુછવા પુરતા બે ચાર સવાલો પૂછીને લાગલોજ એ નંદસિંહ કને ગયો અને એની પલટણની હાજરી લેવા એણે નંદસિંહને હુકમ કર્યો. જાણે કશુંયે બન્યું ન હોય તેમ નંદસિંહ "હાં હજુર" કહીને પોતાની પલટણની હાજરી લેવા લાગ્યો. હાજરી લેતાં એવું જણાયું કે નંદસિંહનો જમણો હાથ મહંમદશાહ તેજ ગેરહાજર. દુલીને પૂછ્યું "આટલી રાતે એ કયાં ગયો છે?" એટલે એના ત્રણ સાથીદારો પૈકી એક જણ બોલી ઉઠયો "અમે ચારે જણા ઘોડાને માટે ચારો આણુવા જંગલમાં ગયા હતા તે વખતે મહંમદશાહનો ઘોડો જરા લંગડાવા લાગ્યો એટલે એ પાછળ રહી ગયો છે. ઘણું કરીને કલાક અડધા કલાકમાં આવી પહોંચશે." દુલીનને આથી જબરો વહેમ પડયો. એણે આ ત્રણેને ત્રણ જુદે જુદે સ્થળે રાખ્યા અને મહંમદશાહનો ઘોડો શાથી લંગડો થયો તેનો પ્રત્યેકને પૃથગ્ પૃથગ્ સવાલ પૂછયો. ત્રણેયે એક બીજાથી જુદાંજ કારણ દર્શાવ્યાં. દુલીનનો વહેમ હવે વધારે દૃઢ થયો. એણે વિશેષ તપાસ કરવી બંધ રાખી અને સૈન્યને વેરાઇ જવાનો હુકમ આપ્યો. એ તંબુમાં આવીને સ્વસ્થ ચિત્તે વિશ્રાંતિ લેવા લાગ્યો. નંદસિંહે જેવું જાણ્યું કે ઘોડો લંગડાવાનું કારણ ત્રણે જણે જુદું જુદું આપ્યું છે, તેવોજ એ દુલીન પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે "પેલા ત્રણે સ્વારો ગભરાઇ ગયેલા હોવાથી ગમે તેવું આપની રૂબરૂ બોલી ગયા છે." જાણે કશુંજ બન્યું ન હોય તેવી રીતે દુલીને પૂર્ણ શાંતિથી નંદસિંહ સાથે વાત કરવા માંડી અને મૂળ વાત ઉડાવી દઇને આડાં તેડાં ગપ્પાં મારીને એને વિદાય કર્યો. દુલીનની સાથે વાત કરવાથી નંદસિંહને તો એમજ લાગ્યું કે દુલીનને પોતાને માટે કશો વહેમ આવ્યો નથી. દુલીનના મનની નંદસિંહને થાની

ખબર પડે. એ તો દુલીન જ જાણે. નંદસિંહ તંબુની બહાર નીકળ્યો, પરંતુ બન્નુ મોહરસિંહ નામના સ્વારને લઇને તંબુમાં પેઠો એટલે નંદસિંહ પાછો તંબુમાં ગયો. બન્નુ બોલ્યો "હજુર, આ એક સ્વાર છે. એનું નામ મોહરસિંહ છે. એનો ઘોડો એના સ્થાન ઉપર નથી. ઘોડો ક્યાં છે તેનો એ જવાબ પણ આપતો નથી." દુલીને મોહરસિંહને કહ્યું "બી'શ નહિ, બોલ તારો ઘોડો ક્યાં ગયો ?" મોહરસિંહે કાંઇ જવાબ ન દીધો, એટલે નંદસિંહ બોલી ઉઠયો " સાહેબ, આ લોકોના સ્વભાવ જ એવા હોય છે. ઘોડો જતો રહેવાનું ખરૂં કારણ એણે મને કહ્યું છે." પછી મોહરસિંહ સામું જોતો એ બોલ્યો "અલ્યા, તેં મને કહ્યું હતું ને કે આજે તારો ઘોડો છાવણીમાંથી આવતાં એકાએક જમીન ઉપર પડી ગયો અને મરણ પામ્યો ? ત્યારે સાહેબને કેમ એવું કહેતો નથી. ખરૂં બોલતાં આટલો બીએ છે શાનો ?" નંદસિંહની શકગોપન શકિતથી દુલીનને ક્રોધને બદલે હસવું આવી ગયું. " નંદસિંહ, એણે જણાવેલું કારણ તમને વ્યાજબી જણાયાથી તમે એને છોડી દીધો હોય તો પછી એને શિક્ષા કરવાનું મારે કાંઇ કારણ નથી. એટલું કરજો, મહંમદશાહ જ્યારે છાવણીમાં પાછો આવે ત્યારે એને તમે મારી પાસે લઇ આવજો. તમને જો એની સાથે આવવાની ફુરસદ ન હોય તો એને એકલાને મારી પાસે મોકલજો. " નંદસિંહ " જેવો હુકમ " કહીને દુલીનને સલામ કરીને મોહરસિંહ સાથે પોતાના તંબુમાં ચાલ્યો ગયો.

થોડીવારમાં મહંમદશાહ આવી પહોંચ્યો એટલે એને બરોબર તૈયાર કરીને નંદસિંહે દુલીન પાસે મોકલ્યો. દુલીને એનો ઘોડો તપાસી જોયો તો તે બીલકુલ લંગડો જણાતો નહોતો. દુલીનને

લાગ્યું કે કાં તો એનો ઘોડો લંગડો થયેલોજ ન હોવો જોઇએ કે કાં તો એણે ઘોડો બદલેલો હોવો જોઇએ. એણે મહંમદશાહને બે ચાર સવાલ પૂછી જોયા એટલે એને ખાતરી થઇ કે આ નીચ કૃત્ય નંદસિંહેજ કરેલું અને મહંમદશાહ અને મોહરસિંહ વિગેરે એના સાથીદાર હોવા જોઇએ. આટલો પુરાવો પણ એને અધુરો જણાયો એટલે હાલ તરત તો જાણે કશુંજ બન્યું નથી એવોજ દેખાવ કરીને એ વર્તવા લાગ્યો અને વધુ પુરાવો ગુપ્ત રીતે એકઠો કરવાનો પ્રયાસ કરવા લાગ્યો. દુલીનને અલિવર્દીખાં ઉપર ઘણો વિશ્વાસ હતો. એને ખાતરી હતી કે "એના જાસુસો પાકો પત્તો મેળવી લાવ્યા વિના ઝંપીને બેસવાનાજ નથી. જો એ પુરાવો એકઠો કરી લાવશે તો નંદસિંહને યોગ્ય શાસન પણ થઇ શકશે અને એવો સજ્જડ પુરાવો પડશે તો એને શિક્ષા કરવા બદલ મહારાજા કે કોઇ બીજું પણ મારા ઉપર ગુસ્સે નહિ થાય." અલિવર્દી દુલીનની રજા લઇને ગયો તે રાતે તો પાછો ન આવી શકયો. એના આવ્યા શિવાય છાવણી ઉપાડવી એ પણ એને ઠીક ન લાગ્યું એટલે બીજે દિવસે સવારે એણે એવો હુકમ કાઢયો કે "કાલે ઈશ્વરે આપણી આપત્તિ દૂર કરી છે માટે તેનો ઉપકાર માનવા આજે રજા પાળવી અને સર્વને આજે મારા પદરના ખર્ચમાંથી હું મિષ્ટાન્ન જમાડવાનો છું." આ હુકમ છાવણીમાં પસરી જતાં સર્વને આનંદ આનંદ થઇ ગયો અને જ્યાં ત્યાં "દુલીન સાહેબકી જય" ની હર્ષ ઘોષણાઓ થવા લાગી. બપોરે ત્રણ વાગે રસોઇ તૈયાર થઈ ગઇ, બધા આનંદથી જમી ઉઠયા અને વિશ્રાંતિ લેતા સ્વસ્થપણે બેઠા. એટલામાં અલિવર્દીખાં આવી પહોં-ચ્યો અને ગુપચુપ દુલીનના તંબુમાં પેઠો. એણે દુલીનને સલામ કરી અને નંદસિંહની " લેન્સર " પલટણમાંના એક સ્વારના પટ-કામાંથી મળી આવેલો ચાંદ એણે દુલીન સમક્ષ રજુ કરી દીધો.

દુલીને આ ચાંદ લાગલોજ ઓળખ્યો. એણે અલિવર્દીને કહ્યું "આ ચાંદ નંદસિંહની "લેન્સર" પલટણનો છે. અલિવર્દીખાં, મને લાગે છે કે તમને તમારા કાર્યમાં સારો જય મળશે." અલિવર્દી વળી સલામ કરીને બોલ્યો "હજુર, યશ અપયશ તો ખુદાને હાથ છે. મનુષ્યને ભાગે તો પ્રયત્ન કરવોજ રહ્યો. પરવરદિગાર જો સત્યનો બેલી હશે તો યશ મળ્યા શિવાય રહેવાનોજ નથી. પણ હજુર, આ યશ કષ્ટસાધ્ય છે. જે બદમાસે ગઈ કાલનું અઘોર કૃત્ય કર્યું છે તે કાંઈ ઓછો ધૂર્ત નથી. એની હોશીઆરી જોઇને મારી અક્કલ પણ ગુમ થઇ ગયેલી છે. આ ચાંદ મને નાળાની પેલી બાજુએ વાંસડાનું વન છે ત્યાંથી મળી આવ્યો. એ અરણ્યમાં પગલાં પડેલાં ચોખ્ખાં જણાઇ આવેલાં છે એટલે આ પગલે પગલે શોધ કરવાથી બદમાસોનો પત્તો લાગશે એમ મને લાગે છે, પણ એમાં કેટલો યશ મળશે તે તો અલ્લાનેજ ખબર. ખૈરાતઅલી અને વયાજઅલી પણ બીલકુલે નીરાશ થયા નથી. એ કહે છે કે બદમાસો ગમે ત્યાં ગયા હશે ત્યાંથી એમને પકડી પાડીશું. અમે પેલે પગલે શોધ માંડી. એ પગલું એક જ દિશામાં જતું હતું પણ પછી બે જુદી જુદી દિશામાં એ પગલું જણાયું એટલે એક દિશામાં વયાજઅલી ગયો અને બીજી દિશામાં ખૈરાતઅલી ગયો. જે દિશામાં ખૈરાત જતો હતો તે દિશામાં ઘોડાનાં પગલાં પણ જણાતાં હતાં. આ પગલાંને આધારે અર્ધોએક ગાઉ એ ગયો હશે એટલે પેલાં પગલાં સમુળગાં દેખાતાં બંધ થયાં તેથી એને ખરેખરૂં આશ્ચર્ય થઇ ગયું. પણ હજુર, શી ખૈરાતની જીણી બુદ્ધિ ! એ તરતજ સમજી ગયો કે પગલી કાઢનારને ઉંધે માર્ગે દોરવવા બદમાસે ઘોડાના પગ બાંધીને એને પોતાને ખભે લઇ લીધેલો હોવો જોઇએ અને આગળ જતાં વળી પાછો ઘોડાને છુટો કરેલો હોવો જોઇએ. ખૈરાતનું એ ધારવું ખરૂં હતું. કેટલુંક અંતર

અમે વટાવ્યું હશે એટલે ફરીથી ઘોડાનાં પગલાં અમને જણાવા લાગ્યાં. પોતે પકડાઇ જશે એ ભયથી બદમાસોએ એવી યુક્તિ લડાવેલી કે ચાલતાં ચાલતાં જમીન ઉપર એમનાં પગલાંનાં નીશાન ન પડે. એટલે અમે વળી પાછા થોડે ગયા અને પેલાં પગલાંનું નામ નિશાને જતું રહ્યું એટલે તો અમે બહુ ગુંચવાયા. નિરાશ થઇ ગયા. મને તો એમ થઇ ગયું કે જાણે પાછા જતા રહીએ, પણ એટલામાં ઐરાત હર્ષથી ગાજી ઉઠયો "ઓ, આવ્યું લક્ષમાં. અલિવર્દી, ગુનેગાર બહુ અક્કલવાળા જણાય છે. એ લોકો અહીં સુધી આવીને ફરીથી પાછા વળેલા છે, પણ શી રીતે પાછા વળેલા છે એનું કાંઇ ધ્યાન બેસે છે ?" આશ્ચર્યમાં ગરકાવ થતો હું બોલ્યો 'ના ભાઈ, તે તો સમજાતું નથી.' એટલે એ બોલ્યો ' આ જુઓ અલિવર્દી. બદમાસોએ અહીંથી ફરી પાછા પોતાના ઘોડા ખાંધે લઇ લીધા છે અને પહેલાંનાં એમનાં જે પગલાં પડેલાં છે તેના ઉપરજ પગ મુકી મુકીને એ લોકો પાછા વળ્યા છે. હવે જરા મારી સાથે તમે પણ પાછા ચાલો.' ઐરાતની સાથે અમે પાછા વળ્યા. પાછા જતાં જતાં પુરો અડધો કલાક નહિ થયો હોય એટલામાં ઐરાત ફરીથી ઘોટાળામાં પડી ગયો અને માથું ખંજવાળતો બોલ્યો 'અલિવર્દીખાં, એ લોકો અહીં સુધી આવેલા જણાય છે. અહીંથી આગળ તો રસ્તોએ દેખાતો નથી.' મને તો આશ્ચર્ય થાય છે કે ત્યારે અહીંથી એ બદમાસો ગયા કયાં ? એ તે આકાશમાં ઉડી ગયા કે પાતાળમાં પેસી ગયા ?' અમારામાંથી કોણ એ સવાલનો જવાબ આપી શકે એમ હતું. અમે તો છાનામાના ઉભા રહ્યા અને હવે ઐરાત શું કરે છે તે જોવા લાગ્યા. એટલામાં બીજી દિશામાં ગયેલો વયાજઅલી ભગ્ન મનોરથે પાછો આવ્યો. એ આવ્યો એટલે ઐરાતને નવો ઉત્સાહ આવ્યો અને એ બન્ને જણે હવે આ કોયડાનો ઉકેલ

કાઢવા મસલત ચલાવવા માંડી. સત્વરજ એમણે અનુમાન બાંધી દીધું કે આ પગલાં નાળાના કાંઠા સુધી હોવાં જોઇએ. બદમાસોએ અહીંથી એકદમ કુદકો મારીને પાણીમાં ઝંપલાવેલું હોવું જોઇએ પણ પાણીમાં પગલાં જણાય નહિ એટલે એનો લાભ લઇને એ લોકોએ કેટલીકવાર પાણીમાંજ ચાલ્યા કરેલું હોવું જોઇએ. આ અનુમાન એમને મન વસી ગયું એટલે તરતજ એ નાળામાં ઉતરી પડયા અને બન્ને કાંઠે નજર રાખતા રાખતા ચાલવા લાગ્યા. અમે તો કાંઠે કાંઠેજ ચાલતા હતા. નાળામાં પાએક ગાઉ ચાલ્યા હશે એટલામાં ઐરાત હર્ષમાં આવી જઇને એક તાબોટો વગાડતો બોલ્યો. "પકડાયા છે, બદમાસ જવાના છે કયાં ?" એમ બોલીને એણે મને નાળાને સામે કાંઠે માણસ અને ઘોડાનાં પગલાં પડેલાં બતાવ્યાં. ત્યાં એ પગલાં ઘણાં સ્પષ્ટ ઉંડેલાં હતાં. એટલા ઉપરથી ચોખ્ખું જણાઇ આવ્યું કે એ લોકો પેલી જગ્યાએથીજ પાણીમાં કુદી પડેલા અને આટલા તેટલામાં બહાર નીકળી ગયેલા. પછીથી પગલે પગલે એ લોકો શોધ કરતા ગયા છે અને હું હજુરને ખબર આપવા અહીં આવ્યો છું. હવે આપની જેવી આજ્ઞા હોય તેમ વર્તવાનું રાખીશું."

દુલીને કહ્યું " અલિવર્દીખાં, આમાં આજ્ઞા તે શી ? જે યોગ્ય લાગે તે કરો. આપણે તો ગુનેગાર પકડવા સાથે કામ છે. અત્યાર સુધીના મામલાની હકીકત કહેવા તમે આવ્યા એ ઘણું સારૂં કર્યું. તેટલા સારૂ તો મેં આજે છાવણીનો મુકામ ઉઠાવવો બંધ રાખ્યો છે. મુકામ ન ઉઠાવવાનું કાંઇ કારણ તો જોઇએને, એટલે કાલની આપત્તિ ટળી ગઇ તેથી ઇશ્વરનો પાડ માનવા આજે રજા પાળી અને સર્વને મિષ્ટાન્ન જમાડયું. તમેયે જમી લો અને જરા વિશ્રાંતિ લઇ પછી જજો. સાથે દસ વીસ સ્વાર અને અન્ન સામગ્રી

પણ રાખજો. વળી તમારી વાટ ખરચી માટે આ સો રૂપીઆ પણ આપી મુકું છું. જરૂર પડે ત્યાં વાપરજો. ખેરાતઅલ્લી અને વયાજઅલ્લીને વારંવાર ઉત્સાહ આપ્યા કરજો અને કહેજો કે ગમે તેમ કરીને બદમાસોનો પત્તો લાગવોજ જોઇએ. ”

અલિવર્દી દુલીનને સલામ કરીને તંબુની બહાર ગયો. બન્નુ, ધન્નુ, ભુકન વિગેરે એની રાહ જોઈનેજ બેઠા હતા. મિત્રોને અલિવર્દી મળ્યો, ભેટયો. પહેલાં તો એમણે અલિવર્દીને જમવા બેસાડી દીધો. જમી રહ્યા પછી વાતો ચાલવા લાગી. કયાં સુધી વાત આવી છે તેની ધીમે ધીમે પૂછ પરછ થઇ. અલિવર્દીએ દુલીનને કહ્યું હતું તે તમામ મિત્રોને પણ કહી સંભળાવ્યું. પછી પરવારીને જોઇતી ચીજો સાથે લઇને મિત્રોની રજા લઇ કોઇ ન જાણે તેમ એ પોતાના કાર્ય માટે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૮ મું — કિલ્લો સર

અલિવર્દીના ગયા પછી દુલીને અત્યાર સુધીની ઘટનાની આલોચના કરીને મહારાજાને એક વિસ્તારથી પત્ર લખવાનો વિચાર કર્યો અને તરતજ પત્ર લખીને સ્વારની સાથે રવાના પણ કરી દીધો. એજ સ્વારની સાથે એણે એક પત્ર ફકીર અજિજુદ્દીનને અને એક પત્ર ચાંદખાંને પણ બધી હકિકત જણાવીને મોકલી આપ્યો. મહારાજા રણજીતસિંહને જે પત્ર લખ્યો હતો તેમાં વિશેષ ખુલાસો ન કરતાં ફક્ત પોતાના ઉપર આવી પડેલા સંકટનીજ હકીકત લખી હતી. પત્રો લઇને સ્વાર વિદાય થઇ ગયો; પછી મન ગમાડો કરવા દુલીને એક હાકિમસિંહ નામના સરદારને પોતાના તંબુમાં બોલાવ્યો અને તેની પાસે દીલરૂબા શીખવા લાગ્યો.

હાકિમસિંહ એક હિંદુ સરદાર હતો અને ફકીર અજિજુદ્દીને એને લશ્કરની નાની ટુકડી લઇને દુલીન સાથે મોકલ્યો હતો. એ ઉદાર, સચ્ચરિત્ર અને મિલનસાર હતો. નાના સીપાઇથી માંડીને અમીર ઉમરાવ પર્યંતનાની સાથે એ અત્યંત વિનય અને પ્રેમભાવથી વર્તતો હતો. હાજીઓ ભણનારા ઉપર એને સ્વાભાવિક રીતે કંટાળો હતો એટલે પોતાનાથી મોટા પાસે એ બોલાવ્યા વગર જતો જ નહિ. એ વ્યવસ્થા પુરઃસર રહેનારો હોવાથી ઇંગ્રેજોની લશ્કરી પદ્ધતિ એને ઘણી ગમી ગઇ હતી. એણે પોતાની ટુકડીને ગોરા સીપાઇઓ પ્રમાણે કેળવીને તૈયાર કરેલી હતી. એ ઘણો શૂર અને સાહસી હતો. એક વાર યુદ્ધમાં એ આગળ ધપતો તો પછી ગમે તે થઇ જાય તો પણ પાછો હઠતો નહિ. એ યુદ્ધકલામાં જેવો પારંગત હતો તેવો સંગીતમાં પણ ઉસ્તાદ હતો. એ જાતે ગાઇ જાણતો તેમજ દિલરૂબા વિગેરે વાદ્યો ઘણી સારી રીતે બજાવી શકતો હતો. પહેલાં તો દુલીનને એની સાથે ઝાઝો પરિચય નહોતો. પણ એક દિવસ એ બન્ને જણ સાથે ફરવા જવા નીકળ્યા. ચાલતાં ચાલતાં એ નદી કિનારે ગયા અને દુલીનને ગાવાની લહેર આવી ગઇ. એક પથરા ઉપર બેસીને એણે એક ઇંગ્લીશ ગાન લલકારવા માંડયું પણ એનો સ્વર સાંભળીને હાકિમસિંહને એકદમ હસવું આવી ગયું. એ બોલ્યો “ હજુર, આપનું પાશ્ચાત્ય સંગીત જો આવું જ હોય તો અમારા લોકોના સંગીત માટે અમે જે ગર્વ ધરાવીએ છે તે અયોગ્ય નહિજ ગણાય.”

દુલીને પાશ્ચાત્ય ગાયનકલાનો સારો અભ્યાસ કર્યો હતો એટલે એણે હાકિમસિંહને કહ્યું “બરોબર છે, તમારૂં કહેવું ખરૂં છે. તુલના કરવા બેસીયે તો આર્ય સંગીતને મારે ઉચ્ચતર કોટિમાં જ મુકવું

જોઈએ. તમારા લોકોની રાગ રાગણી સાંભળીને કેટલીકવાર મને એવું થઇ જાય છે કે જાણે હું તમારા સંગીતનો અભ્યાસ કરૂં; પણ હજુ મને એવો યોગ પ્રાપ્ત જ થયો નથી.”

હકીમસિંહે કહ્યું “ સાહેબ, આપને જો અમારૂં સંગીત શીખવું હશે તો હું ઘણી ખુશીથી મને આવડે છે તેટલું શીખવી દઇશ. ગાયન કળા તો પ્રયત્નથી આવડે છે, પણ મધુર કંઠ તો ઈશ્વરી બક્ષિસ છે. એ બક્ષિસ આપને પ્રાપ્ત થયેલી છે એટલે આપને શીખવવામાં તો મને ઓર આનંદ પડશે. મને દિલરૂબાએ વગાડતાં આવડે છે તે પણ આપને હું શિખવીશ.”

હાકિમસિંહનો બોલ દુલીને તરતજ ઝીલી લીધો અને તેજ દિવસથી સંગીત શિખવાનો એણે આરંભ કરી દીધો. થોડા દિવસમાં જ કુશાગ્રબુદ્ધિ દુલીને એ કળામાં ઘણો સારો પ્રવેશ કરી દીધો. ગાયન વાદનથી એના મનને વિશ્રાંતિ મળવા લાગી એટલે હાકિમસિંહ પ્રત્યે એનો સ્નેહભાવ વધતો ચાલ્યો. એનો અનુભવ થતો ગયો તેમ દુલીનને ખબર પડવા માંડી કે, હાકિમસિંહ બડો મુત્સદ્દી અને રાજકારણમાં પટુ છે. જેમ જેમ કોટકાંગ્રા સમીપ આવતું ગયું તેમ તેમ દુલીન અને હાકિમસિંહ વચ્ચે એ સંબંધી ઘણી વાટાઘાટ ચાલ્યા રહી હતી. હવે કોટકાંગ્રા પહોંચવાને એક જ દિવસનો રસ્તો બાકી રહ્યો હતો; એટલે દુલીને વિચાર કર્યો કે તમામ લશ્કર સાથે એકદમ કોટકાંગ્રામાં જવું તેના કરતાં પહેલાં હાકિમસિંહને કેટલાંક માણસો સાથે આગળ મોકલવો અને ત્યાંના સુબા દંડવરસિંહને પોતાના આવાગમનની ખબર આપીને પછી મુકામ ઉપાડવો. હાકિમસિંહને પણ આ વિચાર પસંદ પડયો એટલે દુલીને દંડવરસિંહ ઉપર એક માનપૂર્વક પત્ર લખીને હાકિમસિંહ

સાથે મોકલી આપ્યો. હાકિમસિંહ પત્રનો જવાબ લઇને પાછો આવે ત્યાં સુધી હતો ત્યાંને ત્યાં મુકામ રાખીને લશ્કરને પૂર્ણ વ્યવસ્થાસર કરી દેવાનો દુલીને વિચાર કર્યો. એની કુચ કરવાની પદ્ધતિ એવી ઉત્તમ હતી કે આટલી લાંબી મુસાફરી થઇ છતાં કોઇને થાક લાગેલો જણાતો નહોતો. બધાએ યોદ્ધા તાજાજ તૈયાર થઇ ગયેલા હોય એમ જણાતા હતા. લાહોરથી નીકળતાં એમનાં મુખ ઉપર જે ઉત્સાહ જણાતો હતો તે કાયમ જ હતો. તેમાં કોટકાંગ્રાની હદનાં આરોગ્યવર્ધક હવાપાણીનો ઉમેરો થયો તેથી તમામ લશ્કર દ્વિગુણિત વેગવાળું બન્યું હતું. પર્વતો ઉપર કેવી સફાઇથી ચઢવું, કેમ ઉતરવું, મારો ચલાવવાની જગ્યા કેમ શોધવી, એકદમ સૈન્યનો કોટ કેવી રીતે રચી નાંખવો વિગેરે ડુંગરાળ મુલકમાં યુદ્ધ માટે લશ્કરને જે જરૂરી શિક્ષણ જોઇએ તે તમામ શિક્ષણ હાકિમસિંહના પાછા આવતા સુધીમાં દુલીને આપી દીધું, અને આ નવી નવી કળાઓ સૈનિકો પણ પૂર્ણ ઉત્સાહથી શીખી ગયા.

હાકિમસિંહ ચાર દિવસે પાછો આવ્યો. એ દંડવરસિંહ પાસેથી પત્રનો જવાબ લાગ્યો હતો. એમાં નીચેના અર્થનો મજકુર હતો.

"કોટકાંગ્રા સંસ્થાન, સાહેબ બહાદુર સરખા દક્ષ અને શૂરવીર સેનાપતિની સંભાળ નીચે આવવાથી મને ઘણો આનંદ થાય છે; પરંતુ અત્યંત દીલગીરી સાથે લખવું પડે છે કે પરમપ્રતાપી પંજાબના સિંહ મહારાજા રણજીતસિંહનો આ સેવક ઉપર એ મતલબનો કશો હુકમ આવ્યો નથી. મને તો ઉલટી એવી આજ્ઞા છે કે મહારાજાનો કોઇ પણ સરદાર, પછી ભલેને તે સેનાપતિ હોય, અરે ખુદ એમનો પુત્ર કે એ જાતે આવે તોપણ કિલ્લાનો દરવાજો ઉઘાડવાનો નથી. હું તો મહારાજાનો દાસાનુદાસ છું. મારાથી

એમની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકેજ નહિ. વળી મહારાજાનો મારા ઉપર એક ગુપ્ત સંદેશ છે એમાં મને સ્પષ્ટ જણાવી દીધું છે કે કદાચ એ પોતે કોઇ અન્યને કોટકાંગ્રાનો કિલ્લેદાર નીમીને અહીં મોકલે, તોપણ એમનો આદેશ-પત્ર આવ્યા શિવાય કિલ્લાનું અધિકાર સૂત્ર મારે કોઇનેયે સોંપવાનું નથી; એટલે તદ્દન નાઇલાજ બનીને મારે આપને ખાસ લખવું પડયું છે, માટે મને ક્ષમા કરશો. ”

દંડવરસિંહનો પત્ર વાંચીને દુલીન કેવળ આશ્ચર્યચકિત થઇ ગયો, પણ તે એક નિમિષ માત્રજ. અન્ય ક્ષણેજ એનું આશ્ચર્ય વિલાઇ ગયું અને એની આંખમાં વીરશ્રીનું તેજ ચમકી રહ્યું. એણે વિચાર કર્યો કે પહેલાં દંડવરસિંહ સાથે રીતથી વાત કરી જોવી; જો તેમ છતાં પણ એ ન ગાંઠે તો તો નિરુપાયે તલવાર ચલાવીને પણ માર્ગ કાઢવો પડશે. એવો વિચાર કરીને એણે એક બીજો અર્થપૂર્ણ પત્ર લખી કાઢયો અને હાકિમસિંહને બસો ઘોડેસ્વારો આપીને પત્ર પહોંચાડવા દંડવરસિંહ તરફ મોકલ્યો. એને ઘોડેસ્વાર સાથે મોકલવાનો દુલીનનો એવો હેતુ હતો કે, દંડવરસિંહની દૃષ્ટિએ આ ઘોડેસ્વારો પડશે તો એના દીલમાં જરા દહેશત પેસશે. એણે લખેલા પત્રનો મજકુર નીચે પ્રમાણેના અર્થનો હતોઃ—

“ મેં ઘણાને મુખે સાંભળ્યું છે કે દંડવરસિંહ બહાદુર ઘણા અનુભવી, સુજ્ઞ અને શૌર્યસંપન્ન છે, તેમજ દરબારના એકનિષ્ઠ સેવક અને મહારાજાના અત્યંત વિશ્વાસપાત્ર સુબા છે. કોટકાંગ્રાની હદમાં હું આવ્યો છું ત્યારથી આપની ખ્યાતિ મારે કાને વારંવાર આવ્યા કરે છે અને તે ઉપરથી મારી ખાતરી થઇ છે કે તમે પ્રજા-રંજન કરવામાં ઘણા દક્ષ છો. આપનો આ સદ્દગુણ મારા મનમાં ઘર કરીને રહ્યો છે અને તેવો સદ્દગુણ કેળવવા હું પણ મથન કરી

રહ્યો છું. મહારાજાની આજ્ઞા પાળવાનો તમે જેવો આગ્રહ રાખો છો, તે પ્રમાણે હું પણ મહારાજાની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય તેવો આગ્રહ સેવું છું; એટલું જ નહિ પરંતુ મહારાજાની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવાની મેં દઢ પ્રતિજ્ઞા પણ કરેલી છે તે આપે જાણી જ હશે. એ આજ્ઞાનું પાલન કર્યા શિવાય મારે અન્ય માર્ગજ નથી. એમની આજ્ઞાનો ભંગ કરીને જો હું પાછો જાઉં તો મહારાજા મારા મુખ સામુંએ જુએ ખરા કે ? તેમજ મારાથી મારા અપમાનનું શલ્ય કેમ કરીને વેઠી શકાય ? આપ વયોવૃદ્ધ તેમજ જ્ઞાનવૃદ્ધ છો એટલે એનો વિચાર કરી જોશો.

આપને મહારાજાનો ગુપ્ત સંદેશ છે એ વાત હું માન્ય કરૂં છું; પણ એ ગુપ્ત સંદેશ આપ્યો હતો ત્યારની અને અત્યારની દરબારની સ્થિતિમાં ઘણું પરિવર્તન થઈ ગયું છે. મહારાજાને તે સમયે જે નિયમો યોગ્ય લાગેલા, તે નિયમો અત્યારના સંજોગોમાં ન હોય તોયે ચાલે એમ મહારાજાએ ધાર્યું હોય. માટે મારી તો આપને એવી વિનંતી છે કે આ બાબતનો પુખ્ત વિચાર કરીને કિલ્લો આપ મારે સ્વાધીન કરી દો અને આપનો માન મરતબો અક્ષત રાખો; નહિતો મારે બલાત્કારે કિલ્લો હસ્તગત કરવો પડશે. હું જાણું છું કે આપ ભીષ્મ જેવા ભીષ્મ યોદ્ધા છો, તેમજ આપનું સૈન્ય મારા કરતાં ઘણુંજ વધારે છે; પરંતુ આટલું ખાસ લક્ષમાં રાખજો કે મારી પાસે જે શસ્ત્રાસ્ત્રો છે તે તદ્દન નવી શોધનાં છે, તેમજ મારી યુદ્ધ–પદ્ધતિ પણ સર્વથી નિરાળી છે. આ પત્રની સાથે તમારી ખાતરી કરી આપવા એક તોપનો ગોળો પણ મોકલી આપેલો છે. આ ગોળો જમીન ઉપરથી ગમે તેટલો ઉંચે ફેંકી શકાય છે અને ધારેલે સ્થળેજ પડીને એકદમ ફુટે છે અને તેમાંથી હજારો લોહશલાકાઓ ચમ-

દૂતો પ્રમાણે બહાર નીકળીને માણસોનો સંહાર કરી નાખે છે. તમારે જો આ ગોળાની અજમાયશ કરી જોવી હોય તો હાકિમસિંહને કહેશો એટલે એ ગોળો ફેંકી બતાવશે. મારા લખવાનો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે મારી પાસે અમોઘ યુદ્ધ સામગ્રી હોવાથી મારૂં લશ્કર સંખ્યામાં નાનું છે છતાં મને જ વિજય મળશે. મને આશા છે કે આપ આપના વય અને જ્ઞાનનો ઉપયોગ કરીને યુદ્ધનો પ્રસંગ અવશ્ય ટાળશો જ. ”

આ પત્રથી દંડવરસિંહ ઉપર કાંઇજ અસર થઇ નહિ. એને કિલ્લો છોડવાની ઇચ્છાજ નહોતી, વળી એને ગુલાબસિંહની તેવી સલાહ પણ હતી. ખરી રીતે જોવા જઇએ તો દંડવર તો નામનો જ અધિકારી હતો; ખરૂં અધિકારસૂત્ર તો ગુલાબસિંહના હાથમાં હતું. પ્રજાને યુક્તિ પ્રયુક્તિથી છળીને તેનો પૈસો ઓહીયાં કરી જવો એજ માત્ર તેનો વ્યવસાય હતો. આ સર્વ કારસ્થાન એ કોટકાંગ્રાથી કેટલોએ દૂર રહ્યો રહ્યો કરતો હતો. દુલીનને કોટકાંગ્રાની કિલ્લેદારીનો હુકમ મળ્યો કે તરતજ એણે દંડવરસિંહના કાન ભંભેરવા માંડયા અને ચારસો પાંચસો સૈનિકો પણ એની મદદમાં મોકલી આપ્યા. એટલે દંડવરસિંહને મગજે ગરમી ચઢી ગઇ હતી. આખરે દુલીને અહીંથી મુકામ ઉપાડીને કિલ્લાની છેક નજીકજ છાવણી ઠોકવાનું નક્કી કરી દીધું, જેથી કિલ્લા સંબંધી તેમજ દંડવરસિંહનું કેટલું સૈન્ય છે તેનું પણ માપ મળે. આ યોજના કોઇને પણ એણે જણાવી નહિ અને એકદમ સૈન્ય સાથે એ કોટકાંગ્રાના કિલ્લા આગળ આવી પહોંચ્યો. દૂરથી જ કિલ્લાને જોઇને દુલીને જાણી લીધું કે કિલ્લો ઘણા કુશળ કારીગરોના હાથે બંધાયેલો છે અને અભેદ્ય જણાય છે. એક તો કિલ્લા આગળની જગ્યાજ અજેય જણાતી હતી. ત્રણે બાજુએ જબરી ઉંચી

દિવાલો જેવા પર્વતો આવી રહ્યા હતા. નીચે ત્રણે બાજુએ વાંકવાળી બાણગંગા નામની મોટી નદી વહેતી હતી. ચોથી બાજુએ પર્વતો તો હતા જ, પણ તે જગ્યા જરા સપાટ હોવાથી એ બાજુએથી કિલ્લામાં જવાનો રસ્તો હતો. એ રસ્તો પણ કિલ્લેદાર ધારે તે વખતે બંધ કરી શકાય એવો હતો: કારણ કે રસ્તાની સપાટી અરધા માઇલ જેટલી હતી અને એની બન્ને બાજુએ નાના નાના ડુંગરાઓની હાર આવી રહી હતી. આ બન્ને બાજુની હારો ઉપર બેસીને શત્રુઓ ગોળીબાર કરવાનું શરૂ કરી દે તો એ રસ્તા ઉપર પગ મુકવાનુંયે અશક્ય થઈ પડે. આવો માર્ગ હતો છતાં જ્યારે દુલીને જોયું કે દંડવરસિંહે આ હારો ઉપર એકે સિપાઇ મુકયો નથી, ત્યારે એને વિચાર આવ્યો કે “ કદાચ દંડવરસિંહે મને ફસાવાની બાજી પણ રચી હોય અને તેથી એનું સૈન્ય કદાચ પર્વતશ્રેણિની પેલી બાજુએ છુપાઇ રહેલું પણ હોય તો શી ખબર પડે ? માટે તેની પુરી ચોકસી કરાવીનેજ આગળ પગ મુકવો કામનો. ”

આ રસ્તો આગળ જતાં સાંકડો થતો જતો હતો અને બે દિશામાં ફંટાઇ જતો હતો. વળી પાછા એ ફાંટા કિલ્લાના બે પ્રચંડ દરવાજા આગળ મળી જતા હતા. બંને દરવાજા ઉપર બુરજો હતા અને તેના ઉપર તોપો ગોઠવી રાખેલી હતી. એ તોપોનો મારો ચાલે ત્યારે કિલ્લામાં પેસવું ઘણું દુઘટ થઇ પડે એવું હતું. કિલ્લામાં દુલીન લાવ્યો હતો તેના કરતાં ઘણું વધારે સૈન્ય હતું. વળી દંડવરસિંહે એક વરસ સુધી ખુટે નહિ એટલું અનાજ કિલ્લામાં ભરી રાખ્યું હતું. એટલે કિલ્લાને ઘેરો ઘાલીને બેસી રહેવામાં દુલીનને કશો ફાયદો જણાયો નહિ. એથી તો સૈન્ય નિરાશ થઇ જાય માટે એણે કોઇ અદ્‌ભૂત સાહસ કરી બતાવવાનો મન સાથે વિચાર કર્યો.

ક્યાં આગળ છાવણી ઠોકવી એનો એ વિચાર ચલાવવા લાગ્યો. ફરતાં ફરતાં જયંતી ગિરિ નામના પર્વત આગળની જગ્યા એને પસંદ પડી ગઇ. આ પર્વત ઉપરથી કિલ્લા ઉપર કે કિલ્લાની અંદર પણ મારો ચલાવવો હોય તો વધારે અનુકુળ થઇ પડે એવું હતું. " આ ખરી નાકાની જગ્યા છે છતાં કેમ કિલ્લેદારના લક્ષમાં નહિ આવી હોય ? કદાચ આવી હોય અને ખાસ કારણને લીધે જ એને ઉપયોગમાં ન લીધી હોય તો ? "

દુલીનની પહેલી શંકાનો એક જણે ઉત્તર આપ્યો કે આ પર્વતના એક શૃંગ ઉપર જયંતી મઠ આવેલો છે અને ત્યાં જયંતી દેવીનું દેવળ છે, એટલે અહીં મોર્ચો નાખે તો પવિત્ર સ્થાન ભ્રષ્ટ થાય; તેથી એણે અહીં મોર્ચો નહિ નાખ્યો હોય. આ ઉત્તરથી દુલીનના મનનું કાંઇ બરોબર સમાધાન ન થયું. કારણ કે એક શૃંગ ઉપર જયંતિ મઠ હતો અને બીજું શૃંગ હુમલો કરવાનું મથક જણાતું હતું. આ બન્ને શૃંગ વચ્ચે એક માઇલનું અંતર હતું. દુલીનને તો એમજ લાગ્યું કે દંડવરસિંહને એક શૃંગ ઉપરનાં જ બચાવનાં સાધન ઘણાં ઉત્તમ પ્રકારનાં જણાયાં, એટલે બીજી બાજુએ લક્ષ જ આપેલું નહિ. દુલીનનું આ ધારવું ઘણે અંશે ખરૂં હતું. એણે જયંતી ગિરિ ઉપર છાવણી નાખી દીધી અને ત્રણચાર દિવસમાં તો × મોર્ચા બાંધીને તેના ઉપર કુશળતાથી તોપો પણ ગોઠવી. સૌથી પાછળ શેલ નામના ગોળા છોડનારી તોપ ગોઠવી હતી અને તેની આગળ કુચકામી ગોળા છોડનારી તોપો ગોઠવી હતી. આવી ગોઠવણ કરવાનો દુલીનનો હેતુ જુદોજ હતો. વળી કિલ્લામાં જવાના રસ્તાની બન્ને બાજુએ જે ડુંગરાઓની હાર આવી રહી હતી, તેના ઉપર પણ દુલીને પોતાનું લશ્કર

વ્યવસ્થાપૂર્વક ગોઠવી દીધું. કદાચ કિલ્લાના દરવાજા ઉઘાડીને દંડવરનું લશ્કર છાપો મારવા બહાર આવે તો તેના પ્રતિકારરૂપે દુલીને આ યોજના કરી હતી. કિલ્લા ઉપરના તોપખાનાના મારાથી બચી શકે એવી રીતે દુલીનની છાવણી આવેલી હતી, તેથી એ જેવો નિશ્ચિંત હતો તેવી રીતે કિલ્લાના લોકો પણ નિશ્ચિંત હતા. પણ ખરી રીતે જોવા જઇએ તો દુલીનની તોપોના ગોળા તો કિલ્લામાં સહજપણે જઇ શકે તેમ હતું. દુલીનને તો કોઇ કોઇ વાર એમ પણ થઇ જતું કે " લાવને મારૂં તોપખાનું ચલાવીને એક વાર દંડવરને ચકિત તો કરી દઉં. " પણ વળી એને વિચાર આવ્યો કે " દંડવરના સીપાઇ ગમે તેટલા તોયે રણજીતસિંહના તો ખરાજકની. મારા સીપાઇઓ પણ રણજીતસિંહના છે એટલે એવી જાદવાસ્થળીથી તો કશો ફાયદો ન થતાં ઉલટા કિલ્લાના હજારો લોકો માર્યા જશે. કિલ્લો સર તો કરવો જ, પણ તે ઘણા થોડા માણસનું બળીદાન દઇને સર કરવો જોઇએ. "

સાધારણ રીતે સ્થિતિ તો બધી નિરાશાજનક જ હતી, પણ દુલીન તો નિરાશા શબ્દને ઓળખતો જ નહોતો, એટલે એનો ઉત્સાહ પાર વગરનો હતો. શત્રુ ન જાણે તેમ કિલ્લામાં પોતાનાં હજાર પાંચસો માણસ ઘાલી દેવાય તો ઘણું જલ્દીથી કામ સાધ્ય થાય, એમ દુલીન વિચારી રહ્યો હતો પણ આ કાર્ય સાધ્ય કરવું ઘણું મુશ્કેલ હતું. કારણ કે કિલ્લા ઉપર પહેરો રહેતો હતો એટલે દિવસના સમયમાં કિલ્લા પાસે જઇને તેનું નિરીક્ષણ કરવાનું બીલકુલે શકય નહોતું. દુલીને એક ઘાટ કર્યો. કોઈ ન જાણે તેમ એણે ગોસાંઇનો વેષ ધારણ કર્યો અને હાકિમસિંહને પોતાનો ચેલો બનાવ્યો. પછી બન્ને જણા જયંતી દેવીના દેવળ આગળ નીકળ્યા. એ ચાર

ઠેકાણે વાંક વળવાના હતા તે વળીને આ ગુરુ શિષ્ય બાણગંગાને કાંઠે આવ્યા અને ઘડીમાં ગંગા તરફ તો ઘડીમાં કિલ્લા તરફ નજર કરતા એ કિલ્લાની પાછળની બાજુએ ગયા. કિલ્લાનું એમણે પુરેપુરૂં નિરીક્ષણ કરી લીધું. પછી એક વૃક્ષ નીચે બેસીને દુલીન કિલ્લાની એક બાજુને બહુ ચિકિત્સક બુદ્ધિથી જોવા લાગ્યો. એ બાજુએ બાણ ગંગાનો ઉતાર હતો. ત્યાંથી ધીમે ધીમે નદી ઉતરીને એ પેલી બાજુએ ગયો, ત્યાં જોવાનું જોઈ લીધું અને પાછો આવીને પેલા ઝાડ નીચે બેઠો. દુલીને ઝોળીમાં દુરબીન આણેલું હતું તે કાઢીને એણે પોતાની આંખે લગાડયું અને તે દિશા તરફ ધારી ધારીને જોવા લાગ્યો. હાકિમસિંહ ઘડીમાં દુલીન જે દિશામાં જોઇ રહ્યો હતો ત્યાં જોતો જાય અને ઘડીમાં દુલીનના મુખ સામું જોતો જાય. એને દુલીનના ચિંતાક્રાંત મુખ ઉપર હર્ષની છટા જણાવા લાગી એટલે તો એને પણ સાનંદાશ્ચર્ય થઇ ગયું. હાકિમસિંહને આનંદમાં આવી ગયેલો જોઈને દુલીન બોલ્યો " હાકિમસિંહ, કિલ્લામાં પેસવાનો માત્ર આટલો આજ માર્ગ છે: પરંતુ આ માર્ગ માર્ગ નહિ પણ મૃત્યુની દાઢ છે અને તેથી જ દંડવરસિંહે અહીં પહેરો મુકેલો નથી. પર્વતનું શૃંગ દિવાલ માફક સીધું ને સીધું ઉંચે સુધી ગયું છે એટલે એના ઉપર ચઢવુંજ મુશ્કેલ છે. પણ બે ચાર જણાને એક વાર ઉપર ચઢાવી દેવાય તો તો પછી એક હજાર માણસને આપણે ઉપર ચઢાવી દઈએ; અને કિલ્લામાં આપણાં હજાર માણસ પેઠાં તો પછી કિલ્લાને સર કરતાં કેટલી વાર લાગવાની છે ? પણ એ માર્ગે ઉપર જવાની આશા રાખવીજ વ્યર્થ છે. છતાંએ આપણે વીર છીએ, કાયર નથી. પ્રયત્ન કરવામાં શું જાય છે ? "

હાકિમસિંહે કહ્યું "સાહેબ, આવી સીધી સપાટી જેવી દિવાલ રૂપ ્ંગ ઉપર ચડી જનારા વીરો આપણી છાવણીમાં નથી એમ ન ધારશો. પણ એવા વધારે નહિ મળી આવે. માત્ર બે ચારજ મળી આવશે. એટલે આપ એક હજાર માણસો ઉપર જવાં જોઇએ એમ કહો છો, એ તો મને શકય નથી લાગતું." દુલીન હસીને બોલ્યો "અરે એકજ વીર જો ઉપર જઇ શકે ને, તોયે બહુ છે. પછી તો એક હજાર શું પણ દસ હજાર માણસ લઇ શકાશે. ચાલો હવે છાવણીમાં જઇને એનો વિચાર કરીએ." એમ બોલીને દુલીન ઉઠયો અને હાકિમસિંહને લઇને પાછો છાવણીમાં આવી પહોંચ્યો. છાવણીમાં પાંચ દસ વીરો ઉપર દુલીનને ઘણો વિશ્વાસ હતો એટલે તેમને એકાંતમાં બોલાવીને દુલીને તેમની આગળ પોતાનો વિચાર દર્શાવ્યો અને તેમની સાથે મંત્રણા કરીને તેજ રાતે કિલ્લા ઉપર હલ્લો લઇ જવાનું એમણે નક્કી કરી લીધું. દુલીને જોત જોતામાં બધી યોજના ઘડી કાઢી અને કિલ્લાના બન્ને દરવાજા ઉપર હલ્લો લઇ જવાને એણે પોતાનું લશ્કર યોગ્ય સૂચના કરીને તૈયાર કરી દીધું.

પોતાના નાયકની યોજના અને વિચાર જાણીને લશ્કર ખરે-ખરૂં ઉત્સાહિત થઇ ગયું અને હર્ષમાં આવી જઈને મહારાજા રણ-જીતસિંહની જય, ગુરુજીકી ફતે, એવા જયઘોષ કરવા લાગ્યું. ઝપાટાબંધ મશાલો સળગવા લાગી અને ધડીમ ધડીમ કરતા તોપોના અવાજ થવા લાગ્યા. પરંતુ દુલીને આ તો ખાલી ભપકીજ કરી હતી. આ તૈયારીઓ સાંભળીને દંડવર પોતાનું તમામ બળ દરવાજા ઉપરજ એકત્રિત કરે અને બધુંએ લક્ષ ત્યાંજ રાખે એ ઉદ્દેશથીજ દુલીને આ પેંતરો કર્યો હતો. જે ગોળા ફુટતા હતા તે દરવાજાની બહારજ જઇને પડતા હતા એટલે દરવાજા ઉપર ગોઠવી રાખેલ માણસો

તો આમની ઠેકડીજ કરવા લાગ્યા. દુલીનનું લશ્કર ધીમે ધીમે આગળ વધતું હતું. આ આગળ વધવાની હીલચાલ દંડવરસિંહનો દારૂ ગોળો ખુટાડવા માટે જ કરવામાં આવી હતી. દુલીને નંદસિંહને બોલાવીને કહ્યું "જુઓ ખુબ ખબરદારી રાખજો હોં. આપણા લશ્કરને આગળ વધવા દેવાનું તો એક બાનું છે. માટે જોજો, લશ્કરને એક કદમ પણ ખરી રીતે આગળ ન ધપવા દેશો." નંદસિંહને એટલુંજ જોઇતું હતું, એટલે એ તો આ હુકમ સાંભળીને ખુશ થઇ ગયો. એને લાગ્યું કે આમ કરવાથી દુલીન કોઇ દિવસ પણ કિલ્લાનો કબજો લેવા શક્તિવાન થવાનો નથી. દુલીન નંદસિંહને પુરો ઓળખી ગયો હતો, એટલે એને અંધારામાં રાખવા માટે જ એણે એવો હુકમ આપ્યો હતો. ખરો હુકમ તો એણે પોતાના વિશ્વાસપાત્ર વીરોનેજ આપેલો હતો અને તેઓ એના હુકમનો બરાબર અમલ કરી રહ્યા હતા. આમ દંડવરસિંહ અને એનાં માણસો "આવું જ દુલીન સાહેબનું રણકૌશલ્ય કે ?" એમ બોલતા દુલીનનો ઉપહાસ કરતા ખુશ મીજાજમાં શત્રુ સૈન્ય સામું જોઇ રહ્યા હતા. પરંતુ તે સમયે કિલ્લાની પાછળની બાજુએ શી ઘટના ઘડાઇ રહી હતી તેની કોઇને ખબર નહોતી.

દુલીને પોતાના સૈન્યમાંથી એક હજાર નીવડેલા ચુનંદા સૈનિકો ચુંટી કાઢયા અને તેમને લઇને એ ભળતીજ દિશામાં ચાલ્યો ગયો. જે ખરી હકીકતથી વાકેફ નહોતા તેમને એમ લાગ્યું કે અન્ન સામગ્રી ખુટી પડી હશે તેનો બંદોબસ્ત કરવા દુલીન સાહેબ ગયા. દુલીન છાવણીમાંથી નીકળીને જંગલમાં આડે અવળે રસ્તે વળતો વળતો છેક રાતના દસ વાગ્યાના સુમારે કિલ્લાના પાછલા ભાગમાં આવી પહોંચ્યો. નદી ઉતરતા પહેલાં એણે પોતાની સાથે આણેલાં માણસને જણાવી દીધું કે "સાંભળો, એક યંત્રની માફક ગુપ ચુપ રીતે

આપણે આપણું કાર્ય સાધવાનું છે. ઘોંટો પાડીને એક અક્ષર પણ ઉચ્ચારવાનો નથી. જો કોઇ પણ તાણીથી બોલશે તો તેને તરતજ શિક્ષા કરવામાં આવશે. બીલકુલ અવાજ કર્યા વગર નદી ઉતરવાની છે. નદીની પેલી પાર ગયા પછી હું જે પર્વત બતાવું તેના ઉપર જેને સારી રીતે ચઢતાં આવડતું હોય તેણેજ ચઢવાનો પ્રયત્ન કરવો. જે પ્રથમ એના ઉપર ચઢી જઇને આ દોરડાના દાદરની દોરી મજબુત ઝાડ ઉપર બાંધી દેશે, તેને પાંચસો સોના મહોરનું ઇનામ મળશે." એમ કહીને દુલીન અને હાકિમસિંહ આગળ અને તેમની પાછળ બધું લશ્કર જરા કે અવાજ કર્યા શિવાય નદી ઉતરીને પેલી પાર જઇ પહોંચ્યા. પહેલાં તો દુલીને નદીમાંથી પુશ્કળ રેતી મંગાવી અને પેલા દીવાલ જેવા સીધા પર્વત આગળ પથરાવી દીધી. પછી પેલા ચુનંદા સૈનિકોને ઉપર ચઢવાનો હુકમ કર્યો. રેતીનો ઢગલો કરવાનું કારણ તો એટલુંજ હતું કે ચઢનાર ચુકે અને પડે તો રેતીમાં એને વાગે નહિ. ઇનામની લાલચથી અને દુલીનના માનીતા થવા દરેક જણ પર્વત ઉપર ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એકની ખાંધ ઉપર બીજો, બીજાના ખભા ઉપર ત્રીજો, એમ એક ઉપર એક ચાર પાંચ માણસો ચઢી ગયાં અને તેમ કરીને ઉપર ચઢવાનો એ પ્રયત્ન કરવા લાગ્યા. ચઢતાં ચઢતાં બે પગ મુકવા જેટલી જગ્યા મળી આવે એટલે સૌથી ઉપલો માણસ ઉભો રહે અને તેના ઉપર વળી પાછા ત્રણ ચાર જણા એકના ઉપર એક એમ ચઢી જાય. ચઢતાં પડી પણ જતા પણ મોઢામાંથી સીત્કાર સરખો કાઢતા નહોતા. આ પ્રયત્નમાં ઘણા પડયા, પણ નીચે રેતી હોવાથી કોઈને ઇજા થઇ નહિ. ઉલટા પડી પડીને પાછા ફરીથી ચઢવા લાગ્યા. અત્યારે દુલીનના અંતરની વાત દુલીનજ જાણતો હતો. આ બધા ચઢે છે તો ખરા, પણ કોઇ ઉપર જઇને દોરી બાંધવા વિજયવંત નીવડશે કે કેમ તેનીજ એને

ચિંતા લાગેલી હતી. એ આવી ચિંતાગ્રસ્ત સ્થિતિમાં હતો એટલામાં એક સિપાઈએ આવીને એને કાનમાં કહ્યું "હજુર, હાકિમસિંહ ઉપર પહોંચી ગયા અને એમણે દાદરની દોરી ઉપર બાંધી પણ દીધી." આ સાંભળીને દુલીનના આનંદની સીમાની પરિસીમા ન રહી. એણે તરતજ દોરડાની સીડીનો નીચેનો છેડો નીચે એક ઝાડ સાથે કચકચાવીને બાંધી દીધો અને સૈનિકોને તે ઉપર ચઢી જવાનો હુકમ આપી દીધો. બાર વાગ્યાની અંદર બધાએ સૈનિકો અને દુલીન સુદ્ધાંત ઉપર ચઢી ગયા. દુલીને ઉપર ચઢીને દષ્ટિ કરી તો જણાયું કે પોતાના સૈનિકો કિલ્લાના દરવાજાની બાજુએ હલ્લો કરવાની આડંબરી તૈયારી કરી રહ્યા હતા અને તેથી દંડવરનું તમામ લશ્કર તેમને ખાળવા દરવાજા આગળ જ જમા થઈ ગયેલું હતું. એટલે આ પાછલી બાજુએ પહેરો સરખોએ રાખ્યો નહોતો. દુલીનને આ અનુકુળ સંજોગ હતો. એણે પોતાનાં માણસોને વ્યવાસ્થતપણે ગોઠવી દીધાં અને ધીમે ધીમે તેમને લઇને આગળ જવા લાગ્યો. રાત અંધારી ઘોર હતી. દુલીનનું લશ્કર બહાર મિથ્યા પ્રયત્ન કરી રહ્યું છે એમ દંડવરસિંહના સૈન્યને અને એના સેનાપતિઓને લાગવાથી એ બેપીકરપણે વર્તતા હતા. સૈન્યમાં તેને લીધે શિથિલતા આવી ગઇ હતી અને મોટા અધિકારીઓ પણ "દુલીનનું લશ્કર શું ઘોળવાનું છે?" એવો વિચાર લાવીને પોતપોતાના તંબુમાં સ્વસ્થપણે નિદ્રા લેતા હતા. તોપખાના ઉપરના ગોલંદાજો અને બીજા સીપાઇઓ પણ પોતાનાં સ્થાન છોડી છોડીને ગમે ત્યાં આડા પડેલા હતા. દુલીન તો એમજ જાણતો હતો કે બુરજ ઉપરનાં માણસો ઘણાં સાવધ હશે. એણે જયંતીગિરિના એક ઉંચા વૃક્ષ ઉપર ચઢીને કિલ્લામાંનું એક સ્થળ જોઇ રાખ્યું હતું, એટલે એ સ્થળ અને બુરજ ઉપર તોપોનો મારો ચલાવવા

એણે પોતાનાં વિશ્વાસુ તોપખાનાનાં માણસોને તૈયાર કરી રાખેલાં હતાં. કિલ્લાના દરવાજા અને દુલીને વૃક્ષ ઉપરથી જોઇ રાખેલું સ્થળ એ બેની વચ્ચે દુલીનને પોતાના સૈનિકો ગોઠવવાના હતા. તે સ્થળે જવાને કાંઇ ખાસ નડતર તો જણાતું નહોતું, પરંતુ માર્ગમાં એક પહેરાવાળો હતો તેને થાપ આપીને એને આગળ વધવાનું હતું. દુલીને પોતાના સૈન્યની બે ટુકડીઓ કરી નાખી અને પહેરાનું સ્થળ આંતરી લઇને, એટલે પહેરાનું સ્થળ વચમાં આવી જાય અને બન્ને ટુકડીઓ તેની આજુબાજુ ઘણે લાંબે અંતરે રહીને કુચ કરે એમ ગોઠવણ કરી. પરંતુ એમ કરવાથી પણ પહેરાવાળાની નજર પડશે એમ જાણીને હાકિમસિંહ એકલોજ પહેલાં પેલા પહેરાવાળા પાસે ગયો અને પહેરાવાળો એને પૂછે તે પહેલાં એણેજ એને દમ ભીડાવીને કહ્યું "કોણ છેરે પહેરા ઉપર ? હોશીઆર રહો, સવારે બીજો માણસ તમને છોડાવા આવે તે પહેલાં આ સ્થળેથી જરાએ ખસશો નહિ." હાકિમસિંહનો હુકમ સાંભળીને પહેરાવાળો આંખો ચોળતો ચોળતો "જો હુકમ સરકાર" બોલીને પાછો પહેરો ભરવા લાગ્યો. પહેરાવાળાએ જાણ્યું કે કહી ગયો તે એનો ઉપરીજ હશે. દુલીને આ પ્રમાણે એ પહેરો વટાવ્યો અને પોતે જોઈ રાખેલે સ્થળે એ આવી પહોંચ્યો એટલે એણે દારૂનાં ભરેલાં ત્રણ બાણ સળગાવી આકાશમાં છોડી દીધાં. આ સાંકેતિક બાણનો પ્રકાશ દુલીનના યાંતિક તોપખાનાવાળાની નજરે પડયો કે તરતજ એમણે તોપખાનું ખરેખરૂં જગવી દીધું અને દુલીને જણાવી રાખેલા બન્ને સ્થળે એમણે ધમધમધમ કરતા ગોળા સ્ફૂર્તિથી છોડવા માંડયા. ગોળાનો ભયંકર મારો ચાલી રહ્યો. બન્ને દરવાજાના બુરજ ઉપર અને દુલીન જે સ્થળે પોતાનાં માણસોને લઇને કિલ્લામાં ઉભો હતો તેના પાછલા ભાગમાં શેલના ગોળા આવી આવીને પડવા લાગ્યા. એટલે આખો

કિલ્લો જાણે કંપી ઉઠયો અને દંડવરનું લશ્કર તો આવા અચાનક મારાથી ગભરાઇજ ગયું. દરવાજા ઉપર દસ વીસ ગોળા પડવાથી ત્યાંના ગોલંદાજો રામશરણ થઇ ગયા એટલે એ તોપખાનું નકામા જેવું થઈ પડયું. દંડવરનું તોપખાનું અવાજ કરતું બંધ પડયું એટલે તરતજ બહારનું દુલીનનું સૈન્ય એમને મળેલા ગુપ્ત સંદેશા પ્રમાણે નંદસિંહને ન ગાંઠતાં ઠેઠ કિલ્લાના દરવાજા સુધી જઇ પહોંચ્યું. દુલીને બીજો સંકેત કરીને બુરજ ઉપર થતો તોપનો મારો અટકાવ્યો. પછી પોતાનાં માણસો લઇને એ દરવાજાઓ તરફ વળ્યો, અને થોડી ઝપાઝપી અને રક્તપાતને અંતે બન્ને દરવાજાનાં બારણાં અંદરથી ખોલી નાખવા શક્તિમાન થયો. દરવાજા ખુલ્યા એટલે તો પૂછવુંજ શું ? ત્યાં આગળ આવી પહોંચેલું દુલીનનું લશ્કર એકદમ કિલ્લામાં પેસી ગયું અને "મહારાજા રણજીતસિંહની જય, દુલીન સાહેબની જય, ગુરુજી કી ફત્તે "ની હર્ષભરી ચીચીઆ-રીઓ પાડવા લાગ્યું. બધુંએ સૈન્ય કિલ્લામાં આવી ગયું એટલે દુલીને તેમને પહેલી સૂચના તો લૂંટ કે દંગો બીલકુલે ન થાય તે વિષેની આપી દીધી; પછી શાંતિસૂચક વાવટો લઇને અને એક પત્ર આપીને હાકિમસિંહને એણે દંડવરસિંહ પાસે મોકલ્યો.

અભેદ્ય ગણાતો પ્રસિદ્ધ કિલ્લો દુલીને પોતાના એક હજાર ચુનંદા સૈનિકોને લઇને સર કરી દીધો અને અંદરથી દરવાજાનાં બારણાં ઉઘાડી નાખી પોતાના તમામ લશ્કરને કિલ્લામાં દાખલ કરી દીધું એ હકીકત સાંભળીને વૃદ્ધ દંડવરસિંહ મનના સંતાપથી ગાંડા સરખો થઇ ગયો. પહેરાવાળાઓ ઉપર એ ઘણો ચીડવાયો અને અધિકા-રીઓને પણ એણે ખરેખરા ઉધડા લીધા. જેણે "કિલ્લો નહિ સ્વાધીન થાય" એવા અભિમાનભર્યા બોલ કહાવ્યા હતા, તેનું અભિમાન

દુલીને ધુળવત્ કરી નાંખેલું જોઇને દંડવર તો ઓઠ પીસવા લાગ્યો. એણે હવે હુકમ ઉપર હુકમ છોડવા માંડયા, તાબડતોબ બધું સૈન્ય તૈયાર કરાવી દીધું અને દુલીન ઉપર હુમલો કરવાની આજ્ઞા પણ આપી દીધી; પરંતુ દુલીનના તોપખાનાનો મારો એવો ભયંકર રીતે ચાલી રહ્યો હતો કે દંડવરનું સૈન્ય એ ગોળાની હદમાં એક પગલું પણ મુકવાની હિંમત કરી શકયું નહિ. દંડવર આવી વસ્તુ-સ્થિતિ જોઇને નિરાશ થઈ ગયો, વિવેકશૂન્ય બની ગયો. એટલામાં તો હાકિમસિંહ દંડવરસિંહની પાસે આવીને ઉપસ્થિત થઇ ગયો. એને પ્રણામ કરીને એના હાથમાં એણે દુલીનનો પત્ર મુકયો. પત્ર લેતાં લેતાં દંડવર લાલ ફ્ટારેલે ડોળે હાકિમસિંહના સામું જોવા લાગ્યો. એને તો એમજ થયું કે દુલીનના પહેલાં આનેજ આખોને આખો ગળી જાઉં; પણ હાકિમસિંહનો વિનય જોઇને અને એનું મીઠાશવાળું ભાષણ સાંભળીને દંડવરનો સંતાપ કાંઇક કમી થયો, અને યુદ્ધનીતિ વિરુદ્ધ વર્તન કરવું યોગ્ય નહિ એવો વિચાર આવવાથી એણે હકિમસિંહને યોગ્ય આદર કરીને બેસાડયો અને ધ્રુજતા હાથે પેલો પત્ર ફોડીને દીવાના પ્રકાશમાં વાંચવા લાગ્યો.

" મહારાજ દંડવરસિંહ બહાદુર જોગ,

હું કિલ્લામાં યુકિત કરીને પેસી ગયો છું એ જાણીને આપને ઘણો ક્રોધ ચઢી ગયો હશે, પરંતુ એમાં મારો કાંઇ દોષ નથી જાણી મને ક્ષમા કરશો એવી આશા છે. જેવા આપ દરબારના નોકર છો તેવો હું પણ દરબારનોજ નોકર છું. આપણા બન્ને પાસે જે સૈનિકો છે તે પણ મહારાજા રણજીતસિંહનાજ છે. અત્યાર સુધી જે રકત-પાત થયો છે તે તો થઇજ ગયો, પરંતુ હવે જે રકતપાત થશે તેના પ્રત્યેક બિંદુ બદલ તમેજ જવાબદાર ગણાશો એ લક્ષમાં રાખજો.

આપસઆપસમાં જાદવાસ્થળી કરીને મહારાજાના સૈન્યબળને કમી ન કરશો. હું કાંઇ મારે માટે કિલ્લાનો કબ્જો માગતો નથી. હું તો રાજાની આજ્ઞાનુસાર કિલ્લાનો સંરક્ષક છું. દરબારની આજ્ઞા અમાન્ય કરીને બેઅદબી જણાવવી એ અત્યંત અનુચિત કહેવાય, એ વાત આપના જેવા વૃદ્ધ અને અનુભવીને સમજાવવી પડે એમ નથી. આપની કીર્તિ લોકોમાં કાયમ રહે એવી મારી ઇચ્છા છે અને તેથીજ આપની સાથે મારૂં વર્તન આવા પ્રકારનું છે. આપને યોગ્ય સૂચના મેં આપી છે. એ સૂચના આપ જો આપના દુર્દૈવને પરિણામે નહિ માન્ય કરો, તો ઇશ્વર મને જેવી બુદ્ધિ આપશે તે પ્રમાણે હું વર્તીશ. ”

પત્ર વાંચ્યા પછી દંડવરસિંહનો સંતાપ ઘણોજ ઓછો થઇ ગયો અને દુલીનના સાહસ અને શૌર્યનો વિચાર કરીને એની સાથે શત્રુતા તજી દઈ મિત્રભાવ રાખવોજ સારો એવો એને વિચાર આવ્યો. જેણે અલ્પ કાળમાં પોતાની યુદ્ધકળાનો ચમત્કાર બતાવી કિલ્લામાં પ્રવેશ કર્યો, તેની સાથે યુદ્ધ કરીને જય મેળવાય તો સારૂ, નહિ તો જગતમાં કોઇને મોઢું બતાવવાનુંને નહિ રહે; માટે જ્યાં સુધી દુલીનની હજુ મીઠી નજર છે ત્યાં સુધીમાં આબરૂભેર કિલ્લાને છોડી ચાલ્યા જવું એજ વધારે સારૂં છે. ” આવો વિચાર કરીને એણે દુલીનની મુલાકાત લેવાનું નક્કી કર્યું અને હાકિમસિંહને પોતાનો તેવો વિચાર જણાવીને એ દુલીનની મુલાકાત લેવા ગયો. દુલીને દંડવરનો ઘણી સારી રીતનો સત્કાર કર્યો અને તેને પોતાની જોડેજ બેસાડયો. એનો આવો વિવેક અને વિનય જોઇને દંડવરનું મન પ્રસન્નતા પામી ગયું અને એણે દુલીનની બાહોશીનાં ઘણાં વખાણ કર્યાં. એટલામાંજ એક સ્વારે આવીને દુલીનને ખબર આપી કે દરવાજા

બહાર લાહોરથી એક સ્વાર આવ્યો છે, તેણે દંડવરસિંહ બહાદુરના નામનો એક કાગળ આણેલો છે.

દુલીને તેને તાબડતોબ અંદર બોલાવી લાવવાનો હુકમ કર્યો એટલે પેલો સ્વાર દુલીન અને દંડવરસિંહ પાસે આવીને સલામ કરીને ઉભો રહ્યો. આ બન્નેને ખાતરી થઇ કે લાહોરથી એ ઘણી ઉતાવળ કરીને અહીં આવેલો છે. જેમ બને તેમ જલદી કોટકાંગ્રા પહોંચી જવાને એને મહારાજાએ આજ્ઞા કરી હતી. દુલીનને લાહોર છોડે સાત આઠ દિવસ થયા હતા એટલામાં ફકીરજી અને મહારાજ બન્નેને યાદ આવ્યું કે " જે સમયે દંડવરસિંહને કોટકાંગ્રાની કિલ્લેદારી આપવામાં આવી તે વખતે કિલ્લો કોઇને પણ સ્વાધીન ન થવા દેવો એવો એને ગુપ્ત સંદેશ આપેલો છે. એટલે એ કિલ્લો દુલીનને સ્વાધીન નહિ કરે, તેમ દુલીન પણ બીજા હુકમની રાહ જોઇને સ્વસ્થ બેસી રહે એમ નથી. એટલે જો દંડવરસિંહ ઉપર રીતસરનો હુકમ નહિ મોકલીએ તો બન્ને વચ્ચે જબરૂં યુદ્ધ જામશે. " આવો વિચાર કરીને ફકીરજીએ કિલ્લો દુલીનને સ્વાધીન કરી દેવાનો હુકમ લખી કાઢયો અને રણજીતસિંહની મોહર લઇને એક ઘોડેસ્વાર સાથે મોકલી આપ્યો. પણ અહીં તો એ હુકમ આવી પહોંચ્યો તે પહેલાં દુલીને કાર્ય સાધી લીધું હતું. સ્વારે આપેલો પત્ર વાંચીને દંડવર-સિંહે દુલીનને કહ્યું " કિલ્લો આપને સ્વાધીન કરી દેવા સંબંધમાં મહારાજાનો પત્ર આવ્યો છે. રાજ આજ્ઞા મારે શિરોધાર્ય છે. પત્ર વખતસર આવ્યો એટલો મહારાજાનો ઉપકાર માનજો, નહિ તો તમે બળજોરી કરી કિલ્લામાં પેસી ગયા એટલે દુર્ગમાં હું તમારો પરાભવ કર્યા વિના ન રહેત. મારે કિલ્લાની બહાર નીકળવાનો પ્રસંગ આવ્યો હોત તો સૈન્ય એકઠું કરીને હું કિલ્લાને ઘેરો ઘાલી દેત; પરંતુ

મહારાજાના પત્રે તેવો પ્રસંગ ટાળી નાખ્યો એ ઘણું સારૂં થયું. આપ હવે મને રજા આપો અને આપનો અધિકાર સંભાળી લો. ”

દંડવરસિંહે દુલીનને જેવાં ઉપલાં વચનો સંભળાવી દીધાં, તેવાંજ એના અંતરને દઝાડી મુકે એવાં વચનો દંડવરને સંભળાવવાનો દુલીનને સ્વાભાવિક જ વિચાર થઇ આવ્યો; એટલે એ બોલ્યો “ આ પત્ર હજુ ચાર પાંચ દિવસ મોડો આવ્યો હોત તો ઘણું સારૂં થાત. આપ કેવી રીતે દુર્ગનું રક્ષણ કરતા હતા એ તો મારા લક્ષમાં ખરેખરૂં આવી ગયું. જો આપને યુદ્ધ કરવાનો કે ઘેરો ઘાલવાનો પ્રસંગ મળ્યો હોત તો આપના જેવા વૃદ્ધ અને અનુભવી યોદ્ધા પાસેથી મને ઘણું શીખવાનું મળત, પણ શું કરીએ. મારૂં એવું સદ્‌ભાગ્ય નહિ હોય. ”

દુલીનના આ શબ્દો સાંભળીને ત્યાં બેઠેલા બધાએ પેટ પકડીને હસવા લાગ્યા. દુલીનના માર્મિક વેણુ અને બીજાઓના ચેષ્ટા–હાસ્યથી દંડવરસિંહ તો બળીને ખાખ થઈ ગયો, પણ કરે શું? એ થોડીવાર શાંતિથી બેસી રહ્યો, પણ એનું મુખ એવું મ્લાન અને નિસ્તેજ થઇ ગયું હતું કે દુલીનને એની દયા આવી ગઇ અને પોતે કશું ન બોલ્યો હોત તો સારૂં એમ એને થઇ ગયું. એક તો દંડવર વૃદ્ધ, તેમાં એનો આવો પરાભવ થયો અને ત્રીજું મહારાજાએ કિલ્લો છોડી જવાનો એને હુકમ કર્યો; આવી સ્થિતિમાં એના મનને દાઝયા ઉપર ડામ દીધો એ દુલીનને ઉચિત ન લાગ્યું. તેથી પસ્તાવો કરતો એ બોલ્યો “ બોલતાં બોલતાં મારી ભૂલ થયેલી છે માટે ક્ષમા કરજો. આપ સુજ્ઞ અને અનુભવી છો. ઘણીએ વાર મનુષ્યથી પોતાની ઇચ્છા વિરુદ્ધનાં કાર્ય થઇ જાય છે એ આપને જ્ઞાત જ હશે. બોલવાના આવેગમાં મારાથી વધારે પડતું બોલાઈ ગયું છે,

તેમાં આપનું અપમાન કરવાનો મારો બીલકુલે હેતુ નહોતો, તેમ ઇચ્છાએ નહોતી. મારા જુવાનીના ઉચ્છૃંખલવેડામાં મારા મુખમાંથી અઘટિત શબ્દો નીકળી ગયા છે તેને માટે આપની હું ક્ષમા માગું છું. હું યુવાન છું, આપ વૃદ્ધ છો, એટલે હું ક્ષમાને પાત્ર છું. આપ ક્ષમા આપવા યોગ્ય છો. મેં સાંભળ્યું છે કે આપ ઉદાર અને બહોળા મનના છો. આપ મારા બોલ ભૂલી જશો એવી મને આશા છે. ”

દુલીનની આ ક્ષમા–પ્રાર્થના અંતઃકરણપૂર્વકની હતી એ દંડવરસિંહને સમજતાં વાર ન લાગી. વિજયમદની ધૂન દુલીનમાં બીલકુલે નહોતી. એ તો પહેલેથીજ વિવેક અને ન્યાય વાપરીને વર્ત્યો હતો એ દંડવરસિંહ ભૂલી નહોતો ગયો. એટલે પ્રસન્નચિત્ત થઇને એ બોલ્યો “ આપના બોલવાથી મને બીલકુલે ખોટું લાગ્યું નથી. ” એમ કહીને દુલીનનો પરિતાપ દૂર કરવા એ મથન કરવા લાગ્યો. બન્ને જણુ મિત્ર બની ગયા અને સવાર થતા સુધી એમણે પુષ્કળ વાતો કરી. ખરેખરૂં સવાર થઇ ગયું એટલે દંડવર જાતે દુલીનને કિલ્લાના મોટા મહેલમાં લઇ ગયો અને ત્યાંના વહીવટ પ્રમાણે એણે દુલીનને કિલ્લાની કુંચીઓ સોંપી દીધી. પછી એ પોતાનું સૈન્ય લઇને કિલ્લાની બહાર જવા લાગ્યો પરંતુ દુલીને એને તે દિવસે તો નજ જવા દીધો અને પાંચ ૭ દિવસ વધારે રહેવાનો એણે એને આગ્રહ કર્યો. પણ દંડવરે તે વાત ન માની અને મહા પરાણે એક દિવસ રહેવાનું કબુલ કર્યું. એ દિવસે દુલીને કિલ્લામાં મોટો ઉત્સવ ઉજવ્યો. દંડવરસિંહ અને તેના સૈન્યને એણે મીજબાની આપી અને એનું માન વધાર્યું. વળી એના જે સૈનિકો જખમી થયા હતા તેમને ઔષધોપચાર કરવાની પણ વ્યવસ્થા કરી દીધી. દુલીનનો

આવો સરળ અને ઉદાર સ્વભાવ જોઈને દંડવરના ઘણા સૈનિકો તો એની સાથે પાછા ન જતાં દુલીનનીજ નોકરીમાં રહી પડયા. તે દિવસે દંડવરે દુલીનને કિલ્લાનાં મર્મસ્થાનો બતાવી દીધાં અને તે ઉપરાંત કોટકાંગ્રા વિષે ઘણી મહત્ત્વની માહિતી પણ આપી દીધી. બીજે દિવસે દંડવરને વિદાય દેવા દુલીન ઘણે દૂર સુધી ગયો. જતાં જતાં દંડવરે પૂર્ણ પ્રેમભાવથી દુલીનને દઢાલિંગન કર્યું અને એને આશીર્વાદ આપીને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૯ મું — દુલીનની દક્ષતા

જે દિવસે સવારમાં લાહોરથી એક સ્વારે આવીને દંડવરને મહારાજાનો હુકમ આપ્યો, તેજ દિવસે બપોરે લાહોરથી બીજો સ્વાર આવ્યો હતો અને તે રાજા ધ્યાનસિંહ તરફથી એક દુલીન ઉપરનો અને એક દંડવર ઉપરનો એમ બે પત્રો લાવ્યો હતો. તેજ દિવસે સાંઝે વળી ત્રીજો સ્વાર આવ્યો અને તે ચાંદખાંનો પત્ર લાવ્યો હતો. એ દિવસે દંડવર દુલીનનો અતિથી થઇને કિલ્લામાં રહ્યો હતો એ તો વાંચકવૃંદ જાણે છે. ધ્યાનસિંહે મોકલેલા પત્રોમાં શું લખ્યું હતું તે જાણવાની સર્વને ઇચ્છા હશે, પરંતુ આપણે ચાંદખાંનો જ પત્ર વાંચીશું તો આપણને ધ્યાનસિંહના પત્રની પણ ખબર પડી જશે. એમાંનો મુખ્ય મજકુર નીચેની મતલબનો હતો.

“ આપ જે દિવસે લાહોરથી નીકળ્યા તે દિવસ લાહોર કદીએ ભૂલી જશે નહિ એમ લાગે છે. જેમ તેજોમય સૂર્યનારાયણ પશ્ચિમમાં વળે છે ત્યારે બધે અંધારૂં થઇ જાય છે તેમ આપે લાહોર છોડયું એટલે સર્વત્ર ઉદાસીનતા વ્યાપી રહેલી છે. મહારાજા તેમજ આપને વિદાય કરવા એકત્ર થયેલા અન્ય લોકોના મુખ ઉપર આપને

વિદાય દેતી વળાએ કેવી વિષાદની છાયા છવાઇ રહેલી હતી તેનો તો આપે પ્રત્યક્ષજ અનુભવ કર્યો હતો. તે દિવસે દરબાર બીલકુલે શોભતો નહોતો. મહારાજાએ પોતે કહ્યું કે "આજે દરબારમાં તેજ નથી." એમ કહીને એ તે દિવસે દરબારમાંથી વહેલા ઉઠી ગયા એટલે તે દિવસે દરબારમાં કશુંયે કામકાજ થયું નથી.

કાલ–નિયમાનુસાર આવું ઔદાસીન્ય એક બે દિવસ રહીને ઓછું થઇ ગયું અને આપનો વિરુદ્ધ પક્ષ મહારાજાના કાન પ્રસંગે પ્રસંગે ભંભેરવા લાગ્યો. હજુએ એ પ્રયત્ન ચાલુજ છે અને ભવિષ્યમાં પણ ચાલુજ રહેશે એ સ્પષ્ટ છે. પરંતુ મહારાજ ઘણા ગંભીર મનના છે. એ કોઇનાયે બોલવા ઉપર લક્ષ આપતા નથી. આપની નિંદા શરૂ થાય એટલે હસતાં કે ક્રોધમાં આવી જઇને તે દબાવી દે છે. મહારાજાને મનુષ્યની પરખ ઘણી ઉત્તમ છે. આપને એ ઘણી સારી રીતે ઓળખી ગયા છે, અને આપને માટે એમના મનમાં જે આદર ઉત્પન્ન થયો છે તે કોઈ પણ પ્રયત્ને નષ્ટ થાય તેવું નથી. બીજી એ વાત છે કે જેમ આપનો વિરુદ્ધ પક્ષ એક બાજુએ આપની વિરુદ્ધ બોલે છે, એમ બીજી બાજુએ આપની પ્રશંસાના ઉદ્ગાર પણ મહારાજાને કાને પડે છે અને હમેશ પડશે. આપનું સૈન્ય માર્ગમાં વિલક્ષણ વ્યવસ્થાથી કુચ કરતું જાય છે અને એ સૈન્યે પ્રજાને બીલકુલે ત્રાસ આપ્યો નથી એ વાત મહારાજાને કાને આવી પહોંચેલી છે. આપના સૈન્યની વ્યવસ્થા, રૂઆબ અને કવાયત જોઇને આપનાથી સર્વ થથરે છે; પરંતુ આપના પ્રત્યે તેમની ભક્તિ વધતી જાય છે એવા પણ વર્તમાન અહીં આવેલા છે. માર્ગમાં આપનું સૈન્ય અનેક ગામમાં, ખેતરોમાં અને બાગોમાં થઇને ગયેલું છે, પરંતુ તેમણે કોઇને કશોયે ઉપદ્રવ કર્યો નથી અને એક કોડીનુંયે

કોઇનું નુકસાન કર્યું નથી એ વર્તમાન તો અત્રે નવાઇ રૂપે વધાવી લેવામાં આવ્યો છે, અને એથી તો હજુરની બધે વાહવા બોલાય છે. વળી રસ્તા ઉપરજ જે ખેતરો આવેલાં હોય તેને તો અજાણતાં પણ નુકસાન થવાનો સંભવ ખરો, અને તેવું નુકસાન થયેલું ત્યાં ત્યાં હજુરે તે ખેતરના માલીકને નુકસાન ભરી આપેલું છે એ સાંભળીને તો મહારાજાએ પણ પહોંચા કરડયા. કોટકાંગ્રા તરફથી આવેલા એક શ્રીમાન્ ગૃહસ્થે આ બધી હકીકત દરબારમાં નિવેદન કરી એટલે મહારાજાનો સંતોષ અકલ્પનીય થઇ ગયો અને રાજા ધ્યાનસિંહને ઉદ્દેશીને એ બોલ્યા "રાજાજી, દુલીન સાહેબ જબરા કાર્યદક્ષ અને સચ્ચરિત્ર લાગે છે. મારી સ્વારી જ્યારે નીકળે છે ત્યારે પણ જે લશ્કર ઉચ્છૃંખલપણું કરવાનું છોડતું નથી, તેજ લશ્કર દુલીન સાહેબનો દરેક હુકમ વગર બોલે માથે ચઢાવે છે, ત્યારે એ ઉપરથી સાહેબ કેવા કર્તૃત્વવાન છે તે લક્ષમાં આવે છે. ખરેખર, કોટકાંગ્રાની કિલ્લેદારી યોગ્ય માણસના હાથમાં આપલ છે." મહારાજાનાં આવાં વણ સાંભળીને વિરુદ્ધ પક્ષ તો ચુપ જ થઇ ગયો. આપના પક્ષને આ સાંભળીને જે આનંદ થયો તે કથ્યો જાય એમ નથી. આપના ઉપર આવી પડેલી આપત્તિની ખબર પણ દરબારમાં આવી ચુકેલી છે. ત્યાર પછી આપ હજુરનો પણ પત્ર આવ્યો છે. વિરુદ્ધ પક્ષે આ ઘટનાની ચર્ચા કરવા માંડી છે. એ તો એવું કહે છે કે આપના ઉપર એવો પ્રસંગ ગુજર્યોજ નથી. એ તો પ્રતિષ્ઠિત જનોની ઉજ્વળ કીર્તિને કલંક લગાડવા અને પોતાની આત્મપ્રતિષ્ઠા વધારવા આપેજ આવી હકીકત ઉપજાવી કાઢી ખોટી ખબર ફેલાવી છે. મહારાજાએ એ વિષયમાં હજુ પોતાનો મત આપ્યોજ નથી. મારૂં એવું માનવું છે કે મહારાજાને હજુરે લખેલી હકીકતજ ખરી લાગે છે અને તેથીજ એમણે એ વિષયમાં મૌન ધારણ કરેલું છે. હજુ-રની સ્વારી જેમજેમ કોટકાંગ્રાની નજીક જતી ગઈ, તેમ તેમ અહીં તો

એવી વાતો ઉડવા લાગી કે દંડવરસિંહ હજુરને કોટકાંગ્રા સ્વાધીન કરવાનોજ નથી; અને હજુર ગમે તે કરશે તોયે અપયશનો પોટલો બાંધ્યા શિવાય કશોએ લાભ મેળવી શકવાના નથી, અને છેવટે હતાશ અને હતબુદ્ધ થઇને હજુર લાહોર પાછા આવીને દરબાર આગળ પોતાનાં રોદણાં રડવાના છે. વિગેરે અર્થની વાતો વિરુદ્ધમાં ચાલી રહી અને તે મહારાજાના કાન સુધી પહોંચી ગઇ એ પણ યોગ્યજ થયું. એથી મહારાજાના કાન જાગૃત થયા. એમણે દંડવરસિંહને કિલ્લાના સંબંધમાં પહેલાં જે હુકમ આપ્યો હતો તેનું એમને સ્મરણ થઇ આવ્યું એટલે હુકમ રદ કર્યો છે એવું એમણે ફકિરજી પાસે પાછું લખાવ્યું છે. મારો આ પત્ર પહોંચતા પહેલાંજ રાજદૂત કોટ-કાંગ્રામાં એ હુકમ લઇને આવી પહોંચેલો હશે. હજુરના માર્ગમાં ધ્યાનસિંહનો ભાઇ ગુલાબસિંહ કંટક રૂપે પડેલો છે એ મહારાજાને તે વખતેજ માલમ પડયું અને તેનો બંદોબસ્ત કરવા માટે એમણે એક જુદીજ તરકીબ લઢાવી. મહારાજા જાણતા હતા કે ગુલાબસિંહ પોતાના હુકમનો ભંગ કરીને હજુરને નિષ્કારણ ત્રાસ આપવાનો પ્રયત્ન કરશેજ. તેથી એમણે રાજા ધ્યાનસિંહને કહ્યું "રાજાજી, ઘણ-ણાંની તમારી જાગીર મેં કેટલાએ દિવસ થયાં દીઠી નથી. કાલેજ તમારો મેમાન થઇને હું ત્યાં જવા વિચાર કરૂં છું, માટે તમે બધી તૈયારી કરી રાખો. હું મારૂં ખાસ સૈન્ય પણ સાથે રાખવાનો છું." મહારાજાની એ આજ્ઞા સાંભળીને ધ્યાનસિંહ ચકિત થઈ ગયા અને એમના મુખ ઉપર ચિંતાની છટા આવી વસી. એમાં ભયનો પણ અંશ હતો. પણ એ અંશ ધારી ધારીને જોનારનેજ માલમ પડે. રાજા ધ્યાનસિંહ નમ્રભાવે બોલ્યા "મહારાજાની આજ્ઞા મારે શિરસા વંદ્ય છે, પરંતુ અત્યારે પ્રખર ગ્રીષ્મ ઋતુ ચાલી રહી છે.–" રાજા ધ્યાનસિંહ આગળ બોલવા જતા હતા પણ મહારાજાએ દઢ સ્વરે

કહ્યું 'તમે કશુંએ બાનું ન કાઢશો. સવારે અહીંથી આપણે ઉપડવુંજ જોઇએ. હું જાણું છું કે પ્રખર ગ્રીષ્મ ઋતુ ચાલી રહી છે અને જવાનું પણ ઘણે લાંબે પલ્લે છે; પરંતુ તમારી જાગીરમાં ઘણી ઠંડક છે અને ત્યાંનાં હવા પાણી પણ ઘણાં આરોગ્યદાયક છે એટલે પાંચ દસ દિવસ ત્યાં રહેવાથી જીવને ઘણો આરામ મળશે. તમે હાલજ સેનાપતિ કોર્ટની સાહેબ અને ખોસાલસિંહને સ્વારીની તૈયારી કરવાનો હુકમ આપી દો. ઉનાળાનો દિવસ છે એટલે મોડામાં મોડું મળસ્કે ત્રણ ચાર વાગે તો નીકળવુંજ પડશે.' મહારાજાનો આવો નિશ્ચયાત્મક હુકમ સાંભળીને 'જેવો હુકમ' એમ બોલીને રાજા ધ્યાનસિંહ દરબારમાંથી ઉઠીને બહાર ગયા. એની સાથે કેટલાક સરદારો પણ ઉઠયા અને બહાર ગયા. મહારાજા તેમના ઉપર ક્રોધ અને તિરસ્કારયુક્ત દૃષ્ટિ કરી પોતાના કાર્યમાં રોકાઇ ગયા.

હજુર, મારી દૃષ્ટિ બહુ તીક્ષ્ણ છે એવું હું અભિમાન નથી રાખતો; પરંતુ મહારાજા એમની જાગીર ઉપર ન જાય તેવી કાંઇ ખટપટ કરવામાં ધ્યાનસિંહ રોકાઈ ગયા હતા. એ શી યુક્તિ લઢાવે છે તેના ઉપરજ મારૂં લક્ષ હતું. ઘણા એમ જાણતા હતા કે મહારાજા જવાના એટલે તેની બધી તૈયારીઓ કરવા એ ઉઠયા છે અને દરબારમાં સર્વ તે વિષેનીજ ચર્ચા કરવા લાગ્યા. મને મન તો થઇ ગયું કે હું મારો અભિપ્રાય દરબારમાં જાહેર કરી દઉં; પરંતુ આપની આજ્ઞા મોઢું સીડીને બેસી રહેવાની હતી એટલે હું તો છાનોમાનોજ બેસી રહ્યો. ઘણીવારે ધ્યાનસિંહ પાછા દરબારમાં આવ્યા અને પોતાની જગ્યા ઉપર બેઠા. એમના બેઠા પછી થોડી વારે ચાર સરદાર આવ્યા અને તમામ તૈયારીઓ થઇ ગઇ છે એવી ધ્યાનસિંહને ખબર આપી. એટલે ધ્યાનસિંહ ઉઠીને ઉભા થયા અને મહારાજા આગળ

અત્યંત વિનીતભાવે ઉભા રહ્યા. આટલા વિનીત ભાવથી એ કોઇ દિવસ મહારાજા પાસે ઉભા રહ્યા નહોતા. હાથ જોડીને એ બોલ્યા 'હું આપનો દાસાનુદાસ છું. રંકનો રાય હું કેવળ મહારાજાનીજ કૃપાથી થયેલો છું. આપના આ સેવકને કિંવા બંધુને જે જાગીર આપે આપેલી છે, ત્યાં મહારાજા પધારવાના છે એ આ સેવકનું મહદ્‌ભાગ્ય છે; પરંતુ મજ ગરીબની ઝુંપડીમાં પધારતાં મહારાજાને કાંઇ ઓછો ખર્ચ થવાનો છે ? મહારાજા બહાર નીકળે છે ત્યારે ઘણો ખર્ચ થઇ જાય છે એ હું જાણું છું એટલે બીન જરૂરી ખર્ચ ન થાય એવી મારી ઘણી ઇચ્છા છે. આ વર્ષે ઈશ્વરકૃપાથી મારી જાગીરનું ઉત્પન્ન ઘણું સારૂં છે. આપ જાગીર ઉપર પધારો અને હું જે નજરાણું આપને ભેટ કરૂં, તે નજરાણું હું આપને અહીંજ આપી દઉં એવી મારી ઇચ્છા છે. મહારાજાની આજ્ઞા થાય એટલે તરતજ નવ લાખ રૂપીઆ હું આપની આગળ હાજર કરી દઉં.' મહારાજ શો ઉત્તર આપે છે તેની બધા રાહ જોવા લાગ્યા. મહારાજા પણ વિચારમાં પડી ગયેલા જેવા જણાયા. એ કાંઇ જવાબ આપે તે પહેલાં તો ધ્યાનસિંહના માણસોએ આવીને મહારાજાની આગળ રૂપીઆની થેલીઓની થેલીઓ લાવી લાવીને મુકવા માંડી. નવ લાખ રૂપીઆ એ કાંઇ થોડા નહોતા. એક એક હજાર રૂપીઆ ભરેલી એવી નવસો થેલીઓનો ઢગલો મહારાજાના મોઢા આગળ પડ્યો એટલે મહારાજા પોતાના સ્વભાવ-ધર્મ પ્રમાણે સ્વાભાવિક રીતેજ ખુશ થઈ ગયા. ચકચકીત રૂપા મુદ્રા ઉપર મહારાજાનો કેટલો બધો પ્રેમ છે એ હજુર સારી રીતે જાણે છે. મહારાજા પ્રસન્ન તો થઇ ગયા પણ બોલ્યા કશુંએ નહિ. એમણે ખજાનચી વેણીરામને બોલાવ્યો અને એ રૂપીઆ તોલીને તીજોરીમાં મુકી દેવાનો હુકમ ફરમાવ્યો. વેણીરામ રૂપીઆ લઇને ગયો એટલે મહારાજાને વળી

વિશેષ ખુશી કરવા ધ્યાનસિંહ બોલ્યો, 'મહારાજાના અત્યંત વિશ્વાસપાત્ર કર્નલ દુલીન બહાદુરને કાંઇ પણ આનાકાની કે પ્રશ્ન કર્યા વિના કિલ્લાનો કબજો સોંપી દે એવું દંડવરસિંહને હું એક આજ્ઞાપત્ર લખું છું; અને કિલ્લાનો કબજો મળતાં કાંઈ મુશ્કેલી નડી છે કે કેમ તે જણાવવા હું દુલીન સાહેબ ઉપર પણ એક પત્ર લખું છું.' ધ્યાનસિંહનાં આવાં વચન સાંભળીને મહારાજા પહેલાં કરતાં પણ વિશેષ પ્રસન્ન થયા. એ બોલ્યા 'ઠીક, તમે કહો છો તેમ દુલીન સાહેબને પત્ર લખો. એમાં એવું પણ લખજો કે રણજીતસિંહ મહારાજાની સ્વારી કોટકાંગ્રા આવે ત્યારે એમને રહેવા માટે સારાં હવા પાણી વાળું અને ઠંડક આપે તેવું સ્થળ પણ શોધીને નક્કી કરી રાખજો. હમણાં તો બાળી નાખે એવો તાપ પડે છે એટલે લાહોરથી નીકળવાની ઇચ્છા સરખી થતી નથી; પરંતુ કયારે કોટકાંગ્રા આવવાનું રાખીશું એનું કાંઇ નક્કી નહિ.' મહારાજા બોલી રહ્યા એટલે ધ્યાનસિંહ દફતરખાતામાં ગયા અને એક કારકુનને પત્રો લખવાનું કહીને એ પાછા મહારાજા પાસે આવીને બેઠા. પત્રો લખાઈ રહ્યા એટલે ધ્યાનસિંહે પોતાના મહોર કરીને બન્ને પત્ર કોટકાંગ્રા રવાના કરી દીધા. હું ધારૂં છું કે મારો આ પત્ર મળતાં આગમચજ હજુરને એ પત્ર મળ્યા હશે. દરબારનો આજના આ પ્રકારનો મર્મ હજુરના લક્ષમાં આવીજ ગયો હશે; છતાંએ આ સંબંધમાં મારી જે માન્યતા છે તે હું હજુરને નીચે પ્રમાણે નિવેદન કરૂં છું. મહારાજાએ આમ એકાએક કોટકાંગ્રા તરફ જવાનો નિશ્ચય ધ્યાનસિંહને કેમ જણાવ્યો, ધ્યાનસિંહ એ નિશ્ચય જોઇને શાથી ચિંતાતુર થઇ ગયા, એમણે એકે તડાકે કેમ નવ લક્ષ રૂપીઆનું નજરાણું કરી દીધું, તેટલાથી મહારાજા ધાર્યા પ્રમાણે સંતુષ્ટ ન થયેલા જણાયાથી એમણે કોટકાંગ્રા પત્ર લખવાનું કેમ

કહ્યું, વિગેરે હકિકત કોટકાંગ્રાના હાલના સુબેદાર સાહેબને પૂછવું જરૂરનું છે. દંડવર તો કોટકાંગ્રાનો નામનોજ સુબેદાર છે. ત્યાંનો સર્વ કારભાર ગુલાબસિંહજ ચલાવી રહ્યો છે એ મહારાજા સારી રીતે જાણે છે. ગુલાબસિંહના દોર અને ત્રાસથી કોટકાંગ્રાના લોકો દરિદ્રી થઇ ગયા છે અને તેથી દરબારનું ઉત્પન્ન ઓછું થઇ ગયું છે. આ સ્થિતિ સુધારવા માટેજ મહારાજાએ હજુરની નીમણુક કરેલી છે. આવી સ્થિતિમાં ગુલાબસિંહ કોટકાંગ્રામાંથી પોતાનો પગ સમુળગો નીકળી જાય એ જોવા બીલકુલે રાજી નહોતો. અને આવી વાત ગનેહને મહારાજાને કાને આવેલી હોવાથી એ ક્રોધિત થયા હતા અને પોતેજ કોટકાંગ્રા આવીને હજુરની આપત્તિ દૂર કરવા તૈયાર થઈ ગયા હતા. આમ થવું તદ્દન સ્વાભાવિકજ હતું. મહારાજાએ પોતાનો આવો હેતુ જો કે સ્પષ્ટ રીતે જણાવ્યો નહોતો છતાં ધ્યાનસિંહ એ હેતુ તરતજ સમજી ગયો. કોટકાંગ્રાનું ઉત્પન્ન પૂર્વે નવ લક્ષ રૂપીઆનું હતું. ગુલાબસિંહે એ ઉત્પન્નમાં જેટલું નુકસાન આણ્યું હતું તેટલું, એટલે એક વર્ષના ઉત્પન્ન જેટલી રકમ દંડ તરીકે આજે ધ્યાનસિંહે ભરી દીધી. ધ્યાનસિંહનો પ્રયાસ તો બીજા દરબારમાં બેઠેલાની આંખમાં ધૂળ નાખવાનોજ હતો. મહારાજાએ જોયું કે ખરો અપરાધી ધ્યાનસિંહ નહિ પણ ગુલાબસિંહ છે; એટલે નવ લાખ રૂપીઆ દંડ બહુ છે એમ વિચાર કરીને એમણે તે રકમ તીજોરીમાં મુકી દેવાનો હુકમ કર્યો. મહારાજાનો કોપાનલ જો કે આ રીતે શાંત પડ્યો ખરો, પણ એ પાછો પ્રદીપ્ત ન થઇ જાય તેને માટે ધ્યાનસિંહે પત્ર મોકલવારૂપી શીતળ જળનું પણ તેના ઉપર સિંચન કરી દીધું. “પત્ર મોકલાવા” એનો અર્થ એટલોજ કે કર્નલ દુલીન બહાદુરને કોઇ પણ જાતના વિઘ્ન વિના કિલ્લાનો કબજો મળશે અને ગુલાબસિંહ એને એક રતિભાર પણ ત્રાસ

આપશે નહિ. આ ખરો અર્થ મહારાજાના ધ્યાનમાં આવી ગયો એટલેજ એ બોલ્યા કે "પત્રમાં એવુંએ લખજો કે મહારાજાની સ્વારી કોટકાંગ્રા પધારે ત્યારે એમને રહેવા માટે સારાં હવાપાણી, વાયુ અને શીતળતા આપે એવું સ્થળ પણ શોધીને નક્કી કરી રાખજો." આ શબ્દોનો અર્થ એટલોજ કે, 'ધ્યાનસિંહ, યાદ રાખજે, ફરીથી કોટકાંગ્રામાં ગુલાબસિંહ પગ મુકશે તો હું જાતે ત્યાં જઇને એને ખરેખરી શિક્ષા કરીશ.' મહારાજાનો આ અર્થ ધ્યાનસિંહ સમજી ગયા અને ફરી એવું નહિ થાય એવી મહારાજાને ખાતર જમા કરી આપી.

આ પ્રમાણે હજુરના સૌભાગ્યાકાશમાં એકઠાં થયેલાં વાદળાં ઇશ્વરકૃપાથી મહારાજાએજ વિખેરી નાખ્યાં. આથી મહારાજાની હજુર ઉપર કેટલી બધી કૃપા છે એ સ્પષ્ટ જણાઇ આવે છે.

હજુર, એક વાત આપને ખાસ સૂચવવા જેવી છે. મહારાજાનો રોષ કમી કરવા ધ્યાનસિંહે નવ લાખ રૂપીઆ આપી દીધા ખરા; પરંતુ તે ઘણું કરીને હજુરને નામે લખીને આપેલા હશે એમ મારૂં માનવું છે. અને એવો પ્રસંગ અવતાં આ ત્રણે ભાઇઓ આ નવ લાખ રૂપીઆની હુંડી લખ્યાવિના ઝંપીને બેસવાના નથી આ અસુરોના ઋણમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો મને તો ઠીક લાગે છે; નહિ તો નિષ્કારણ શત્રુના બળમાં વધારો કરવા જેવું થઈ પડશે. આપનો અન્ય પ્રતિ અનુરાગ અને માની સ્વભાવ, મારી આ સૂચના પસંદ નહિ કરે એ હું સારી રીતે સમજું છું; પરંતુ હજુરને મારી ખાસ વિનંતિ છે કે ઘણી જ સાવધાની રાખીને વર્તશો. અંગરક્ષકોને હમેશાં પાસેના પાસે જ રાખજો અને કોઈ પણ નવા માણસને પુરી ખાતરી કરી લીધા શિવાય પાસે આવવા

જ દેશો નહિ. લખવાનું તો ઘણુંયે છે પણ હવે વખત નથી. વળી આ પત્ર મોકલવામાં વિલંબ પણ કામનો નથી; કારણ કે ધ્યાનસિંહના સ્વાર છુટી ચુકેલા છે. મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે દરબારના કામકાજ ઉપર હું નજર રાખું છું. અલિવર્દી ઉપર લક્ષ આપજો. બન્નુ, ધન્નુ, અલિવદી, હાકિમસિંહ અને ભુકનને સલામ કહેશો."

ચાંદખાંનો પત્ર વાંચી રહ્યા પછી દુલીનના અંતરમાં અનેક વિચારો આવવા લાગ્યા. ચાંદખાંએ પત્રમાં જે હકીકત લખેલી હતી તેને માટે એને ચાંદખાં પ્રતિ ઘણો આદર થઇ આવ્યો. દરબારમાં બનેલી ઘટના અક્ષરે અક્ષર એણે લખી જણાવી હતી. તે ઉપરાંત એણે પોતાનો અભિપ્રાય પણ લખી જણાવ્યો હતો. એટલે એ ઘટના જાણે પોતાની સમક્ષ જ ન બની રહી હોય એમ દુલીનને લાગ્યું. આ ઉપરથી એમ નથી સમજવાનું કે ચાંદખાંની લેખનશક્તિ બાણ કવિ જેવી અમોઘ હતી. કહેવાનું તાત્પર્ય કે એના જેવા પ્રતિભાશાળી મનુષ્યને તો સહેજ આશરા પડની પણ ખબર મળી જાય, એટલે તેના ઉપરથી એ આખીએ વાત યથાસ્થિત સમજી જાય. ચાંદખાંએ ફારસી ભાષામાં પત્ર લખ્યો હતો અને પોતે ફારસી ભાષા શિખ્યો હતો તો તે આજે સાર્થક થઇ એમ એને આ કાગળ વાંચીને થયું. એને વળી એક એવો પણ વિચાર આવ્યો કે જે પ્રજાજન ઉપર પોતાને રાજ્ય ચલાવવાનું છે, તેની ખરી સ્થિતિથી વાકેફ થવા માટે તે પ્રજાની માતૃભાષા પ્રત્યેક સત્તાધારીએ જાણવી જોઇએ. તે શિવાય એનાથી પ્રજાનું જોઇએ તેવી સુલભતાથી કલ્યાણ સાધી શકાતું નથી.

પત્રનો ઘણીવાર વિચાર કર્યા પછી દુલીનના ધ્યાનમાં આવ્યું

કે "દુર્ગનો અધિકાર પ્રાપ્ત તો થયો, પરંતુ એકંદરે જોતાં આ અધિકાર મહાસાગરના તોફાની પાણીમાં તરતું જહાજ જ ગણાય. એને સામે કિનારે આબરૂ ભેર લઇ જવું એ જ ખરૂં કર્ણધારત્વ કહેવાય. જોઇએ મારા અંગમાં એ કર્ણધારત્વ છે કે નહિ! હું મારા દેશમાં તદ્દન નવાગત જ છું, અને વિના કારણે મારા સામા શત્રુઓ પડયા અને તે દરબારમાં રોજ રોજ મારા વિરુદ્ધની વાતો ફેલાવે એ સ્થિતિમાં મારે કેવી રીતે વર્તવું?" દુલીનને આ પ્રમાણે ચિંતા થવા લાગી, પરંતુ તેથી એ બીલકુલે નિરાશ થયો નહિ. એને તો આપત્તિને પ્રસંગે ઉલટો બમણો ઉત્સાહ વધી જતો હતો. જહાજ પૂર તોફાનમાં પડેલું છે એ ખરૂં, પણ જ્યાંસુધી ધર્મ, સત્ય અને ન્યાયરૂપી સુકાન હાથમાં છે ત્યાંસુધી ગમે તેવાં સંકટો ઓળંગીને જહાજ સુખરૂપે કિનારે પહોંચી જશે એવો એને વિશ્વાસ હતો. "દરબારમાં ગમે તેટલા પક્ષ હોય એ તરફ મારે લક્ષ આપવાનું કાંઇ કારણ જ નથી. જેને સ્વાર્થ અને કર્તવ્ય-શૂન્યતા શિવાય બીજું કશુંયે નથી, તે ભલે એક પક્ષ કે બીજો પક્ષ કરે, ભલે તે એક વાર આમ બોલે અને બીજી વાર બીજું બોલે, મારે તેવું કરવાનું કાંઈ પ્રયોજન નથી. રાજા અને પ્રજા એ બન્નેનું હિત જાળવવું એટલું જ મારૂં તો કર્તવ્ય છે. એ કર્તવ્ય કરતાં કદાચ કોઇ પક્ષ નાખુશ થયો તો મારે તેની ચિંતા કરવાનું કારણ નથી. યથા ન્યાયે પ્રજાપાલન કરવાથી મહારાજા અસંતુષ્ટ થવાનો સંભવ નથી, અને કદાચ કોઇની ભંભેરણીથી એ અસંતુષ્ટ થશે જ તો ધ્યાનસિંહની માફક નજરાણું મોકલવાની ભાંજગઢમાં હું પડવાનો નથી. એક તો નજરાણું આપવા જેટલા મારી પાસે પૈસા પણ નથી. ધારો કે પ્રજાની સાથે છળ કરીને પૈસા તો મેળવાય, પણ એ તો ઘણું નિંદ્ય કૃત્ય કહેવાય. મારા ઉપર પ્રાણસંકટ આવી

પડે તો પણ હું એ ન કરૂં. કદાચ એમાં ખરેખર અપરાધ ન હોય તોપણ કેવળ મહારાજાને પ્રસન્ન રાખવા માટે જ આવું નજરાણું હું કદી ન મોકલું. ધ્યાનસિંહે કદાચ પોતાના આસુરી સ્વભાવને અનુસરીને નવ લાખ રૂપીઆ મારે નામે માંડેલા હોય, છતાંએ મારી પાસેથી, અને હું જ્યાંસુધી કોટકાંગ્રાનો ગવરનર છું ત્યાં સુધી ત્યાંની પ્રજાપાસેથી પણ એને એક ફુટી બદામ મળવાની પણ આશા રાખવાની નથી. હું કોટકાંગ્રામાં છું ત્યાંસુધી ગુલાબસિંહ કે એના અનુચરને પણ આ સંસ્થાનમાં પગ સરખો મુકવા દેવાનો નથી, તો પછી એ શું મારી પ્રજા સાથે છળ કરી શકવાનો હતો ? હું ગુલાબસિંહ પ્રમાણે વર્તીને એ નવ લાખ રૂપીઆનું કર્જ ફેડીશ એમ ધ્યાનસિંહ સમજતો હોય એમ જણાય છે; પરંતુ એણે યાદ રાખવું જોઇએ કે દુલીન એટલે દંડવર નહિ." આ પ્રમાણે ચાંદખાંના પત્ર ઉપર વિચાર કરતો કરતો દુલીન પોતાનું કાર્ય આટોપવા લાગ્યો અને તે આટોપીને એ નિશ્ચિંત મનથી ઉંઘી ગયો. મળસ્કે દુલીનને એક સ્વપ્ન આવ્યું. એમાં પોતાનો સૌભાગ્ય સૂર્ય પૂર્ણપણે પ્રકાશિત થયેલો, મહારાજાનું કૃપા છત્ર પોતાના ઉપર સ્થિર થઇને રહેલું, પ્રજા ભક્તિભાવથી એનો સત્કાર કરતી, અને એની નિકટ જ એક અત્યંત લાવણ્ય–સુંદર વિનયની કન્યા, આ બધું એના જોવામાં આવ્યું. એ ઉંઘમાંથી જાગી ઉઠયો અને એને એ સ્વપ્નનો અર્થ સમજાયો, પરંતુ સર્વાંગ સુંદર રમણીની પ્રાપ્તિ એને અશક્ય લાગી. એ કેવળ સ્વપ્ન જ હતું એટલે એણે એ વિષેનો વિચાર ઝાઝો સમય ટકવા દીધો નહિ. આ સ્વપ્ન દુલીનના ભવિષ્ય જીવનનું ચિત્ર-પટ હતું. એ કેટલું ખરૂં હતું તે હવે સત્વર જ જણાશે.

આપણે વાંચી ગયા કે દંડવરસિંહ બીજે દિસસે કિલ્લામાંથી

ચાલ્યો ગયો. પહેલાં તો દંડવર દુલીન ઉપર રોષે ભરાયો હતો, પરંતુ દુલીનના આદર–આતિથ્યથી એનો સર્વ રોષ ટળી ગયો અને પોતાના સગા ભાઇ જેવો એને દુલીન ઉપર પ્રેમ થઇ આવ્યો. દંડવરસિંહની પ્રકૃતિ મૂળથી જ સરળ હતી એટલે ગુલાબસિંહ અને નંદસિંહની શીખવણીથી એનું વર્તન અવળું થયું વિગેરે અપરાધનો એણે દુલીન આગળ નમ્રપણે સ્વીકાર કર્યો. "કિલ્લાની પાછલી બાજુએ મેં લશ્કર મુકેલું હતું પણ સાહેબે નંદસિંહને આડે રસ્તે દોરવેલો એટલે એણે પણ મને અવળે રસ્તે ચઢાવ્યો, અને તેથી જ સાહેબ પાછલે રસ્તે કિલ્લામાં આવી શકયા " વિગેરે હકીકત પણ દંડવરે દુલીનને જણાવી. ત્યાર પછી એણે કિલ્લામાં ઉપરથી મારો ચલાવવાની જગ્યા, ચોર રસ્તો, ગુપ્ત ભંડાર, વિગેરે દુલીનને બતાવ્યું અને ત્યાર પછી એ રજા લઇને ગયો. દંડવરસિંહના ગયા પછી દુલીન જાતે આખોએ કિલ્લો જોઇ વળ્યો અને પોતે જે રસ્તે થઇને કિલ્લામાં પ્રવેશ કર્યો હતો અને કિલ્લામાં બીજે જે જે સ્થળેથી શત્રુ પ્રવેશ કરી શકે એવું જણાયું, તે તે તમામ સ્થળોએ બુરજ બાંધી દેવાનો એણે હુકમ કરી દીધો. પહેરો વધાર્યો અને દરેક બુરજ ઉપર તોપો ગોઠવી દીધી. પોતાના સૈન્યની ટુકડીઓ બનાવી દીધી અને તે દરેક ટુકડી ઉપર અકેકેક ફોજદાર નીમી દીધો અને તેમને કવાયત વિગેરે કરાવવાનો રોજનો કાર્યક્રમ નક્કી કરી નાખ્યો.

આપણે અત્યાર સુધીમાં ચૈતન્યની કશી ખબર લીધી નથી. ચાલો એને પણ મળીએ. કિલ્લાની બહાર તંબુ ઠોકીને તોપોની ધડાધુમ ચાલી રહી હતી તે વખતે ચૈતન્ય બીચારો ભયથી ધ્રુજી રહ્યો હતો. એ તો ત્યાંથી જીવ લઇને નાઠો અને જયંતી દેવીના દેવ-

ળમાં ભરાઇ બેઠો. દેવળમાં અનેક સાધુ સંન્યાસી બેઠા હતા અને તેઓ આ યુદ્ધનીજ વાતો કરી રહ્યા હતા. એટલામાં ખુદ દિવાન સાહેબનીજ સ્વારી આવી પહોંચી એટલે તો વાતમાં ઓર રંગ જામ્યો અને " દુલીન સાહેબ આ યુદ્ધમાં વિજય મેળવે તેને માટે તમે દેવીનું અનુષ્ઠાન કરાવો. " એવું એ લોકો ચૈતન્યને કહેવા લાગ્યા. ચૈતન્યને પણ એ વાત પસંદ પડી. તોપોનો મારો ચલાવીને વિનાકારણ માણસોનો સંહાર કરાવી નાખવો તેના કરતાં દેવીની ઉપાસના કરાવીને જયલાભ મેળવવો વધારે સારો, એવું ચૈતન્યને હૈયે વસી ગયું તેથી એણે બ્રાહ્મણોને કહ્યું કે, " તમે અનુષ્ઠાન માંડો અને બ્રાહ્મણભોજનની પણ વ્યવસ્થા કરો. " એણે આમ કહ્યું ખરું, પણ જ્યારે ખીસ્સામાં હાથ ઘાલ્યો ત્યારે એને જણાયું કે એની પાસે તો એક પૈસોએ નહોતો. એટલે આ ખર્ચ કેવી રીતે કરવો એની એને એક મોટી મુઝવણ થઇ આવી. પરંતુ બ્રાહ્મણો એની એ મુઝવણ સમજી ગયા એટલે એ બોલ્યા " તમે પૈસા માટે જરાએ ગભરાશો નહિ. હાલ અમે અમારી પાસેથી પૈસા કાઢીએ છીએ, પછી અમને તમે આપી દેજો. " એમ કહીને એ લોકોએ અનુષ્ઠાનનો આરંભ કરી દીધો. બીજે દિવસે દુલીને કિલ્લાનો કબજો લીધો એ ખબર સાંભળીને બ્રાહ્મણો ચૈતન્યને કહેવા લાગ્યા " કેમ, અનુષ્ઠાનનો કેવો પ્રતાપ ?" બ્રાહ્મણોનું કહેવું સાંભળીને ચૈતન્યે કૃતજ્ઞતાપૂર્વક સંતોષ વ્યક્ત કર્યો અને ભોજન માટે બે વાનીનું મિષ્ટાન્ન વધારે કરવાનું કહ્યું. જે સમયે દુલીન દંડવરની પરોણાગત કરતો હતો તે વખતે ચૈતન્ય પાંચ પચાસ બ્રાહ્મણોની જોડે મિષ્ટાન્ન ઉડાવી રહ્યો હતો. યથેચ્છ ભોજન મળ્યું હતું એટલે ચૈતન્યે રાત પણ જયંતીના દેવળમાંજ કાઢી અને સવાર પડતાં બ્રાહ્મણોને લઇને એ દેવળમાંથી બહાર નીકળ્યો. પર્વત ઉપરથી એ નીચે ઉતર્યો અને

રસ્તામાંજ દડવરને વિદાય કરીને પાછો આવતો દુલીન મળ્યો. આમ અણધારેલી રીતે દુલીન મળી ગયો એટલે ચૈતન્યના દીલમાં ગભરાટ વધુટી ગયો. પૈસા સંબંધી દુલીનને શું કહેવું ? જો દુલીન પૈસા ન આપે તો બ્રાહ્મણને શું મુખ દેખાડવું ? વિગેરે વિચારોમાં ચૈતન્ય ગુંથાઇ ગયો હતો એટલામાં દુલીન એની છેક નજીક આવી ગયો. છેવટે ધૈર્યના ગાડાને મહા પરાણે ઘસડી આણતો પોતાની સાથે આવેલા બ્રાહ્મણોને કહેવા લાગ્યો " અહો ! જેમને યશ પ્રાપ્ત કરાવવા માટે તમે દેવીનું અનુષ્ઠાન કર્યું તેજ આ અમારા દુલીન સાહેબ બહાદુર. એમને આશીર્વાદ આપો." બ્રાહ્મણોએ દુલીનને આશીર્વાદ આપ્યો " કીર્તિમાન ભવ, આયુષ્યમાન ભવ." દુલીને આ સાંભળ્યું તો ખરૂં, પરંતુ આ બધો શો પ્રકાર છે તે એ સમજી શકયો નહિ. એણે ચૈતન્યને પૂછ્યું " ચૈતન્ય, આ બે દિવસથી તમે કયાં ગયા હતા અને આ બધાને કેમ તેડી આણેલા છે ?" ચૈતન્ય બી'તો બી'તો વિનયથી અંગ્રેજીમાં બોલ્યો " સાહેબ, આ લોકો અત્યંત પવિત્ર પરબ્રહ્મ સ્વરૂપિણી આદિ માયાના પરમ ભકતો છે. એમણે આરાધના કરી તેથીજ દેવીએ પ્રસન્ન થઈ હજુરને યશ આપ્યો છે. અનુષ્ઠાન અને બ્રાહ્મણ ભોજન માટે જે ખર્ચ થયું છે તે આપવા માટે એમને હું હજુર પાસે તેડી લાવતો હતો, એટલામાં હજુર રસ્તામાંજ મળી ગયા."

આ બધી વાત ચૈતન્યે અંગ્રેજીમાં કરી તેથી દુલીનને બે ચાર વાર એ સંબંધી ફરી ફરીને પૂછવું પડયું. બધો ખુલાસો મળી ગયો એટલે દુલીનને ચૈતન્યના ભોળા સ્વભાવની ખબર પડી ગઇ અને ભવિષ્યમાં મારી પરવાનગી શિવાય એવું ડહાપણ ન કરવું એવી સુચના આપીને એના કહેવા પ્રમાણે એણે બ્રાહ્મણોને સો રૂપીઆ

આપી દીધા. કિલ્લામાં પ્રવેશ કરતાંજ ચૈતન્યે પોતાને બેસવા માટે એક સુંદર મોટી ગાદી બીછાવી દીધી અને તે ઉપર બેસીને એ દિવાનગીરીનું કામ કરવા લાગ્યો. બીજે દિવસે કાંગ્રા પ્રાંતના શ્રીમાન લોકો દુલીનને મળવા માટે આવ્યા. એટલે ચૈતન્ય દોડતો દોડતો દુલીન પાસે ગયો અને એને કહેવા લાગ્યો "હજુર, આપ અચ્છો પોષાક સજીને દરબારમાં પધારો. કાંગ્રા પ્રાંતના શ્રીમાન સરદારો વિગેરે નજરાંણાં લઇને હજુરને મળવા માટે આવેલા છે. હજુરને મહારાજાએ જે પોષાક આપેલો છે તેજ પહેરીને પધારો. એટલામાં હું સૈન્યના મુખ્ય અધિકારીઓને બોલાવીને દરબારમાં બેસાડી દઉં છું. આપ એ લોકોની સાથે કશું બોલશો નહિ. હું બધી વ્યવસ્થા કરી દઉં છું." દુલીને ચૈતન્યનો હુકમ માન્ય ન રાખ્યો. એ તો રોજનાજ પોષાકમાં દરબારમાં આવીને દાખલ થઈ ગયો. મુલાકાત લેવામાં કોઇ પણ જાતનું માન કે અભિમાન રાખ્યા શિવાય દુલીન આવેલા બધાની સાથે વાતચીત કરવા લાગ્યો અને તેઓએ આણેલાં નજરાણાંનો સ્વીકાર કરીને સર્વને મીઠાં વચન સંભળાવી વીદાય કર્યા.

દુર્ગનો અધિકાર પ્રાપ્ત કર્યા પછી દુલીનને એક ઘડીનીએ ફુરસદ મળતી નહોતી અને વ્યવસ્થા કરવામાં હાકીમસિંહ શિવાય કોઇનીએ મદદ મળતી નહોતી. સેનાપતિ પોતે અને કિલ્લેદાર પણ પોતે, એટલે એના ઉપર કામનો જે બોજો આવીને પડયો હતો તે એનું મન જ જાણે. એની જગ્યાએ કોઇ બીજો હોત તો તે મોટા ઘોટાળામાં પડી જાત; પરંતુ દુલીન બુદ્ધિશાળી અને સ્વભાવથી જ ઉદ્યમી એટલે જરાકે ઘોટાળામાં પડયા શિવાય એણે ધીમે ધીમે બધી વ્યવસ્થા કરી દીધી. કાંગ્રાપ્રાંતની મુલકી વ્યવસ્થા રાખવા

દંડવરે જે મુનશી વિગેરે નોકરો રાખેલા હતા તેને દુલીને કાયમ રાખ્યા અને દરેકને તેમની યોગ્યતા પ્રમાણે જુદાં જુદાં કામ સોંપી દીધાં.

થોડા વખતમાં વધારે કામ થાય તેને માટે દરેક કારકુનના કામના વિભાગ પાડી આપ્યા અને કઇ પદ્ધતિથી કામ કરવું તે પણ તેમને સમજાવી દીધું. એણે નૂતન પદ્ધતિ દાખલ કરી દીધી એટલે દરેક ખાતાનો હીસાબ રોજનો રોજ નિયમિત રીતે તૈયાર થઇ જવા લાગ્યો અને એક દૃષ્ટિપાતમાં જ આવક અને ખર્ચ કેટલું થાય છે તે જણાઇ આવતું હતું. પહેલાં વરસે વરસે બધો હીસાબ નીકળતો, હવે રોજને રોજ હીસાબની તારવણી થવા લાગી. મુલકી ખાતાને આ પ્રમાણે વ્યવસ્થિત કર્યા પછી કાંગ્રા પ્રાંત તરફ દુલીને પોતાની નજર દોડાવી. પહેલાં તો એણે એ પ્રાંતના રહેવાસીઓ પાસેથી બની શકે તે પ્રમાણેની ઐતિહાસિક, ભૌગોલિક, સામાજિક અને ધાર્મિક માહિતી મેળવી લઇને તે તમામ લખી લીધી અને પછી શું કરવું તેનો એ વિચાર કરવા લાગ્યો. આ માહિતી મેળવીને એ સ્વસ્થ નહોતો બેસી રહ્યો; તેમ એ માહિતી ઉપરથી પોતાના રંગમહેલમાં બેસીને એ કાગળના ઘોડા નહોતો દોડાવતો; પરંતુ એ રોજ જુદી જુદી દિશામાં ફરવા જતો અને દરેક સ્થળે ફરીને દેશની કેવી સ્થિતિ છે તે જાણી લેવાનો એણે ક્રમ ગોઠવી રાખ્યો હતો. આ પ્રમાણે કામ કરવાથી દુલીનને પ્રાંતની ઘણી માહિતી મળી ગઈ.

દુલીને લાહોરમાં એમ સાંભળ્યું હતું કે કાંગ્રા પ્રાંત પહાડી મુલક છે અને એમાં ઘણાં જંગલો આવેલાં હોવાથી જોઇએ તેવો રસાળ નથી. પણ જ્યારે એણે આ પ્રાંત નજરે જોવા

માંડયો ત્યારે તો એને એવું જણાયું કે મુલક તો ઘણો ઉત્કૃષ્ટ છે, પણ પહેલાંની રાજપદ્ધતિથી લોકોની આવી નબળી સ્થિતિ થઇ ગઈ છે. એક તો આ પ્રાંતનાં હવા પાણી અતિ ઉત્તમ, બીજું ઠેકઠેકાણે પુષ્કળ રસાળ જમીન, છતાંએ લોકો નિર્ધન, એ જોઇને દુલીનને બહુ લાગી આવ્યું અને એ દેશના લોકોની સ્થિતિ સુધારવાનો એણે પ્રયત્ન આદરવા માંડયો. જો કે નવા નવા કિલ્લેદારો આવ્યા અને તેમણે કોટકાંગ્રાની પાયમાલી કરી; છતાં ખરી રીતે જોઇએ તો એમાં મહારાજાજ જવાબદાર હતા અને મહારાજા એ જવાબદારી સમજતા પણ હતા; છતાં એમનો એમાં કાંઇ ઇલાજ નહોતો. પ્રજાની સ્થિતિ સુધારવાને માટે તો એ કોટકાંગ્રાના કિલ્લેદારો વારંવાર બદલતા હતા; પરંતુ ગુલાબસિંહે સ્વાર્થની એવી માયાજાળ પાથરી દીધી હતી કે પ્રત્યેક કિલ્લેદાર પ્રજાનો ભક્ષક બની જતો અને દેશ એ રીતે દરિદ્ર થતો ગયો, એટલુંજ નહિ પણ કિલ્લેદારના જુલમને લીધે કેટલાક તો ગામ છોડીને પણ નાસી ગયા હતા. આ સ્થિતિ કેમ સુધારવી તેનો રણજીતસિંહ રોજ વિચાર કર્યા કરતો હતો એટલામાં દુલીન જેવા કર્તૃત્વવાન, સચ્ચરિત્ર અને નેકીવાળા સાહેબનું રણજીતસિંહના દરબારમાં આવાગમન થયું એટલે એના આનંદનો પાર ન રહ્યો અને પ્રધાનોની મરજી નહિ હોવા છતાં પણ એણે આ નવીન આગંતુક સાહેબને વિશેષ વિચાર ન કરતાં એકદમ કોટકાંગ્રાનો ગવરનર નીમી દીધો.

મહારાજાને એવી આશા હતી કે દુલીન કોટકાંગ્રામાં પ્રવર્તી રહેલી અંધાધુંધી દૂર કરશે અને એ દેશને ધનધાન્યથી સમૃદ્ધ કરી દેશે. મહારાજાની એ આશા દુલીને કેટલી ફલવતી કરી તે શીઘ્રજ જાણવામાં આવશે. મહારાજાએ પોતાની એ આશા દુલીન પાસે

પણ વ્યક્ત કરી હતી. દુલીને આ પ્રાંતમાં પગ મુકતાં જ સફળતાથી લોકોની સ્થિતિ સુધારવા પ્રયત્ન આરંભી દીધો હતો. દુષ્ટોનું દમન કરવાનો અને સજ્જનોનું પાલન કરવાનો એનો દેહસ્વભાવ હતો, એટલે એને કર્તવ્ય શિવાય બીજું કાંઇ ગમતું જ નહોતું. શાસનકર્તાએ લોકોની સ્થિતિ કેવી છે તેનો પ્રત્યક્ષ અનુભવ મેળવવો જોઇએ. એ શિવાય તેનાથી સુધારણા જોઇએ તેવી ઉત્તમ પ્રકારે થઇ શકતી નથી એ તત્ત્વ દુલીનના દીલમાં ઘણી સારી રીતે ઠસી ગયું હતું. એટલે એણે આખા પ્રાંતમાં ફરીને તેનો એક નકશો પણ તૈયાર કરી દીધો. સ્થૂલ દૃષ્ટિથી પ્રાંતનું આલોચન કરવા માટે આ નકશો તૈયાર કરવામાં આવ્યો હતો. એમાંથી અમુક ગામ કેટલું મોટું છે એ વિગેરે ન જાણી શકાય, પરંતુ કયું ગામ કેવા પ્રકારનું છે, ત્યાંના લોકોની સ્થિતિ કેવી છે, ત્યાંનો ઉદ્યોગ ધંધો શા કારણથી નાશ પામ્યો, શું કરવાથી એ ધંધો પુનર્જીવન પામે, વિગેરે માહિતી એમાંથી મળે તેવી રીતનો એ નકશો તૈયાર કરાવ્યો હતો. એમાં પર્વત, નદીઓ, સરોવર, પડતર જમીનો, અરણ્યો, જુદા જુદા માર્ગો વિગેરેની માહિતી ઘણા વિસ્તારથી આપવામાં આવી હતી. સરહદ કેવી રીતની છે, એ સરહદ ઉપર ક્યાં ક્યાં કિલ્લાઓ આવેલા છે, શત્રુઓને પેસવાના કયા કયા માર્ગો છે, કયા કયા કિલ્લાઓ જીર્ણ સ્થિતિમાં આવી ગયેલા છે, વિગેરેની માહિતી પણ આ નકશામાંથી મળતી હતી. દુલીન સમજી ગયો હતો કે કોટકાંગ્રાના ગવરનરને જો ઉત્તમ પ્રકારે શાસન ચલાવવું હોય તો તેણે એ પ્રાંતની ઐતિહાસિક તેમ ભૌગોલિક માહિતી પહેલેથી મેળવી લેવી જોઇએ. એ પ્રમાણે રાતને દિવસ અવિશ્રાંતપણે પરિશ્રમ લઇને એણે એ પ્રાંતની ભૂગોળ અને ઇતિહાસ પણ તૈયાર કરી દીધાં. આ બે સાધનને લઇને પોતાના બંગલામાં બેઠાં બેઠાં

પણ એ આખા પ્રાંત ઉપર નજર રાખી શકતો હતો. આ સાધનો તૈયાર કરીને એણે એક બીજી વ્યવસ્થા પણ ગોઠવી અને તે અમલમાં પણ મુકી દીધી. એણે કોટકાંગ્રાના ત્રણ મુખ્ય ભાગ કરી નાખ્યા અને એ દરેક ભાગના સાત સાત પેટા વિભાગ બનાવી દીધા. એટલે ત્રણ જીલ્લા કર્યા અને એકવીસ તાલુકા બનાવી દીધા. પ્રત્યેક જીલ્લાની દેખરેખ રાખવા એક સહકારી સુબેદાર અને પ્રત્યેક તાલુકાની દેખરેખ રાખવા એક ફોજદાર, એવી રીતે અધિકારીઓની નીમણૂક કરી દીધી. પ્રત્યેક ગામે તલાટી પટેલની પ્રથા જે ચાલતી આવેલી હતી તે જ કાયમ રાખી. માત્ર તેમની કામ કરવાની પદ્ધતિજ બદલવામાં આવી. એ ઉપરાંત એણે પ્રત્યેક ગામમાં ગ્રામ પંચાયત સ્થાપી અને ગામના ટંટાનો નિકાલ એ પંચાયત જ કરે એવી વ્યવસ્થા કરી. જો ગ્રામ પંચાયત કોઇ ટંટાનો નીવેડો ન કરી શકે તો તે ફોજદાર કને લઇ જવો, અને ફોજદારે પંચાયતની મદદથી એ ટંટાનો નિવેડો લાવવો. જો ફોજદાર પણ એ ટંટાનો સમાધાનીભર્યો નિવેડો ન લાવી શકે તો નાયબ સુબેદાર પાસે જવાનું, અને છેવટે એ ટંટાનો નિકાલ દુલીને કરવો, એવી રીતની ન્યાય મેળવવાની પ્રથા એણે લોકોને બાંધી આપી. આમ કરવાથી ઘણા ટંટા તો ગામમાં ને ગામમાં જ પતી જતા. ચોર અને દુષ્ટ લોકોનો ઉપદ્રવ લોકોને ન સહન કરવો પડે તેને માટે દરેક ગામમાં સ્વયંસૈનિકો નીમવામાં આવ્યા અને તેમને શિરે ગામના રક્ષણની જવાબદારી નાખવામાં આવી. કોઇએ પણ પ્રજા પાસેથી લાંચ કે નજરાણું ન લેવું તેમ પ્રજાએ તે ન આપવું, એવો દુલીને સખત હુકમ કાઢયો અને એ હુકમનો કોઇ અનાદર કરે તો તેને સખત શિક્ષા કરવાનો પણ પ્રબંધ એણે ગોઠવી રાખ્યો હતો. આવી વ્યવસ્થાથી જેમ કોઇ જાદુગરની જાદુઇ લાકડી ફરતાં તલેસમાત થઇ જાય,

તેમ દુલીનનો કારભાર એવો સરસ અને સરળ થઇ ગયો કે દરેક ચીજ તલેસમાતની માફક તરત જ થઇ જતી. આવી રીતે કોટ-કાંગ્રાની અંધાધુંધી ઘણી ઓછી થઇ ગઈ અને લોકોની સ્થિતિ સુધરવા લાગી. અત્યાર સુધીમાં કોટકાંગ્રામાં ઘણાએ ગવરનરો આવી ગયા પણ એક એકથી ચઢાઉ અમલદારો આવવાથી કશોએ શુક્રવાર વળ્યો નહોતો; અને લોકોને પણ પોતાના ઉદયની બીલકુલ આશા રહી નહોતી. તેવામાં દુલીનની નીમણુક થયેલી સાંભળીને તો લોકોને વધારે ચિંતા થવા લાગી. એક યૂરોપીઅન ગૃહસ્થ આ દેશના રીત રીવાજ અને ભાષાથી અજાણ હોવાથી એ ખુશામતીઆના દોરે દોરાશે અને તેમ થવાથી લોકોની વધારે અવનતિ થશે એવું લોકોનું ધારવું હતું; પરંતુ દુલીન તો ગરીબમાં ગરીબની ઝુંપડીમાં પણ જવા લાગ્યો, તેનું કુશળ પૂછવા લાગ્યો અને દારૂ વિગેરે વ્યસનથી અલિપ્ત રહેવા માટે તેને ઉપદેશ કરવા લાગ્યો, ત્યારે તો સર્વ આશ્ચર્યથી ચકિત થઇ ગયા અને એમને આશા બંધાઇ કે આની કારકીર્દી ઘણી સુખરૂપ નીવડશે. પહેલાં તો લોકોને સુબેદારનાં દર્શન વર્ષમાં એકવાર પણ ભાગ્યે થતાં, પરંતુ દુલીન તો પગે ચાલીને દરેક નાના ખેડુતને પણ મળવા જતો હતો. પહેલાંના સુબેદાર કદાચ ફરવા નીકળે તો સાથે હાથી, ઘોડા, રથ વિગેરે તેમજ પુષ્કળ માણસોને લઇને નીકળતા, એટલે ગરીબ પ્રજાને માથે આવા મોટા ખર્ચનો બોજો પડતો હતો. દુલીન તો પોતાની સાથે માત્ર બે ચાર સ્વાર જ રાખતો અને તેનો ખર્ચ પણ એ પ્રજાને માથે પડવા દેતો નહોતો. કોઇને કોઇ ફરીઆદ કરવી હોય તો તે બેધાશક રીતે ઠેઠ દુલીન સુધી પહોંચી જતો અને તેમ કરતાં તેને કશો પ્રત્યવાય કરવામાં આવતો નહિ. જ્યાં ત્યાં દારિદ્ર ડોળા ધુરકાવી રહ્યું હતું એટલે લોકો પેટનો ખાડો પુરાય તેવા હેતુથી દુલીન પાસે

જતા. એમની શી વ્યવસ્થા કરવી તેનો દુલીનને એક ગુંચવાડોજ હતો. જો એમના પેટની વ્યવસ્થા ન થાય તો એ લોકો અવળે માર્ગે ચઢી જાય. વળી એટલા બધા માણસોનું પોષણ કરવા જેટલા એની પાસે પૈસા પણ નહોતા. છેવટે એણે પ્રાંતના શ્રીમાન લોકોને દરબારમાં એકઠા કર્યા, તેમને પોતાનો હેતુ સમજાવ્યો અને તેમની પાસેથી કરજે પૈસા લઇને નદી આગળ એક બંધારો બાંધવાનું કામ શરૂ કરી દીધું. આથી જે બેરોજગારી હતા તેને રોજગાર મળી ગયો અને તેઓ પ્રજાને રંજાડતા બંધ થઇ ગયા. વેપાર ધંધો પણ પછી ધમધોકાર ચાલવા લાગ્યો. ઘણા થોડા ખર્ચે લોકોને ન્યાય મળવા લાગ્યો. લોકો દારૂ જેવા વ્યસનમાંથી મુક્ત થતા ગયા અને એમનામાં સદાચરણથી ચાલવાની વૃત્તિ વધવા લાગી.

સ્વયંસૈનિકોના રીત દાખલ કરી દેવાથી ઠેરઠેર લોકોમાં ક્ષાત્ર-તેજ ચમકી ઉઠયું એટલે ગુલાબસિંહ જેવા નીચ માણસોના મનમાં દહેશત પેસી ગઇ. ટુંકમાં કહીએ તો કાંગ્રા પ્રાંતમાં, ૧૯૧૪ ના યુદ્ધ પહેલાંના જર્મની જેવું બંધારણ થઇ ગયું. આવી સુંદર વ્યવસ્થાથી લોકો દુલીનનાં ઓવારણાં લેવા લાગ્યા. શ્રીમંત લોકો એને જોઇએ એટલા પૈસા કરજે આપવા તૈયાર થઇ ગયા અને કાંગ્રાનો પ્રત્યેક સીપાઇ દુલીન માટે જાન આપવા પણ તૈયાર થઈ ગયો. આ પ્રમાણે દુલીનનો યશ સર્વત્ર પ્રસરી રહ્યો. ઠેઠ મહારાજાને કાને પણ એના યશનાં દુંદુભિ સંભળાવા લાગ્યાં. દુલીનની આવી જ્યાં ત્યાં મુક્ત કંઠે પ્રશંસા થવા લાગી એટલે મહારાજાના આનંદનું પૂછવું શું ?

મહારાજા ઉપરાંત આ આનંદના ભાગીદાર ચાંદખાં અને ફકિર અજીજુદ્દીન પણ હતા. ચાંદખાં દુલીનને દરબાર વિષયમાં ઘણા પત્રો લખતો હતો એટલે દુલીન ત્યાંની સ્થિતિથી પુરેપુરો માહીતગાર

રહેતો. ફકિર અજીજુદ્દીનનો આનંદ જુદાજ પ્રકારનો હતો. ધ્યાનસિંહ વિગેરેનો જ્યારે એવો મત હતો કે આવો મોટો અધિકાર એક નવા આવેલા પાશ્ચાત્ય તરુણને આપવો એ સલાહ ભર્યું નથી, તે વખતે પોતાની જવાબદારી ઉપર અને પોતે એના જામીન થઇને દુલીનને આવો અધિકાર ફકિરજીએ મેળવી આપ્યો હતો. દુલીનની કર્તવ્યપરાયણતાની ફકિરજીને પ્રથમથી જ ખાતરી પડી ચુકી હતી: છતાં પૂર્ણ અવ્યવસ્થિત થઈ ગયેલ અંધાધુંધીવાળા મુલકને દુલીન શી રીતે વ્યવસ્થિત કરશે તેની એમને એક મોટી ચિંતાજ હતી. પરંતુ દુલીનની દક્ષતાએ એમની એ ચિંતા નષ્ટ કરી નાખી એટલે એમના જીવને નિરવધિ આનંદ થઈ ગયો. મહારાજા પ્રસન્ન થઈ ગયા એથી તો ફકિરજીનો ઉત્સાહ ઘણો જ વધી ગયો અને એમણે હર્ષમાં આવી જઇને સાંકેતિક ભાષામાં ઘણા પત્રો દુલીનને લખી નાખ્યા. એવા કેટલાક પત્રોમાં તો મહારાજાની પણ મોહર હતી. આવા પત્રો વાંચીને દુલીન પોતાનો શ્રમ સાર્થક થયેલો ગણતો અને એની ઉદ્યોગશીલતા વધારે ઝળકી આવતી.

---

## પ્રકરણ ૨૦ મું

## પ્રાણ-હરણ

દુલીન ઉપર ગોળી છોડનારા દુષ્ટ લોકોનો શોધ કરવા અલિવર્દીખાં કેટલાક માણસોને લઇને ગયો છે એ અમારા વાંચકવૃંદના લક્ષમાં હશેજ. એનું પછીથી શું થયું તે જાણવાની ઈંતેજારી પણ એમને પ્રકટેલી હશે એટલે એમની એ ઈંતેજારી સંતોષવી આવશ્યક છે. અલિવર્દીને ગયે આજ કાલ કરતાં એક મહિનો તો થઇ ગયો, છતાં એ આવ્યો નહિ તેથી દુલીનને ફિકર થવા લાગી. મન હંમેશાં અશુભનું ચિંતન કરવામાં વધારે વળે છે; એટલે એ મનના સ્વભાવ

પ્રમાણે અલિવર્દીખાંના સંબંધમાં દુલીનને હજાર શંકા કુશંકાઓ થવા લાગી. કેટલીકવાર તો એને એમ પણ થઇ જતું કે લાવ એનો શોધ કરવા બીજાં માણસો મોકલું. વળી એ વિચાર બદલાતો અને અલિવર્દી ઘણો તીક્ષ્ણ બુદ્ધિનો છે એટલે એ કાર્ય સાધીને જલદીજ આવી પહોંચશે, માટે એની થોડો સમય રાહ જોવી એમ પણ એને થતું. આવા વિચારમાં એ દિવસો નિર્ગમન કરી રહ્યો હતો તેવામાં એક દિવસ અલિવર્દીખાં ઓચીંતો આવી પહોંચ્યો. એના આવ્યાની ખબર જોત જોતામાં આખા કિલ્લામાં પ્રસરી ગઇ એટલે જે તે એને મળવાને દોડી આવ્યું. અલિવર્દીખાં એમને એમ પાછો ફર્યો નહોતો. એ સાત ગુનેગારોને પકડી લાવ્યો હતો. એટલે દુલીન ઉપર પ્રેમ રાખનારા તમામ માણસોને ઘણો આનંદ થઈ ગયો અને તેઓ અલિવર્દીની પીઠ થાબડવા લાગ્યા. લાંબી મજલ કરીને અલિવર્દીખાં આવ્યો હતો એટલે કેટલોક સમય વિશ્રાંતિ લઇને એ દુલીનને મળ્યો અને અત્યંત નમ્રપણે નમન કરીને એ બધી હકીકત કહેવા લાગ્યો. "હજુર, હું આ જે સાત માણસોને પકડી લાવ્યો છું તેમનો ધંધોજ ખુન કરવાનો છે. આ લોકોની એક મોટી ટોળી છે. કોની કોની વચ્ચે વેરાણું છે, કોને કોને એક બીજા સાથે વૈમનસ્ય થઇ ગયું છે, તેની એ ઉઘાડી આંખે તપાસ રાખ્યાજ કરવાના. પછી તેમાંના એકાદ પક્ષને મળી જઇને, તેની સાથે સંતલસ કરીને, અમુક રકમ લેવાની નક્કી કરીને, ગમે તેવું ભયંકર કામ કરવાને આ ટોળી તૈયાર થઇ જાય છે. જ્યારે આપની સ્વારી લાહોરથી નીકળી ત્યારે દંડવરસિંહ અને આપની વચ્ચે કલહ ઉભો કરીને સારી રકમ મેળવવાની આશાએ એ સાતે જણા યુક્તિ કરીને આપણા લશ્કરમાં દાખલ થઇ ગયા. આ સાત પૈકી ચાર જણાને તો પોતે હિંદુ છે કે મુસલમાન તેની પણ ખબર નથી; એટલે એમને ધર્મનો ભય તો છેજ નહિ.

બાકીના ત્રણ અત્યંત નીચ જાતિના છે. આ લોકો મૂળે છે બુદ્ધિશાળી, એટલે નંદસિંહ અને હજુર વચ્ચેનું વૈમનસ્ય એ પારખી ગયા અને નંદસિહ આપની વિરુદ્ધ ખટપટ કરી રહ્યો છે એવી પણ એમને ખબર મળી ગઇ. તેથી ધીરે ધીરે નંદસિંહની પલટણમાં એમણે પ્રવેશ કરવા માંડયો અને નંદસિંહનો જમણો હાથ જે મહંમદશાહ તેની સાથે ગુપ્તગોષ્ઠ કરવા માંડી. હજુરનો પ્રાણ લેવાનો એટલે એ તો ખરેખરૂં ભયંકર કામ. આ વાત તો કોઇનેયે કાને જવી ન જોઇએ. તેથી મહંમદશાહે પહેલી એમની ખાતરી કરી લીધી અને પછી એમને હજાર જાતના સોગન ઘાલીનેજ મુદ્દાની વાત સંભળાવી. આ લોકોએ હજુરનું ખુન કરવાની કબુલાત આપી એટલે મહંમદશાહે એમના પરચુરણ ખર્ચ બદલ પહેલા પાંચસો રૂપીઆ આપી દીધા; અને તેમને સોંપાયલું કાર્ય એ પાર ઉતારીને આવે એટલે દરેકને બીજા પાંચસો પાંચસો રૂપીઆ આપવાનું મહંમદશાહે વચન આપ્યું.

આ ભયંકર કાર્યની જવાબદારી માથે રાખ્યા પછી ક્યાં આગળ આ કાર્ય પાર ઉતારવું તેની એ વાટાઘાટ કરવા લાગ્યા. આ સાતમાંથી ચાર જણા કાંગ્રા પ્રાંતના ભોમીઆ હતા એટલે હજુરની સ્વારી કાંગ્રાપ્રાંતના ડુંગરાળ ભાગમાં આવી પહોંચે તે વખતે આ કાર્ય કરી નાખવાનું એમણે નક્કી કરી દીધું. તેવામાં હજુરને શિકારનો જબરો શોખ છે તેની પણ એમને ખબર પડી, એટલે આપ શિકારે નીકળો તે વખતે આપનું કાત્યાયન કરી નાખવું એવો એમણે બેત રચી રાખ્યો અને દિવસ પણ નક્કી કરી દીધો. એક તો એમનામાં કોઇ એવો દક્ષ માણસ નહોતો અને બીજું એ કે હજુરનું ભાગ્ય જોર કરતું હતું; એટલે એ નીચ લોકોને પોતાના કાર્યમાં યશ ન મળ્યો. હજુર નાળું ઉતરતા હતા તે વખતે એ લોકોએ કેવી રીતે બંદુકોના

આર કર્યા, પોતે પકડાઇ ન જાય માટે કેવી કેવી યુક્તિ વાપરીને નાઠા, નાળામાં ને નાળામાં થઈને સામી બાજુએ કેવી રીતે ગયા એ બધી હકીકત તો મેં હજુરને તે દિવસે કહીજ છે. પોતે પકડાઇ જશે એવી એમને તો કલ્પના સરખીએ નહોતી અને એમનું એ ધારવું ખોટુંએ નહોતું; પણ ખૈરાતઅલ્લી અને વયાજઅલ્લી એ બન્ને એમના કરતાં ઘણા હુશીઆર નીકળ્યા અને ઘણી સીફતથી એમને પકડી કાઢયા. આ દેશમાં આવા હુંશીઆર જાસુસો છે એમ એ બદમાસો જાણતા હતા એટલે બહુજ સાચવી સાચવીને એ પગલાં ભરતા હતા; અને એમને ખબર પડી ગઇ કે એમની પાછળ જાસુસો પડેલા છે એટલે તો એ ઘણા સાવચેત રહેવા લાગ્યા અને તેને લીધેજ એમને પકડતાં આટલી વાર લાગી. કેટલીક વાર તો અમને એમ લાગેલું કે આજે તો એ ખુનીઓને નક્કી પકડી પાડીશું, પરંતુ તેજ વખતે એ અમારી આંખમાં ધુળ નાખીને છટકી જતા; તે એવા કે એમનો પત્તોજ ન લાગે. કોઇ કોઇ સ્થળે તો રાંધવાને માટે એમણે જે ચુલા સળગાવેલા હોય તેનો દેવતા પણ ટાઢો ન પડયો હોય અને અમે જઇ પહોંચતા; છતાં જેમ શીયાળ પાછળ પડેલા શીકારી કુતરાને થાપ આપીને નાસી જાય તેમ એ લોકો પણ અમને જબરી થાપ આપી આપીને પલાયન થઇ જતા. એક તો ડુંગરમાંના એ ઉંદર થઇ રહેલા, અને બીજું પકડાઇ જાય તો જીવથી માર્યા જવાની એમને દહેશત, એટલે પકડાઇ ન જવાય તેને માટે એ પ્રયત્નની પરાકાષ્ઠાએ પહોંચી ગયા હતા. કેટલેક ઠેકાણેથી તો એ એવી યુક્તિ કરીને નાઠેલા કે ખૈરાતઅલ્લી અને વયાજઅલ્લી બન્ને દિગ્મૂઢ થઇ જતા અને હવે તેમનો કયાં શોધ કરવો તેની વિમાસણમાં પડી જતા. છતાંએ એમની હુશીઆરીનાં હું જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાંજ છે. હું તો તદ્દન નિરાશ થઇ ગયો હતો એટલે મેં સંતાપ

પામીને અને ખીજવવાઇ જઇને ખૈરાતઅલ્લીને કહ્યું "બેઅક્કલ, તું વિના કારણ અમને બધાને આવાં જંગલોમાં અથડાવે છે. બદમાસો તો તને હાથ તાળી આપીને છટકી જાય છે અને તું તો બાધા જેવો આમ તેમ ભટકયાજ કરે છે." મારા બોલવાથી એ ક્રોધ ન કરતાં ઉલટો હસવા લાગ્યો અને રીંછનાં પગલાં જેવાં જણાતાં ચિન્હો મને બતાવીને એ બોલ્યો "એ બદમાસો જવાના છે કયાં? આ જુવો." ખૈરાતના બોલવાથી તો મને વધારે ક્રોધ ચઢી ગયો એટલે ક્રોધાન્વિત થતો બોલ્યો "મૂર્ખા, આ શું મનુષ્મનાં પગલાંનાં ચિન્હ છે? આની પાછળ પાછળ દોરીને તું શું રીંછને અમારૂં બળીદાન દેવા ધારે છે?" મારો આ પ્રશ્ન સાંભળીને હાથ જોડતો એ બોલ્યો "ખાં સાહેબ, ખૈરાતને એવી દગાબાજી કરતાં આવડતી નથી. હું એ નીચ લોકોને પકડી શકીશ એવી મારી ઉમેદ છે અને આ ચિન્હ જોઇને તો તેમને પકડી પાડવાની મને પુરી ખાતરી થઇ ચુકી છે. આ ચિન્હો તમને રીંછનાં પગલાં જેવાં જણાય છે ખરાં પણ તે કાંઇ તેનાં પગલાં નથી; આ તો માત્ર આપણને ઠગવા માટેજ ખાસ કરેલાં છે. પણ યાદ રાખજો, આ બદમાસોએ ઉંધે માથે અને પગ ઉંચા કરીને ચાલવાનો પ્રયત્ન કરેલો હશે, તોપણ હું એમને પકડી પાડીશ. પરંતુ, આ તો ચોકખી નિશાનીઓ છે અને આ નિશાનીઓ ઉપરથી હું રમતમાં એમને પકડી પાડીશ. એ બદમાસો પુરા ભામટા છે એ વાત ખરી પણ આ ખૈરાતને હવે એ થાપ આપી શકે એમ નથી. એમણે કેવી ખુબી કરી છે તે હજુ તમારા લક્ષમાં આવી નથી. એમણે તો આપણને ભૂલાવામાં નાખવાનોજ પ્રયત્ન કર્યો છે. એમની પાસે એક ઘોડો હતો પરંતુ એમણે તે સાથે ન રાખતાં કોઇ અન્ય સ્થળે રાખેલો છે. આ જગ્યાએ આવીને એમનામાં જે સૌથી મજબુત અને ઉંચો હશે

તે આ ઝાડ નીચે ઉભો રહ્યો હશે અને બાકીના છએ જણા પગની પાટલીને ટેરવે ટેરવે ચાલીને આ ઉભા રહેલા માણસના શરીર ઉપર ચઢીને આ ઝાડ ઉપર ચઢી ગયેલા, અને પછીથી આ જોડા જોડ પુષ્કળ ઝાડો છે એટલે એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર એમ કુદી કુદીને એ ઘણે લાંબે ગયેલા. આપણે આ ઝાડી વટાવીને પેલી બાજુએ જઇશું એટલે તરતજ આપણને પાછાં પગલાં જણાશે."

હજુર, ખેરાતનું એ અનુમાન સર્વાંશે સત્ય ઠર્યું. ઝાડીની પેલી બાજુએ ગયા એટલે અલ્પ પ્રયત્ને અમને એમનાં પગલાં દૃષ્ટિએ પડયાં અને એને આધારે આધારે અમે આગળ ચાલ્યા. પકડાઇ ન જવાય તેને માટે એ નીચ લોકોએ જે પ્રયત્ન કર્યો હતો, તે તો અકલ્પનીયજ હતો. કેટલેક ઠેકાણે પેટે ચાલીને, તો કેટલેક ઠેકાણે એકમેકની પીઠ ઉપર ચઢીને જીવ બચાવવા માટે નાસી જવાનો તેઓ એક સરખો પ્રયત્ન કરી રહ્યા હતા; પણ આ પ્રમાણે કયાં સુધી નભે? આવી પદ્ધતિથી પલાયન કરવું, વળી પેટને ભાડું આપવું, એ બધું શી રીતે થઇ શકે? એટલે એમને ખાવા પીવાની ઘણી મુસ્કેલીઓ નડવા લાગી. નિરુપાયે એક નાના ગામડામાં જવાનો એમણે પ્રયત્ન કર્યો. એમની પુંઠે પુંઠે અમે પણ ગયા અને તે ગામડામાં જઇને તેમનો શોધ કરવા માંડયો. આ ગામનું નામ નંદનપુર છે અને એ કોટકાંગ્રા પ્રાંતનુંજ ગામ છે. ગામની આસપાસ ચોકી પહેરો મુકીને કોટવાળને મેં તેમની તપાસ કરી તેમને પકડી લાવવાનું કહ્યું. પહેલાં તો એણે મારૂં કહ્યું ન કર્યું અને બેપરવાઇભર્યો જવાબ આપ્યો; પણ મેં જરા દમ ભીડાવીને હજુરનું નામ કહ્યું ત્યારે એ એકદમ નરમ પડી ગયો અને મને બધી રીતે મદદ આપવા માંડી. મને મદદ કરવાનું કારણ એણે એવું જણાવ્યું, કે એક તો હજુરની કારકીર્દીથી એને હજુર ઉપર ઘણો

ભક્તિભાવ હતો અને બીજું એ કે સાહેબને મદદ કરવા માટે આ પ્રાંતના કોટવાલોને લેનાસિંહનો હુકમ હતો. એણે મને મારી સાથેનાં માણસો સાથે એ ગામમાં થોડી વિશ્રાંતિ લેવાનો આગ્રહ કર્યો અને એ જાતે કેટલાક સીપાઇઓને લઇને પેલા બદમાસોને પકડવા ગયો. થોડીવારમાં જ પેલા સાતે જણને પકડી આણીને એણે મારી આગળ હાજર કરી દીધા. મારી આગળ જેવા આ બધાને કોટવાલે હાજર કરી દીધા, તેવો જ ખૈરાતઅલ્લી એકદમ દોડતોકને એમાંનો જે સર્વથી ઉંચો હતો તેની પાસે જઇને ઉભો રહ્યો, અને પેલા બાકીનાઓની સામે આંગળી કરીને કહેવા લાગ્યો " લુચ્ચાઓ ખરૂં બોલજો, તમે આ માણસની ખાંધ ઉપર ચઢીને ઝાડ ઉપર ચઢી ગયા હતા કે નહિ ? " ખૈરાતનો આ પ્રશ્ન સાંભળીને સર્વને મરવા જેવું લાગ્યું અને તે નીચું જોવા લાગ્યા. અમે બધાએ પ્રવાસની અથડામણથી ઘણા થાકી ગયા હતા એટલે તે દિવસે નંદનપુરમાં જ મુકામ કર્યો અને સારી રીતે વિશ્રાંતિ લઇને પછી બીજે દિવસે ત્યાંથી નીકળ્યા. "

અલિવર્દીનું વૃત્તાંત સાંભળીને દુલીન થોડીવાર સચિંત બેસી રહ્યો અને આ ઘટનાનું એકંદર રીતે આલોચન કરીને એ બોલ્યો " આ લોકોને પકડયા પણ તેમને ખાવાનું આપ્યું હતું ? "

અલિવર્દીએ કહ્યું " હજુર, એટલુંયે આ અલિવર્દીને શિખવવું પડતું હશે ! મને તો શું પણ મારી સાથેના બધાને એમની દયા આવી અને સૌથી પહેલું અમે તેમને ભોજન કરાવ્યું. એ લોકો ત્રણ દિવસના અપવાસી હતા. ખાઇ પીને પરવાર્યા પછી અમ અહીં આવવા નીકળ્યા તે વખતે ખૈરાતે એમને પૂછ્યું કે " તમારી સાથે એક ઘોડો હતો તે કયાં છે ? " એટલે એમણે ખૈરાતઅલ્લી અને

વયાજઅલ્લીની ઘણી તારીફ કરી અને આમના મોઢા આગળ કશું છુપાવી શકાય એમ નથી એવું જાણીને એમણે તમામ ખરી હકીકત કહી દીધી. એમણે એક ઘોડો એક ગામમાં લઈ જઇને રાખી મુકયો હતો. હું ત્યાં જઇને પેલા ઘોડાને લઇ આવ્યો. હજુર, એ વાત તો આપના સ્મરણમાં હશે કે જે દિવસે હજુરનું ખુન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, તેજ દિવસે નંદસિંહની પલટણના મોહરસિંહ નામના સ્વારે એનો ઘોડો મરી ગયો છે એવી ખોટી હકીકત કહી હતી. પણ ખરી રીતે એનો ઘોડો મરી નહોતો ગયો પણ નાસ ભાગમાં એ પોતાનો ઘોડો આ લોકો આગળ છોડીને આવતો રહ્યો હતો. આ પ્રકરણમાં એકંદર રીતે દસ જણા ગુનેગાર છે. મુખ્ય નંદસિંહ, બીજો મહંમદશાહ, ત્રીજો મોહરસિંહ અને બાકીના આ સાત. ”

દુલીને આ હકીકત સાંભળ્યા પછી આગળ શું કરવું તેનો વિચાર કરી નાખ્યો અને બીજે દિવસે આ પ્રકરણની સર્વના દેખતાં તપાસ કરવાનું એણે ઠરાવ્યું. રાતે પેલા સાતે જણનું કહેવું દુલીને બરોબર સાંભળી લીધું. નંદસિંહનો પક્ષ લઇને દુલીન ઉપર ગમે તેવો આક્ષેપ ઢોળી પાડે તેવાં દરબારમાં ઘણાં માણસો હતાં અને એ બધાએ શિખ જાતિના, એટલે દુલીને બીજે દિવસ તપાસ ચલાવતી વખતે કોટકાંગ્રા પ્રાંતના શિષ્ટ ગણાતા સરદારોમાંથી ચારને ખાસ બોલાવી રાખ્યા અને તેમને લઇને એ ન્યાયાસન ઉપર જઇને બેઠો. આ બધો શો પ્રકાર બને છે તે બધા જાણે તેટલા માટે દુલીને તમામ સૈન્ય વ્યવસ્થાથી ત્યાં ઉભું કરી દીધું હતું. શહેરમાંથી પણ ઘણા માણસો આ તપાસ ચાલતી હતી તે જોવાને ન્યાયાસન આગળ એકત્ર થઇ ગયા હતા. બધી તૈયારી થઇ ગયા પછી પેલા સાત

બદમાસોને ન્યાયાસન આગળ લાવીને ખડા કરી દેવામાં આવ્યાં. એમને જોતાં જ સર્વેએ જાણી લીધું કે એ બડી બદમાસ ટોળીના છે. આ લોકો ઉપર કયા ગુનાનો આરોપ છે તે દુલીને સર્વને સમજાવ્યું અને પછી એણે આ બદમાસોને પૂછ્યું " બોલો તમે આ ગુનો કર્યો છે ? " આ સાંભળીને કેટલાને તો લાજ આવી ગઇ અને શરમના માર્યા નીચું જોઇ રહ્યા. કેટલાકે ડોકું હલાવીને માત્ર 'હા' એટલું જ કહ્યું અને એક જણે આક્રંદ કરતાં કરતાં આંખમાંથી અશ્રુ સારતાં બધી હકીકત કહી નાખી. આ હકીકતમાં મોહરસિંહ, મહંમદશાહ અને નંદસિંહનાં નામ પણ બોલાયાં, એટલે એ ત્રણેને પણ ન્યાયાસન આગળ ઉભા કરવામાં આવ્યા. નંદસિંહનું પદ અને માન જાળવવા દુલીને એને બેસવા ખુરસી આપી અને બાકીના પેલા બે જણને ઉભા જ રાખ્યા. એમાં મોહરસિંહ વૃદ્ધ અને મહંમદશાહ જુવાન હતો. એમને પણ ગુનો કર્યો છે કે નહિ તે સવાલ પૂછવામાં આવ્યો; એટલે એ લોકોએ તો તિરસ્કારપૂર્વક " અમે તો આમાંનું કશુંયે જાણતા નથી અને અમે કેવળ નિર્દોષ છીએ " એમ જ કહેવા માંડયું. દુલીને ત્રણે જણને ચુપ રહેવાનું કહ્યું અને એકલા મહંમદશાહને આડાઅવળા સવાલો પૂછવા માંડયા. મહંમદશાહ પ્રત્યેક સવાલનો જવાબ પરસ્પર વિરુદ્ધજ આપવા લાગ્યો એટલે એની સ્થિતિ બહુ કફોડી થતી ગઇ. છેવટે એ તો રડવા જેવો થઈ ગયો. એણે નંદસિંહનું તમામ કપટ નાટક ઉઘાડું કરી દીધું. એણે કહેલી હકીકત સાંભળીને બધા આશ્ચર્યચકિત થઇ ગયા અને જે તે નંદસિંહને ફીટકાર આપવા લાગ્યા. ત્યારપછી મોહરસિંહનો વારો આવ્યો. પહેલાં તો એણે કાને હાથજ દઈ દીધા અને હું તો કશુંયે જાણતો નથી એમ કહી દીધું; એટલું જ નહિ પરંતુ વધારામાં

એવુંએ કહ્યું કે કોઇ નીચ માણસે મારી અને નંદસિંહની આબ-રૂને ઝાંખ લગાડવાનો મલીન પ્રયત્ન કરીને આ બનાવટી વાત રજુ કરેલી છે. સાહેબ બહાદુરે અમારૂં આવી રીતે અપમાન કરેલું છે, પણ તે વિષયમાં અમે સાહેબનો કાંઇ જવાબ લેવા માગતા નથી. કારણ કે અમે જાણીએ છીએ કે સાહેબ કોઈ લબાડી મનુષ્યના કહેવાથી ભોળવાઇ ગયા છે." આવી રીતે એણે તો સામો દુલીનને દમ દીધો. દુલીનને આથી હસવું આવ્યું. એણે હસીને મોહરસિંહને પૂછયું "વારૂ મોહરસિંહ, તમારો ઘોડો મરી ગયો એવું જે તમે કહ્યું હતું તે તો ખરી વાત છે ને ?" મોહરસિંહે કહ્યું "હા સાહેબ, મારો ઘોડો મરી ગયો એ તો મેં આપને તેજ દિવસે કહ્યું હતું."

મોહરસિંહે આવો જવાબ દીધો કે તરતજ ન્યાયાસનની પાછ-ળની બાજુએ પડદો ઉંચો થયો અને ત્યાં આગળ એક સુંદર હૃષ્ટ પુષ્ટ ઘોડો ઉભો રહેલો જણાયો. એ ઘોડા સામે અંગુલી-નિર્દેશ કરીને દુલીને કહ્યું: "મોહરસિંહ, તમારો મરી ગયેલો ઘોડો તે આજ ને ?"

"ના સાહેબ, આ મારો ઘોડો નથી. મારા ઘોડા જેવો દેખાય છે એટલુંજ."

મોહરસિંહે આવો જવાબ દીધો એટલામાં તો સૈન્યમાંથી હજારો લોકો બોલી ઉઠયા "નહિ સાહેબ, આજ ઘોડો મોહરસિંહનો છે." મોહરસિંહનું મુખ ઘોડો જોઈને કાળું ચટ પડી ગયું અને બધાએ એની વિરુદ્ધ સાક્ષી પુરી તેથી એનું શરીર ભયથી થરથર કંપવા લાગ્યું. એની આંખમાં પાણી ભરાઇ આવ્યું. એ બોલ્યો "દુલીન સાહેબ, ક્ષમા કરો. હું અપરાધી છું. મારી વૃદ્ધાવસ્થા

તરફ નજર કરો. મને નંદસિંહે ફસાવ્યો છે. પછી દુલીને નંદસિંહને પૂછ્યું "બોલો હવે તમારે શું કહેવું છે ? " નંદસિંહ ઘણી સીફતથી બોલવા લાગ્યો "હું અપરાધી છું કે નિરપરાધી છું તેની તપાસ ચલાવવાનો અધિકાર સાહેબનો નથી પણ મહારાજા રણજીતસિંહનો છે; એટલે એમને મારી તપાસ ચલાવવી હશે તો ચલાવશે. બીજું, સાહેબના મનમાં ગમે તે હશે પરંતુ હું સર્વને સ્પષ્ટ જણાવી દઉં છું કે હું સંપૂર્ણ નિરપરાધી છું." નંદસિંહના મુખમાંથી આટલા શબ્દો બોલાઇ રહ્યા ન બોલાઇ રહ્યા એટલામાં તો "એજ મુખ્ય બદમાસ છે" એમ હજારો જણા બોલી ઉઠ્યા. પછી દુલીને પોતાની પાસે બેસાડેલા ચાર સરદારોનો અભિપ્રાય પૂછ્યો એટલે તે ચારે જણાએ એકમત થઇને કહ્યું કે "આ બધાએ અપરાધી છે અને તેમને ઘણી ભારે શિક્ષા થવી જોઇએ." ત્યારબાદ થોડીવાર વિચાર કરીને દુલીન બોલ્યો "નંદસિંહ, તમે અપરાધી છો એવી મારી તો શું પણ અહીં એકઠા થયેલા તમામ લોકોની ખાતરી થઇ ગયેલી છે. મહારાજા રણજીતસિંહનો હું એક ન્યાયપ્રિય સેવક છું એ દૃષ્ટિએ અને રાજ્યના સુરક્ષિતપણા માટે તમને શિક્ષા કરવાની મારે માથે કડવી ફરજ આવી પડી છે તેને માટે મને ઘણું દુઃખ થાય છે. તમારા અપરાધની ક્ષમા કરવી એ તો અનુચિતજ ગણાય; તોપણ ફરીથી તમે ભવિષ્યમાં આવું કૃત્ય નહિ કરો તેના ચાર સારા જામીન આપીને ક્ષમા માગો તો તમને શિક્ષા કરવામાં નહિ આવે."

નંદસિંહને ખાતરી થઇ હતી કે પોતે નિર્દોષ છે એમ સાબીત કરવું ઘણુંજ મુશ્કેલ છે. તે વખતે પોતાનાં કાળાં કૃત્યો ઉઘાડાં પડી ગયાં હોવાથી રગેરગે વિષથી ભરેલા કૃષ્ણ સર્પ પ્રમાણે ફુંફાડા મારતો ક્રોધકંપિત

દૃષ્ટિએ એ બધાના સામું જોવા લાગ્યો. અલ્પ કાળમાં એનો ક્રોધ સીમા વટાવી ગયો અને પાંજરામાં પુરાયેલા સિંહની માફક મનમાં આવે તેમ બરાડા પાડી બકવા લાગ્યો. દુલીનને તું તાં કરીને સંબોધવા લાગ્યો. દુલીને ક્ષમા માગવાની વાત કાઢી એટલે તો એનાં ચક્ષુ કપાળે આવ્યાં અને એ લાલ પીળો થઇ જઇને બોલ્યો "અરે જા ફિરંગી કુતરા, તારા જેવા ભિખારડાની હું ક્ષમા માગું ? તારાથી થાય તે કરી લે. તને અધિકાર હોય તેટલી બધી શિક્ષા ફરમાવી દે; પણ યાદ રાખજે આ નંદસિંહે પણ તારે માટે મૃત્યુનું બાણ તૈયાર કરી રાખેલું છે." નંદસિંહનો આ હૃદયોદ્‌ગાર બહાર પડતાંજ આખો જનસમૂહ ખળભળી ઉઠયો અને " નંદસિંહને ફાંસી દો, નંદસિંહને ફાંસી દો " એવા ઉદ્‌ગાર દરેકના મોઢામાંથી નીકળી પડયા. દુલીન ન્યાયાસન ઉપરથી ઉભો થયો અને " ખામોશ " કહીને પોતાનું જજમેન્ટ વાંચવાનો એણે આરંભ કરી દીધો. એમાં પરમપ્રતાપી મહારાજા રણજીતસિંહની સુરાજ્યવ્યવસ્થાનો ઉલ્લેખ કરીને એ વ્યવસ્થા કાયમ રહે તેટલા માટે રાજ્યમાંના બદમાસોને નાબુદ જ કરવા જોઇએ એવી શરૂઆત કરીને પછી આ કેસની હકીકત સુસંગતિથી વાંચી સંભળાવી. એ હકીકત સાંભળીને સૈન્યના તમામ માણસને એવું લાગી આવ્યું કે દુલીનના રોષની પરવા ન કરતાં નંદસિંહ ઉપર એકદમ ગોળીબાર કરી દેવો, પણ એમનાથી એમ ન થઇ શક્યું. પછી નંદસિંહને શિક્ષા કરવી પડે છે તેને માટે દુલીન દીલગીરી જણાવી બોલ્યો "અને નંદસિંહ શિવાયના બાકીના નવ જણને આજન્મ કારાવાસની શિક્ષા કરવામાં આવે છે અને એમને ડાબે ખભે ખુની અને જમણે ખભે બદમાસ એવા અક્ષરોના ડામ દેવા તથા સર્વની સમક્ષ તેમને સો સો ફટકા મારવા. મોહરસિંહ વૃદ્ધ છે

એટલે એમને ફટકાની સજા કરવામાં આવતી નથી. નંદસિંહે અનેક અપરાધો કર્યા છે. એને જે શિક્ષા કરીએ તે થોડી છે એટલે એને ફાંસીની સજા કરવામાં આવે છે. " એમ બોલીને દુલીન પોતાના આસન ઉપર બેસી ગયો. એ બેઠો એટલે "દુલીન સાહેબ કી જય" ની ગગનભેદી જયઘોષણાઓ થવા લાગી. પછી નવે જણાના ખભા ઉપર ખુની અને બદમાસની છાપોના ડામ દેવામાં આવ્યા અને તેમને ફટકા પણ માર્યા. પછી નંદસિંહને ફાંસીને માંચડે લાવવામાં આવ્યો તે વખતે દુલીને ફરીથી એને કહ્યું કે " ક્ષમા માગી લો." પણ એણે ઉલટી દુલીનને દસ વીસ ગાળો દઇ દીધી અને વધારામાં કહ્યું કે "મારી પ્રાણજ્યોતિ બુઝાઇ જશે તે જ સમયે તારી પ્રાણ-જ્યોતિ પણ અળપાઈ જશે." નિરૂપાયે દુલીને ચાંડાળને હુકમ કર્યો અને તરત જ નંદસિંહને ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યો. આ હૃદયદ્રાવક ઘટનામાં સર્વનું લક્ષ પરોવાઇ ગયું હતું એટલામાંજ એક ઘણો શોકજનક બનાવ બની ગયો. ભીંડમાંથી એકાએક ઢુંમ કરતો અવાજ આવ્યો અને તે અવાજ સાથે જ એક બંદુકની ગોળી દુલીનના શરીરને વીંધીને આરપાર નીકળી ગઇ. એ ચૈતન્યરહિત થઇને ભૂમિ ઉપર પડયો અને આખું કોટકાંગ્રા શોકસાગરમાં ગરકાવ થઈ ગયું.

---

## <u>પ્રકરણ ૨૧ મું</u> <u>લીલા</u>

નંદસિંહ જેવા દુષ્ટ જનને જગતમાંથી નાબુદ કરી નાખવો એ ગમે તેટલું ન્યાયયુક્ત હશે, તો પણ એમાં ઘણું ભારે જોખમ સમાયલું હતું એ વાત દુલીનના સ્મરણની બહાર નહોતી; પરંતુ

આવા ઝેરીલા નાગને જીવતો રાખવો એ તો ભયંકરમાં ભયંકર. એટલે ભવિષ્યની આપત્તિ તરફ દુર્લક્ષ કરીને પણ નંદસિંહને ફાંસી દેવીજ પડી અને એ રીતે નંદસિંહ ગતપ્રાણ થઇ ગયો, સદાને માટે ભવપટ ઉપરથી ભૂસાઇ ગયો, એ આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયા. પારકાના દોષો પ્રતિ દુર્લક્ષ કરવું એ દુલીનનો સ્વભાવ નહોતો. અપરાધીને તેના અપરાધનું ફળ મળવુંજ જોઇએ, નહિ તો અપરાધી વધારે ઉન્મત્ત થઇને વધારે પીડા પમાડે એવી દુલીનની માન્યતા હતી. એ માન્યતા ખરી પણ હતી. વળી બીજાએ અન્યાયથી કરેલી પીડા સહન કરવી એ અધર્મ જ ગણાય એમ એ માનતો હતો. બીજો આપણને પીડા પમાડે અને તે આપણે મુગે મોઢે સહન કરીએ, એમાં ઉદારતા અને દયા આવી જતી નથી; પરંતુ તેવાને યોગ્ય શિક્ષા કરવામાં જ દયા અને ઉદારતા રહેલી છે એ સૂત્રને એ ધર્મ ગણતો હતો. ઘણા લોકો એવી સમજના હોય છે કે આપણે શું કામ અત્યાચારીઓને શિક્ષા કરવી જોઇએ ? ઇશ્વર એમને કાંઇ છોડવાનો છે ? આ પ્રમાણે કરીને એ સર્વ ભાર ઇશ્વર ઉપર નાખે છે. પરંતુ ઇશ્વરે મનુષ્યમાં સામર્થ્ય આપ્યું છે, બુદ્ધિ આપી છે, જ્ઞાન દીધું છે; છતાં " ઇશ્વર તું જોજે " એમ કરીને છુટી પડવું એથી તો બેવડા પાતકના ભાગી થવાય. આવા વિચારનો દુલીન હોવાથી ભાવી આપત્તિની પરવા ન કરતાં એણે નંદસિંહને ફાંસી દઇ દીધી હતી. પોતાના ઉપર કદાચ દુષ્ટોનાં દુષ્કર્મોથી વિપત્તિ આવી પડે તો શું કરવું, તેની તજવીજ દુલીને અગાઉથી જ કરી રાખી હતી. નંદસિંહની લેન્સર પલટણમાં જો કે બધા તો તેના પક્ષના નહિ, પરંતુ પાંચ દસ માણસ તો નંદસિંહના ખાસ ભક્ત હતા ખરા. એટલે લાગ આવે નંદસિંહનું વેર લીધા વિના એ લોકો નહિ રહે એવી દુલીનને ખાતરી જ હતી. એટલે એણે બન્નુ, ધન્નુ અને

અલિવર્દીખાંને હાકિમસિંહ કહે તે પ્રમાણે વર્તવાનો હુકમ આપી દીધો હતો; અને એણે હાકિમસિંહને કહી રાખ્યું હતું કે " ન કરે નારાયણ અને કદાચ મારા ઉપર એવો પ્રસંગ ગુજરે, તો મહારાજા રણજીતસિંહનો બીજો હુકમ થતાં સુધી કોટકાંગ્રાની વ્યવસ્થા અમુક રીતે કરવી. બધાનું એવું જ માનવું હતું કે દુલીન ધારે છે તેવો પ્રસંગ આવવાનો જ નથી; છતાંએ હાકિમસિંહે દુલીનના કહેવા પ્રમાણે આગમચેતી વાપરીને પ્રસંગોચિત તમામ વ્યવસ્થા કરી રાખી હતી.

નંદસિંહને ફાંસીને લાકડે ચઢાવ્યો કે તરત જ એની લેન્સર પલટણમાંથી એક ગોળી છુટી; પરંતુ બળવાન પ્રારબ્ધયોગે દુલીનને એ ગોળી મર્મસ્થાનમાં ન વાગતાં એના ડાબા ખભા ઉપર વાગી અને ખભો વીંધીને આરપાર નીકળી ગઇ. ગોળાથી વીંધાતાંજ દુલીનની શક્તિ વીંધાઇ ગઇ. એ ઝટ લઇને જમીન ઉપર બેસી ગયો અને એની દૃષ્ટિ હાકિમસિંહને શોધવા લાગી. હાકિમસિંહ નિકટમાંજ હતો. એણે દુલીનને અદ્ધર ઉંચકી લીધો અને બન્નુએ વિના વિલંબે પોતાના માથાનો પટકો ચીરીને દુલીનના જખમ ઉપર તાત્કાલિકજ કચકચાવીને બાંધી દીધો. દુલીન ધીમે ધીમે સંજ્ઞારહિત થતો જતો હતો, છતાંએ એની દૃષ્ટિ તો નંદસિંહના મૃત્યુથી સૈન્ય કયો માર્ગ ગ્રહણ કરે છે તે જાણવા તે પ્રતિ જ વળેલી હતી. એનો સ્વર ક્ષીણ થતો જતો હતો. એણે મંદ સ્વરે હાકિમસિંહને કહ્યું " મારા કરેલા ન્યાયથી સૈન્યમાં જો અસંતોષ ફેલાયો હોય તો મારી માવજત કરવાનું કાંઇ પણ કારણ નથી." હાકિમસિંહે કહ્યું " હજુર, આપ એ વિષેની કશી કાળજી કરશો નહિ. નંદસિંહને જે શિક્ષા થઈ છે તે યોગ્ય જ થઇ છે એમ

બધાએ માને છે, અને આપના ઉપર આ આકસ્મિક આપત્તિ આવી પડી તેથી બધાએ સંતપ્ત થઇ ગયા છે. જેણે આ ઘોર કૃત્ય કર્યું છે તે નંદસિંહનો બંધુ થાય છે, અને એને પરહેજમાં પણ લીધો છે." દુલીનની સ્થિતિ ક્રમશઃ વધારે ચિંતાજનક થવા લાગી. એ ભાગ્યા તુટયા સ્વરે બોલ્યો "એ નીચને કાંગ્રા પ્રાંતની હદ બહાર કરી દો." આટલું બોલતાં બોલતાં એ બેશુદ્ધ થઇ ગયો. એને તરત જ બંગલામાં લઈ જવામાં આવ્યો અને સૈન્યને પોતપોતાને સ્થાને જવાનો હુકમ મળી ગયો.

દુલીનની માંદગી દરમીયાન એણે આગળથી કરી રાખેલી સુચના અનુસાર હાકિમસિંહે કાંગ્રાપ્રાંતનું અધિકાર–સૂત્ર પોતાના હાથમાં લીધું અને પૂર્વવત્ બધો કારભાર એ ચલાવવા લાગ્યો.

દુલીનને બેશુદ્ધ અવસ્થામાં બંગલે લઇ જવામાં આવ્યો અને સાત દિવસ સુધી એ તેજ સ્થિતિમાં રહ્યો. એની ચેતના–શક્તિ અસંખ્ય ઉપચારો કરવા છતાં સાત સાત દિવસ થયાં પાછી નહોતી આવતી તેથી સર્વેએ એના જીવનની આશા છોડેલી હતી; પરંતુ આઠમે દિવસે આશા–પ્રભાતની આગાહી દર્શાવતી ઉષા પ્રકટ થઇ. દુલીનની મીંચાયલી આંખ ધીમે ધીમે ઉઘડવા લાગી. અત્યારની એની સ્થિતિનું વર્ણન અમે અમારા શબ્દોમાં શું કરી શકવાના હતા? દુલીને પોતાની નોંધપોથીમાં જે હકીકત લખી રાખી છે તેનો જ ઉતારો અમે નીચે આપીએ છીએ.

"આઠમે દિવસે હું કાંઇક શુદ્ધિમાં આવ્યો અને જાણે એકાએક સ્વપ્નામાંથી જાગી ઉઠયો હોઉં એમ મને લાગ્યું. મારૂં મગજ જડતા પામી ગયું હતું એટલે મારી સ્મરણ–શક્તિ છેક નિર્બળ થઇ ગઇ હતી. આંખો ઉઘાડીને આમ તેમ જોતો પણ જાણે હું

સ્વપ્નામાંજ જોઉં છું એવો મને ભાસ થતો. વળી આંખ મીચી દઉં ત્યારે પણ સ્વપ્નાવસ્થાજ. મેં આંખ ઉઘાડીને ચારે તરફ નજર કરી ત્યારે કાંઇ વિલક્ષણુજ પ્રકાર જોયો. મને સંશય આવ્યો કે રખેને મારૂં મગજ બગડી ગયું હોય અને તેને લઇને મને આવું દેખાતું હોય. મારાં ચક્ષુ ઉઘડયાં ને પહેલપ્રથમ મારા કર્ણમાં સુંદરીના કોમળ કંઠમાંથી નીકળતો મધુર રવ ગુંજી રહેલો જણાયો. એ મધુર રવે ધક્કો મારી મારાં બીડાયલાં નયન–કમળ વિકસાવી દીધાં. મારી છેક સમીપમાં એક મહા તેજના અંબાર સમી નવયૌવના બેઠેલી હતી અને તે પોતાના કોમળ કરવડે મને ધીમે ધીમે પવન ઢોળી રહી હતી. આ એક આર્ય રમણીને મારી રુગ્ણ–શય્યાની પાસે બેઠેલી જોઇને હું ઘોટાળામાં પડી ગયો. આ તે સ્વપ્ન હશે, જાદુ હશે કે સત્ય હશે તેની હું કશી કલ્પના કરી શકયો નહિ. મારૂં મગજ શ્રાંત થઈ ગયું હતું, વિચાર કરવાનો શ્રમ સહી શકે એવી સ્થિતિમાં નહોતું; એટલે શ્રમિત મગજે પાછો મને નિદ્રિત કરી દીધો અને હું સ્વપ્ન–સૃષ્ટિમાં સંચાર કરવા લાગ્યો. જાણે હું એકાદ પર્વતની કંદરામાં ઉભેલો છું. ત્યાં હજારો લોકો એકત્ર થઇને પરસ્પર મારામારી કરી રહ્યા છે. એમના પ્રત્યેકના હાથમાં વિવિધ પ્રકારનાં શસ્ત્રો હતાં એટલે અલ્પ કાલમાં એમણે તો લોહીની નદીઓ વહેવડાવી. પેલી ગિરિ–કંદરા લોહીથી રંગાઈ ગઈ. •એટલામાં એક નીચ મનુષ્યે પાછળથી આવીને મારી ગરદન ઉપર તલવાર ચલાવી અને જોતજોતામાં તે અદૃશ્ય થઈ ગયો. આ બનાવથી મને મન-માં ને મનમાં જબરો આઘાત લાગી ગયો અને સુતો હતો ત્યાંથી જાણે ભૂમિ ઉપર પડી ગયો અને પાછો બેશુદ્ધ બની ગયો. મારી મૂર્છા વળી અને મેં આંખ ઉઘાડીને જોયું તો એક સુંદરીને મેં મારી સેવા–શુશ્રૂષા કરતી જોઇ. એટલામાં બીજો દુષ્ટ માણુસ આવી પહોં-

ચો અને પેલી નવયૌવનાને બલાત્કારે ઉઠાવીને લઇ જવા લાગ્યો. એ રમણી ઘણા ઉચ્ચ સ્વરે આક્રંદ કરવા લાગી છતાં પેલાએ એને ન છોડી અને સડસડાટ કરતો વેગમાં ને વેગમાં એને લઇ ચાલ્યો. હવે મારૂં મન ઝાલ્યું ન રહ્યું; પરંતુ એ તો સ્વપ્નજ હતું. હું ઝબકીને બુમો પાડતો જાગી ઉઠયો. જોઉં છું તો પેલી પૂર્વ-નીજ રમણી મારી પાસે બેઠેલી હતી અને હું ભયવિહ્વળ બનીને જાગી ઉઠયો હતો તેથી મને શાંતિ વળે એ મારે શરીરે હાથ ફેરવતી હતી. આવા ભયાનક સ્વપ્નથી હું ખરેખરો ગભરાઇ ગયો હતો. મારો કંઠ સુકાઇ ગયો હતો, બન્નુ પાસેજ ઉભો હતો. એની સામે નજર કરીને "પાણી" એટલું હું બોલ્યો. તરતજ એણે મને ઠંડુ અમૃત જેવું શરબત આણીને પાયું એટલે મારામાં જરા હોંશીઆરી આવી અને હું મારી આસપાસ ચારે બાજુએ જોવા લાગ્યો. દીવાનખાનાનું બારણું અધખોલું કરી તેમાં ધીમે રહીને ડોકું ઘાલીને ચૈતન્ય મારા સામું જોયા કરતો હતો. એ ખરેખરો ગળગળો થઇ ગયો હતો. એની બન્ને આંખમાંથી ટપટપ કરતાં આંસુ પડી રહ્યાં. ત્યાંથી મારાં નયન પાછાં વળ્યાં અને પેલી તરુણી ઉપર ઠર્યાં. એનું મુખ પણ વીલું પડી ગયું હતું. એ સંભાળભરી રીતે મને ધીરે ધીરે વાયુ ઢોળતી હતી. ચૈતન્ય ત્યાંસુધી બારણામાંજ ઉભો રહ્યો હતો. બન્નુએ એને ઇશારત કરી એટલે બારણું બંધ કરીને એ ચાલ્યો ગયો. બન્નુ એકાગ્ર ચિત્તથી મારા સામું જોઇ રહ્યો હતો. હું પણ એજ મીસાલ એના સામું જોઈ રહ્યો હતો. ધીમે રહીને મેં એને પૂછયું "બન્નુ, હું કયાં છું ? આ કોણ છે ?" બન્નુને કોણ જાણે શું લાગી આવ્યું તે એને ડુમો ભરાઈ ગયો. એની આંખમાંથી ખર ખર ખર કરતી અશ્રુની ધારા વહેવા લાગી. શેઠની નોકર ઉપર જેવી સત્તા ચાલે છે

તેવી સ્વામિભક્ત સેવક પણ સ્વામી ઉપર એક પ્રકારની સત્તા ચલાવે છે. એની ભક્તિએ એને એવો અધિકાર આપેલો છે. એ અધિકારનો ઉપયોગ કરી બન્નુ બોલ્યો "હજુર, આપ છાનામાના પડી રહો, જરા પણ શ્રમ કરશો નહિ. ઇશ્વર-કૃપાથી સર્વ વિઘ્ન ટળી ગયાં છે. હજુર તો સર્વના મિત્ર થઈ પડયાં છે. અહીંઆં કોઇ શત્રુ નથી. આપ નિશ્ચિંત મનથી વિશ્રાંતિ લો." બન્નુનો હુકમ માન્ય કરવા જેવો હતો. મારા હૃદયમાં તો જીજ્ઞાસાના કાંઇ કાંઈ ઝણકાર ઉઠી રહ્યા હતા; પણ બોલવાની શક્તિ નહિ અને બન્નુની બંધી, એટલે હું છાનોમાનો પડી રહ્યો. એ રાતે મને ઘણી સારી ઉંઘ આવી ગઇ. જો કે ચાર પાંચ સ્વપ્ન તો આવ્યાં પણ તે સૌખ્યદાયક હોવાથી મનને આરામજ મળ્યો. શરીરને પણ સારી વિશ્રાંતિ મળી એટલે અંગમાં સ્ફૂર્તિ આવતી જણાઇ. સૂર્યોદય સમયની પવનની મંદ અને શીતળ લહરી મારા શરીરને સ્પર્શ કરતી મને જગાડવા લાગી. શરીર અને મન બન્નેને આરામ મળ્યો હતો એટલે બુદ્ધિ અને સ્મરણ-શક્તિ જાગૃત થઇ ગયાં. ઘણી ઘણી વાતોનું મને હવે સ્મરણ થતું ગયું. શય્યામાં પડયાં પડયાં મને કંટાળો આવ્યો હતો એટલે ઉઠીને બેસવાની ઇચ્છા થઇ આવી. બન્નુ અને એક બીજાએ મળીને મને પથારીમાં બેઠો કર્યો એટલે પેલી સુંદરીએ મારી પાછળ ગાભલા જેવો સુંદર તકીઓ મુકી દીધો અને બન્નુએ તેને અઢેલાવીને મને બેસાડયો. હું પથારીમાં બેઠો એટલે આ તરુણી જરા બાજુએ બેસીને મને પવન નાખવા લાગી. મારું દર્દ મટી ગયું હતું અને મને આટલો આરામ થયો તેથી એના મુખ ઉપર આનંદ અને સંતોષની છટા દીસી આવતી હતી. એના મુખ ઉપર મધુરું મધુરું મંદ હાસ્ય પણ ફરકી રહ્યું હતું. પ્રભુનો મનમાં ને મનમાં જાણે એ પાડ માનતી

હોય એવું મને લાગ્યું. અહા, શું એનું સ્નેહશાલિન્ય ! માની જણી બેન પણ આના કરતાં વિશેષ શેવા શું ઉકાવવાની હતી ? પરંતુ આ સ્ત્રી કોણ હશે એ પ્રશ્ન મારૂં અંતર ઉડાવી રહ્યું હતું. આશ્ચર્ય-ચકિત થતો હું તો એના સામું ને સામુંજ જોઇ રહ્યો. ક્ષણે ક્ષણે એ નવતા પામતી હોય તેમ મને એ અધિકને અધિક સુંદર જણાવા લાગી. એનું વય પંદર વર્ષનું કે બહુ તો સોળ વર્ષનું હશે. એ ગૌર વર્ણની હોવાથી એના અંગની કાંતિ ઝથાસ મારી રહી હતી. શરીરે જરા પાતળી હતી પરંતુ મરોડદાર ઘાટીલા અંગની હતી. એણે પરિધાન કરેલા વસ્ત્રમાંથી એના હૃદયની ઉન્નતતા જાણે ડોકીયાં કરી રહી હતી. એના મુખ ઉપરનું લાજાળપણું એની મનોહર ક્રાંતિને વધારે મનોહર બનાવી રહ્યું હતું. એનાં સર્વ અવયવો સુરેખ હતાં. એના ગાલ અને હનુવટી ઉપર ગુલાબી રંગની છટા હતી. એનાં કર–સ્થલ અને પદ–તલ કમલ-રંગી હતાં. એનાં તેજપૂર્ણ નેત્રોમાંથી સ્નેહનો ઓઘ વહી રહ્યો હતો અને એના સ્નેહાળ હૃદયની એ નેત્રો સાક્ષી આપી રહ્યાં હતાં. એની નાસિકા પોપટનેયે લજાવે એવી હતી. એના ભાલ-પ્રદેશમાંથી તો તેજના ફુવારા ફુટી રહ્યા હતા. એના માથાના કેશ ઘનકૃષ્ણ હતા. અંગ ઉપર ઝાઝા અલંકાર નહોતા. ગળામાં એક હીરાનો હાર હતો. એ હારના હીરાની પ્રભા એના પકવબિંબા-ધરોષ્ઠમાં વિલસી રહેલા મધુર સ્મિતમાં મેઘ ધનુષ્યના રંગ પુરતી હતી. આથી વિશેષ હું એ રમણીનું શું વર્ણન કરી શકું ? દૈવની વિચિત્ર ગતિના બળે સુસભ્ય ગણાતા પાશ્ચાત્ય દેશમાં હું ઘણો કાળ રહ્યો, પરંતુ આના જેવું રમણી–રત્ન મને ત્યાં કોઇ સ્થળે જણાયું નથી. આવું સુંદર, આવું પવિત્ર અને પ્રતિભાસંપન્ન રમણી–રત્ન જે ભરત ભૂમિમાં નિર્માણ થયું છે તે ભૂમિને ધન્ય

હે! આવી પુણ્યવતી ભૂમિને માટે મેં ઈંગ્લાંડ છોડયું તે ઘણુંજ સારૂં કર્યું. આવો વિચાર આવવાથી મેં પ્રભુનો પાડ માન્યો. આ લાવણ્યની વેલ જોઇને પાશ્ચાત્ય દેશની ધોળી ધોળી સુંદરીઓ મને બેડોળ અને કુરૂપ લાગી. કદાચ આ મારાં નયનનો દોષ હોય કે સમજનો દોષ હોય, પરંતુ એવા દોષને મારા અંતરનું હું તો ભૂષણજ સમજું છું. ”

દુલીને જે સ્ત્રીનાં આટલાં બધાં વખાણ કર્યાં એ સ્ત્રી ખરે-ખર મહાસ્વરૂપા હતી. જન્મથી માંડી અત્યાર સુધીમાં એણે કોઇ પણ ભારત–મહિલાને આટલી અનિમિષ દૃષ્ટિએ નહિ જોયેલી, તેથી કદાચ એને આ નવયૌવના વિશેષ આકર્ષક લાગી હશે એમ કોઇ અનુમાન કરે; પણ ના, એ રમણી લાવણ્યની વેલ જ હતી. દુલીન તો દૃષ્ટિ ભરી ભરીને એના લાવણ્યનું પાન કરતાં ધરાતો જ નહોતો. પોતે આટલું ધારી ધારીને એ બાળા સામું જોયા કરતો હતો તેથી કદાચ એને અપમાન લાગે એમ ધારીને એણે પોતાની દૃષ્ટિ એ મનોરમ મુખ ઉપરથી પાછી વાળી લીધી. જે ભગિની પ્રમાણે પોતાની સેવા ચાકરી કરતી હતી, તેને ઉપકારના બે બોલ કહેવાનું એને ક્ષણે ક્ષણે મન થઇ આવતું હતું; પરંતુ કોણ જાણે કેમ મુખ-માંથી એ શબ્દો કાઢવાનું એનું ધૈર્ય જ જતું રહ્યું. છેવટે કૃતજ્ઞતા દર્શાવતો એ બોલ્યો “ તમે કયાં સુધી મને આમ પવન નાખ્યા કરશો ? હવે બહુ થયું. તમારા હાથ દુ:ખતા હશે. નહિ નાત, નહિ જાત, પરધર્મી અને પરદેશી એવો હું, તેની આટલી બધી તમે સંભાળ રાખો છો એથી મને મોટું આશ્ચર્ય થાય છે. હરકત ન હોય તો તમે કોણ છો, તે જાણવાની મને ઘણી ઇચ્છા છે. ”

દુલીનનું કહેવું સાંભળીને આ રમણીને જરા શરમ આવી ગઈ,

પણ વિકારરહિત મને એ બોલી "માતુશ્રીને આવવાનો વખત થયો છે. રોજના નિયમ પ્રમાંણે સાહેબને ઔષધ આપવા એ હમણાં જ આવશે, એટલે એ જ આપને સર્વ હકીકત કહેશે." વીણા વાગી રહી હોય તેવા હલકભર્યા મધુર સ્વરે એ સુંદરીને બોલતાં સાંભળીને દુલીનનો અંતર–આત્મા શાંત થઇ ગયો. એના શુષ્ક પડી ગયેલા હૃદયમાં અમૃતનો વર્ષાવ થયો, એનું હૃદય ભાવુભીનું થઇ ગયું. એટલામાં દીવાનખાનાનું દ્વાર ઉઘડયું અને એક પ્રૌઢ વયની સ્ત્રી અંદર આવી. એ ગૌરવર્ણની હતી અને એના યૌવનમાં એ દુલીન પાસે જે બાળા બેઠેલી હતી તેના જેવીજ સર્વાંગ સુંદર હોવી જોઇએ એમ એના મુખમંડળ ઉપરથી ધ્વનિત થતું હતું. ધૈર્ય, ગાંભીર્ય અને સ્વાભિમાન એના મુખ ઉપર પૂર્ણપણે ચિત્રિત થયેલાં દૃષ્ટિગોચર થતાં હતાં. એને જોઇને સર્વને એના પ્રતિ આદર થઇ આવતો હતો. એના નેત્રમાં વાત્સલ્ય પ્રેમ ચમકી રહેલો જણાતો હતો. જેના સામું એ જોતી તેને એમજ લાગતું કે સાક્ષાત્ સ્વર્ગની દેવી એને આશીર્વાદ દેવા પધાર્યા છે. એનું ભાલ પણ પેલી બાળા જેવું જ તેજસ્વી હતું. એ પવિત્રતાની પરિમલ ફેરવતું હતું. એની પાછળ પાછળ બીજી પણ એક વૃદ્ધ સ્ત્રી અંદર આવી. વૃદ્ધ સ્ત્રી આ પ્રૌઢાની દાસી હોય એમ જણાતું હતું. દુલીનને પથારીમાં બેઠેલો જોઇને આ પ્રૌઢ સ્ત્રીને લાગ્યું કે આટલા દિવસનો પોતાનો શ્રમ સાર્થક થયો છે. એ બોલી " મા જયંતી આદિમાયા, તારા આશીર્વાદથી જ હું સોનાનો સુરજ ઉગેલો જોઉ છું. " એનું હૈયું ભરાઈ આવ્યું, આંખમાં પાણી આવી ગયાં. દુલીન પાસે બેસીને જેમ માતા બાળકને માથે હાથ ફેરવે તેમ એ દુલીનને માથે સ્નેહથી હાથ ફેરવવા લાગી અને ચાંદીના નાના પાત્રમાં દવા રેડીને દુલીનના મોઢા આગળ ધરતી ધીમે રહીને એ બોલી " લે બેટા,

આ દવા પી જા." માએ આપેલો પદાર્થ બાળક જેમ બીનસંકોચે ગ્રહણ કરી લે છે, તેમ દુલીન પ્રૌઢાના હાથમાંથી ચાંદીનું પાત્ર લઇને તેમાંની દવા પી ગયો. દવા પીધા પછી બધાંએ થોડીવાર છાનાંમાનાં બેસી રહ્યાં હતાં. આ પ્રૌઢા કોણ છે તે પૂછવાનું દુલીનને ઘણું મન થઇ આવ્યું, પરંતુ પૂછવાનું ધૈર્ય ધરી શકયો નહિ. સમીપમાં બેઠેલી પેલી બાળા દુલીનની મનોદશા સમજી ગઇ, એટલે એ જરા હસીને પોતાની માતાને કહેવા લાગી "બા, હમણાં થોડા વખત ઉપર તું નહોતી આવી ત્યારે આ મને પૂછતા હતા કે તમે કોણ છો. મેં કહ્યું કે મારી માતુશ્રી આવશે ત્યારે તમને બધી હકીકત કહેશે." પ્રૌઢા સ્ત્રી ફરીથી દુલીનને માથે હાથ ફેરવતી બોલી "એ ઇચ્છા થવી સ્વાભાવિક છે બેટા. પણ હજુ તારી પ્રકૃતિ જોઇએ તેવી સુધરી નથી. અત્યારે અમે કોણ છીએ તે તને કહેવું ઉચિત નથી. પરંતુ અમારા જેવી અપરિચિત સ્ત્રીઓને અહીં જોવાથી તને આશ્ચર્ય ઘણું થતું હશે; અને ખરી હકીકત જાણવાની તારી ઇંતેજારી પણ વધી ગઇ છે એટલે તને થોડી વાત કહેવી જ પડશે. તને પુરેપુરો આરામ થઈ જાય ત્યાર પછી તું જે જે હકીકત પૂછીશ તે તમામ હું તને કહીશ." એમ બોલીને આ પ્રૌઢા થોડીવાર શાંત બેસી રહી. પછી ખેદદર્શક નિઃશ્વાસ નાખતી એ બોલી "પહેલાં કેટલાંયે વર્ષ પહેલાં આ કાંગ્રા પ્રાંતમાં હું મહા ગૌરવાન્વિત સ્ત્રી હતી, પણ હમણાં તો હું એક સાધારણમાં સાધારણ સ્ત્રી છું. પહેલાં હું કાંગ્રા પ્રાંતની મહારાણી હતી. આજ દૈવની વિચિત્રતાથી હું એક સંન્યાસિની છું. તારી શય્યાની નિકટમાં બેઠેલી છે તે મારી પુત્રી છે. કાંગ્રાના રાજાની આ એકજ વંશવેલી રહેલી છે." એમ બોલતાં બોલતાં પ્રૌઢાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને થોડીવાર એ બોલતી બંધ રહી.

" આ હકીકત કહેતાં તમને ઘણું દુઃખ થઇ આવે છે એમ જણાય છે. મેં તમને આવી અપ્રિય વાત પૂછી તેને માટે હું તમારી ક્ષમા માગું છું. " દુલીને પેલી સ્ત્રીને નમ્રપણે કહ્યું. પેલી બાળા પોતાની મા પાસે આવી અને પોતાના વસ્ત્રના પાલવથી માતાનાં આંસુ લુછવા લાગી. કોકિલ કંઠે એ બોલી " બા, આમ વારંવાર આંખમાં પાણી શું આણતી હોઇશ ? તું રડે તો પછી મનેયે રડવું ન આવે ? " પુત્રીનાં વચન સાંભળીને માતાનું હૈયું વધારે ભરાઇ આવ્યું. દુલીનની આંખમાંયે ઝળઝળીઆં આવી ગયાં. માતા પુત્રીને ગોદમાં લેતી બોલી " બેટા, હું શું કરૂં ? પૂર્વ વાતનું સ્મરણ મને ક્ષણે ક્ષણે થઇ આવે છે. " એમ કહીને દુલીન તરફ જોતી એ બોલી " બેટા દુલીન, કોણ જાણે શું છે, પણ તને જ્યારથી જોયો છે ત્યારથી મારૂં અંતર વાત્સલ્યથી ઉભરાઇ જાય છે. તું પોતીકો છું એટલે મારા મનની વ્યથા તને કહેવામાં કશી હરકત નથી. એમ કહ્યું છે કે સજ્જનના મોઢે દુઃખ રડતાં દુઃખભાર ઓછો થઇ જાય છે. મારી કર્મકથા તને કહેવામાં મારૂં મન જરાએ ડંખતું નથી; પરંતુ તું અશક્ત છું. બધી વાત સાંભળવાની તારામાં શક્તિ નથી એટલા પુરતું જ મન પાછું પડે છે, છતાંએ થોડામાં કહું છું.

મારા સસરાનું નામ સંસારચંદ્ર. ભરતભૂમિને માટે, આ પવિત્ર માતૃભૂમિને માટે જે કુલના અનેક પીઢવીરોએ પાછી પાની કરી નથી, તે મશહુર સૂર્યવંશી ક્ષત્રિય કુળમાં એમનો જન્મ હતો. વંશપરંપરાથી ચાલતું આવેલું કોટકાંગ્રાનું રાજ્ય એ ભોગવતા હતા. એમના ગુજર્યા પછી મારા પતિ રાજા થયા. તેમનું નામ અનુહ્લાદચંદ્ર. એ સમયમાં કાંગ્રાથી અટક સુધી રજપુતોનાં નાનાં નાનાં રાજ્ય ઘણાં હતાં. આ

તમામ રાજ્ય રણજીતસિંહે શી રીતે નષ્ટ-પ્રાય કરી નાખ્યાં તે કહેવા હું બેઠી નથી. એની માહિતી તો તને મળી ચુકેલી જ હશે. કદાચ નહિ મળી હોય તો પછીથી કહીશ. મારા પતિના સમયમાં રણજીતસિંહની દૃષ્ટિ કાંગ્રા પ્રાંત તરફ વળી અને એના દુષ્ટ સેનાપતિઓ વારંવાર કાંગ્રા ઉપર ચઢાઇઓ કરવા લાગ્યા. જો બન્ને પક્ષોએ તલવાર ઉપરજ નિર્ભર રહીને જયપરાજયની હોડ માંડી હોત, તો જરૂર જય મારા પતિનોજ હતો. પરંતુ રણજીતસિંહના સેનાપતિઓને તલવાર કરતાં વિશ્વાસઘાત સારો વાપરતાં આવડતો હતો; એટલે મારા પતિની દશા અનુકંપનીય થઇ ગઇ. શું કરવું તે કશું સુઝે નહિ. એટલામાં વળી બીજુંજ સંકટ આવીને ઉભું રહ્યું. મારી આ એકની એક રૂપાળી અને સદ્‌ગુણસંપન્ન પુત્રીની માગણી રાજા ધ્યાનસિંહે ગુલાબસિંહના પુત્ર માટે કરી. તે વખતે એ ઘણી નાની એટલે એ તો કશું સમજતી નહોતી. અમો પતિ પત્નીનાં હૃદય ફિકરમાં ને ફિકરમાં સોસાઇ જવા લાગ્યાં. ગુલાબસિંહ રજપુત ખરો, પણ અમારા કરતાં ઘણો ઉતરતો. વળી એનાં નિંદ્ય અને નીચ આચરણ બધે ગવાઇ રહ્યાં હતાં એટલે મારા પતિએ એનું માગું નાકબુલ કર્યું. થઇ ચુકયું. માગું પાછું વાળ્યા બરોબર જ કાંગ્રા પ્રાંતને માટે પરતંત્રતાની બેડી તૈયાર થઇ ગઈ અને મારા સુવર્ણસમા કાંગ્રા પ્રાંતને એ બેડીમાં જકડી લીધું. દુલીન, જે દિવાનખાનામાં તું કિલ્લેદાર થઇને આજે બીરાજે છે, તેજ દિવાનખાનામાં કેટલાંએ વર્ષ પહેલાં શત્રુના હાથમાંથી કેવી રીતે છટકી જવું તેનો વિચાર કરતાં કરતાં અમે બેઠાં હતાં. છેવટે કેટલાક વિશ્વાસપાત્ર માણસોની સહાયથી કેવળ આ પુત્રીની ખાતર જ અમે ગુપ્ત રીતે નીકળી નાઠાં અને અંગ્રેજી સરહદમાં જઇ રહેવાને માટે અમે અમારો પંથ કાપવા માંડયો; પરંતુ અમારા દુર્ભાગ્યનો કાંઇ

આંકો નહોતો. એક બે દિવસમાં તો અમે અંગ્રેજી સરહદમાં પહોં-ચીએ જાત, પણ એટલામાં તો ગુલાબસિંહની એક ટુકડીએ અમને ઘેરી લીધાં. અમારી પાસે થોડા સીપાઇઓ તો હતા એટલે બન્ને વચ્ચે જબરી ઝપાઝપી ચાલી. ગુલાબસિંહનાં ઘણાં માણસો માર્યાં ગયાં, પરંતુ અમારી ટોળીના નાયક—મારા પતિ જ—સ્વર્ગની અપ્સરા-ઓની વરમાળ પહેરવા અધીરા થઇને ચાલ્યા ગયા. સેનાપતિ પડતાં લશ્કરનું શું ગજું ? દુષ્ટોએ તો અમને કોઇને ન પકડતાં આ મારી પુત્રીને જ પકડી લીધી. મેં કહ્યું એને લઈ જાવ છો તો સાથે મને પણ લઇ જાવ, પરંતુ મારૂં કહ્યું કોણ સાંભળે ? ઉલટું મને તો એમ કહેવામાં આવ્યું કે તારે ફાવે ત્યાં તું ચાલી જા. આથી મારી છાતી ફાટી ગઇ. જે પુત્રીરત્નને સુરક્ષિતપણે રાખવાને અમે આટલી બધી ઉતાવળ કરીને કિલ્લો છોડીને નાઠાં, તે પુત્રી શત્રુના હાથમાં પડતાં મારી શી દશા થઇ હશે તેનો તમે જ વિચાર કરી લેજો. મારે કયાં જવું તેયે મને સુઝયું નહિ. કોટકાંગ્રા જવાનો મેં વિચાર કર્યો અને હું પાછી વળી. અહીં આવીને જયંતી દેવીના મંદિર આગળ એક આશ્રમ બાંધીને હું રહેવા લાગી. તેવામાં એક દિવસ પ્રાણ—કષ્ટ વેઠીને પણ, આ પેલી વૃદ્ધા પણે બેઠેલી છે તેણે મારૂં હરાઇ ગયેલું પુત્રી-રત્ન મને પાછું મેળવી આપ્યું. મારી આ પુત્રીનું નામ લીલા છે." આટલું બોલતાં બોલતાં વળી આ પ્રૌઢા ગળગળી થઇ ગઇ. એણે લીલાને પોતાની સોડમાં લઈને એના ગુલાબી ગાલ ઉપર ચુંબન કર્યું. લીલાને પર—હસ્તમાંથી પાછી આણનાર વૃદ્ધા તરફ દુલીને નજર કરી અને ધીમે રહીને આ પ્રૌઢાને કહેવા લાગ્યો " એ વૃદ્ધાએ તમારા ઉપર ભારે ઉપકાર કર્યો છે, પરંતુ મને એ જણાય છે કાંઇક હલકા આચરણની. મારા આમ બોલવાથી એને રીસ તો નહિ ચઢે ને ? "

પ્રાૈઢાએ કહ્યું “ ના દુલીન, એને જરાએ રીસ ચઢવાની નથી; કારણ કે તારૂં અનુમાન ઘણે અંશે ખરૂં છે. પરંતુ તું બોલવાનો શ્રમ કરીશ નહિ. હજુ તારી પ્રકૃતિ ઘણી સંભાળ લેવા જેવી છે. આ વૃદ્ધાને માટે તું તારા મનને ઉદ્વેગમાં ન નાખીશ. તને ખબર તો હશે કે સાધુ સંન્યાસીના વેશમાં રાક્ષસને પણ લજાવે એવાં કૃત્યો કરનારા નીકળી આવે છે; તેમ વેશ્યા જેવી દેખાનારી સ્ત્રીઓ પણ ઘણી સાલસ અને પરોપકારી નીકળી આવે છે. આ વૃદ્ધાનું નામ ગુલાબી છે. એનામાં જે સદ્‌ગુણ છે તે એકાદ તપસ્વિનીમાં પણ હશે કે કેમ તેની શંકા છે. વધારે શું કહું ? એ તારી તો પ્રાણ-દાત્રી છે. કેવળ એનાજ પ્રયાસથી તું નવે અવતારે આવ્યો. ” એમ કહીને એણે ગુલાબી સામું જોયું અને બોલી “ આવ ગુલાબી, સાહેબ પાસે આવીને બેસ. એમને તારી સાથે કાંઇ વાત કરવી છે. ”

પ્રાૈઢાની આજ્ઞા થતાં જ ગુલાબી દુલીનની શય્યા પાસે આવીને બેઠી અને દુલીનનો હાથ પોતાના હાથમાં લઇને સ્નેહાળ ભાવે બોલી “ હજુર, હમણાં તો સ્વસ્થપણે પડયા રહો. બોલવાનો શ્રમ ન લેશો. આજનો દિવસ પુરી નિદ્રા લો અને કાલે પછી તમારે પૂછવું હોય તો તે પૂછજો. હું તમને બધું કહીશ ”

સત્ય કહીએ તો દુલીનમાં બોલવાની જેવી જોઇએ તેવી શક્તિ હજુ નહોતી આવી; પરંતુ પોતાનો જે બાઇએ પ્રાણ ઉગાર્યો, તેના ઋણમાંથી મુક્ત થવું જોઇએ અને તે શા ઉપાયે મુક્ત થવાય તેનો જ એના અંતરમાં વિચાર ચાલી રહ્યો હતો. બન્નુ પાસેજ ઉભો હતો. તે પોતાના શેઠની મનોદશા કળી ગયો એટલે બોલ્યો “ હા હજુર, આ ગુલાબીનો આપણા સર્વ ઉપર મહદ ઉપકાર થયો છે.

આપને ગોળી વાગ્યા પછી થોડો કાળ તો આપની સ્થિતિ ઘણીજ ચિંતાજનક થઇ રહી હતી. અમે તો ઘોડેસ્વારો મોકલી મોકલીને ઘણા પ્રસિદ્ધ ગણાતા હકિમોને બોલાવી મંગાવ્યા, પરંતુ તે બધાએ અમારા તો હાથ ધોવડાવી નાખ્યા. અમે હતાશ થઈ ગયા, પણ ઇશ્વરની મરજી કાંઇ જુદીજ હતી એટલે આ ગુલાબી મળી ગઇ અને એણે ઔષધોપચાર કરવો શરૂ કરી દીધો. એનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. ”

બન્નુના કહેવાથી દુલીનને ગુલાબીનો ઉપકાર માનવાનો વિચાર થઇ આવ્યો અને તેથી એણે પોતાનો જમણો હાથ ગુલાબી આગળ ધર્યો. ગુલાબી દુલીનનો ભાવ કળી ગઇ એટલે એણે પૂર્ણ પ્રેમથી દુલીનનો હાથ પોતાના હાથમાં લીધો અને એ હાથ ઉપર ચુંબન કરતી એ બોલી “ સાહેબ, કશોયે શ્રમ કરશો નહિ. મેં બહુ કર્યું છે એવું માનશો નહિ. કર્તવ્યથી વિશેષ મેં કાંઇ કર્યું નથી. ઇશ્વરે તમને આરોગ્યનું દાન દીધું એજ મારે મન મારા પ્રયત્નની મહાન સફળતા થયેલી હું સમજું છું. ” એમ બોલીને એણે દુલીન માટે ઔષધ તૈયાર કર્યું અને તેમાં થોડું દૂધ નાંખીને એને પાઈ દીધું. ઔષધ લીધા પછી દુલીનને ધીમે ધીમે નિદ્રા આવવા લાગી એટલે બન્નુ શિવાય બધાંએ ત્યાંથી જતાં રહ્યાં અને એને નીરાંતે નિદ્રા લેવા દીધી. આ કથાનકને આગળ ચલાવતા પહેલાં કોટકાંગ્રા સંબંધી વાંચનારને જરા વિશેષ માહીતી આપવી જરૂરની લાગે છે. પહેલાં આ રાજ્યનો માલીક સંસારચંદ્ર હતો તે તો વાંચનારે જાણ્યું છે. એ ઘણી કુશળતાથી રાજ્ય ચલાવતો હતો. એ પ્રાંત તરફ રણજીતસિંહનું જરાએ ધ્યાન ગયું નહોતું. એકવાર એ રાજ્ય ઉપર નેપાળના ગુરખા ચઢી આવ્યા ત્યારે સંસારચંદ્રે પોતાના પુત્ર અનુહાદને રણજીત-

સિંહ પાસે મદદ માગવા મોકલ્યો. અનુહાદે રણજીતસિંહની શરતો કબુલ રાખી એટલે રણજીતસિંહ જાતે વિપુલ સૈન્ય લઇને કોટ-કાંગ્રા આવી પહોંચ્યો. એને તો યુદ્ધમાં ઉતરવું પણ ન પડયું. એને આવેલો જાણીને ગુરખાઓ પલાયન કરી ગયા. કાંગ્રા પ્રાંતને રણજી-તસિંહે નજરે જોયો એટલે તો એની આંખ ફાટી અને આવા રસાળ અને સમૃદ્ધ દેશ ઉપર પોતાનું સ્વામિત્વ રહે એવી પેરવી કરવા લાગ્યો. સંસારચંદ્રનો પુત્ર અનુહાદચંદ્ર એની સાથે હતો એટલે એણે એને કેદ કરી લીધો, અને સંસારચંદ્રને કહાવી મોકલ્યું કે તમો માંડલિક થવાનું કબુલ કરીને દરવર્ષે તમારા રાજ્યની ઉત્પન્નનો ચોથો ભાગ ખંડણી ભરવાનો કરાર કરી આપો, અને જો તેમ ન કરવું હોય તો યુદ્ધ માટે તૈયાર થઇ જાવ. સંસારચંદ્રની સ્થિતિ સુડી વચ્ચેના સોપારી જેવી થઈ ગઇ. જો યુદ્ધ કરવા તૈયાર થઇ જાય તો પોતાનો પુત્ર રણજીતસિંહના કબજામાં પડેલો છે. જો ખંડણી આપવા જાય તો સ્વતંત્રતા ચાલી જાય છે. આખરે એણે રણજીતસિંહને ખંડણી ભરવાનું કબુલ કર્યું. પાછળથી સંસારચંદ્ર મરી ગયો એટલે અનુહાદ ગાદીએ આવ્યો. એના ઉપર એની પુત્રીના વિષયમાં આફત આવી પડી. આબરૂ બચાવવા એ માર્યો ગયો એટલે રણજીતસિંહે પોતાના રાજ્ય સાથે કાંગ્રા જોડી દીધું અને ત્યારથી એ કાંગ્રામાં ગવરનર મોકલતો અને તેની મારફતે સર્વ વ્યવસ્થા રાખતો હતો.

કેટલીએ વાર નઠારી વાતમાંથી સારી વાત નીકળી આવે છે; પરંતુ આપણ મનુષ્યોની દૃષ્ટિ દૂરદર્શી અને સૂક્ષ્મ નહિ હોવાથી જ્યારે કાંઈ નઠારી વાત બને છે, અનિચ્છિત થાય છે, ત્યારે આપણે દૈવને અને આપણી જાતને દોષ દઇ બબડયા કરીએ છીએ. બંદુકની ગોળી વાગવાથી દુલીન જેવા અતિવ્યવસાયીને ઘણા દિવસ પથારીમાં પડી રહેવું પડયું એ જો કે ખોટુંજ થયું; પરંતુ એમાં એને એક મોટો ફાયદો પણ થયો. સૈન્યના ઘણા સીપાઇઓ એનો તિરસ્કાર કરતા હતા અને કેટલાક એનાં કાર્ય પ્રતિ બીલકુલ ઉદાસીન રહેતા હતા; પરંતુ એના ઉપર આવો પ્રસંગ ગુજર્યા પછી આ સીપાઇઓનાં અંતઃકરણ પ્રેમ અને સહાનુભૂતિથી ભરાઇ ગયાં અને દુલીનની ગેરહાજરી એમને પણ નિરુત્સાહજનક જણાવા લાગી. ત્યારે જે સૈનિકો દુલીનને પહેલેથી ચહાતા હતા તેમના મનની સ્થિતિનું તો પૂછવુંજ શું ? પ્રજાની પણ એવીજ દયામણી સ્થિતિ થઇ ગઇ હતી. એક નાના ખેડુતથી માંડીને મોટા અમીર સુધીના પ્રજાજનોનાં મન દુલીન ઉપર ગુજરેલા પ્રસંગથી ઉદ્વિગ્ન થઇ ગયાં હતાં. એમના હૃદયમાં દુલીન માટેનો ભક્તિભાવ દિનપ્રતિદિન વધવાજ લાગ્યો અને સાહેબની પ્રકૃતિ કેવી છે તે જાણવાને રોજને રોજ માણસો મોકલવા લાગ્યા. તેમની મારફતે, સાહેબની પ્રકૃતિ સુધરતી જાય છે જાણીને તેઓ ખુશી થતા અને એ ખબર સાંભળવા દરેક ગામમાં બધાએ એક ઠેકાણે રોજ ભેગા મળતા હતા. સાત દિવસ સુધી દુલીન બેભાન દશામાં પડી રહ્યો હતો તે દરમીઆન સમસ્ત પ્રજા-જનના પ્રાણ પડીકે બંધાઇ ગયા હતા. પણ જ્યારે તેમણે જાણ્યું

કે હવે સાહેબ શુદ્ધિમાં આવ્યા છે અને એમને ફેર પડતો જાય છે, ત્યારે એમણે પોત પોતાના ગામમાં મોટા મોટા ઉત્સવો કર્યા અને પૂર્ણ આનંદ અને ઉત્સાહમાં આવી ગયા. દુલીનની પ્રકૃતિ સુધરવા લાગી એટલે તો રોજના રોજ કેટલાંયે માણસો ગામ પરગામથી દુલીનની મુલાકાતે આવવા લાગ્યાં અને કિલ્લા આગળ સેંકડો લોકોનો જમાવ થવા લાગ્યો. દુલીન જો કે અશક્ત થઇ ગયો હતો, છતાંએ પ્રજાની આવી અપ્રતિમ ભક્તિ જોઇને એણે પોતાને જે જે મળવા આવતા તેની સાથે મુલાકાત લેવા માંડી, અને એમનો યોગ્ય શબ્દોમાં ઉપકાર માન્યો. લોકોની શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, એમના " દુલીન સાહેબકી જય " એવા હર્ષનાદ વિગેરેથી દુલીનના મનની સ્થિતિ પણ સુધરવા લાગી. ગુલાબીની દવા એના શરીરને સશક્ત કરતી હતી ત્યારે લોકોનો પ્રેમ એના મનને બળવાન બનાવી રહ્યો હતો. આ પ્રકારે તન અને મન બન્નેની દુરસ્તી થવા લાગી એટલે દુલીન થોડા વખતમાં ઘરમાં ને ઘરમાં હરતો ફરતો થઈ ગયો.

એની પ્રકૃતિ સુધરવા લાગી એટલે પોતાની શુશ્રૂષા કરનાર સ્ત્રી મંડળ સંબંધી વિશેષ જાણવાની એની ઇચ્છા વધવા લાગી. " જે વૃદ્ધાએ મને નવો અવતાર આપ્યો તે કોણ હશે? એને વૈદક શી રીતે આવડયું? મારાં માણસોએ એનો ક્યાંથી પત્તો મેળવ્યો, એને કિલ્લામાં કોણ બોલાવી લાવ્યું? એટલા બધા પ્રેમથી એ મારી દવા કેમ કરતી હશે? હજુ એ મારા ઉપર ઘણોજ ભાવ રાખે છે. એ તો જાણે મારી દવા કરવા કિલ્લામાં આવી, પણ આ રાણી અને રાજકન્યા શી રીતે અહીં આવ્યાં? અહીં આવવામાં એમનો શો હેતુ હશે?" આ વિગેરે અનેક પ્રશ્નો એના મનમાં ઉઠી રહ્યા. પેલી રમ્ય રાજકન્યા રોજ એની શય્યા પાસે બેસીને એની સેવા

ચાકરી કરતી હતી તેથી એનું હૃદય એ રાજકન્યા પ્રતિ કૃતજ્ઞ ભાવ દર્શાવી રહ્યું હતું. સરલ હૃદયવાળી, સૌદામિની જેવી દીપ્તિમતી સુંદર રાજકન્યા, બેન જેમ ભાઇની ચાકરી કરે તેવી પોતાની ચાકરી કરતી હતી, તે જોઇને એને જબરૂં આશ્ચર્ય થઇ જતું હતું. આવી સુંદરાંગી પોતાની તહેનાત ઉઠાવી રહી હતી તેથી એ પોતાને ભાગ્યશાળી માનતો હતો. લીલાને નિરંતર પાસેની પાસે જોઇને, એનાં સદાચરણનો વિચાર કરી કરીને એના મનમાં લીલા વિષે એવો અનિર્વચનીય ભાવ પ્રકટ થયો કે તેની તેને પોતાને પણ પુરેપુરી કલ્પના ન આવી શકી તો પછી લેખકને તેમજ વાંચનારને તે કલ્પના શી રીતે આવી શકે ? એ ભાવને સ્નેહ કે વાત્સલ્ય કહો, દયા કે સહાનુભૂતિ કહો, પ્રેમ કે અનુરાગ કહો, પણ આવા દ્વિધા ભાવ કે આ સર્વભાવોના મિશ્રણ–મિશ્રભાવ—ના રંગે એનું હૃદયપટ ચીતરાઇ ગયું હતું. એટલું ખરૂં કે આ ભાવની આસપાસ પવિત્રતાનું બલવત્તર આવરણ વીંટાઇ વળેલું હતું. આ પવિત્રતા માટે આપણે દુલીનને ગમે તેટલો ધન્યવાદ આપીએ, તોપણ એ પવિત્રતાનું ખરૂં કારણ તો સચ્ચરિત્ર લીલાની પાવન પવિત્રતાજ હતી. પ્રભુએ જેવું એનામાં સૌન્દર્ય પુર્યું હતું તેવું એના રોમરોમમાં ક્ષાત્ર તેજ પણ ભરેલું હતું. એના લાવણ્યથી લખલખીત થતા અંગને નિહાળનાર મનુષ્ય ખોટા વિચારથી, એના અંગને સ્પર્શ કરવો તો દૂર રહ્યો પણ તેવા વિચારથી એના અંગને સ્પર્શ કરવાની કલ્પના સરખી મનમાં લાવી શકતો નાહ એવો એ રાજકન્યાની પવિત્રતાનો પ્રભાવ હતો. એને જોતાં જોનારના હૃદયમાં પવિત્ર વિચારોજ સ્ફુરી આવતા. અધમમાં અધમ મનુષ્યને પણ એને જોઇને એવું થતું કે આના સંબંધમાં ખોટો વિચાર લાવવાથી નરકમાં જંવાય. લીલા બહુ દયાળુ હૃદયની હતી. દુર્ભાગ્યવશાત્ એ વિપત્તિમાં આવી

પડી હતી, એના વૈભવો નષ્ટ થયા હતા, એટલે એનાથી પારકાનુંયે દુઃખ જોયું જતું નહોતું. પારકાનું દુઃખ જોઇને એનું કોમળ હૃદય કંપી ઉઠતું હતું. પોતાની આવી સ્થિતિમાં પણ પારકાને તેના દુઃખમાં યથાશક્તિ સહાય કરવાનું એણે વ્રત લીધું હતું, અને જ્યારે જ્યારે તેવી સહાય કરવાનું એનાથી નહિ બની શકેલું ત્યારે પ્રભુના પાદ–પંકજમાં ઢળી પડીને એણે અશ્રુ પણ સારેલાં. દુલીનને સગા ભાઇ પ્રમાણે ગણીને એ તદ્દન નિર્વિકાર મને એની સેવા ઉઠાવતી હતી. કોઇ પણ જાતના સ્વાર્થ વિના માની જણી બેન પ્રમાણે એ દિવાનખાનામાં આવ અને આ યૂરોપ દેશના યુવકની આટલી બધી કાળજી રાખે એ વિચારે દુલીનના હૃદયમાં એવી એવી લહરીઓ આણી દીધી કે અમારી ક્ષુદ્ર લેખિની એનું વર્ણન કરતાં પાછી પડે છે. અમને આમ થાય તે તો જાણે ઠીક, પણ ખુદ દુલીનને પણ પોતાની કૃતજ્ઞતા દર્શાવવા યોગ્ય શબ્દો ન જડયા. એને એમ થયું કે "મારૂં અંતર કેટલું કૃતજ્ઞતાપૂર્ણ છે, તે શબ્દોમાં બોલી બતાવું તેના કરતાં મારૂં અંતર ચીરીને બતાવી દઉં." અંતર ચીરવા એ અસમર્થ હતો. દુલીનની પ્રકૃતિ સુધરી જવામાં લીલાના પ્રેમાળ આચરણે કાંઇ થોડો ફાળો આપ્યો નહોતો. એની પ્રકૃતિ સુધારા ઉપર આવી ત્યાર પછી પણ એ દુલીનની પાસે બેસતી અને કાર્યવશાત્ લગાર પણ એ જો ત્યાંથી ઉઠીને બહાર જતી તો દુલીનનું મન જાણે ભૂલું પડી જતું હતું. દુલીનને ત્યારેજ સમજાયું કે ગુલાબી, રાણી ચંદ્રકુમારી, લીલા અને બન્નુ એ ચારેની માવજતથી એ સારો થયો છે. છતાંએ હવે તો સર્વ ભાર લીલાને માથે પડી ગયો હતો. દુલીનને રહી રહીને એજ વિચાર થઇ આવતો કે "આ ત્રણે સ્ત્રીઓ મારા મંદવાડમાં મારી માવજત કરે તે તો સમજાય છે; પરંતુ મને પાશ્ચાત્ય દેશનો જાણવા છતાં પોતાના

તનના માણસ જેવો એ મારા ઉપર પ્રેમ રાખે છે તેનું શું કારણ? વળી પ્રસંગવશાત્ રાણી ચંદ્રકુમારી તેને કહે કે 'બેટા નકામો શ્રમ ન કરીશ, બેટા આટલી દવા પી જા તો,' તો તે વખતે જેમ નાનો બાળક માતાની આજ્ઞાનું યથાર્થ પાલન કરે છે તેવુંજ મારાથી થઇ જાય છે અને એ "બેટા" કહીને બોલાવે છે ત્યારે તો જાણે મારી જન્મદાત્રી માજ પોતાના હૃદયનું તમામ વાત્સલ્ય મારામાં ઠાલવીને મને બોલાવતી ન હોય તેવો ભાસ મને થાય છે."

દુલીનની પ્રકૃતિ સારી પેઠે સુધરી ગયા પછી બન્નુ દિવાન-ખાનામાં કવચિતજ આવતો, કારણકે એને બહારનું ઘણું જોવાનું હતું. હાકિમસિંહ રોજ રાતે દુલીન પાસે આવતો, આખા દિવસની તમામ હકીકત એને કહી જતો અને મહત્ત્વની બાબતોમાં એની સલાહ લઇને પાછો જતો. બીચારા ચૈતન્યની દશા ઘણી દયાજનક થઇ રહી હતી. પોતાના પ્રભુની પ્રકૃતિ જોવા એ ઘડીએ ઘડીએ આવતો પણ દિવાનખાનાની અંદર જતો નહોતો. કોઈવાર દિવાન-ખાનાના દ્વાર આગળ બેઠેલા પહેરાવાળાને ખબર પૂછીને ચાલ્યો જતો તો કેટલીકવાર દ્વારને જરા અદખુલું કરીને દુલીનની પ્રકૃતિ જોવા એ ડોકીઉં કરી જતો. આવે વખતે એના ઉપર સહસા દુલીનની દૃષ્ટિ પડી જતી તો ઇંગ્રેજીમાં "Well, chaitanya, what is the news?" એમ પૂછતો ત્યારે ચૈતન્ય બન્ને બારણાં સપાટ ઉઘાડી નાખીને વચમાં ઉભો રહેતો અને આશીર્વાદ દેતો હોય તેવા હાથ કરીને "All well sir, All well sir." એમ બોલીને પાછાં બારણાં બંધ કરીને એ ચાલ્યો જતો. એક દિવસ ગુલાબી દુલીનનો ઘા પુરેપુરો રૂઝાઇ ગયો હતો ત્યાં આગળ હાથ ફેરવતી હતી તે વખતે એનો હાથ પોતાના હાથમાં લઇને દુલીન

સ્નેહભર્યા સ્વરે બોલ્યો "ગુલાબી, તેં મને પ્રાણદાન દીધું છે. આ તારો ઉપકાર હું જીવતા સુધી ભૂલવાનો નથી. તું ગમે તે હોઇશ પણ મને તો પૂજ્યજ છે. તું વૃદ્ધ છે તેથી નહિ તેમ તારો મારા ઉપર અનંત ઉપકાર થયો છે તેથી એ નહિ, પણ કોણ જાણે શાયે કારણથી તને જાણે હું ઘરડી મા કહીને બોલાવું એવો મને તારા ઉપર ઉમળકો આપી જાય છે; એટલે કેટલીકવાર હું તને એમ કહીને બોલાવું છું. એથી તને રીસ તો નથી ચઢતી ને ?"

કોણ જાણે કેમ પણ દુલીનનું ઉપલું બોલવું સાંભળીને બન્ને હાથમાં પોતાનું મુખ છુપાવતી ગુલાબી છાનું છાનું રડવા લાગી. દુલીનને એ જોઇને સંતાપ થઇ આવ્યો અને એને કહેવા લાગ્યો "ઘરડી મા, મને ક્ષમા કર. મારાથી તને ખોટું લગાડાયું હોય એમ લાગે છે. મારા અપરાધને તું ગળી જા."

ગુલાબી આંસુ લુછતી બોલી "હજુર, તમારા બોલવાથી મને જરાયે ખોટું લાગ્યું નથી. ઉલટું તમારા મીઠા શબ્દોથી મારો દુઃખભાર હલકો થયો છે. તમારા શબ્દોમાં કોણ જાણે જાદુ ભરેલું હોય કે શું, પરંતુ તમે મને ઘરડી મા કહી તે સાંભળીને મારી પાછલી સ્થિતિ મને મારી આંખો આગળ તરવરી રહેલી જણાય છે મને ગાંડા જેવી કરી મુકે છે." એમ બોલતાં બોલતાં એનો કંઠ રૂંધાઈ ગયો અને એની આંખમાંથી એક સરખી અશ્રુની ધારા વહેવા લાગી. એને સાંત્વન કરતો દુલીન બોલ્યો "ગુલાબી, મારાથી બોલાઈ ગયું તે ન બોલાયું થવાનું છે? જવા દે એ વાત, હવે કાઢીશજ નહિ. મને તેં એકવાર કહ્યું હતું તે પ્રમાણે આજે તું તારી કથા મને સંભળાવીશ ? મારી પ્રકૃતિ હવે તો સુધરી ગયેલી છે, એટલે હવે એ સાંભળતાં મને કાંઇ હરકત નડવાની નથી."

ગુલાલીએ કહ્યું "હજુર, આ અભાગિનીની કથા તે શી હોય ? પણ જે છે તે કહું છું. હજુરના દિવાનખાનામાં મારો પગ મુકવાનું કારણ હજુરનો અત્યંત સ્વામીભક્ત સેવક ચૈતન્યજ છે." ચૈતન્યનું નામ સાંભળીને દુલીન આશ્ચર્યચકિત થતો વચમાંજ બોલી ઉઠ્યો "ચૈતન્ય ? એણે તને શી રીતે અહીં આણી ?"

"હા હજુર, એ ચૈતન્યે જ મને અહીં તેડી આણી. એની હજુર ઉપર કેટલી બધી ભકિત છે તેનો આંક કાઢવો મુશ્કેલ છે. દંડવરસિંહ સાથે જે દિવસે આપે યુદ્ધ માંડયું, તે દિવસે એ દેવીના મંદિરમાં આવ્યો અને પૂર્ણ ભકિતભાવથી દેવી આગળ આંસુ ઢાળતો પ્રાર્થના કરવા લાગ્યો કે, માજી, હજુર ઉપર જરાએ આપત્તિ આવવા દેશો નહિ. બે ત્રણ દિવસમાં એને દેવળનાં બધાં માણસો સાથે પરિચય થઇ ગયો અને જેને તેને મોઢે એ કહેવા લાગ્યો કે આ યુદ્ધમાં હજુરને કાંઇ ઇજા ન થાય એટલે થયું. બાકી અહીં નથી વૈદ્ય કે નથી ડોકટર. એવું હોય તો ઉપચાર પણ કોનો કરવો ? એને ગભરાતો જોઇને બધા એને ધીરજ આપવા લાગ્યા અને મારી પાસે જખમનું ઉત્તમ ઔષધ છે એવી એને એમણે વાત કરી. હું મંદિરની પાસેજ આવેલા રાણી ચંદ્રકુમારીના મકાનમાં રહું છું એ જાણીને ચૈતન્ય મારી પાસે આવ્યો અને જરૂર પડે તમે જરૂર મદદ કરજો એમ મને કહીને એ ચાલ્યો ગયો. એ સમયે એને રાણી ચંદ્રકુમારી અને રાજકુંવરી લીલાનો પણ પરિચય થયો. તમારા યુદ્ધ વખતે તમારાં બહુ માણસ જખમી થયાં નહોતાં; પરંતુ જે પાંચ છ સીપાઇ જખમી થયા હતા તેમને ચૈતન્ય મારી પાસે લાવ્યો અને મારી દવાના પરિબલે મેં તેમના જખમ ઘણા થોડા

દિવસમાં રૂઝવી નાખ્યા. આ પરિણામથી એ ઘણો ખુશી થઇ ગયો અને મને તે બદલ એણે ધન્યવાદ આપ્યો; એટલુંજ નહિ પણ મને કાંઇ ઇનામ આપવાનોયે એણે પ્રયત્ન કર્યો. પરંતુ મેં ઇનામ લેવાની ચોખ્ખી ના પાડી અને વધારામાં એવું પણ જણાવ્યું કે મારાં એટલાં બધાં વખાણ કરવાનું કશું કારણ નથી. અયોગ્ય વખાણ કરવાની એને ખોટી ટેવ પડેલી છે; પણ એકંદરે એ ભોળો, નિષ્કપટી, વિશ્વાસપાત્ર અને સ્વામીભકત છે, એવી અમારી સર્વની ખાતરી થઇ છે. મારી દવા કાંઇ એવી બધી કિમતી નથી. એ તો માત્ર જંગલની વનસ્પતિ છે. એટલે એના શા પૈસા લેવા ? એવો વિચાર કરીને હું કોઇની પાસેથી પણ દવાના પૈસા લેતી નથી. પણ એ દવાનો ગુણ એવો અમોધ છે કે તેની જેટલી કિંમત કરીએ તેટલી થોડી છે. મોટા મોટા વૈદ્ય અને હકીમો પણ આ દવાના આશ્ચર્યકારક ગુણથી ચકિત થઇ ગયા છે. હજુર ઉપર આવી આપત્તિ આવી પડશે એવું કોઇનાયે કળ્યામાં આવ્યું નહોતું; કારણ કે હજુર સૈન્ય અને પ્રજાના મુખનું પાન થઇ પડયા હતા. હજુરનો કોઇ વાંકો વાળ કરવાનીયે બુદ્ધિ ન કરે એવું સર્વનું માનવું હતું; પરંતુ નંદસિંહના દુષ્ટ બંધુએ કશો વિચાર ન કરતાં આપના ઉપર ગોળી ચલાવી. હજુર જખમી થઇને પડયા એટલે તરતજ જ્યાંથી ત્યાંથી વૈદ્યો અને હકિમોનાં ટોળે ટોળાં ઉભરાવા લાગ્યાં અને એમણે ઉપચાર કરવા શરૂ કરી દીધા. પણ એટલામાં ચૈતન્યને મારૂં સ્મરણ થઇ આવ્યું એટલે વિના વિલંબે એ ચંદ્રકુમારીના આશ્રમમાં આવી પહોંચ્યો. હજુર નસીબના બળીઆ એટલે હું તે દિવસે વનસ્પતિની શોધ માટે વનમાં ન જતાં ઘરમાંજ હતી. ચૈતન્યના મુખેથી વાત સાંભળતાં મારૂં હૃદય કંપી ઉઠયું અને હું બેઠી હતી ત્યાંથી તરતજ ઉઠીને ઔષધ લેતી કિલ્લામાં આવી પહોંચી. હું આવી તે વખતે હજુરની

સ્થિતિ ભય ભરેલી હતી. અન્ય પ્રસંગ હોત તો મારા જેવી અનઘડ સ્ત્રીના હાથમાં આપનો કેસ સોંપી દેતાં સૌ કોઇ આંચકો ખાત, પણ વૈદ્ય-હકિમોએ તો આશા છોડી હતી. એમની બુદ્ધિ બીલકુલે કામ કરી શકતી નહોતી. તેથી ભલે ગમે તેને હાથે યશ મળો, એમ કરીને આપનો કેસ મને સોંપ્યો. હજુરની કીર્તિ સાંભળીને હજુરને જોતાં વેંત મને એક પ્રકારનું વિશેષ વહાલ થઇ આવ્યું, અને તેમાંએ જ્યારે વૈદ્ય હકિમોએ મારા હાથમાં આપને સોંપ્યા, ત્યારે તો, ખરૂં કહી દઉં છું, મારા મનમાં મારી શકિતનું મને કાંઇક અભિમાન પણ થઇ આવ્યું. મેં દવા કરવી શરૂ કરી દીધી. હજુર, આપના હોદ્દાનું માન ન રાખતાં હું આમ બેઅદબીથી બોલી રહું છું તેની ક્ષમા કરશો; પણ આપની દવા કરતાં કરતાં આપના પેટ ઉપર મારી નજર પડી તો ડુંટી આગળ એક રકત કમળનું ચિહ્ન મને જણાયું. એ ચિહ્ન જોઇને ઘણા દિવસની મારી સ્મૃતિ તાજી થઇ ગઈ. મારૂં અંતર વલોવાઈ ગયું અને આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. મેં વારંવાર એ ચિહ્ન સામું અને આપના મુખ સામું જોયાજ કર્યું. જો કે આજે તો તે વાતને ઘણાં વર્ષ થઇ ગયાં છે, તો પણ હજુરના મુખમાં મને એક બીજા માણસના મુખનું આબેહુબ મળતાપણું જણાયું અને મારા મનમાં એક અફળ આશા ઉત્પન્ન થઇ. જો કે મારૂં મન મને મનાવી રહ્યું હતું કે આ આશામાં નિરાશા જ રહેલી છે; છતાંએ હું એ આશા ન છોડી શકી અને એ આશાના તંતુને વળગી રહીને હું ઉત્સાહથી આપની દવા કરવા લાગી. ઇશ્વરકૃપાથી મને ઘણાં વહેલાં વિજયનાં ચિહ્ન જણાવા લાગ્યાં, અને આજે એજ જયંતી દેવીની કૃપાથી હજુર પુરેપુરા સારા થઈ ગયા છે. આપના અંગમાં એ વિલક્ષણ ચિહ્ન મેં જોયું છે ત્યારથી મારા અંતરમાં જે નાના પ્રકારનાં સ્મૃતિ-ચિત્રો ચીતરાઈ રહ્યાં છે, તેની કલ્પના કરવી પણ અશકય

છે. મને અનેક વિચાર આવે છે, મોટી મોટી આશાઓ ઉત્પન્ન થાય છે; પણ હજુર તો એક પાશ્ચાત્ય ગૃહસ્થ છે એ વાત પણ તેટલીજ સત્ય છે એટલે મારી આશાઓના મહેલ તુટી પડે છે. કેટલીકવાર એવો વિચાર આવે છે કે એક સરખા મોઢાના બે માણસો હોઇ શકે છે, તેમ આવાં ચિહ્ન પણ બે માણસોને સરખાં હોય છે; તો એવી વ્યર્થ આશાઓ રાખવી શા કામની ? પણ હજુર, આશા ચીજ બહુ બુરી છે. એ ખરી હોય કે ખોટી, પણ જ્યાં સુધી એ આશાનો સ્ફોટ થઈને માણસને તેનું પરિણામ જણાયું નથી ત્યાં સુધી એ એની પાછળને પાછળ દોડતો ફરે છે. આશા—એ અફળ આશા—જ્યારથી મારા અંતરમાં ઉદ્‌ભવ પામી છે ત્યારથી મારા અંતરમાં જે તોફાન મચી રહ્યું છે, તે એક અંતર્યામીનેજ ખબર. આપ જ્યારથી શુદ્ધિમાં આવ્યા છો ત્યારથી તમારી સાથે હું ઘણી અદબથી વર્તું છું. પરંતુ આપ બેશુદ્ધિમાં હતા તે વખતે માને જેવો બાળક ઉપર ઉમળકો આવે તેવો મને તમારા ઉપર ઉમળકો આવી જવાથી તમને ઉંચકીને મેં માતૃભાવે મારા હૃદયે લગાવી બોકીઓ લીધી. અત્યાર સુધી ચૈતન્ય મારો ઉપકાર માનતો હતો, પણ હવે મારે ચૈતન્યનો ઉપકાર માનવાનો વારો આવ્યો, કારણ કે ચૈતન્યે મને જો અહીં ન આણી હોત તો હજુરના મુખનું અને પેલા ચિહ્નનું મને શી રીતે દર્શન થાત ?

આપની એવી સ્થિતિમાં સેવા ચાકરી કરતાં મારી મનોદશા ચમત્કારિક થઇ પડી હતી. રાણી અને રાજકન્યાને મુકીને મારાથી આપની પાસે રહેવાય એમ નહોતું, તેમ હજુરને એકલા છોડી શકાય એવી હજુરનીયે સ્થિતિ નહોતી. જ્યારે હું પહેલી અહીં આવી ત્યારે તો કેવળ પરોપકાર વૃત્તિને લીધેજ આવી હતી; પરંતુ હવે તો ઉપકાર,

પ્રેમ અને વાત્સલ્યનું પણ તેમાં ઉમેરણ થયું હતું એટલે હજુરને એકલા મુકીને એક ઘડી ભર પણ બહાર ન જાઉં એવું મને થતું. પરંતુ મારા હૃદયમાં રાણીજી અને કુંવરી પણ એવાજ દૃઢ ભાવથી વસી રહ્યાં હતાં એટલે એમને પણ મારાથી એકલવાયાં મુકી શકાય એમ નહોતું. એ બીચારાંને આવો વનવાસ તો સેવવોજ પડતો હતો,તેમાં વળી આ ગુણવતી અને સૌન્દર્યવતી લીલાના સંબંધમાં વિશેષ ચિંતા રહેતી હતી, દુષ્ટ લોકોનો ભારે ભય હતો; આથી એમને છોડીને હજુર પાસે સતત રહેવું મને દુર્ઘટ લાગ્યું. એટલે મેં ચૈતન્યને વાત કરી. એ લાગલોજ રાણીજી પાસે દોડયો. એણે રાણીજીને વિનંતી કરી કે હજુરની પ્રકૃતિ પુરે પુરી સુધરી જાય ત્યાં સુધી ગુલાબીની ખાસ જરૂર છે, માટે આપ પણ રાજકુમારીને લઇને ત્યાંજ રહેવા પધારો. જો કે હજુરના અનેક સદ્‌ગુણ સાંભળીને રાણીજીને આપના પ્રત્યે સદ્‌ભાવજ હતો, છતાં કિલ્લામાં રહેવા આવવું એ એમને મન મરવા બરોબર હતું. તોયે એમણે પોતાની પુત્રીને લઇને કિલ્લામાં રહેવા આવવાનું કબુલ કર્યું. આ ઉપરથી અસાધ્યને પણ સાધ્ય કરવામાં ચૈતન્ય કેવો કુશળ છે તે આપને સમજાયું હશે. એણે રાણીજી આગળ ખોળા પાથર્યા, આંસુ નીગાળ્યાં અને અનેક પ્રકારે એમની પાસે દયાનાં દાન માગ્યાં. રાણીજી એના આગ્રહને વશ થઇને છેવટે લીલાને લઇને કિલ્લામાં આવી રહ્યાં. ચૈતન્ય તો એમને લેવા મેનો અને પાલખી લઇને ગયો હતો. અહીંઆં એમને રહેવાને એણે એમનું પૂર્વનું અંતઃપુર ખાલી કરી આપેલું છે. એ અને બન્નુ એમની અનુકુળતાઓ ઉપર ખાસ લક્ષ આપે છે. ”

ગાંડામાં ખપતા ચૈતન્યની આવી અપૂર્વ સ્વામિભક્તિ અને

કર્તવ્યપરાયણતા સાંભળીને દુલીનને હર્ષનાં આંસુ આવી ગયાં. પોતાનો પ્રાણ બચાવવાને જેણે તનતોડ પરિશ્રમ કર્યો, તેના ઉપકારના ઋણમાંથી પુરેપુરૂં મુક્ત ન થવાય તો પણ તેનો કાંઇક અંશે તો બદલો વાળવા પ્રયત્ન કરવોજ જોઇએ એવો દુલીનને વિચાર થઈ આવ્યો. થોડી વાર મૌન ધારણ કર્યા પછી એ બોલ્યો "ધરડી મા, પછી આગળ શું થયું તે કહો ને ?"

"હા હજુર, આપને હું તમામ હકીકત કહું છું. રાણીજી લીલા સાથે અહીં આવીને રહ્યાં ત્યારે મેં એમને આપની હકીકત કહી સંભળાવી. એમને તો મોટું આશ્ચર્ય થઇ ગયું અને જ્યારે મેં એમને પેલા ચિન્હ વિષે વાત કરી ત્યારે તો એક પ્રકારની એમના હૃદયમાં ભાવી આશા પણ ઉત્પન્ન થઇ. બન્ને મા દીકરીનાં હૃદય પ્રેમભાવથી ભરાઇ ગયાં અને માનાપમાન ભૂલી જઇને રાણીજી માતા પ્રમાણે અને લીલા બેનની માફક તમારી સેવા કરવા લાગ્યાં."

ગુલાબીનું છેલ્લું વાકય સાંભળીને દુલીનનું અંતઃકરણ ભરાઈ આવ્યું. એ ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો "ગુલાબી, હું એક પરદેશી અને પર જાતિનો એક સાધારણ માણસ, તેના ઉપર રાણીજી અને રાજકન્યા આટલો ભાવ રાખે એ મારૂં મહદ્‌ભાગ્ય નહિ તો શું ? આ વિશ્વમાં મારૂં કોઇ નથી. નથી બાપ, નથી મા, નથી ભાઈ કે નથી બેન. તેમાંએ આ તો પરદેશ. આવી સ્થિતિમાં મને માતા અને બેન મળે એ પ્રભુની મારા ઉપર જેવી તેવી કૃપા નહિ ? રાણીજી જેવાં સચ્ચરિત્રા અને સાધ્વીના પુત્ર તરીકે ઓળખાવવામાં હું મોટું અભિમાન સમજું છું, પરંતુ એ પણ મારા ઉપર એવો જ સ્નેહ રાખશે ને ?"

ગુલાબીને બદલે રાણી ચંદ્રકુમારીએ કહ્યું " બેટા દુલીન, તારા જેવા સદ્ગુણસંપન્ન પુત્રની માતા થવાનું કોને ન ગમે? વળી તારા સંબંધમાં ગુલાબીએ મને જે વૃત્તાંત કહી સંભળાવ્યો છે, તેથી તો ખરેખર તારા ઉપર મારો માતૃસ્નેહ ઉભરાઇ જાય છે. તું જો મને તારી માતાને સ્થાને સ્થાપે તો તો હું તારી મોટી કૃપા માનીશ. બેટા, મારી દશા પણ તારા જેવીજ–બલકે તારા કરતાંયે વધારે શોચનીય છે. મારાં આપ્ત અને સ્વકીય ગણાતાં બધાંએ કાળનો કોળીયાં થઈ પડયાં છે. વૈભવે ગયો. જે કાંગ્રા રાજ્યની એક વેળાની હું મહારાણી હતી, તેજ કાંગ્રામાં આજે હું સંન્યાસિની થઇને વિચરૂં છું. પરશુરામે નક્ષત્રી પૃથ્વી કરી તેમ રણજીતસિંહે આ પહાડી મુલકોમાંથી ઘણા ક્ષત્રીઓનાં નસંતાન કાઢી નાખ્યાં. ભલે અમારૂં રાજ્ય ગયું, વૈભવ ગયો; પરંતુ એથીએ વિશેષ મૂલ્યવાન અમારી આબરૂ તો હજુએ રહેલી છે. એ દુષ્ટને તો એટલુંયે નથી ગમતું. મારા પ્રાણથી પણ અધિક એવી આ મારી લીલાને માટે એ મુવાના પ્રયત્નો હજુએ જારી છે. કોઈ સારો, સુશીલ ક્ષત્રિય રાજપુત્ર પણ મને મળતો નથી. જો મળી જાય તો તેવાની સાથે લીલાને વરાવીને હું નિશ્ચિંત બનું. "

આટલું બોલતાં બોલતાં રાણીનો કંઠ રૂંધાઇ ગયો. એની આંખમાંથી દુઃખનાં આંસુ પડવા લાગ્યાં. આથી દુલીનનું હૈયું પણ ભરાઇ આવ્યું. એ બોલ્યો " માતાજી, ભૂતકાળની વાતોને સંભારી સંભારીને તમારા આત્માને પરિતાપ ન પમાડશો. પ્રભુની મરજી પ્રમાણે બધું થયા કરે છે, એટલે એનો શોક કરવો મિથ્યા છે. હવે તમે બેફિકર રહેજો. જ્યાં સુધી આ દુલીનના હાથમાં તલવાર ધરવાનું સામર્થ્ય છે ત્યાં સુધી તમારો કે લીલાનો કોઇ

વાંકો વાળ કરવા પણ સમર્થ નથી. પણ તમે આ તમારા નાચીજ પુત્રને છોડીને અન્ય સ્થળે ન જશો. તમારો વરદ હસ્ત જ્યાં સુધી મારા મસ્તક ઉપર ફર્યા કરે છે, ત્યાં સુધી ચિંતાનું કશુંયે કારણ નથી. મારાં માતાજી, તમારો માતૃસ્નેહ મને મળ્યો એટલે મને વૈકુંઠ મળી ગયું. વારૂ પણ ગુલાબી, પેલા ચિહ્નની તેં વાત કાઢી છે ત્યારથી તો મારો જીવ તલપાપડ થઇ રહ્યો છે. તને આ ચિહ્નમાં એવો તે શો જાદુ જણાય છે? મને એની સર્વ વાત કહે. નહિ તો મને રાતે નિરાંતે નિદ્રાએ નહિ આવે. ”

“ હજુર, આજે તો રાત ઘણી ગઇ છે અને ઉજાગરો કરવાથી મહા પરાણે ઠેકાણે આવેલી આપની પ્રકૃતિ કદાચ કથળી જાય; માટે અત્યારે તો હવે તમે ઉંઘીજ જાવ. કાલે હું તમને બધુંએ કહીશ. ”

“ ઘરડી મા, અત્યારેજ બધું કહો તો કેવું સારૂં? મને એ સાંભળવાની તીવ્ર ઉત્કંઠા પ્રકટી આવી છે એટલે એ સાંભળ્યા શિવાય મને પેટ ભરીને નિદ્રા નથી આવવાની. ”

“ હજુર,—” ગુલાબીને આગળ ન બોલવા દેતાં દુલીનજ વચમાં બોલી ઉઠયો “ ઘરડી મા, મને વારંવાર હજુર હજુર કહીને શાની બોલાવે છે? હું તો તારા પુત્ર જેવો છું. મને તું બેટા કહીને જ બોલાવજે. હજુર કહીને બોલાવે છે તેથી મને ઘણું ખોટું લાગે છે. ” ગુલાબી દુલીનના અંગે હાથ ફેરવતી હસતી બોલી “ વારૂ દીકરા, આજથી હું તને બેટા કહીનેજ બોલાવીશ. એટલે તો થયું ને? પણ હવે જરા શાંતિથી ઉંઘી જા બા. ચિહ્નનો વૃત્તાંત કાંઇ

નાનો નથી કે હું તને એકદમ કહી દઉં ! એ તો મોટું રામાયણ છે.”
દુલીન ગુલાબીનું કહેતું માનીને શય્યામાં પડયો અને નિદ્રા દેવીના
સુખમય રાજ્યમાં પ્રવેશ કરીને અનેક પ્રકારના સ્વપ્ન–ઉદ્યાનમાં વિહ-
રવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૩ મું ગુલાબીનું કથાનક

બીજે દિવસે ભોજન વિગેરેથી પરવારીને બપોરે દુલીને ગુલા-
બીને યાદ કરાવ્યું એટલે એણે પોતાનું કથાનક કહેવાનો આરંભ કર્યો.

“મુઝફ્ફરાબાદની દક્ષિણે સુદાન નામનો એક ડુંગરાળ પ્રદેશ
આવેલો છે. એનેજ સુદાનનું રાજ્ય કહેવામાં આવતું હતું. એ રાજ્યનો
વિસ્તાર ઘણો મોટો હતો. ત્યાંની પ્રજા સમૃદ્ધ અને સુખી હતી.
ચોહાણ વંશના ક્ષત્રી રાજાઓ સુદાનની ગાદીએ આવતા હતા. અમે
આ સુદાનનાં રહીશ હતાં. તે સમયે વિક્રમજિત્‌ના પિતા ત્યાં રાજ્ય
કરતા હતા. મારા પિતા અને મારો ભાઇ એમના સૈન્યમાં નોકર
હતા. મારી માતા વિક્રમજિત્‌ની માતા જે રાજરાણી હતાં, તેમની
દાસી હતી અને એના ઉપર વિક્રમજિત્‌નો પોતાની માતા જેટલો
પ્રેમ હતો. એટલે હું ઘણી નાની હતી ત્યારથી રાણીવાસમાં જવા
આવવા લાગી અને મને બધાંનો સારો પરિચય થઈ ગયો હતો. હું
બધી રીતે ભોમીઅણ થઇ ગઇ એટલે તાંબુલવાહિની તરીકે મારી
નીમણુક કરવામાં આવી. સેવાવૃત્તિ તો અમારા વંશમાં ઉતરી આવેલી
હતી એટલે મને કાંઈ અઘરૂં ન લાગ્યું. નાનપણમાં હું ઘણી રૂપાળી
હતી એટલે મારૂં લગ્ન અમારા કરતાં વધારે શ્રીમાન અને કુલવાન
વર સાથે થયું. હું મોટી થતી ગઇ તેમ તેમ મારૂં યૌવન વધારે

ખીલતું ગયું. તે વખતે રાજા રણજીતસિંહ પણ ભર જુવાનીમાં હતો. જુવાનીમાં એ વિષયલંપટ અને દારૂડીઓ હતો. ધ્યાનસિંહ જેવો એક નીચ અને હલકી કોટિનો માણસ ઠેઠ પ્રધાન પદે પહોંચી જશે અને રાજા ધ્યાનસિંહ થઇ જશે એવી કોઇને કલ્પનાએ નહોતી; છતાં અલ્પકાલાવધિમાં એ એટલા બધા ઉચ્ચ પદને પામી ગયો તેનું કારણ રણજીતસિંહની વિષયલંપટતાજ હતી. એના ઘરમાં ઘણી દેખાવડી સ્ત્રીઓ હતી અને અધુરામાં પુરૂં એણે શિખ ધર્મ માનવા માંડયો એટલે રણજીતસિંહની એના ઉપર હદ ઉપરાંતની કૃપા થઇ ગઇ. રણજીતસિંહના આવા વર્તનથી એના બીજા સરદારોને ઉત્તેજન મળ્યું. એની કૃપા સંપાદન કરવાનું એમને અનાયાસે ઉત્તમ સાધન મળી ગયું. એમણે રણજીતસિંહને રાજી રાખવા સુંદર સુંદર સ્ત્રીઓનો શોધ કરવા માંડયો અને તેમાં એ કાંઇક અંશે ફાવ્યા પણ ખરા. જયસિંહ ભાંગી નામનો એક સરદાર આવાં આવાં કુટિલ કર્મો કરવામાં પાવરધો બની ગયો હતો. એ સુદાનમાં રણજીતસિંહના રાજ્યની સરહદ આગળ રહેતો હતો. સાધારણ રીતે પહાડી મુલકની સ્ત્રીઓ શરીરે બળવાન અને ગૌરવર્ણની હોય છે. એટલે આ પ્રદેશની યુવાન સ્ત્રીઓને નસાડી જવાનું જયસિંહે તો એક કારખાનું કાઢેલું હતું. આ પહાડી લોકો બહુ કિનાખોરા, ચોક્કસ અને શુરવીર હોય છે એટલે જયસિંહને એની ઇચ્છા પ્રમાણેનો જય તો ન મળ્યો; છતાં ચોરી છુપીથી ઘણી યુવાન, સૌન્દર્યવતી રમણીઓને ફસાવીને એ રણજીતસિંહની વિષયવાસના પોષવા મોકલી આપવા લાગ્યો. જયસિંહ પણ કાંઇ ઓછો વિષયલંપટ નહોતો. એટલે પહેલાં પોતે તેમની સાથે ભોગ ભોગવીને પછીજ એ રણજીતસિંહના વિલાસ માટે તેમને લાહોર મોકલી આપતો. એમ કરતાં કરતાં જયસિંહને કાને વાત આવી કે

સુદાનમાં ગુલાબી નામની એક સુંદરી ઘણી ગૌર–સ્વરૂપા છે; એટલે તરતજ એણે પોતાનાં માણસોને સુદાન મોકલ્યાં. એકવાર મારે ઓચીંતું એકલીને બહાર ગામ જવું પડયું. તે વખતે રસ્તામાંજ મને જયસિંહનાં માણસોએ પકડી લીધી અને મને નસાડી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મારા ભાઇ અને પતિને આ બાબતની ખબર પડી એટલે મને છોડાવવા ચાર પાંચ માણસોને લઇને મને લઈ જનારા દુષ્ટ લોકોની પાછળ પડયા અને તેમને પકડી પાડયા. બન્ને પક્ષ વચ્ચે શસ્ત્ર–યુદ્ધ આરંભાયું. જયસિંહનાં માણસો સંખ્યામાં વધારે હતાં એટલે મારા પતિની ટોળીને એમણે જેર કરી દીધી. મારા પતિને તરવારનો સખત ઘા વાગ્યો એટલે એ પ્રાણરહિત થઇને પડયા. મારા ભાઇને પણ જબરો જખમ થયો હતો એટલે એ પણ મૂર્છિત થઇ ભૂમિ ઉપર પડી ગયો. આ બન્ને પડયા એટલે એમની સાથે આવેલાં માણસો જીવ લઇને નાસી ગયાં. તે વખતે મારી શી સ્થિતિ થઇ હશે તેની તમે કલ્પના કરી લેજો. હું તો ખરેખરી ભય-વિહ્વળ થઇ ગઇ હતી. છુટે મોઢે હું રડવા લાગી. મારા પતિ અને ભાઇ મને છોડાવવા આવેલા જાણીને મારા હૃદયમાં આશા પ્રકટેલી હતી; પરંતુ એ બન્નેની ઉપર પ્રમાણેની ગતિ થવાથી મારી આશા નષ્ટપ્રાય થઈ ગઇ અને હું પણ મૂર્છા ખાઇને ધરણી ઉપર ઢળી પડી. મને પછી જયસિંહના મકાનમાં લઇ જવામાં આવી, પરંતુ મને જબરો આઘાત લાગી ગયેલો હોવાથી તે વખતે હું બેભાન સ્થિતિ-માંજ હતી.

જયસિંહ મારૂં રૂપ જોઇને બહુ ખુશ થઈ ગયો. એ અત્યાર સુધીમાં ઘણી સ્ત્રીઓને નસાડી ગયો હતો પણ મારા જેવી સ્વરૂપ-વતી રમણી એણે એકકે જોઇ નહોતી; એટલે મને જે લોકોએ પકડી

આણી હતી તેમના ઉપર એ અત્યંત પ્રસન્ન થઈ ગયો અને તેમને ઇનામ પણ સારૂ આપ્યું. મારે રહેવા કરવાનો બંદોબસ્ત પણ ઘણો સારો કરી આપ્યો; પરંતુ મને સત્વરજ સમજ પડી ગઇ કે એણે તો મને લોભાવવા સોનાનું પાંજરૂં ઘડી રાખ્યું હતું. મારો ધંધો તો દાસી વૃત્તિનો હતો, મારૂં કુળ નીચું હતું; છતાં મારૂં હૃદય નીચું નહોતું. મારા અંતરમાં ઉચ્ચ મનોવૃત્તિઓ રમી રહી હતી પરંતુ હું મંદભાગી હતી. અનિચ્છા છતાંએ હું અવળા સંજોગોમાં સપડાઇ પડી. જયસિંહની કાળી દાનતની મને ધીમે ધીમે ખબર પડી ગઈ એટલે તો મારી છાતી ધડક ધડક ધડકવા લાગી. મેં જયસિંહને બહુએ વિનવણી કરી, ખોળા પાથર્યા, આજીજી કરીને કહ્યું "ભાઇ તમે મને મુકત કરો, મારે રસ્તે જવા દો. તમે તો મારા ધર્મના પિતા છો." એમ કહીને હું એના મોઢા આગળ રડી પડી. એની કરુણા માગી. પણ એ તો પાષાણ હૃદયનો નરરાક્ષસ હતો. દૈત્યને દયા ન આવી. ઉલટું મારો વિનય, મારી સરળતા, મારૂં કરુણાપૂર્ણ વદનમંડળ, અશ્રુ સારતાં મારાં મનોહર નેત્રો, મારાં નમ્ર વચનો અને દુ:ખથી નીકળતા મારા શ્વાસોચ્છ્વાસ; આ બધાએ તો પ્રદીપ્ત થયેલા અગ્નિમાં ઘીની આહુતિઓ પ્રમાણે એની પાપવાસનાને વધારે ઉશ્કેરી મુકી અને એણે મને છળવાનો છળભેદ રચવા માંડયો. સ્ત્રીઓને પોતાનું શિયળ પ્રાણ કરતાંએ વિશેષ વહાલું હોય છે. જો કે હું તો નિરક્ષરજ હતી, છતાંએ મારા શિયળનું હું જીવ-પ્રાણ જતન કરતી હતી. મારા શિયળ ઉપરજ એ દુષ્ટનો પ્રયત્ન છે એમ મેં જ્યારે જાણ્યું ત્યારે તો મારી સ્થિતિ ગાંડા જેવી થઇ ગઇ. આત્મહત્યા શિવાય મારે અન્ય માર્ગ નહોતો. શી રીતે પ્રાણત્યાગ કરવો તેનાજ વિચાર હું વારંવાર કરી રહી હતી અને એક દિવસ આત્મ-

ઘાત કરવાનો મેં પ્રયત્ન પણ કર્યો; પણ હાય, એ પ્રયત્નજ મારા શીયળનો ઘાતક બન્યો. હું સર્વની નજર ચુકાવીને એક બારીમાંથી કુદકો મારી નીચે પડી, પરંતુ એ બારી બહુ ઉંચી નહિ હોવાથી હું મરી ન ગઈ પણ માત્ર બેભાનજ બની ગઇ. નોકરોએ મને ઉંચકીને ઘરમાં આણી અને દિવાનખાનામાં સુવાડી. આ વખતે જયસિંહ મને જોવા આવ્યો અને તે વખતની મારી બેભાન દશાનો લાભ લઇને એ દુષ્ટે પૂરૂં પશુપણું દાખવ્યું–મારા શીયળનો હ્રાસ કર્યો. પછી તો જયસિંહ પોતાની વિષયવાસનાને સંતોષવા મારા ભોજનમાં માદક પદાર્થ મિશ્ર કરાવતો અને મારી બેશુદ્ધિમાં નીડરતાથી મારી લાજ લેતો હતો અને એ રીતે પોતાની હેવાનીઅતને પોષતો હતો. મનેયે ખબર પડી ગઇ કે આ ઘોર કર્મ કરવાવાળા અઘોરીએ જતન કરી જાળવી રાખેલું મારૂં ગંગાજળ સમું શુદ્ધ શીયળ ભ્રષ્ટ કરી નાખ્યું. મારી દશા મરવા કરતાંયે ભુંડી થઇ ગઈ. મેં તો અન્ન પાણીએ તજી દીધાં; પણ એમ કેટલા દિવસ ચાલે ? હું શુદ્ધ છું, પવિત્ર છું, શીયળવતી છું, એવું જ્યાં સુધી મારા મનમાં હતું ત્યાં સુધી મારૂં મન દૃઢ હતું; પરતુ મારા શીયળ ઉપર છીણી મુકાઈ ત્યારથી મનના બંધ ઢીલા પડતા ગયા, મન દુર્બળ બનતું ગયું, અને પછી તો મન એમાંજ સુખ માનવા લાગ્યું. પહેલાં તો જયસિંહને આધિન થવામાં મને ઘણું દુઃખ થયું હતું, બહુ લાજ લાગી હતી; પરંતુ ધીમે ધીમે મન રીઢું થઇ ગયું અને જયસિંહ પાસે એની રાખેલી પ્રમાણે હું રહેવા લાગી. તોયે કેટલીકવાર મન બંડ મચાવી મુકતું અને જયસિંહને છોડીને ચાલ્યા જવાની બારીઓ શોધતું હતું. જયસિંહને ધીમે ધીમે મારામાં વિશ્વાસ ચોંટી ગયો હતો એટલે મારા વર્તન ઉપર એની ઝાઝી દેખરેખ નહોતી.

તેથી એકવાર મેં નાસી જવાનો પ્રયત્ન આદર્યો. હું તો છાની માની નીકળી પડી, પરંતુ જયસિંહના માણસો કાગડા હતા. હજુ મને રણજીતસિંહની શયનભાગિની કરવા લાહોર મોકલવાની હતી. એટલામાં હું થાપ આપીને નાસી છુટી તેથી તરતજ એ લોકો મારી પાછળ પડયા અને મને પકડી પાડી. જયસિંહે પછીથી મારી કરાય તેટલી નાલેસી કરી અને મને વિના વિલંબે લાહોર મોકલી દીધી. તે વખતે લાહોરમાં એક પ્રૌઢ વયની ઘણી જાણીતી વેશ્યા હતી. એને મોટા મોટા શ્રીમાન લોકોનો આશ્રય હતો એટલે એ ઘણી શ્રીમંત હતી અને રણજીતસિંહ પાસે પણ એનું સારૂં વજન પડતું હતું. રણજીતસિંહની કામવાસના સંતોષવા જે સુંદરીઓને બહારથી લાવવામાં આવતી હતી, તેમને પહેલો આ ગુણકાને ઘેરજ ઉતારો આપવામાં આવતો હતો. મને પણ એને જ ઘેર ઉતારો આપવામાં આવ્યો. મારૂં રૂપ જોઇને તો આ ગુણકાને વિલક્ષણ આનંદ થઇ ગયો, એટલે એણે મારી બહુ સારી રીતે સરભરા કરવા માંડી. બે ચાર દિવસમાંજ મને આ બજારમાં બેસનારીનો આશય સ્પષ્ટ સમજાઇ ગયો. હવે તો હોલામાંથી ચુલામાં પડવાનો વખત આવ્યો. હું મનુષ્યકોટિમાંથીએ નીકળી જઇશ એવું મને જણાયું. મૂળે તો મારૂં મન નબળું પડી ગયું હતું, તેમાં આ નાયકાનો સંસર્ગ થયો. છેવટે ઇચ્છા નહિ છતાંએ એને આધિન વર્તવું પડયું. અહીંજ સુખ માનીને દિવસો કાઢવા પડયા. ગુણકાએ મનેયે નાચતાં અને ગાતાં શીખવ્યું. એ કળામાં હું પાવરધી થઇ ગઇ એટલે મારી દરબારમાં પ્રથમવાર પધરામણી કરવામાં આવી. મારૂં સૌન્દર્ય, નૃત્ય–ગાયનમાં મારી કુશળતા અને બહુમુલાં વસ્ત્રાલંકારથી મંડિત થયેલી મને જોઇને મારા જેવો ધંધો કરનારી

અન્ય સ્ત્રીઓ મને બહુ ભાગ્યવાન સમજતી હતી. રણજીતસિંહ પણ મારામાં લુબ્ધ થઇ ગયો હતો. તે એટલો બધો કે મને એક જાગીર આપવા પણ એ તત્પર થઈ ગયો હતો. આમ જોવા જાવ તો મારા જેવું કોઇ ભાગ્યશાળી કહી શકાય નહિ, પરંતુ મારી જાતને હું ભાગ્યશાળી નહોતી માનતી. મારી ભ્રષ્ટતા મને નિરંતર ડંખ્યા કરતી હતી. આથી તો ભિક્ષા માગીને ઉદર ભરવું કે મરી જવું મને વહાલું લાગે; પરંતુ મારા ભાગ્યમાં તેયે નહોતું. હવે હું પુરેપુરી સ્વતંત્ર હતી. હું નાસી જઇશ એવી કોઇને કલ્પનાએ નહોતી. ખુદ પેલી ગુણકાના મનમાંએ મારા માટે કશો સંશય રહ્યો નહોતો. કોઇ કહેશે કે હવે મારે શું કામ નાસી જવાનો વિચાર કરવો પડે? જે શીયળ સાચવવા મેં તનતોડ પ્રયાસ કર્યો હતો, જે આબરૂ જાળવવા મેં આપઘાત કરવાની કોશીષ કરી હતી, તે શીયળ અને તે આબરૂ તો ધૂળમાં મળી ગયાં હતાં. એ બધુંએ ખરૂં, પણ મને તો એમજ લાગ્યા કરતું હતું કે હું પાપી લોકોના સમાજમાં આવી વસી છું. અહીંથી નાસીને કયારે હું સભ્ય સમાજમાં જઇ મળું! પતિ તો મારા મરી ગયા હતા. પિતા અને ભાઇ મારૂં હવે મુખ પણ નહિ જુએ એવી મને ખાતરી હતી; છતાંએ ત્યાંજ જવાને મારૂં મન ઉત્સુક થઈ રહ્યું હતું. મેં કાંઇ જાણી જોઇને દુરાચરણમાં પગ માંડયો નહોતો, એટલે મારી દયાજનક સ્થિતિનો વિચાર કરીને એ લોકો મને ક્ષમા આપશે એવી મને આશા હતી. ભલે મારા પિતા, ભાઇ, ભાંડુ મારો તિરસ્કાર કરશે પણ પ્રભુને તો મારી દયા આવશે જ. એમ વિચાર કરીને હું લાહોરમાંથી એક દિવસ છાની માની પુરુષનો પોષાક પહેરીને મૂલ્યવાન અલંકારો સાથે ચાલી નીકળી. જેમ બને તેમ ઉતાવળ કરીને હું ઈંગ્રેજી હદમાં

પહોંચી ગઇ અને ત્યાંથી લુધિયાના જઇને રહી. લુધિયાનાથી થોડા દિવસમાં પાછી ફરી અને ગુપ્ત વેષે પ્રવાસ કરતી કરતી હું સુદાન પહોંચી ગઇ.

જ્યારે હું મારા ભાંગ્યા તુટયા ઝુંપડામાં આવી પહોંચી ત્યારે મને લાગ્યું કે નરક લોકમાંથી હું સ્વર્ગલોકમાં આવી પહોંચી. મારા મનનું આટલું સમાધાન થયું ખરૂં, પરંતુ મારે માથે તો દુઃખના ડુંગરા ઉગી રહ્યા હતા. ઘરમાં જઇને જોઉં છું તો કોઇ ન મળે. પાડા પડોશીને પૂછી જોયું ત્યારે ખબર પડી કે મારૂં હરણ થયા પછી અલ્પ સમયમાં જ મારાં માતા પિતા સ્વર્ગવાસી થઇ ગયાં હતાં. મારો ભાઈ કયાં જતો રહ્યો છે તેનો પણ પત્તો નહોતો. કોઇ કહે એ તો વેરાગી થઇ ગયો, કોઇ કહે એ તારી શોધમાં ગયો છે, કોઈ કહે એને શિખ લોકોએ પકડી લીધો, એમ જેને જેમ સુઝયું તેમ બોલવા લાગ્યું. જેને મળવા માટે આટલાં આટલાં કષ્ટ વેઠીને હું સુદાન આવી તે તો મને છોડીને કયારનાંયે જતાં રહ્યાં હતાં; એટલે મારા દુઃખની અવધિજ નહોતી. હવે મારે સુદાનમાં જ રહેવું કે બીજે ચાલ્યા જવું તેનો મને મોટો વિચાર પડી ગયો. પરંતુ જે ઘરમાં હું નાનેથી મોટી થઇ, જે ઘરમાં મારૂં બાળપણ સુખમાં ગયું, તે ઘર છોડીને અન્ય સ્થળે જવાનો મારો જીવ ન ચાલ્યો. વળી મારા મનમાં એવીએ આશા ઉત્પન્ન થઇ હતી કે કદાચ અહીંને અહીં રહું તો કોઇ દિવસ પણ મારો ભાઇ જીવતો હોય તો મને મળે. છેવટે મેં ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો અને ઘરને જરા મરામત પણ કરાવી દીધું. ચારેક દિવસ હું સુદા-નમાં રહી ત્યાર પછી રાજમાતાને મળવા હું રાજમહેલમાં ગઇ. મને

ઘણે દિવસે પાછી આવેલી જોઈને રાજમાતાને આનંદ થયો અને એમણે મારી ખબર અંતર પૂછી. રાજમાતા પહેલાં મહિષીપદે આરૂઢ હતાં તે હવે રાજમાતાને પદે આવ્યાં હતાં અને એમના પુત્ર વિક્રમજીત ઘણી સારી રીતે રાજ ચલાવતા હતા. મેં જે વખતે સુદાન છોડયું તે વખતે વિક્રમજીતના પિતા રાજ્ય કરતા હતા. એમના ગુજરી ગયા પછી વિક્રમજીત ગાદીએ આવ્યા હતા. એમણે પોતાના સદાચરણથી ઘણી સારી રીતે રાજ્ય કરવા માંડયું. થોડા વખતમાં એમણે પ્રજાની પ્રીતિ ઘણી સારી સંપાદન કરી દીધી. જાણે બીજું રામરાજ્ય ન આવ્યું હોય એવો પ્રજાને ભાસ થવા માંડયો. એમનાં લગ્ન એક મહા સ્વરૂપા રાજકન્યા સાથે થયાં હતાં. રાણી સગર્ભા થયાં એથી મને ઘણો આનંદ થઈ ગયો. રાજમાતાએ રાણીની મને ઓળખાણ કરાવી. રાણીએ મને પોતાની નોકરીમાં રાખી લીધી. મારૂં પાછલું દુઃખ હવે વીસારે પડવા લાગ્યું અને હું અનન્ય ભાવે રાણીજીની સેવા ઉઠાવવા લાગી. એક વાર લાગ જોઇને રાજમાતાને હું એકાંતમાં મળી અને તેમને મેં મારી તમામ વિતક વાત અને મારા ભ્રષ્ટ જીવનની કથા કહી સંભળાવી. રાજમાતાએ શાંતિથી મારી વાત સાંભળી લીધી. હું દુષ્ટોનો ભોગ થઇ પડી તેથી એમને મારી દયા આવી અને મને શિખામણના બે બોલ પણ કહ્યા. રાજમહેલમાં મારે કાંઇ બહુ કામ કરવાનું નહોતું. સગર્ભા રાણીજીની તહનાત જ મારે ઉઠાવવાની હતી. રાણીને પુરે દિવસે સર્વાંગસુંદર પુત્ર–રત્નની પ્રાપ્તિ થઇ. આ વધાઇથી આખા સુદાન પ્રાંતમાં આનંદ આનંદ પ્રવર્તી રહ્યો. તેમાંયે મારા આનંદનું તો પૂછશો જ નહિ. મારો આનંદ અવર્ણનીય હતો. ધીમે ધીમે રાજકુંવરના લાલન પાલનનો ભાર મારે શિરે આવી પડયો. મને પણ રાજપુત્રને

રમાડવો બહુ ગમતો હતો, એટલે એ ભાર તો મેં હર્ષ સાથે ઉપાડી લીધો.

સુદાનને આ આનંદ સુખ બહુ દિવસ ન છાજ્યું. ઠામ ઠામ રાજકુમારના જન્મનો ઉત્સવ ઉજવાઇ રહ્યો હતો એટલામાં સરહદ ઉપર યુદ્ધની નોબત ગગડી રહી. નરરાક્ષસ ગુલાબસિંહ ઓચીંતો સુદાન ઉપર ચઢી આવ્યો. રણજીતસિંહના સમયમાં આ રાજ્યના અનેક ભાગલાઓ પડી ગયા હતા એટલે એમનું બળ કમી થઇ ગયું હતું. રણજીતસિંહ આ અવસરનો લાભ લેવા જરાએ ચુક્યો નહિ. પોતાના રાજ્ય જોડે આ રાજ્ય જોડી દેવા એણે એ રાજ્ય ઉપર વારંવાર હુમલા કરવા માંડયા હતા અને નાના નાના પ્રાંતનાં નાનકડાં રાજ્યના નાના રાજાઓને જેર કરીને તેમનાં રાજ્યો એણે પોતાને હસ્તગત કરવા માંડયાં. આ નાનકડાં રાજ્યોના સમૂહને સર કરવા ધ્યાનસિંહના વડીલ બંધુ ગુલાબસિંહને સેનાપતિપદ આપવામાં આવ્યું હતું. એને તો એ રાજ્યો જીતી જીતીને રણજીતસિંહને સ્વાધીન કરવાનાં હતાં, એટલે એમાંથી લુંટાય એટલો પૈસો એ લુંટતો અને રાંકડી પ્રજાને રંજાડતો. એના આવા નીચ કૃત્યથી સુદાનના નાનાં રાજ્યોના રાજાઓ ઘણા ચીડવાઇ ગયા અને તેઓ એની સાથે કમર કસીને લડવા તૈયાર થઇ ગયા; પરંતુ એ તમામ રાજાઓ એકત્ર થઇને સંઘશકિત કેળવીને શત્રુની સામે લડવાને બદલે જુદા જુદા લડયા અને અંતે પરાજય પામ્યા. પરિણામ એ આવ્યું કે આખોએ સુદાન પ્રાંત રણજીતસિંહના રાજ્યમાં જોડાઇ ગયો. આ સમયે ખુદ સુદાનના જ યુવાન રાજા વિક્રમજીતે ગુલાબસિંહને ઘણો હંફાવ્યો. એમણે તો એવો વિચાર કરી રાખ્યો હતો કે આખા પ્રાંતના બધાએ રાજાઓએ સંગઠિત થઇને ગુલાબસિંહ સામે યુદ્ધ કરવું;

પરંતુ ઈર્ષ્યાભાવને લીધે એમની સલાહ કોઈને રૂચી નહિ એટલે એકાકીજ ગુલાબસિંહ સાથે ટક્કર ઝીલવા તત્પર થઇ ગયા. જો કે એમની પાસે ઝાઝું સૈન્ય નહોતું, છતાંએ પોતાના નામ પ્રમાણે વિક્રમ જેવું વીરત્વ દાખવીને ગુલાબસિંહને એકવાર તો એમણે ત્રાહિ ત્રાહિ પોકરાવ્યો. પરંતુ ગુલાબસિંહ આસુરી પ્રકૃતિનો હતો. એણે યુક્તિ લડાવી. રાજાઓને અંદર અંદર ચઢાવ્યા અને તેમને લાલચો આપી કે વિક્રમજીતને મહાત કરવામાં મને જે કોઇ મદદ કરશે તેનું જીતેલું રાજ્ય હું પાછું આપી દઇશ. વિક્રમજીતની સ્થિતિ કફોડી થઇ ગઇ. હવે એની ચારે બાજુએ દુશ્મનો ખડા થઇ ગયા. શત્રુ કઇ વખતે દગો દેશે તે કહી શકાય નહિ. એમને મોટી મુઝવણ આવી પડી. સામે મોઢે લઢીને રણમાં મરવા એ તૈયાર હતા, પરંતુ શત્રુ ઉદાર દીલનો નહોતો. યુદ્ધમાં સામો ઉભો રહીને લઢવા કરતાં છળ કરીને એમને વશ કરવાની પેરવી કરતો હતો; એટલે એમને દેશ છોડીને નાસી જવા શિયાય અન્ય માર્ગ નહોતો. શત્રુના હાથમાં નહિ ગયો હોઉં તો ફરીથી બળ એકત્ર કરીને લડાશે, એમ ધારીને એ સ્ત્રી અને પુત્ર સાથે કેટલાંક ચાલાક માણસોને લઇને લાગ સાધી દંડી ચાલ્યા ગયા. હું રાણીની દાસી હતી અને પુત્રનું લાલન પાલન પણ હુંજ કરતી હતી તેથી હું પણ સાથે જ હતી. દંડી એક નાનું રાજ્ય હતું અને ત્યાં વિક્રમજીતનો મામો રાજ્ય કરતો હતો. મામાને વિક્રમજીતે પોતાની વીતક વાતથી વાકેફ કર્યો અને તેને કહ્યું કે "જો મદદ આપો તો ફરીથી લઢીને હું મારૂં રાજ્ય પાછું મેળવું." પરંતુ મામાને એ વાત ગળે ન ઉતરી. વિક્રમજીત સુદાન છોડીને નાસી ગયા જાણી ગુલાબસિંહ ઘણો ક્રોધે ભરાયો અને એ ક્રોધ વિક્રમજીતની પ્રજા ઉપર કાઢવા લાગ્યો. એણે એ રાજ્યનાં લગભગ

બાર હજાર માણસોને કેદ કર્યાં અને તેમાંના કેટલાકનો શિરચ્છેદ કરાવ્યો. કેટલાકના તો હાથ પગ કપાવી નંખાવ્યા. ગુલાબસિંહનાં આ રાક્ષસી કૃત્ય દંડીના રાજાએ પણ સાંભળ્યાં હતાં, એટલે એ ગભરાઈ ગયો અને ગુલાબસિંહ કદાચ પોતાના દેશ ઉપર પણ ચઢાઇ કરે એ ભયે આગમચથીજ એણે ખંડણી ભરી દીધી અને રણજીતસિંહનો માંડલીક થઇ રહ્યો. આ પ્રમાણે એ પોતાની મેળેજ ખંડીઓ રાજા થયો એટલે ગુલાબસિંહે એના ઉપર એવો હુકમ છોડાવ્યો 'કે તમે જો મહારાજાનું ખરેખર રીતેજ સાર્વભૌમપણું સ્વીકાર્યું હોય તો આ હુકમ મળતાં વેંતજ વિક્રમજીતને એનાં સ્ત્રી અને પુત્ર સાથે અમારે હસ્તગત કરી દો. જો તેમ કરશો તો અમારા તરફથી તમારા રાજ્યને કશો પણ ઉપદ્રવ કરવામાં આવશે નહિ, નહિ તો અમે એમ માનીશું કે તમે છળ કરવાનેજ રણજીતસિંહના માંડલીક થયા છો.' ગુલાબસિંહનો આવો હુકમ સાંભળીને દંડીનો રાજા મોટા વિચારમાં પડી ગયો. શું કરવું તે એને બીલકુલે સુઝયું નહિ. વિક્રમજીત એની સગી બેનના પુત્ર થતા હતા. એમના ઉપર એનો પ્રેમ પણ વિશેષ હતો. પુત્ર જેવા પ્રિય ભાણેજને તેની સ્ત્રી અને પુત્ર સાથે નીચ ગુલાબસિંહને સોંપી દેવાનો એનો જરાએ જીવ ચાલ્યો નહિ. વિક્રમજીત તમારી મારી માગે છે એવા કહેણ સાથે એણે પોતાના મંત્રીને રણજીતસિંહના દરબારમાં મોકલ્યો; પરંતુ ધ્યાનસિંહની ખટપટથી એનો રણજીતસિંહ સાથે મેળાપ જ ન થયો. મંત્રીએ દરબારનું વાતાવરણ જોઇ લીધું અને તરત જ તે બાબતનો એણે વિક્રમજીતને એક પત્ર લખી વિના વિલંબે એક ઘોડેસ્વારની સાથે મોકલાવી આપ્યો. એ પત્રમાં એણે જેમ બને તેમ જલદી અને ગુપ્ત રીતે ઇંગ્રેજી હદમાં ચાલ્યા જવાની વિક્રમજીતને સલાહ આપેલી હતી.

વિક્રમજીતે વિચાર કર્યો કે અહીં પડી રહીને મામલો ગંભીર બનાવવો તેના કરતાં ઇંગ્રેજી હદમાં ચાલ્યા જવું એજ શ્રેયસ્કર છે. કલકત્તે જઇને ઇંગ્રેજોની મદદ મેળવીને એમની સહાયથી રાજ્ય ફરીથી પ્રાપ્ત કરી શકાશે. પોતાના પુત્ર ઉપર આવી આપત્તિ આવી પડેલી જોઇને રાજમાતાનું કોમળ હૃદય ફાટી પડયું અને એ ઇહલોકની યાત્રા પુરી કરીને પરલોકવાસી થઇ ગયાં ઇશ્વરે એમને દુ:ખમાંથી મુકત કર્યાં એ સારૂં જ થયું. રાજા વિક્રમજીતે ઇંગ્રેજી હદમાં જવાની તૈયારીઓ કરી દીધી. એમની જોડે રાણીજી, બાલક રાજપુત્ર, હું અને બીજા ચાર પાંચ વિશ્વાસુ નોકરો પણ હતા. બે મોટી બળદ ગાડીમાં સર સામાન ગોઠવી દીધો અને અમે એમાં બેઠાં. અમારૂં પ્રસ્થાન શરૂ થયું.

જોડે લીધેલા નોકરોમાં એક ત્રિભુજ નામનો રાજાનો કામચલાઉ દિવાન પણ હતો. આ ત્રિભુજને વિશ્વાસુ જાણીને રાજાએ દંડીમાંથીજ લીધો હતો. એણે જ વિશ્વાસઘાત કરીને વિક્રમજીતનો સર્વનાશ કરાવ્યો. મારા રૂપની મોહિની ત્રિભુજનેયે લાગી. મીષે મીષે મારી સાથે વાતો કરવાનો એ પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ મને તો એવા પ્રણય ઉપર હવે બહુ કંટાળો આવી ગયો હતો તેથી મેં એને જરાએ સકાર્યો નહિ. પરંતુ એ તો જબરો ધીટ નીકળ્યો. સામા માણસને ફંદામાં ફસાવવાની વિદ્યા તો એ જન્મથી શીખી લાવ્યો હતો, એટલે એણે મને નિરાળેજ માર્ગે આકર્ષવા માંડી. એકવાર એ મને એકાંતમાં આવીને કહેવા લાગ્યો "ગુલાબી, હું શું કહેવા માગું છુ તે જરા સાંભળી તો લે. મારી વાત તારે ગળે ન ઉતરે તો તું મને ધુતકારી કાઢજે. આપણે બન્ને એકજ જ્ઞાતિનાં છીએ. જ્યારે તું નહાની હતી ત્યારે તારા પિતાનો વિચાર મારી

સાથે જ તારાં લગ્ન કરવાનો થઇ ગયો હતો અને મને જોવાને એમણે ખાસ સુદાન બોલાવેલો હતો. પરંતુ તારી માતા એમ બોલી કે મારે તો મારી પુત્રીને બહાર કાઢવી જ નથી. ગામમાં વર મળે તો બહારગામ શું કામ દેવી ? એટલે તારા પિતાનો વિચાર પડી ભાગ્યો અને તારો વિવાહ સુદાનમાંજ કર્યો. પછી તારા પતિને મારી નાખીને તને પેલા લોકો લઇ ગયા ત્યારે ફરીથી તારા પિતા મને મળ્યા અને કહેવા લાગ્યા કે ગુલાબીનો હવે સત્વર પત્તો લાગી જશે. એ પાછી આવે એટલે મારે તો એનું તમારી સાથે પુનર્લગ્ન કરાવવું છે. તારી તો બહુએ શોધ કરાવી પણ કશો પત્તો લાગ્યો નહિ. જેમ જેમ તું મળવી દુર્લભ થતી ગઇ તેમ તેમ તારા પ્રતિનો મારો લોભ વધતો જ ગયો. મેં તારી શોધ લગાડીને તારી સાથેજ પુનર્લગ્ન કરવાનું તારા પિતાને વચન આપેલું હોવાથી મેં ઘણાં સારાં સારાં માગાં પણ પાછાં વાળ્યાં છે અને હજુ સુધી તારી આશામાં ને આશામાં હું કુંવારો રહ્યો છું. તારો આમ અનાયાસે મેળાપ થઇ ગયેલો હોવાથી મને ઘણો આનંદ થઇ ગયો છે. મારે કાંઇ તારા ઉપર કુદૃષ્ટિ કરવી નથી. હું તો આપણી જ્ઞાતિના રીવાજ પ્રમાણે તારી સાથે યથાવિધિ લગ્ન કરીને દામ્પત્ય સુખ માણવા ઇચ્છું છું. આપણે બન્ને મહારાજાના આશ્રય નીચે છીએ એટલે આપણો વિયોગ થવાનો સંભવ નથી. જો તારી ઇચ્છા હોય તો હા કહેજે, નહીતર ના કહેવામાં કાંઇ હરકત નથી. મારે કાંઇ આજે ને આજે તારો જવાબ જોઇતો નથી. બે ચાર દિવસ નીરાંતે વિચાર કરી જોજે અને પછી તારો જે નિશ્ચય થાય તે મને કહેજે. આ તો તારા પિતાને મેં વચન આપેલું છે તેથી તને આમ પૂછવું પડે છે. જો તારી ના થશે તો હું એ વચનમાંથી

મુક્ત થઈશ અને બીજી કન્યાની શોધમાં રહીશ." આમ કહીને એ તો ચાલ્યો ગયો. મને એનું કહેવું બધુંએ ખરૂં લાગ્યું. અત્યાર સુધી એના ઉપર મને તિરસ્કાર આવતો હતો. હવે એના પ્રતિ મને આદરની લાગણી થઈ આવી. અત્યાર સુધીનું મારૂં જીવન વ્યર્થ ગયું હતું. હું સમાજની દૃષ્ટિએ પતિત ઠરી ચુકી હતી. મારી સાથે કોણ લગ્ન કરવા તૈયાર થાય? કોઇજ નહિ. એટલે હું તો નીરાશામાંજ ટળવળતી હતી; તે સંધિમાં આણે દાંપત્ય સુખની મને દિશા દેખાડી. મારી દૃષ્ટિમાં એણે સુખની સૃષ્ટિ ખડી કરી દીધી એટલે લપસણું મન વળી લપસ્યું. ચારેક દિવસ ગયા અને વળી ત્રિભુજ મારી પાસે આવ્યો. દંપતી જીવનનાં મનોહર ચિત્રો મને એણે ચીતરી બતાવ્યાં. એ ચિત્રમાં મને તલ્લીન કરી નાખીને એ બોલ્યો કે, તારી ઇચ્છા નહિ હોય તો હું બીજે લગ્ન કરીશ. આવી રીતે એણે દસ વીસ વાર મારા હૃદય--દુર્ગ ઉપર હલ્લા કર્યા જ કર્યા. હું અબળાનું કેટલું જોર. મારા હૃદય--દુર્ગને એણે ડોલાવી નાખ્યો. એની સાથે પુનર્લગ્ન કરવા હું તૈયાર થઇ; એટલામાં અમારા રાજાને નાસી જવું પડયું એટલે કલકત્તે જઇને અમે લગ્ન સંબંધથી જોડાવાનો વિચાર કર્યો. આ વાત અમે અતિશય ગુપ્ત રાખી. ધીમે ધીમે એની મોહનીમાં હું ભુરકાવા લાગી. મારૂં હૃદય એને જોઇને ખેલવા લાગ્યું. પ્રવાસમાં અમને બન્નેને એકાંતમાં મળવાની ઘણી અનુકુળતા મળતી હતી. હું તો લગ્ન પહેલાં જ એને પતિ તરીકે માનવા લાગી. ત્રિભુજ એ કાંઇ સામાન્ય મનુષ્ય નહોતો. રાજા વિક્રમજીતનો આ પ્રવાસમાં એ દિવાન હતો. જેને સકળ જગતે તરછોડી, તેને આ દિવાન પોતાની પત્નીપદે સ્થાપવા તૈયાર થઇ ગયો એથી હું મારી જાતને ધન્ય માનવા લાગી. મારા

તમ થઇ ગયેલા જીગરને આ વાતથી શાંતિ થઇ અને હવે અમારાં લગ્ન ક્યારે થઇ જાય તેની હું આતુર નયને રાહ જોવા લાગી. ત્રિભુજે તો એની માયા–જાળ મારી ચારે તરફ બીછાવી દીધી હતી, એ જાળમાં મને ઘેરી લીધી હતી; પણ મને તો એમાં જકડાવામાંજ આનંદ લાગ્યો હતો. પ્રવાસમાં કોઇ એવી સુંદર ચીજ જોવામાં આવતી તો ત્રિભુજ મારી પ્રસન્નતાની ખાતર તરતજ મને આણી આપતો. ફળ, મેવા અને મીઠાઇ અને કોઇ કોઇ વાર તો એ મને મદ્ય પણ આણી આપતો. પ્રિયતમ પ્રેમથી આવી આવી વસ્તુઓ લાવીને અર્પણ કરે તે પ્રિયતમાથી શી રીતે ના પાડી શકાય ? ધીમે ધીમે એણે મને મદ્યનું વ્યસન વળગાડી દીધું. તે વખતે તો મારાથી કાંઇ ન સમજી શકાયું; પરંતુ એકવાર એક નાના ગામડા આગળ રાજાએ મુકામ કર્યો. સાયંકાળનો સમય હતો. ત્રિભુજ એકલો એકલો કેટલેક દૂર આવેલા આંબાવાડીઆમાં જતો હતો. મને જાણવાની જીજ્ઞાસા થઈ એટલે એ ન જાણે એમ હું પણ એની પાછળ પાછળ ગઇ. આમ્ર વૃક્ષની ઘટામાં પાંચ છ સંન્યાસીઓ બેઠેલા હતા. ત્યાં જઇને ત્રિભુજ પણ બેઠો. એટલું જોઇને હું મુકામે પાછી વળી. થોડીવારે ત્રિભુજ આવ્યો ત્યારે મેં એને આંબાવાડીઆમાં જવાનું કારણ પૂછ્યું. એણે કહ્યું, મારો સ્વભાવ છે કે સાધુ સન્યાસી જો દૃષ્ટિએ પડે તો તેમની પાસે જઇ તેમનાં દર્શન કરીને પાવન થવું. એ સંન્યાસીઓ ઘણા સારા છે. યાત્રાએ નીકળેલા છે. એમનાં ચરણમાં મસ્તક નમાવવા હું ગયો હતો. એમણે ભાંગ બનાવી હતી. પ્રસાદી દાખલ મનેયે એમણે ચાર ગોળી આપી. તેમાંની ત્રણ તો હું ખાઇ ગયો. આ એક તારે માટે લાવ્યો છું. એમ કહીને એણે મને પેલી ગોળી આપી. સાધુ સંન્યાસીનો પ્રસાદ, અને તે પણ મારા ભાવી

પાત લાવેલા; એટલે કોઇ પણ જાતની શંકા વિના એ પ્રસાદ મેં આરોગ્યો. પ્રસાદ પેટમાં પડયો એને બહુ વાર તો થઇએ નહોતી એટલામાં મારૂં માથું ભમી જવા લાગ્યું, આંખે અંધારાં આવવા માંડયાં અને જાણે કયારે સુઇ જાઉં એવું થવા લાગ્યું. મેં રાણીજીને કહ્યું કે આજે મારા જીવને કાંઇ ચેન પડતું નથી માટે હું તો જરા ઉંઘી જાઉં છું. એમ કહીને બાલ કુમારને બીજી દાસીને સોંપીને હું બળદ ગાડીમાં મારી જગ્યાએ જઇને સુતી. ગાડી ઘણી મોટી હતી. આંતરો કરીને એમાં બે ભાગ પાડી દીધા હતા. એક ભાગમાં રાજા, રાણી અને રાજપુત્ર એ ત્રણ સુઇ રહેતાં હતાં અને બીજા ભાગમાં અમે બે દાસીઓ સુઇ રહેતી હતી. બીજી ગાડી માત્ર નોકર લોકોને માટેજ હતી. હું તો ગાડીમાં સુતી તે સુતી. છત્તરીસ કલાક મને ઘેન રહ્યું. ત્રીજે દિવસે સવારે મારૂં ઘેન ઉતર્યું. હું શુદ્ધિમાં આવી ત્યારે મને લાગ્યું કે હું હજુ પેલી ગાડીમાં જ છું; પરંતુ જ્યારે મેં આંખ ઉઘાડીને જોયું ત્યારે તો સવત્ર અંધકાર પથરાઇ ગયો હતો અને હું જમીન ઉપર પડેલી હતી. હું વિસ્મિત બનીને બોલી ઉઠી 'અરે, હું કયાં છું ? ગાડી, બળદ, માણસો એ બધાં કયાં જતાં રહ્યાં ? કેમ કોઇ જણાતું નથી ? મેં આમતેમ હાથ ફેરવવા માંડયો પણ હાથમાં તો પથરા સિવાય કશુંયે ન આવ્યું. હું ખરેખર ગભરાઇ ગઇ. ભય પામી ગઈ. આકાશ સામું જોઇ રહી પણ આકાશમાંયે અંધારૂં. શું તારાએ ન હોય ? એ કેમ સંભવે ? મારૂં ધૈર્ય ગળી ગયું. મને સમજાયું કે હું મેદાનમાં નથી પણ પર્વતની ગુફામાં પડેલી છું, એટલે તો ભયને લીધે મારાથી ચીસ પડાઇ ગઇ. એ ગુફામાં એક બાજુએ ત્રિભુજ સ્વસ્થપણે ઘોરતો પડયો હતો. મારી ચીસ સાંભળીને એ જાગી ઉઠયો. મને બીક લાગેલી જોઇને એ મારી પાસે આવ્યો

અને મને કહેવા લાગ્યો 'ગુલાબી બીશ નહિ, હું તારી પાસે જ છું.' પણ મને આટલાથી બીલકુલે આશ્વાસન મળ્યું નહિ. પેલી બળદ ગાડીઓ કયાં ગઈ ? રાજા, રાણી, બાલ કુમાર એ બધાં કયાં છે ? આપણે કયાં છીએ ? આવી ભયંકર જગ્યામાં આપણે બન્ને કેવી રીતે આવી પહોચ્યાં ? આવા અનેક પ્રશ્નો મેં ત્રિભુજને પૂછ્યા. હું જરા શાંત પડી એટલે ત્રિભુજ કહેવા લાગ્યો " ગુલાબી, મહારાજાનો આપણા ઉપર પ્રકોપ થયો છે. આપણે બન્ને મોટી વિપત્તિમાં આવી પડેલાં છીએ; પરંતુ તું બીલકુલે ફિકર કરીશ નહિ. આ ત્રિભુજ તને જરાએ ઓછું આવવા નહિ દે. તને એ તો ખબર જ છે કે આપણાં બન્નેનાં લગ્ન થવાની વાત જાણવાથી મહારાજાના બીજા નોકરો આપણા ઉપર બળી રહ્યા હતા. તેમણે મહારાજાના કાન ભંભેરવા માંડયા હતા. પરિણામ એ આવ્યું કે મહારાજાએ પરમ દિવસે આપણને બન્નેને કાઢી મુકયાં. મેં મહારાજાને ઘણાએ કાલાવાલા કર્યા, એમને પગે પડયો, એમની માફી માગી; પણ એમને મારી દયા ન જ આવી. છેવટે મેં એમની પાસે ભીખ માગી કે તમે ગુલાબીને તો નજ કાઢી મુકશો. ગુલાબીને તો પહેલીજ કાઢી મુકવી. એને લીધે તો તું બગડયો. મહારાજાએ આવું ચોખ્ખું સંભળાવી દીધું, છતાં ત્યાંથી મારા પગ ઉપડતા નહોતા. છેવટે બીજા નોકરો પાસે ધક્કા મરાવીને મને કાઢી મુકયો. તને તો ભાને નહોતું. બેભાન અવસ્થામાં તને પણ ઉંચકીને દૂર સુધી મુકી આવ્યા. મારી ગભરામણનો પાર ન રહ્યો. હું કર્તવ્યમૂઢ થઇ ગયો. થોડીવાર પછી મેં જાણ્યું કે હવે તો મહારાજાનો ક્રોધ નરમ પડયો હશે, એટલે વળી પાછો હું એમની પાસે ગયો; પરંતુ જઇને જોઉં છું તો એ તો ચાલ્યા ગયા હતા. પછી હું તો તું પડી હતી ત્યાં આવીને

બેઠો અને રડવા લાગ્યો. હું એકલો હોત તો ગમે ત્યાં નાસી છુટત, પરંતુ તું સાથે હતી એટલે હું તેમ ન કરી શકયો. એટલામાં મને પેલા સંન્યાસીઓનું સ્મરણ થઇ આવ્યું એટલે તને ઉંચકીને હું તેમની પાસે ગયો. સદ્દભાગ્યે સંન્યાસીઓ ત્યાંજ હતા અને ધુણી લગાવીને એ તાપતા હતા. આપણને એમનો આશ્રય મળી ગયો એ ઘણું સારૂં થયું, નહિતો ભર જંગલમાં આપણને અવશ્ય વાઘ વરૂ ફાડી ખાત. બીજે દિવસે તને લઇને કોઇ ગામ ચાલ્યા જવાનો મને વિચાર થયો, પરંતુ તું તો બેભાન અવસ્થામાંજ પડેલી હતી એટલે તને તેવી સ્થિતિમાં લઇ જતાં મને શરમ આવી. મેં તો પેલા સંન્યાસીઓ જોડેજ પ્રવાસ કરવાનો વિચાર કરી દીધો અને કાલે સાયંકાળે આપણે અહીં આવી પહોંચ્યાં. બિચારા સંન્યાસીઓ ઘણા સારા માણસ છે. તેમણે મને પોતાની પાસેથી ખાવાનું આપી મારી ક્ષુધા શાંત કરી અને તને પણ તેમણે થોડું દૂધ પાયું. તેઓ પણ રાતે આ ગુફામાંજ સુતા હતા. એમને ઘણે લાંબે જવાનું હતું એટલે મને લાગે છે કે એ મધરાતે ઉઠીને ચાલ્યા ગયા હશે. આપણે પણ હવે જરા અજવાળું થાય એટલે એકાદ ગામ ચાલ્યા જઇએ અને ત્યાં નીરાંતે રહીએ. મહારાજાએ મને કાઢી મુકયો તો શું થઇ ગયું. મારાં કાંડાં બાવડાં હજુ મજબૂત છે. મારા પગમાં જ્યાં સુધી જોર છે ત્યાં સુધી ગમે ત્યાંથી બે પૈસા મેળવી શકીશ અને તને જરાએ દુઃખ પડવા નહિ દઉં. " હું તો એનું આ બધું બોલવું સાંભળીને હતબુદ્ધ થઇ ગઇ હતી. મને એની વાતમાં કશો ભરોસો પડયો નહિ. ઘડીમાં એમ થતું કે એ વાત સાચી હશે તો ઘડીમાં એમ થતું કે એ બધુંએ જુઠું. રાજા રાણી અને રાજકુમારનો વિયોગ થવાથી હું તો વિચારશૂન્ય બની ગઇ હતી. સવાર થતાંમાં

મંત્ર-મુગ્ધવત્ એ ગુફામાંથી બહાર નીકળીને ત્રિભુજની જોડે જોડે હું યે રણજીતસિંહના રાજ્યના તાબાના એકાદ ગામમાં જઇને રહી."

---

## પ્રકરણ ૨૪ મું — કમળ-ચિન્હ

ગુલાબીનું કથાનક સાંભળીને થોડીવાર તો બધાંએ સ્તબ્ધ થઇ ગયાં. પછી દુલીને હળવે રહીને પૂછ્યું " પણ ઘરડી મા, પેલા ચિન્હની તો એમાં કશીએ વાત આવી નહિ. "

" હજુર, હવે તમને હું તેજ વાત કહું છું. વિક્રમજીતની રાણી સગર્ભા હતી અને તે વખતે હું એની પરિચારિકા હતી તે તો મેં આપને કહેલુંજ છે. એને છુટાછેડા થયા ત્યારથી એના બાલક કુમારની સંભાળનો ભાર મારે માથેજ આવેલો હતો. એટલે પેલા અરણ્યમાંથી ત્રિભુજ મને લઇ ગયો ત્યાંસુધી ચૌદ મહિનાની અવધિમાં રાજકુમારને મેં ઘણો ખેલાવેલો. બાલક કુમાર બહુ રૂપાળો હતો એટલે એનાં માતા પિતાનો એના ઉપર જેવો પ્રેમ હતો તેવોજ પ્રેમ મારો એના ઉપર હતો. જો ઘડીવારે હું એને ન જોઉં તો હું ગાંડી થઇ જતી. રાજકુમાર પણ મારી સાથે ખરેખરો હળી ગયો હતો. એને તો મારીજ રઢ લાગી હતી એટલે મને છોડીને એ કોઇની પાસે જતો નહતો. જે કુંવરને મેં ચૌદ મહિના સુધી મારી આંખો ભરી ભરીને જોયો હતો, તેને મારાથી શી રીતે ભૂલી શકાય? કુંવરનાં અંગે અંગનો ચિતાર હજુએ મારી દૃષ્ટિ સમક્ષ તરવરી રહે છે. કુંવરના પેટ ઉપર આપના પેટ ઉપર છે તેવું જ કમળ હતું. આપના પેટ ઉપરનું એ કમળ-ચિહ્ન જોઇને મને તરત જ ભૂતકાળનું સ્મરણ થઈ આવ્યું અને તુરતજ મારી આંખમાં

પાણી આવી ગયાં. મને એવું થઇ આવ્યું કે હજુર તો એ રાજકુમાર નહિ હોય ? એ મનોહર રાજકુમારની કાન્તિ અદ્યાપિ મારાં નયન સમક્ષ રમી રહી છે તેથીજ હું આપના મુખની તેજસ્વી કાન્તિ સામું વારંવાર જોયા કરૂં છું. રાજકુમારની કાન્તિ અને આપની કાન્તિ મને તો એકજ લાગે છે; પણ હજુર તો વિલાયતથી તાજાજ હિંદુસ્તાન આવેલા છો. એટલે આપનું મુખારવિંદ અને કમળ-ચિહ્ન જો કે બાલ રાજકુમાર સાથે પુરે પુરૂં મળતું આવે છે, છતાં આપ જ તે રાજકુમાર છો એમ શી રીતે માની શકાય ? આવા વિચારે હું ફરી ફરીને નિરાશ થઇ જાઉં છું. આ વાત મેં રાણીને તેમ લીલાને પણ કહી. એમનેયે મારી માફક આશ્ચર્ય થયું, અને ખુબી તો જુઓ કે આપ યૂરોપીયન જ છો એ જાણવા છતાંએ અમારા મનની આશા જરાએ ઓછી થતી નથી; અને એ ખોટી આશાને વળગી રહીને અમે ત્રણે જણે તમારી જીવ–પ્રાણ સેવા ચાકરી કરી છે. હાં, ઉભા રહો હજુર, ઠીક યાદ આવ્યું. આપ જરાક આપના ડાબા પગનું મોજું કાઢી નાંખો તો મારે તમારો એ પગ જોવો છે. ”

દુલીન આશ્ચર્ય દર્શાવતો બોલ્યો “ કેમ ? ”

ગુલાબીએ કહ્યું “ હજુર, મને ચોક્કસ યાદ છે કે બાલ રાજ-કુમારને ડાબે પગે છ આંગળીઓ હતી. રાજકુમારને છ આંગળીઓ હતી તેથી તેને અવનતિનું ચિહ્ન માનીને રાણીજી વારંવાર ઉચાટ કરતાં અને કહેતાંએ ખરાં કે મારા કુમારને જો આટલું વ્યંગ ન હોતને, તો મારો જીવ એના સંબંધમાં બહુ જ નચિંત રહેત. ” ગુલાબી આટલું બોલી રહી એટલામાં તો લીલા દુલીનને આગ્રહ કરતી કહેવા લાગી “ ત્યારે આપ જરા આપના ડાબા પગની આંગળીઓ

જુઓને, કેટલી છે ?" અત્યારે દુલીનની સ્થિતિ પણ ચમત્કારિક થઇ રહી હતી. આજ કેટલાંએ વર્ષ થયાં એને પોતાનું જીવન-વૃત્તાંત જાણવાને એટલી બધી ઉત્કંઠા થઇ રહી હતી કે અમે તે ઉત્કંઠા શબ્દોમાં પણ વ્યકત કરવા શકિતમાન નથી. લીલાએ એને એના ડાબા પગની આંગળીઓ ગણી જોવાનું કહ્યું એટલે એ ભીને હૈયે બોલ્યો " ગણી જોવાની કશીએ જરૂર નથી. મારા ડાબા પગને છ આંગળીઓ છે એ હું સારી પેઠે સમજું છુ." દુલીનનું બોલવું સાંભળીને સર્વ આનંદાશ્ચર્યમાં ગર્ક થઇ ગયાં. દુલીનનું ભાવભીનું હૈયું દ્રવી ગયું હતું. એના મુખમાંથી ઉપલા વાકય શિવાય એક અક્ષર પણ વધારે ન નીકળી શકયો. મોઢે રૂમાલ દઇને વીર–શિરોમણિ દુલીન સ્ત્રીઓ આગળ રડી પડયો. હૃદયમાં ચાલી રહેલું મંથન અશ્રુ વાટે બહાર પડવા લાગ્યું અને તેનો હૃદયભાર હલકો થયો. દુલીને કહ્યું કે " મારા ડાબા પગને છ આંગળીઓ છે," તે વખતે તો ગુલાબી કાષ્ઠની પુતળીની માફક નિશ્ચલ બની ગઇ. રાણી ચંદ્રકુમારી અને લીલા પણ થોડીવાર અવાક્ થઇ ગયાં. ચંદ્રકુમારી દુલીનની પાસેજ બેઠી હતી. એ પોતાના વસ્ત્રના પાલવે દુલીનનાં આંસુ લુછતી બોલી " બેટા દુલીન, તારા જેવા વીર પુરુષની આંખમાં અશ્રુ જોઇને મારૂં હૃદય ભિન્ન થઇ જાય છે. તું જરાએ આંસુ સારીશ નહિ. તારા જેવો સુશીલ બાલક રાજપુત્ર જ હોઇ શકે. તારો જન્મ રાજાને ઘેર ન થયો હોય તો તારામાં જે પ્રજાપાલનનો આવો ઉત્તમ ગુણ ખીલી નીકળેલો છે, તેનો સંભવ તારામાં હોઇ શકે જ નહિ. જ્યારથી કાંગ્રા પ્રાંત રણજીતના હાથમાં ગયો છે ત્યારથી લોકોને એ કાંટા સમાન ભાસતો હતો; પરંતુ જ્યારથી આ પ્રાંતનો શાસનકર્તા તું થયો છે ત્યારથી તો કાંગ્રા બીજું રામ-રાજ્ય થયું છે. શ્રી રામચંદ્રજીના વંશજ શિવાય કોઇથી પણ શું

આવું બની શકે એમ છે ! ગુલાબીનું અનુમાન આજે સત્ય ઠરેલું જોઈને મારા હૃદયમાં જે આનન્દ ઉછળી રહ્યો છે તે વર્ણવ્યો જાય એવો નથી. પૂર્વનો વૈભવ નષ્ટ થયેલો જાણીને તારી આંખમાં આંસુ ભરાઇ આવે છે પરંતુ તારે હવે એવી ચિંતાનું કારણ જ ક્યાં રહ્યું છે ? તને આજે શી વાતની કમીના છે ? તારામાં વીરત્વ છે, રણ–કૌશલ્ય છે, પ્રજાના મુખનું તું પાન થઇ પડયો છું, તારી સલામતીમાં પ્રજા પોતાની સલામતી માને છે, પ્રજા અને સૈન્ય તો તારાં ઓવારણાં લે છે, તને સુવર્ણપુષ્પે વધાવે છે. તારા પિતાનું રાજ્ય અહીંથી બહુ દૂર નથી. અત્યારે તો શિખ લોકો એનો ઉપભોગ કરે છે; પરંતુ તું તેમનો વિધ્વંસ કર, તારી પ્રજાનો ઉદ્ધાર કર અને સુખરૂપે તારા રાજ્યની લગામ હાથ ધર. કાંગ્રા પ્રાંતમાં હું જોકે સંન્યાસિનીને વેશે ભટકું છું, છતાં પ્રજા મને પહેલાંના જેટલી જ વંદ્ય ગણે છે. મુખમાંથી પડતો બોલ ઝીલી લેવા પ્રજા હજુએ તૈયાર છે. મારા બોલે માથું આપવા પણ પાછી પાની કરે એમ નથી. તારી અને મારી આજ્ઞા થતાંજ ઉડી ઉડીને મૃત્યુના મુખમાંએ પડવા તૈયાર છે. તારી ઇચ્છા હોય તો કાલે સવારે તું કાંગ્રા પ્રાંતનો નૃપતિ થઇ શકે છે; અને જ્યાં કાંગ્રા પ્રાંતનો તું નરેશ બન્યો તો પછી સુદાનનું રાજ્ય હસ્તગત કરતાં તને કેટલી વાર લાગવાની હતી ? ”

રાણી ચંદ્રકુમારી બોલતાં બોલતાં આવેશમાં આવી ગઇ હતી. ગુલાબી તો હજુએ પાષાણની પ્રતિમા જેવી નિશ્ચલજ હતી. લીલાની મનોદશા પણ વર્ણવી શકાય એવી નહોતી. એની આંખમાંથી પણ ટપક ટપક કરતાં અશ્રુ ટપકી રહ્યાં હતાં અને એના ગુલાબી ગાલ ઉપર આશ્રય લઇ મોતીની પેઠે દીપી રહ્યાં હતાં. એની એવી દશા

દેખીને દુલીન પોતાની આંખનાં આંસુ લુછતો બોલ્યો " આ શું લીલા! હું તો હસ્યા કરૂં છું અને તું કેમ આમ આંસુ નીગાળે છે?" લીલા મૌન ધારણ કરીને જ બેસી રહી પરંતુ એના મુખ ઉપર હર્ષની લહરીઓ આવવા લાગી. પછી દુલીન રાણી ચંદ્રકુમારી તરફ ફરીને બોલ્યો " માતાજી, તમે ઘણાં ઉદાર દીલનાં છો. તમે ઉચ્ચ-કુળનાં છો, તમારૂં અંતઃકરણ પણ મહાન છે; પરંતુ તમે આવા ભળતા વિચાર મનમાં ન લાવશો. હું જેનું અન્ન ખાઉં છું તે ગમે તેવો હોય પણ તેના પ્રત્યે મારાથી કૃતઘ્ન તો ન જ થઇ શકાય. તમે મને એવો આશીર્વાદ આપો કે જેથી મારે હાથે અન્યથા આચ-રણ જ ન થાય. મારાં નેત્રમાંથી આ અશ્રુ પડી રહ્યાં છે તે મારૂં રાજ્ય જતું રહ્યું છે તેના શોકથી નહિ પરંતુ એનું કારણ નિરાળુંજ છે. માતાજી મેં તમને મારાં જનની પ્રમાણે પૂજ્ય ગણેલાં છે અને તમે પણ મને તમારા પેટના પુત્ર જેવોજ ગણેલો છે. લીલા મને પોતાના બંધુ જેવો માને છે. વળી ગુલાબીએ તો મને જીવનદાન દીધેલું ગણાય, એટલે તમારા ત્રણેના ઉપકારના ઋણમાંથી મારાથી કદાપિ છુટી શકાવાનું નથી. મારા સુખે સુખી અને મારા દુઃખે દુઃખી તમારા ત્રણ શિવાય આ જગતમાં અન્ય કોઇ નથી; એટલે તમારાથી કાંઇ પણ ગુપ્ત રાખવાની મને ઇચ્છાજ થતી નથી. આટલા દિવસ અંતરમાંજ સમાવી રાખેલું દુઃખ તમારા આગળ નહિ નિવેદન કરૂં, તો પછી કયાં જઇને કરવાનો હતો ? ત્રિભુજ ગુલા-બીને માદક પદાર્થ આપીને પોતાની જોડે લઇ ગયો, એ ગુલાબીની વાતને હું માનું છું; કારણ કે જેણે પોતાની એબ પણ મારા આગળ ખુલ્લી રીતે પ્રકાશ કરી છે, તે આવી બાબતમાં જુઠું બોલે એ સંભ-વતું જ નથી. ગુલાબીને જો તે દિવસે ત્રિભુજ બેભાન કરીને લઇ ન ગયો હોત, તો કદાચ અમે બન્ને છુટાં ન પડત. ગુલાબીનું આચરણ

પ્રતિકૂલ સંજોગોમાં નિંદ્ય બની ગયું તેને માટે એને દોષ ન દઇ શકાય, તેમ એ તિરસ્કારને પાત્ર પણ ગણી શકાય નહિ. જેણે ચૌદ માસ પર્યંત પોતાના અંકમાં મને લાડ લડાવ્યાં છે, તે ગમે તેવી હોય પણ મને તો પૂજ્ય જ છે. લગ્ન કરવાનું પ્રલોભન આપીને ત્રિભુજે એને ફસાવી, પણ તેથી એના હૃદયનું મોટાપણું લેશ પણ ન્યૂન થયું નથી. કેટલી વાર પ્રસંગો એવા આવી જાય છે કે ઇચ્છા નહિ છતાં કુમાર્ગગામી થવું પડે છે. ગુલાબી, ડરીશ નહિ. હું અલ્પભર પણ તારો તિરસ્કાર નહિ કરૂં. આવ, મારી નજીક આવીને બેસ. એટલી બધી દૂર શા માટે બેઠી છું? "

દુલીનનાં સ્નેહભર્યાં વચનો સાંભળીને ગુલાબીનું હૃદય સ્નેહવિવશ થઇ ગયું અને તે દુલીનની નિકટ આવીને વત્સલભાવે દુલીનને શરીરે માતા પુત્રને શરીરે હાથ ફેરવે તેમ હાથ ફેરવવા લાગી. એનું હૃદય ભરાઇ આવ્યું. દુલીનની બાલ્યાવસ્થા સાંભરી આવવાથી એને રડવું આવી ગયું. રાણી ચંદ્રકુમારી અને લીલાએ એને આશ્વાસન આપીને છાની રાખી એટલે એ જરા સ્વસ્થ થઇ. દુલીન વિક્રમજીતનો પુત્ર છે એ જાણીને ચંદ્રકુમારી અને લીલાના મનમાં પણ અનેક વિચાર-લહરીઓ ઉત્પન્ન થવા લાગી. રાણી ગદ્‌ગદ્ સ્વરે બોલી "દુલીન, મારા સસરા સંસારચંદ્રને વિક્રમજીતના પિતા સાથે ઘણી ધાઢ મૈત્રી હતી. એ બન્ને વચ્ચે સગા ભાઇઓ કરતાં વિશેષ સ્નેહ સંબંધ હતો. એ વારંવાર અમારે ત્યાં આવતા અને અમે પણ એમને ત્યાં જતાં હતાં. તારા પિતા મારા પતિને ભાઈ કહીને બોલાવતા અને તારી માતા મને બેન કહીને બોલાવતી હતી. એ મને સગી બેન કરતાં વિશેષ ચહાતી હતી. એનો હેતાળ સ્વભાવ, એનું મીઠું બોલવું અને એનું રૂપ, એનું મને જ્યારે સ્મરણ થઇ આવે છે

ત્યારે મારૂં ચિત્ત વલોવાઇ જાય છે. એનું નામ નર્મદાસુંદરી હતું. જ્યારે તારો જન્મ થયો ત્યારે અમને વિક્રમજીતે આમંત્રણ કર્યું હતું, પણ કેટલાંક કારણોને લઇને અમારાથી આવી શકાયું નહિ અને પછી તો નર્મદાસુંદરી અને મારો મેળાપ થઇ શકયોજ નહિ અને અમારે અણધાર્યો વિજોગ પડયો. તું આઠ દશ મહિનાનો હોઇશ તેવામાં અમારે સુદાન આવવાનો જોગ હતો પણ એટલામાં સુદાન ઉપર શત્રુદળ ચઢી આવ્યું એટલે એ જોગ ન ખાધો. પછી તો અમે સાંભળ્યું કે વિક્રમજીત પરાભવ પામીને સ્ત્રી પુત્ર સાથે કાંઇક ચાલ્યા ગયા છે. એ કયાં ગયા, એમનું શું થયું, વિગેરેની અત્યારસુધી અમને કશી ખબર નહોતી, તે હવે જાણી. બેટા દુલીન, તું ત્યારે એ મારી પ્રિય સખી નર્મદાસુંદરીનોજ પુત્રને ?" એ છેલ્લું વાકય બોલતાં બોલતાં તો ચંદ્રકુમારીનું મૃદુ હૈયું ખરેખરૂં ભરાઇ આવ્યું અને એની આંખમાંથી અશ્રુ ઢળવા લાગ્યાં. દુલીનની દશા પણ એવીજ થઇ. માતા સમ ચંદ્રકુમારીનાં ચરણોમાં મસ્તક મુકીને એ પણ અશ્રુ સારવા લાગ્યો. ચંદ્રકુમારી વહાલ આણતી દુલીનનાં આંસુ લુછતી બોલી "દુલીન, હજુ તારી પ્રકૃતિ જોઇએ તેવી સુધરી નથી માટે તું આમ આંખમાં પાણી ન લાવીશ." દુલીન બોલ્યા વિના થોડીવાર સુધી શાંત બેસી રહ્યો. એટલામાં હસતી લીલા મધુર સ્વરે બોલી "દુલીન ભાઇ, ગુલાબી તમારાથી છુટી પડી તે પછી શું થયું ?"

લીલાના પ્રશ્નના ઉત્તરમાં દુલીને લીલાના મુખ ઉપર પોતાની પ્રેમાળ દૃષ્ટિ ઠારીને હસતાં હસતાં પોતાનો સમસ્ત વૃત્તાંત કહેવા માંડયો. જે રાત્રે ગુલાબી ચાલી ગઇ તે રાત્રે ઠગ લોકોએ બન્ને ગાડીમાંનાં માણસોને કેવી રીતે મારી નાખ્યાં, એટલામાં કર્નલ ડોવલીનના આગમનથી ગાડામાંનો સર સામાન લુંટાઇ જતો કેવી રીતે બચી ગયો, કર્નલ

ડૅાવલીને એને પુત્રવત્ પાળ્યો, ઇંગ્લાંડમાં વિદ્યાભ્યાસ કરાવ્યો અને પછી પોતે લશ્કરમાં જોડાયો, ડોવલીને પછી એનો લગ્ન-જોગ કેવો ગોઠવ્યો, ડૅાવલીનના મૃત્યુ પછી જે કન્યા સાથે એનાં લગ્ન થવાનાં હતાં તેણે એનો હકક કેવી રીતે ડુબાવ્યો, ત્યાંથી પછી ફ્રાંસ ગયો અને ત્યાં એક ફ્રેંચ રમણીના મૃત્યુનું પોતે કેવી રીતે કારણભૂત થયો, ત્યાંથી હિંદુસ્થાન કેવી રીતે આવ્યો, રણજીતસિંહની કેવી રીતે મુલાકાત થઇ, વિગેરે તમામ હકીકત દુલીને સવને યથાસ્થિત કહી સંભળાવી. એકાગ્ર ચિત્તે બધાંએ એનો ઇતિહાસ સાંભળ્યો અને સાંભળતાં સાંભળતાં એમની ચિત્તવૃત્તિમાં હર્ષ અને વિષાદનાં ક્રમે ક્રમે વહેણ પણ વહેતાં હતાં.

લીલા તો દુલીનના વૃત્તાંતમાં એકતાન બની ગઇ હતી. દુલીનનો શબ્દે શબ્દ એ પોતાના અંતરમાં ઝીલી લેતી હતી; અને એના શબ્દે શબ્દમાં તે એટલે સુધી મુગ્ધ થતી ચાલી કે દુલીને પોતાનું કથાનક પૂર્ણ કર્યું તેટલામાં તો લીલાના હૃદયમાં દુલીન વિષે વિલક્ષણ પ્રેમનો ઉદ્ભવ થઇ ગયો. લીલાને તેની સમજણ ન પડી. જો એણે તેજ પળે પોતાના હૃદયનું નિરીક્ષણ કર્યું હોત તો એને સમજાત કે એનું હૃદય એની પાસે નથી રહ્યું પણ એ તો વગર મૂલે દુલીનને વેચાઇ ગયું છે. દુલીનનું કથાનક સમાપ્ત થતાં દિવાનખાનામાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. તે શાંતિનો ભંગ કરતો દુલીન બોલ્યો "ઘરડી મા, તને ત્રિભુજ ઉઠાવી ગયો તે પછી તું અહીં શી રીતે આવી ? "

ગુલાબી દુઃખનો એક ઉંડો નિઃશ્વાસ નાખતી બોલી " પછીની હકીકત કહેતાં તો બેટા મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે. મહારાજા વિક્રમજીત અને રાણી નર્મદાસુંદરીના મૃત્યુનું કારણ જાણે હું

જ થઇ હોઉં એમ મને લાગે છે. જો મેં નીચ ત્રિભુજના બોલવા ઉપર વિશ્વાસ ન રાખ્યો હોત, તો કદાચ મહારાજાના પ્રાણ જવાનો પ્રસંગ ન આવત. બેટા દુલીન, ત્રિભુજ તો અત્યંત નીચ માણસ હતો. મને નસાડી લઇ જઇને મારી સાથે વૈભવમાં રહેવાની દાનતથી એણે મહારાજાનું તમામ દ્રવ્ય હરી લેવાનો વિચાર કર્યો. જો કે એ દુષ્ટને તેના કૃતકર્મનો યોગ્ય બદલો ન મળ્યો, પરંતુ પ્રભુએ એને સ્ત્રી અને ધન બન્ને બાબતમાં નિરાશ કર્યો એ એને ઓછો દંડ થયો નથી. આંબાવાડીયામાં બેઠેલા પેલા ૭ સંન્યાસીઓ વિષે મેં તને જે વાત કરી તે કાંઇ ખરા સંન્યાસીઓ નહોતા પણ તે મુઆઓ તો ગળાં કાપનારા ડાકુઓ હતા. ત્રિભુજે તેમની જોડે ઓળખાણ કરી ગુપ્ત મસલત ચલાવી અને એજ આંબાવાડીઆમાં તેમને મળવાનો સંકેત રચ્યો. એમને જો પેલી ગાડીમાંના દાગીના, ઝવેરાત વિગેરે મળ્યું હોત તો ત્રિભુજ અને એ ડાકુઓ અર્ધો અર્ધ વહેંચી લેવાના હતા. જો આ પ્રયત્નમાં એ લોકો ન ફાવે તો પણ એ ગળાં કાપ-નારાઓને ત્રિભુજે બસો રૂપીઆ આપવાનો કરાર કર્યો હતો. એટલે એ લોકો કાર્ય કરવામાં નિષ્ફળ જાય તો પણ બસો રૂપીઆ તો આપ-વાજ પડે, તેથી ત્રિભુજ કોઇ પણ ઉપાયે મારી પાસેની સંપત્તિ પોતાને હસ્તગત કરી લેવાની યુકિત રચતો હતો. એની યુકિત હું પામી ગઇ હતી એટલે સવેળાથીજ મેં મારી પાસે જે હતું તે તમામ અમે જે માણસના ઘરમાં રહેતાં હતાં તે માણસનેજ મુકવા આપ્યું હતું અને તેની પાસેથી પછી મેં પાછું મેળવ્યું હતું. પેલા ઠગ લોકો ત્રિભુજ પાસે તરતજ આવવાના હતા, પણ પ્રભુ જાણે તે લોકો ચાર પાંચ દિવસ સુધી આવ્યાજ નહિ. દરમીઆનમાં ત્રિભુજે મને પોતાના હાથમાં પુરેપુરી આવેલી સમજીને, મીઠાં મીઠાં વચનો બોલીને મને ભોળવવા માંડી. પણ મેં તો એના બરાબર કાન ઉઘાડી દીધા

અને એને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે હું તારી સાથે લગ્ન કરવા બીલકુલે રાજી નથી. મારો નકાર સાંભળીને તો એ નિરાશાથી ગાંડા જેવો બની ગયો અને મારી નાફરમાની બદલ મને યોગ્ય શિક્ષા કરવાનું એને મન થઈ ગયું. પણ હું હવે ઘણી સાવધાનીથી કામ લેતી હતી, એટલે મને શિક્ષા કરવાની બારી એને ન જડી. એટલામાં પેલા છ ઠગ સંન્યાસીઓ આવી પહોંચ્યા અને માણસોનાં ખુન કર્યાં છતાં દ્રવ્ય તો ન મળ્યું એવી નિરાશાજનક વાત એમણે ત્રિભુજને સંભળાવી. ત્રિભુજના હૃદયને આ બીજો આઘાત લાગ્યો. એટલે એની નિરાશાનો પાર ન રહ્યો. એ તો હતબુદ્ધ બની ગયો. પોતાના દુર્ભાગ્યને નિંદવા લાગ્યો. પેલા સંન્યાસીઓ ત્રિભુજની નિરાશાથી નિરાશ થાય તેવા નહોતા. તેમણે તો કરાર પ્રમાણે પોતાના બસો રૂપીઆ એની પાસે માગ્યા. આ વખતે ત્રિભુજને મન બ્રહ્માંડ ડોલવા લાગ્યું. ખોળા પાથરીને એ સંન્યાસીઓની દયા યાચવા લાગ્યો, પણ આ સંન્યાસીઓ તે કાંઇ દયાભાવવાળા સાચા સંન્યાસીઓ હતા? એ તો લોકોનાં ગળાં રેંસનારા ફાંસીઆ હતા. એમને દયા શી? યુક્તિ પ્રયુક્તિ કરીને ત્રિભુજને નિર્જન સ્થળમાં લઇ ગયા. એની પાસે જે કાંઇ હતું તે પડાવી લીધું અને એને મારી નાખવા પ્રયત્ન આદર્યો. એ લોકો જે ત્રાંબાની દોરીવાળી ચકતીથી મનુષ્યનો પ્રાણ લેતા હતા, તે ચકતીનો પ્રયોગ એમણે ત્રિભુજ ઉપર પણ કર્યો. પરંતુ તેઓ નિશાન ચુકયા. ત્રિભુજના દુર્ભાગ્યે એના પ્રાણ ન જતાં એ ચકતીથી તેની એક આંખ ફુટી ગઇ. ફાંસીઆઓએ બીજી વાર ચકતી ફેંકી તે પણ એનો પ્રાણ લેવામાં નિષ્ફળ નીવડી. બીજી વાર પણ એ ચુકયા અને એનાથી ત્રિભુજની બીજી આંખ ફુટી. ફાંસીઆઓ આ પ્રમાણે નિશાન ચુકયા કે જાણી જોઇને એની બન્ને આંખો તેમણે ફોડી નાખી, તે તો પ્રભુનેજ ખબર. કેટલેયે દિવસે હું જે ગામમાં હતી ત્યાં

ત્રિભુજ રખડતો રઝળતો ભિખ માગતો આવ્યો ત્યારે એણેજ એના અંધાપાની વાત મને કરી.

હું જે ઘરમાં રહેતી હતી તે ઘરનો માલીક ઘણો ગરીબ હતો અને વૈદું કરીને પોતાનો નિર્વાહ કરતો હતો. એને જંગલની વનસ્પતિનું સારૂં જ્ઞાન હતું એટલે એની વનસ્પતિથી ભલભલા પ્રખ્યાત હકીમોએ આશા છોડાવેલા દરદીઓને પણ એ સાજા કરતો હતો. આવી ઉત્તમ ઔષધિઓ એ જાણતો હતો છતાં દવાની ફી લીધા શિવાય દવા કરવાનો એણે નિયમ લીધો હતો. હું એના ઘરમાં કેટલાંક વર્ષ રહી ત્યાર પછી મને પણ વનસ્પતિ શાસ્ત્રનું જ્ઞાન મેળવવાનું મન થયું; એટલે એમાંની કેટલીક ઔષધિનો મને પરિચય કરાવવા મેં એને વિનંતિ કરી. મારી પાસે પણ એણે પ્રતિજ્ઞા લેવડાવી કે મારે દરદીનો પૈસો સરખોએ ન લેવો. ધીમે ધીમે જંગલની અનેક ઉપયુકત વનસ્પતિની એણે મને ઓળખાણ કરાવી અને પછી તો ઔષધ લેવા એ મને એકલીનેજ જંગલમાં મોકલતો હતો. આ પ્રમાણે હું વૈદક શીખવા લાગી એટલામાં કોઇ ઠેકાણે લડાઇ જાગેલી હોવાથી અમારા ગામમાં થઇને શિખ લશ્કર જવા આવવા લાગ્યું. બેટા દુલીન, એ શિખ લશ્કરના ઉચ્છૃંખલપણાનું હું તને શું વર્ણન કરૂં? ગામમાં લશ્કર આવ્યું એટલે એકલું દ્રવ્યનું જ નહિ પરંતુ રૂપાળી રૂપાળી સ્ત્રીઓનું પણ હરણ થતું હતું. મારી પાસે જે કાંઈ થોડું ઘણું દ્રવ્ય હતું તેની મને ચિંતા થવા લાગી. મેં એક યુકિત કરી. હું જે જંગલમાં વારંવાર જતી હતી ત્યાંનાં બે ચાર પરિચિત સ્થળોમાં મેં છુટું છવાયું મારૂં ધન દાટી દીધું. વૈદ્ય ઘણો દયાળુ અને ભલો હતો. તે પોતાની સગી બેન પ્રમાણે મારા ઉપર ભાવ રાખતો હતો. મેં એના ઘરમાં

સત્તર અરાઢ વર્ષ કાઢી નાખ્યાં. મારૂં આખું આયુષ્યજ કદાચ ત્યાં જાત, પરંતુ એક દિવસ આ લીલાનો સમાગમ મને થયો એટલે મારૂં કાંગ્રા આવવું થયું. જ્યાં મેં મારૂં ધન દાટેલું હતું ત્યાં આગળ એકવાર હું ઔષધિની શોધ માટે ગઈ હતી. તેવામાં તે સ્થળે સુચેતસિંહના કેટલાક સીપાઇઓ આ લીલાને એક નાની ડોળીમાં બેસાડીને લઇ આવ્યા. તે સમયે લીલા દસ અગીઆર વર્ષની બાલિકા હતી. એ તો ડોળીમાં નિશ્ચેષ્ટ દશામાં પડી હતી. એને જોઇને મને મારી દશા સાંભરી આવી. મને પણ આમજ નસાડી જવામાં આવી હતી એ વિચારે મારા કાળજામાં ચીરાડો પાડયો, અને આ બાલિકાની મુકિતના મારા મનમાં ઉપરા ઉપરી વિચાર આવવા લાગ્યા. સીપાઇઓ થાકી ગયા હતા એટલે એક ઝાડ નીચે ડોળી મુકીને એ વિશ્રાંતિ લેવા લાગ્યા. એમના નાયકની થોડી વારે મારા ઉપર નજર પડી એટલે તેણે મને પોતાની પાસે બોલાવી. હું પાસે ગઈ એટલે તો મારા સામું જોઇને એ મને કહેવા લાગ્યો " અરે, તને તો હું ઓળખું છું. તું લાહોરમાં હતીને? દરબારમાં નૃત્ય કરવા તથા ગાવા તું ઘણીવાર આવતી, ખરૂં ને?" હું કુર્નીસ કરતી બોલી "હા હજુર, હું લાહોરમાં હતી. હું ત્યાંની એક પ્રસિદ્ધ નાયકા હતી. તે વખતનાં મારાં જુવાનીનાં પુર અને નુર ઉતરી ગયાં એટલે હવે મારો ભાવ કોણ પૂછે? એક સમય એવોય હતો કે ખુદ મહારાજા રણજીતસિંહ મારા આવાસમાં આવતા અને મારી ખીજમત ઉઠાવતા. આજે આ તેજ નાયકાને જંગલોમાં ભટકી કંદમૂળનો આહાર કરી પોતાનું ગુજરાન ચલાવવું પડે છે. હોય, સમય છે. પણ નાયક સાહેબ, આ કોની છોકરી? એને કયાં લઇ જવા ધારી છે?" એ બોલ્યો " આ તો કોટકાંગ્રાના રાજા અનુહ્રાદચંદ્રની પુત્રી છે. સુચે-

તસિંહે એને નસાડી આણી છે. એ યુવાવસ્થામાં આવશે એટલે એને એ પોતાની રખાત તરીકે રાખવાના છે. આ વાતની અન્ય શિખ સરદારને ખબર ન પડી જાય માટે આમ ચોરી છુપીથી આડ માર્ગે મુસાફરી કરવાનું અમને સુચેતસિંહે ફરમાવ્યું છે." દુલીન, એનું એવું બોલવું સાંભળીને મને ક્રોધ તો ઘણો ચઢયો, પણ ઉપાય શો? ક્રોધ સમાવીને હું તો આ છોકરીના છુટકારાનો રસ્તો શોધવા લાગી. શિખ સીપાઇઓ પૈસાના ઘણા લોભી હોય છે તેની મને ખબર હતી; અને આ છોકરીને નસાડી લઇ જવાનો મુદ્દો પણ હું સમજી ગઇ હતી એટલે એમનાજ દષ્ટિબિંદુથી એમની વંચના કરવાનો મેં પ્રયોગ આદર્યો. મેં એમને કહ્યું "ભાઇઓ, જુઓ તમે સુચેતસિંહ પાસે આ છોકરીને લઇ જાવ છો તેના કરતાં મને જ એ છોકરી સોંપી દો તો કેવું સારૂં! હું તમને જોઇતું હોય તો થોડું ઘણું દ્રવ્ય આપું. હું એને નૃત્ય અને ગાયન-કળા શીખવીને હોંશીઆર બનાવી દઉં, તો ભલા મારા આ ઘડપ-ણમાં મને એ રળીને રોટલો ખવડાવશે. તમને એથી પુણ્ય લાગશે અને તમારો માલીક તમારા ઉપર પ્રસન્ન થશે. એ મોટી થશે અને કામકળામાં પ્રવીણ થશે એટલે હું પાછી એને સુચેતસિંહના ચરણમાં લાવીને હાજર કરી દઇશ, તો એ પણ મને સારી બક્ષિસ આપશે. વળી અત્યારે એને સુરક્ષિત સ્થળે રાખવાની સુચેતસિંહની ચિંતાએ ટળી જશે અને તમારે જંગલમાં રખડવાનું મટી જશે. મારૂં નામ સાંભળતાંજ સુચેતસિંહ ખુશ ખુશ થઇ જશે અને તમને સારી ખુશબખતી આપશે. દુલીન, આ સદાચારી લીલાના સંબં-ધમાં મારે બે શબ્દો ઘસાતા બોલવા પડયા એથી મને ઓછું કષ્ટ થયું નથી; પરંતુ સમો વર્ત્યા વિના છુટકો નહોતો. મારૂં એ બધું

બોલવું સીપાઇઓને રૂચ્યું હશે કે નહિ તે તો કોણ જાણે, પણ દ્રવ્યની લાલચે તો એમની દાઢ સળકાવી. મને એ લોકો કહે "બોલ તું કેટલા રૂપીઆ આપીશ?" મેં કહ્યું મારી પાસે જેટલું હશે તેટલું બધુંએ આપી દઈશ. પાંચ છ રૂપીઆ ઓછા વત્તા લઇને આ છોકરી જો તમે મને આપો તો તમારો મોટો ઉપકાર. વળી સુચેતસિંહ તમને કાંઈ આપશે તે તો જુદું." તેમને મારી આ વાત પસંદ પડી એટલે મેં એક જગ્યાએ દાટેલા રૂપીઆ કાઢી લાવીને તેમને આપ્યા અને લીલાને મેં તેમની પાસેથી લીધી. લીલાને લઇને પછી હું તો મારે ઘેર આવી અને પેલા વૈદ્યને બધી હકીકત કહી સંભળાવી. તેમ લીલાએ પણ કાંગ્રા છોડયા બાદ સુચેતસિંહના સકંજામાં પડી ત્યાંસુધીની સવિસ્તર હકીકત કહી દીધી. વૈદ્યે લીલાની માતાના શોધ માટે વિશ્વાસુ માણસોને ચારે તરફ મોકલ્યાં. છ મહિને એ માણસો પાછાં આવ્યાં અને એમણે ખબર આપી કે લીલાની માતા રાણી ચંદ્રકુમારી જયંતી દેવીના શિખર ઉપર ઝુંપડું બાંધીને રહે છે. મેં લીલાને લઇને કાંગ્રા જવા પેરવી કરવા માંડી. મારે બાકી રહેલું દાટેલું દ્રવ્ય મેં ખોદી આણ્યું. એક મેનો ભાડે કર્યો અને તેમાં લીલાને બેસાડી, અને લપાતાં છપાતાં અમે ચાર પાંચ મહિને કાંગ્રામાં આવી પહોંચ્યાં. એ વાતને આજે સુમારે છ એક વર્ષ થયાં હશે."

દુલીનને ગોળી વાગી ત્યાર પછી સાત આઠ દિવસમાં એની પ્રકૃતિ સુધરવા લાગી એ વાત ખરી પણ એના અંગમાંથી લોહી ઘણું વહી જવાથી પહેલાં જેવી શક્તિ આવતા સુધી એને બે મહિના કીલ્લાની અંદર જ ગાળવા પડયા. એના જેવા સતત કામગરા માણસને કોઇ પણ જાતના કાર્ય વિના બે માસ ગાળવા પડે

એ એને બે યુગ જેવા લાગે તે સ્વાભાવિક છે છતાંએ રાણી ચંદ્રકુમારી, લીલા અને ગુલાબીના સહવાસમાં એનો સમય ઠીક રીતે જવા લાગ્યો. કોટકાંગ્રા પ્રાંતની ઘણી આશ્ચર્યકારક વાતો રાણી ચંદ્રકુમારી દુલીનને સંભળાવતી અને દુલીનને એ અતિ ઉપયોગી જણાવાથી એ લક્ષપૂર્વક પૂરેપુરી સાંભળતો. ગુલાબી સુદાન અને અને પંજાબ વિષયક ઘણી બાતમી આપતી અને તે પણ દુલીનને રાજકારણ દૃષ્ટિએ ઘણી ઉપયોગી થઇ પડી. લીલા પાસે એવી તેવી વાતોનો ભંડોળ નહોતો એટલે એ દુલીનને કાંઇ વાતો નહોતી સંભળાતી; પણ એને પંજાબી ભાષાનું જ્ઞાન સારૂં હતું એટલે દુલીન એની પાસ પંજાબી શીખવા લાગ્યો અને લીલા એની પાસે ઇંગ્લીશ શીખવા લાગી. એ ઉપરાંત દુલીન એક પંડિતને શિક્ષક તરીકે રાખી તેની પાસે સંસ્કૃત ભાષા પણ શીખવા લાગ્યો અને તે દ્વારા આર્યધર્મનું રહસ્ય પણ સમજવા લાગ્યો. એની બુદ્ધિ ઘણી વિચક્ષણ હોવાથી થોડા સમયમાં આર્યધર્મનું એણે ઘણું સારૂં જ્ઞાન મેળવ્યું અને એ ધર્મમાં એને અચળ શ્રદ્ધા ચોંટી. અત્યાર સુધી પોતાને એ યૂરોપીઅન અને ખ્રીસ્તી ધર્મનો માનતો હતો અને મૂર્તિપૂજાને ધિક્કારતો હતો. પોતે હિંદુ છે એ વાત જ્યારથી એના જાણવામાં આવી ત્યારથી આર્ય લોકો મૂર્તિપૂજા કેમ કરતા હશે, એમાં શું રહસ્ય હશે, તેનો એ શાંત ચિત્તથી વિચાર કરવા લાગ્યો. કાષ્ઠ અને પાષાણમાં ઇશ્વરનો વાસ શી રીતે સંભવે, મનુષ્યની ઘડેલી મૂર્તિઓમાં ઇશ્વરતત્ત્વની ભાવના કેમ ઘટે, વિગેરે અનેક શંકાઓનું એ પોતાના પંડિત શિક્ષક પાસેથી સમાધાન શોધવા લાગ્યો. પંડિત મહા વિદ્વાન્ હતો એટલે એણે દુલીનની પ્રત્યેક શંકાઓનું ઘણી સ્પષ્ટ અને સચોટ રીતે સમાધાન કરી આપવા માંડ્યું, અને એને ખાતરી કરી આપી કે શુદ્ધ સનાતન આર્યધર્મજ શ્રેષ્ઠ ધર્મ છે. આ પ્રમાણે દુલીનને

માંદગીના બે માસ વ્યતીત થયા. પોતાની પ્રકૃતિ એને સુધરતી લાગી એટલે એણે બહાર નીકળવાનો વિચાર કર્યો અને તે દિવસ નક્કી કરીને એણે હાકિમસિંહને કહાવી મોકલ્યું. હાકિમસિંહે નિર્ણીત કરેલા દિવસે કિલ્લામાં તમામ લશ્કર વ્યવસ્થાસર ગોઠવી દીધું. દુલીન બલુન ઉપર સ્વાર થઇને પોતાના સૈન્યનું નિરીક્ષણ કરવા નીકળી પડયો. એનું સંપૂર્ણ આરોગ્ય જોઇને અને એણે પૂર્વવત્ છટાથી અશ્વારોહણ કરેલું જોઈને સૈન્ય આનંદમાં આવી ગયું અને ગગન ફાડી નાખે એવા ઉચ્ચ સ્વરે જયઘોષ કરવા લાગ્યું. સૈન્યની પોતાના પ્રતિ આવી સ્વામિનિષ્ઠા અને ઉત્સાહ જોઈને દુલીન પણ હર્ષનિર્ભર થઇ ગયો. એણે તે બદલ હાકિમસિંહને ધન્યવાદ આપ્યો. પછી દુલીને સૈન્યને કવાયત કરાવી અને આજના પોતાના આરોગ્ય-પ્રાપ્તિના નિમિત્તે એણે સર્વ સૈન્યને પોતાને ખર્ચે મિષ્ટાન્ન-ભોજન કરાવ્યું. એ આખોએ દિવસ સર્વેએ પૂર્ણ આનંદમાં, કલ્લોલમાં અને ગાનતાનમાં ગાળ્યો.

---

## પ્રકરણ ૨૫ મું — પ્રક્ષુબ્ધ વાતાવરણ

દુલીને નંદસિંહને ફાંસી દીધી એ વર્તમાન દરબારમાં પહોંચી ગયા હતા. એટલે તે સંબંધમાં ત્યાં શો ખળભળાટ થઇ રહ્યો હશે તે જાણવાની અમારા સુજ્ઞ વાંચકવૃંદની ઈંતિજારી ઘણીજ તીવ્ર થઇ ગયેલી હોવી જોઇએ. એટલે આ પ્રકરણમાં અમે તે સંબંધમાંજ લખીશું. રણજીતસિંહના દરબારમાંના દુલીનના પ્રતિનિધિ યાને વકીલ ચાંદખાંએ નિમ્ન લિખિત મજકુરવાળો પત્ર દુલીનને લખ્યો હતો, તે ઉપરથી સર્વ ઘટના અમારા વાંચકવૃંદના લક્ષમાં આવી જશે.

" હજુરના પ્રાણ લેવાનો નીચ પ્રયત્ન કરનાર નંદસિંહને આપે યોગ્ય શાસન કર્યું, તથા આપના ઉપર આવી પડેલું પ્રાણ-સંકટ અળપાઇ જઇને આપની પ્રકૃતિ પૂર્વવત્ સ્વસ્થ થઇ છે, તે જાણીને મને જે આનંદ થયો છે તે એક મારો અંતરયામીજ જાણે. ખુદાની કૃપાથીજ આવું સંતોષજનક પરિણામ આવ્યું, તેથી એ દયાઘનનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછોજ કહેવાય. હજુરે નંદસિંહને જે શિક્ષા કરી છે તે યોગ્ય અને ખરીજ કરી છે; પણ મને તો એવુંજ લાગ્યા કરે છે કે આવી શિક્ષા કરીને આપે તો એનું માન ઘણુંજ વધારી દીધું છે. આ ઘટનાથી દરબારમાં હજુરના ઘણા શત્રુઓ થઇ ગયા છે. આવા નીચ મનુષ્યોનો તો જંગલમાં કોઇ ક્રૂર મારા પાસેજ વધ કરાવવો યોગ્ય હતો, કે જેથી એના મુડદાને શિયાળ કુતરાં ચુંથે તો ખરાં. વળી એવી શિક્ષા ગુપ્તપણે કરાવી હોત તો આપને માથે એ આળ ન આવતાં આપ ખુશીથી કાને હાથ દઇ શકત. આપે તેમ ન કર્યું એટલે હવે કેટલાક નીચ સ્વભાવના શિખો નંદસિંહના લોહી બદલ આપના લોહીના તરસ્યા થઈ રહ્યા છે. નંદસિંહના પક્ષના દરબારમાં આપનો પ્રથમથીજ દ્વેષ કરતા આવ્યા છે તે વાત આપ સારી રીતે જાણો છો. હજુરના વિરુદ્ધ એ લોકો હવે પ્રબળપણે મહારાજાના કાન ભંભેરી રહ્યા છે. પરંતુ મહારાજા મહીધર સમા અડગ છે. આપના સંબંધમાં હજુ એમનું મન કલુષિત થવા નથી પામ્યું. પરંતુ મને ભય રહ્યા કરે છે કે જો આ પ્રમાણે કાનભંભેરણી સતત ચાલુજ રહે તો મહારાજાનું મન કલુષિત નજ થાય એવું કહી ન શકાય. મને હવે એજ મોટો પ્રશ્ન ઘુંચવ્યા કરે છે કે આ પ્રસંગે મારે તે દરબારમાં રહેવું ચાલુ રાખવું કે આપની સેવામાં

આવીને હાજર થવું. દરબારમાં જો મહારાજાના કાન ભંભેરનારા ન હોત તો અવશ્ય હું મારા સો ચુનંદા સ્વારો લઇને કોટકાંગ્રા ચાલ્યો આવત; પરંતુ અત્યારે તો દરબારમાં ચોવીસે કલાક આંખ અને કાન ઉઘાડાં રાખીને બેસી રહેવા જેવો અણીનો પ્રસંગ છે; એટલે લાહોર છોડાય એવો અત્યારનો સમય નથી. કેટલાક શિખોને તો મેં આપના પક્ષના કરી દીધા છે. વળી ફકિરજી અને લેનાસિંહ પણ સમય જોઇ જોઇને આપનો પક્ષ લઇને મહારાજાને સમજાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

કેટલાક શિખો તો મને પણ હજુરની વિરુદ્ધ કરી મુકવાનો ભારે પ્રયાસ કરી રહેલા છે; પરંતુ એમને ખબર નથી કે શિખ અને કાબુલી પઠાણ વચ્ચે આસમાન અને જમીનનું અંતર છે. પઠાણે એકવાર જો કોઇની સાથે ઇમાનદારીથી વર્તવાનો નિશ્ચય કર્યો તો પછીથી એના મોઢા આગળ કોઇ સુવર્ણનો પર્વત લાવીને ખડો કરી દે, તોપણ એ જરાએ ચલિત થવાનો નહિ, એ બીલકુલે બે-ઈમાન નીવડવાનો નહિ. એ તો એવા સુવર્ણના ઢગલાને લાત માર-વાનો. પેલા શિખોને મેં શો જવાબ દીધો તે હજુરને જણાવવાની હું જરૂર જોતો નથી.

દરબારમાં આપના વિરુદ્ધ જે ખટપટ ચાલી રહી છે તેનું પરિણામ આપને હાનિકારક નીવડે એવાં મને ચિન્હ જણાય છે; અને રાજા ધ્યાનસિંહ પણ એજ આશા રાખી રહ્યો છે. શત્રુઓ કેવા દાવ ખેલી રહ્યા છે તે સમજવું શકય નથી; તો પણ ધ્યાન-સિંહનો ભાઇ સુચેતસિંહ મોટું સૈન્ય લઇને કાંગ્રા પ્રાંત તરફ આવવા નીકળી પડયો છે એવી મને વિશ્વાસપાત્ર સ્થળેથી બાતમી મળેલી છે. તેમજ એણે કેટલાક સરદારોને પણ સૈન્ય લઇને પોતાને આવી

મળવાના પત્રો લખી દીધા છે એમ સાંભળવામાં આવ્યું છે. આમ કરવામાં રાજા ધ્યાનસિંહના બે હેતુ હોય એમ જણાય છે. એક તો મહારાજાનું મન વાળી સુચેતસિંહને સુબેદારીની સનદ અપાવવી. જો તેમ ન બની શકે તો સુચેતસિંહ દ્વારા કાંગ્રા પ્રાંતમાં હુલ્લડ જગાવીને મહારાજાનું મન હજુર પ્રત્યે ઉંચું કરાવવું. હજુરે અત્યારે અત્યંત સાવધાની સેવવાની છે. સુચેનસિંહના સૈન્યમાં એવા ઘણા માણસો છે કે જે યુક્તિ પ્રયુક્તિ કરીને આપના કિલ્લામાં પ્રવેશ કરી હજુરના પ્રાણ લેવામાં પણ પાછી પાની કરે એવા નથી; માટે હજુરે અત્યંત વિશ્વાસુ હોય એવા માણસોનેજ પહેરેગીર તરીકે રાખવાની જરૂર છે.

ધ્યાનસિંહ પહેલેથીજ મહારાજાને ભેરવ્યા કરતો હતો કે એક પાશ્ચાત્ય મનુષ્યને આવડો મોટો અધિકાર આપવામાં મહારાજાએ ગંભીર ભૂલ કરી છે. હવે નંદસિંહના મૃત્યુ પછીથી તો એ વાત એ મહારાજાને ગળે આગ્રહપૂર્વક ઠસાવવાનો અસીમ પ્રયત્ન કરી રહ્યો છે. પરંતુ મહારાજા તેનું કહેવું સાંભળતાજ નથી. એ તો એમજ કહે છે કે દુલીન સાહેબે જે કર્યું છે તે બરાબરજ કર્યું છે. અપરાધીનું નાક કે કાન કાપી લેવાની સજા પણ જે દુલીન સાહેબને ઘણીજ કપરી ભાસતી હતી, તે દુલીન સાહેબ યોગ્ય કારણ શિવાય નંદસિંહને ફાંસી દે એ મારાથી માનીજ શકાતું નથી. નંદસિંહે ફાંસીની શિક્ષાને પાત્રનોજ અપરાધ કરેલો હોવો જોઇએ. સાહેબનો માત્ર એટલોજ અપરાધ થયો છે કે તેમણે મને ખબર આપ્યા શિવાય નંદસિંહને શિક્ષા કરી. મહારાજાના બોલવાથી ધ્યાનસિંહના મનનું સમાધાન ન થયું. એને તો મહારાજા ઉપર ક્રોધ ચઢયો. એ બોલ્યો " તમને તો શિખ જાતિનું અભિમાનજ નથી. એક અલ્લડ

પાશ્ચાત્ય દેશના જુવાનીઆને આવા ભારે અધિકાર ઉપર સ્થાપીને મહારાજાએ ઘણી મોટી ભૂલ કરી છે. આજે તો એણે નંદસિંહને ફાંસી દીધી; કાલે અમનેયે એ ફાંસીએ ચઢાવે." વિગેરે મતલબનું એણે મહારાજાને ઘણું કહ્યું. એનો બડબડાટ સાંભળીને મહારાજ થોડુંક હસ્યા, પણ પાછળથી સુચેતસિંહને સુબેદારી આપવાનું એમણે કબુલ કર્યું એમ મેં સાંભળ્યું છે. આ હુકમ છુટવાનીજ હું રાહ જોઇ રહ્યો છું. સુચેતસિંહને સુબેદારીનો હુકમ મળે અને તે સૈન્ય લઇને કાંગ્રા પ્રાંતમાં આવે, તો હજુર, આપે તેને કિલ્લામાં પ્રવેશજ કરવા દેવો નહિ. ગમે તે રીતે કાંગા પ્રાંતમાં એ હલકો પડે, અને એને જે એના સૈન્યનું અભિમાન છે તે અભિમાન ધૂળમાં મળી જાય, એવો જો આપના તરફથી કાંઇ પ્રયત્ન થાય તો બડી રમુજ આવે. પછી તો એનાથી લાહોરમાં મોઢું પણ નહિ દેખાડી શકાય. આપને આવી સુચના આપવાનું કારણ એટલુંજ છે કે મહારાજાનો આ કાંઇ ખરો હુકમ નથી. આ વિષયમાં વિશેષ લખવાની કશી જરૂર નથી. આપ સર્વ જાણોજ છો. હજુરને મારે એક બીજી એ વિનંતિ કરવાની છે કે, મહારાજાએ સુચેતસિંહને સુબેદારી આપવાનો હુકમ કર્યો એટલે હવે લાહોરમાં ન રહેતાં કોટકાંગ્રા આવવાનો મેં વિચાર કરેલો છે. સુચેતસિંહ કાંગ્રા આવી પહોંચે તે પહેલાંજ મારા ચુનંદા સો સ્વારો લઇને હું ત્યાં આવી પહોંચું એવી મેં ગોઠવણ કરી દીધી છે. મહારાજાનો હુકમ સત્વર છુટશે એવી હું અટકળ કરૂં છું. ભલે જેમ થવાનું હોય તેમ થાય, પરંતુ આવો હુકમ તો માન્ય નજ રાખી શકાય એ હજુરે ભૂલવું જોઇતું નથી. વળી અત્યારે એ પણ લક્ષમાં રાખવા જેવું છે કે, શત્રુઓએ આપનો પ્રાણ હરવા માટે અનેક ગુપ્ત તર્કટો કરવા માંડેલાં છે; માટે તે સર્વથી સાવચેત રહેવું યોગ્ય છે. હજુ લખવાનું તો ઘણુંએ છે, પરંતુ બાકીનું હવે બીજા પત્રમાં."

ચાંદખાંનો ઉપલો પત્ર વાંચીને દુલીન તેનો વિચાર કરતો હતો એટલામાં લાહોરથી બે સ્વાર આવી પહોંચ્યા અને તેમણે દરેકે અકકેક કાગળ દુલીનને આપ્યો. એક પત્ર રાજા ધ્યાનસિંહનો અને એક ફકીરજીનો હતો. દુલીને પ્રથમ રાજા ધ્યાનસિંહનો પત્ર ખોલીને વાંચવા માંડયો.

"પરમ જ્ઞાની, પરમ સાહસી, કર્નલ દુલીન સાહેબનું સર્વ સ્થળે મંગળ થાવ. ઘણા દિવસ થયાં આપને મળાયું નથી તેથી આપના દર્શનની અભિલાષા મારા અંતરમાં ઘણી વધી ગઇ છે. મારી માફક દરબારમાં અનેક સરદારોની પણ આપને મળવાની તીવ્રેચ્છા થઇ રહી છે. મહારાજાની ઇચ્છા પણ આપને મળવા વિષે પ્રબળપણે વૃદ્ધિંગત થઇ ગઇ છે તો એકવાર લાહોર પધારો. આપને હવા ફેર થશે અને આપના દર્શનથી સર્વને મહા આનંદ થશે. કદાચ મહારાજા આપને મોટું પારિતોષક પણ આપે. આપની માંદગી સાંભળીને આખા દરબારમાં ચિંતા પ્રસરી રહી હતી, પરંતુ સાહેબની પ્રકૃતિ હવે સુધરી છે એમ જાણીને સર્વને ઘણો આનંદ થયો છે. આપ હમણુંાજ બીમાર પડીને ઉઠયા છો એટલે આપને આપની તનદુરસ્તી માટે હવા ફેરની ઘણીજ આવશ્યકતા છે; માટે મારી સલાહ તો એવી ખરી કે લાહોર ન પધારતાં આપ આપના આ ગરીબ મિત્રના તાબાનાં જંબુ કે ચંબા જેવાં આરોગ્યદાયક હવા ખાવાનાં સ્થળ છે તેમાંના એકાદ સ્થળે જઇને થોડા દિવસ રહો તો આપને સત્વર આરામ થઈ જાય. વળી તેમ કરવાથી મુજ રંક ઉપર આપનો અનુગ્રહ થવાથી હું મારી જાતને મહા ભાગ્યશાળી માનીશ. આપની ત્યાં જવાની ઇચ્છા મને જણાવશો કે તરતજ હું આપને માટે તમામ જાતની સગવડ કરી મુકવા ગુલાબસિંહને

આગમચથી પત્ર લખી દઇશ. નંદસિંહના ઓચિંતા મૃત્યુના સમાચાર સાંભળીને દરબારમાં સર્વનાં મન સાધારણ રીતે અસ્વસ્થ થઇ ગયેલાં છે. એમનું મૃત્યુ કોઇ અરાજનિષ્ઠ નીચ સીપાઇને હાથે થયેલું છે. એ સંબંધમાં પૂર્ણ ચોકસી કરી તે સીપાઇને શી શિક્ષા કરવામાં આવેલી છે વિગેરે હકીકત દરબારને જણાવવા તસ્દી લેશો. આ વિનંતિ પ્રતિ દુર્લક્ષ ન થાય એજ પ્રાર્થના."

ઉપલો પત્ર વાંચી રહીને તેને વાળીને પાછો પરબીડીઆમાં મુકતો દુલીન હસતો હસતો પોતાના મન સાથે બોલવા લાગ્યો "રાજા ધ્યાનસિંહ શું મને એવો ભોળો ધારે છે કે એના લખવા બરોબરજ હું કાળના મુખરૂપ જંબુમાં જઇને પડું. ધ્યાનસિંહ, યાદ રાખજે, આ દુલીન તારા જેવા બારસોને આંટી નાંખે એવો છે. મને હવા ફેરને બહાને જંબુમાં કેદ કરી દેવો અને મારા મરણ પર્યંત અજ્ઞાત કારાવાસમાં મને સડાવી મારવો, એ તારા મનનું મેલું કપટ પારખી કાઢવાની મારામાં બુદ્ધિ છે. આ દુલીન કોઇ દિવસ તારા હાથમાં જીવતો તો નહિજ આવે. હા, યુદ્ધમાં સામે મોઢે લડતાં લડતાં જો પડું તો મારૂં શબ તારા હાથમાં આવે ખરૂં. ભલે પછી મારા એ શબને કબજે કરી તેની તું ગમે તે વ્યવસ્થા કરજે. હું જાણું છું કે તારૂં અને તારા ભાઇનું પરાક્રમ એટલુંજ છે કે, તમે તમારી તલવારનું પાણી માત્ર મુડદાંનેજ બતાવી શકો છો. જ્યાં સુધી તલવાર ઝાલવાનું આ હાથમાં સામર્થ્ય છે, ત્યાં સુધી મારૂં અનિષ્ટ કરવાની તારામાં તાકાત નથી." આમ મનોગત બોલતો બોલતો દુલીન ધ્યાનસિંહનો પત્ર બાજુએ મુકીને ફકિર અજીજુદ્દીનનો પત્ર ફોડીને વાંચવા લાગ્યો.

"પરમ મંગળ પ્રભુની કૃપાથી કર્નલ દુલીન બહાદુરનું અક્ષય કલ્યાણ.

હું આપનો પૂર્ણ હિતૈષી બંધુ છું, પરંતુ આપનું હિત સાધવામાં પુરેપુરો અસમર્થ છું. આપના હિતની વૃદ્ધિ કરવા હું શકય તેટલા પ્રયત્નો કરૂં છું. તેમાં યશ આપનાર પરમેશ્વરજ છે. નંદસિંહે કરેલા અપરાધની અને તેને મળેલી શિક્ષાની ખબર દરબારમાં આવી પહોંચી છે. એને જે શિક્ષા કરવામાં આવી છે તે યોગ્યજ છે એવો મહારાજાના પણ મત છે; પરંતુ શિક્ષાનો અમલ કરતા પહેલાં મહારાજાની અનુમતિ લેવી જોઇતી હતી એમ એમનું કહેવું છે. ગમે તે હોય, પરંતુ નંદસિંહને નાબુદ કરવામાં આપે કાંઇ ભૂલ તો કરીજ છે. એ જાતિનો શિખ હતો એટલે જાતિ અભિમાનથી પ્રેરાયલા શિખ લોકો ઘણા ક્રોધવિવશ થઇ ગયા છે, અને આપનું અકલ્યાણ કરવાનો આ ઠીક મોકો આવી ગયો છે એમ કેટલાક તો સ્પષ્ટ રીતે બોલે છે. આપના વિરુદ્ધ એ મહારાજાને ઘણી વાતો ભેરવે છે, પરંતુ મહારાજા ખાતરીથી માને છે કે હુલીન સાહેબ અત્યંત વિશ્વાસપાત્ર અને ન્યાયથી ચાલનારા છે, એટલે એ કોઇનુંયે સાંભળતા નથી. પરંતુ કેટલાકના હઠાગ્રહને વશ થઈને આપની પાસેથી કોટકાંગ્રાની સુબેદારી છીનવી લઇ તે સુચેતસિંહને આપવાનો એ અલ્પ સમયમાં હુકમ બહાર પડનાર છે. આ હુકમ તમને મળે તે પહેલાં મહારાજાએ તમને જે ગુપ્ત સંદેશ આપેલો છે તે એકવાર ફરીથી ધ્યાનપૂર્વક વાંચી જોજો અને અક્ષરશઃ તેજ પ્રમાણે વર્તવાનો આપ પ્રયત્ન કરજો એવું તમને કહેવાનું મહારાજાએ મને સુચન કરેલું છે. એ સુચનાનો અર્થ આપના લક્ષમાં તો આવ્યો જ હશે. ધ્યાનસિંહ વિગેરેના આગ્રહથી સુચેતસિંહને સ્વાધીન કિલ્લો કરી દેવાને માટે મહારાજા કદાચિત તમને લખશે; પરંતુ એ મહારાજાનો ખરો હુકમ નહિ હશે એ યાદ રાખજો. અરે મહારાજા તો તમારી કર્તવ્યપરાયણતા નીહાળવાને માટે ખાસ એવો હુકમ લખશે, પરંતુ તમે પૂર્ણ

સાવધાન રહીને કિલ્લાનું રક્ષણ કરજો અને સુચેતસિંહને પુરેપુરો જેર કરજો. આટલું કરશો તો તમારે માથે ઝઝુમતું સંકટ દૂર થઇ જશે અને મહારાજા તમારા ઉપર કલ્પનાતીત સંતુષ્ટ થશે. અત્યારે મહારાજાનું મન તમારા પ્રત્યે જરા ઉંચું થયું છે. તેમને ઉપર પ્રમાણે વર્તીને સંતોષ આપવાનો તમને આ અવસર મળી ગયેલો છે માટે તેનો પૂર્ણ લાભ લઇ લેજો. તમારે બીજું એ પણ સ્મરણમાં રાખવાનું છે કે, તમારી ચારે તરફ શત્રુદલ ખડે પગે થઇ રહ્યું છે. ગુપ્તપણે તમારા વિરુદ્ધ તેઓ શેતરંજ ખેલી રહ્યા છે. કઇ વખતે અને શી રીતનો તેઓ દગો કરશે તેનો કાંઇ નિયમ નથી: માટે અત્યંત સાવધાન રહેજો. કિલ્લાનો બંદોબસ્ત ઉત્તમ પ્રકારનો રાખજો. વિશ્વાસુ ગુપ્તચરોની સર્વત્ર યોજના કરી દેજો. સુજ્ઞેષુ કિંબહુના. પરમેશ્વર તમારૂં ભલું કરો."

ફકિરજીનો પત્ર વાંચીને પ્રથમ તો દુલીન જરા ઉત્સાહિત બન્યો, પરંતુ સત્વર જ એનો ઉત્સાહ મંદ પડી ગયો. એના અંતરમાં નિરાશાએ વાસ કરી દીધો. પોનાના સમસ્ત જીવન પર્યંત શું આવાજ ઝઘડા ચાલ્યા કરશે, એ વિચારે એનું મન મુઝાઇ ગયું. દિશાઓમાં એને નિરાશાનો ભાસ થવા લાગ્યો. પરંતુ એના મનની આ સ્થિતિ અલ્પકાળજ ટકી. એ સ્વભાવે આશાવાદી હતો એટલે નિરાશાના વિચાર આપોઆપ અળપાઇ ગયા અને એના અંતરમાં આશાનાં કિરણ પ્રકટવા લાગ્યાં. આ સમય, પોતાનાં શૌર્ય, યુદ્ધનૈપુણ્ય, કર્તવ્યપરાયણતા, મુત્સદીપણું એ સર્વની કસોટીનો છે એ વિચારે એના મુખમંડળ ઉપર વીરોચિત ઉર્મી પ્રકાશ કરી રહી અને એના હૃદય આકાશમાં ચઢી આવેલાં કાળાં વાદળાં એક પછી એક વીખરાવા લાગ્યાં. હવે કયે માર્ગે કાર્ય લેવું એની યોજના ઘડવા

આવેલા પત્રો એણે એકવાર ફરીથી વાંચવા માંડયા. છેવટે ચાંદખાં-એ મોકલેલો પત્ર વાંચી રહીને એ પાછો પરબીડીઆમાં મુકવા જતો હતો તેવામાં એને પરબીડીઆમાં એક નાની અમથી કાગળની કાપલી પડી રહેલી જણાઇ. ઝટ લઈને એ કાપલી એણે બહાર કાઢી અને વાંચવા માંડી. એમાં એવું લખ્યું હતું કે " મને હમણાં ખાત્રી-પૂર્વક ખબર મળી છે કે સુચેતસિંહને કોટકાંગ્રાનો સુબેદાર બનાવવાનો હુકમ નીકળી ચુકયો છે. હવે આપ કાંગ્રાના સુબેદાર નહિ હોવાથી આપને દરબારમાં પાછું ફરવું પડશે એમ જણાય છે. મને લાગે છે કે હવે મારે આપના સમીપ આવવું વધારે યોગ્ય છે. આપની અનુમતિ મને શીઘ્ર મળે એવી મારી ઇચ્છા છે. સમય થઇ ગયો છે એટલે વિશેષ લખી શકતો નથી. " કાપલીમાં આટલો જ મજકુર હતો. એ કાપલી એણે બીજા પત્રો વાંચ્યા પછી વાંચી એટલે એમાંના મજકુર વિષે એને કાંઇ નવાઇ લાગી નહિ.

સુચેતસિંહની સુબેદાર તરીકે નીમણુક થઇ એ વાંચીને હવે તો એને એક પ્રકારનો આનંદ થવા લાગ્યો. સુચેતસિંહની સાથે ઘણું કરીને ગુલાબસિંહ પણ કાંગ્રા પ્રાંત આવશે અને પિતાનું વેર વાળવાનો અવસર અનાયાસે મળી જશે એ વિચારે દુલીનનાં નેત્ર લાલચોળ થઇ ગયાં અને એના બાહુ ફરકવા લાગ્યા. " સુચેતસિંહને બદલે ગુલાબસિંહને જ જો સુબેદારી આપવામાં આવી હોત તો ઘણું ઉત્તમ થાત. તો તો એની જોડે મુકાબલો કરવાની મને અવશ્ય સંધિ પ્રાપ્ત થાત. હશે. ગુલાબસિંહ નહિ આવે તોયે સુચેતસિંહને હું ખરેખરો સ્વાદ ચખાડીશ; એટલે તેની અસર ધ્યાનસિંહ અને ગુલાબસિંહ ઉપર થયા શિવાય રહેવાની નથી. ગુલાબસિંહને તો અત્યાર આગમચ મેં કયારનોયે નેસ્તે નાબુદ કરી નાખ્યો હોતે, પણ મહારાજા

રણજીતસિંહના અન્નથી આ દેહ આટલા દિવસ સુધી પોષાયલો છે એટલે એવું કરવું ન્યાયયુક્ત કહેવાય નહિ." આવા આવા અનેક વિચારો અત્યારે દુલીનના અંતરમાં એક પછી એક આવી ભીડ મચાવવા લાગ્યા. થોડીવાર આવા વિચારમાં રોકાઈને આખરે એણે એક યોજના ઘડી કાઢી અને તે યોજના પ્રમાણે કાર્ય કરવામાં ઉદ્યુક્ત થઇ ગયો. એને સુચેતસિંહના કાર્યક્રમ સંબંધી તમામ બાતમી જોઇતી હતી એટલે તે સંબંધમાં એણે પોતાના વિશ્વાસુ મિત્રો સાથે ઘણી દક્ષતાથી પત્રવ્યવહાર શરૂ કરી દીધો. પહેલો એણે ચાંદખાંને નીચેના આશયનો પત્ર લખ્યો.

" પરમ પ્રિય બંધુ ચાંદખાં,

અત્યાર સુધીમાં તમે મહારાજાના દરબારમાં રહી મારી જે નિખાલસ દીલથી નોકરી કરી છે તે જોઇને હું તમારા ઉપર ઘણોજ પ્રસન્ન થયો છું; અને મારી ખાત્રી થઇ છે કે મારા પ્રતિનિધિ તરીકે દરબારમાં રહીને કામ કરવાને માટે તમે અતિ યોગ્ય છે. આમ હોવાથી આ કટાકટીના મામલા વખતે તમે લાહોર છોડવાની મારી અનુમતિ માગો છો એ યોગ્ય નથી. અત્યારે તમારે દરબારમાં રહેવાની ખરેખરી અગત્ય છે, માટે લાહોર છોડવાનો વિચાર તો સ્વપ્નેયે ન લાવશો. હવે હું કાંગ્રાનો સુબેદાર નથી એવું તમને કોઇએ કહ્યું હશે, તો પણ મારો બીજો હુકમ થાય ત્યાંસુધી તમારે મારા વકીલ તરીકે દરબારમાંજ રહેવું. તમારામાં મને પૂર્ણ વિશ્વાસ છે અને તમારા અત્યાર સુધીના વર્તનથી મને અત્યંત સંતોષ મળ્યો છે; એટલે મને આશા છે કે તમને જે સમજુત મળે તે પ્રમાણે તમે ઠેઠ સુધી વર્તશો. અત્યારનો પ્રસંગ ઘણો બારીક છે માટે દરબારમાં મારા વિરુદ્ધ જે ખટપટ ચાલી રહી હોય તેની ખુબ તપાસ રાખજો

અને મને ખબર આપવા જેવી મહત્ત્વની બાબતોની શીઘ્ર ખબર આપજો. રામસિંહ અને ગોવિંદરામને મારા તરફથી ઘણું ઘણું કરીને બોલાવજો અને તેમને કહેજો કે એમનો પ્રેમ ભુલાતો નથી. તેમજ ફતેહસિંહ ખોસાલસિંહ વિગેરે સરદારોને પણ મળજો અને તેઓ આપણા પક્ષમાં રહે તેમ કરજો. બીજા સરદારો પણ આપણા ઉપર સ્નેહભાવ રાખે તેવો યત્ન કરજો. એજ."

નીચે પ્રમાણેનો બીજો પત્ર દુલીને લેનાસિંહને લખ્યો.

"શ્રીમાન્ લેનાસિંહ બહાદુર સાહેબ,

કાંગ્રા પ્રાંતમાં આવ્યા પછી આપનાં સૌજન્ય, વિદ્વત્તા, મુત્સદ્દીપણું અને શૌર્ય વિગેરેની પ્રશંસા મારે કાને આવેલી છે તે ઉપરથી આપના પ્રત્યેનો મારો આદરભાવ વધતો ચાલ્યો જાય છે. આપનું નામ પંજાબમાં મશહૂર છે એટલુંજ નહિ પરંતુ આપ ભરતખંડના બીજા ભાસ્કરાચાર્ય છો. વળી જ્યોતિષ શાસ્ત્રમાં આપની પ્રવીણતા જોઈને તો યૂરોપમાં આપ ભારતના પ્લેટો મનાયા છો. આપના સત્યાગ્રહી સ્વભાવને લીધે આપના પ્રત્યે મારા અંતરમાં શ્રદ્ધા અને ભક્તિભાવ સ્ફુરી આવે છે. મેં સાંભળ્યું છે કે દરબારમાં જ્યારે જ્યારે મારા વિરુદ્ધ કોઇએ બોલવા પ્રયત્ન કરેલો ત્યારે ત્યારે આપે કેવળ સત્યને માટે મારો પક્ષ લઈને મારા વિરોધીઓનાં ખોટાણાં ઉઘાડાં કરી દીધેલાં છે. આપનો એ ઉપકાર હું જીવતા સુધી ભુલવાનો નથી. આપનો આ વિદેશી બંધુ કેવળ નિષ્પાપ હૃદય, સત્ય, ન્યાય અને માલીકને માટે હાથમાં ધારણ કરેલી તલવાર, એ ચારના બળ ઉપરજ કાંગ્રા પ્રાંતનો વહીવટ કરી રહ્યો છે. દરબારમાં મારો પક્ષ કરનારા કેટલાક સત્યનિષ્ઠ સરદારો છે એ વાત ખરી, પરંતુ

મને તો એક શ્રીમાન્ લેનાસિંહ બહાદુરનોજ વિશ્વાસ છે; કારણ કે એ પોતે વિચારવંત, ન્યાયપ્રિય અને સત્યમાં આગ્રહ ધરાવનારા છે. હાલમાં દરબારમાં મારે માટે પ્રક્ષુબ્ધ વાતાવરણ પ્રસરી રહ્યું છે તે સમયમાં આપ અસત્યાચારીઓનો યોગ્ય પરાભવ કરી મહારાજાને મારા લાભમાં વાળશો એવી મને આપનામાં શ્રદ્ધા છે. સુવર્ણની કસોટી અગ્નિમાં થાય છે તેમ મિત્રની કસોટી વિપત્તિમાં થાય છે એ આપના જેવા સુજ્ઞને સ્મરણ કરાવવું પડે તેમ નથી. આપ દરબારની વસ્તુસ્થિતિ વિષે કાંઇક લખશો એવી ઇચ્છા છે."

પત્રો રવાના કર્યા પછી દુલીને પોતે તૈયાર કરી રાખેલો નકશો હાથમાં લીધો અને કાંગ્રાપ્રાંતના સંરક્ષણ માટે હવે કેવા કેવા ઉપાયો યોજવા તેનો વિચાર કરતો એ નકશામાં દૃષ્ટિપાત કરવા લાગ્યો. લાહોરથી કાંગ્રા આવતાં માર્ગમાં કયાં કયાં વિશ્રામ-સ્થાનો છે અને સુચેતસિંહ કયાં કયાં પોતાનો પડાવ નાખશે તે તમામ સ્થળો નકશામાં જોવાથી દુલીનના લક્ષમાં આવી ગયાં. પરંતુ એણે વિચાર કર્યો કે સુચેતસિંહ મહારાજાની આજ્ઞાનુસાર કાંગ્રા આવે છે એટલે કદાચ વિશ્રામ-સ્થાનોમાં પડાવ ન નાખતાં એ સીધોજ જયંતી મઠની પેલી બાજુએ આવી પહોંચે, તેથી એ નવીન વ્યૂહ રચવા લાગ્યો. દંડવરસિહની જે ભૂલને લીધે પોતાને લાભ મળી ગયો અને કિલ્લામાં પ્રવેશ કરવામાં પોતે યશસ્વી નીવડ્યો હતો, તેવી ભૂલ પોતાથી આ વખત ન થવા પામે તે માટે એણે એકવાર ફરીથી કિલ્લાનું નિરીક્ષણ કરી લીધું અને તેને અભેદ્ય કરવાનાં પગલાં લેવા માંડયાં. કિલ્લાના કોટ ઉપર આવેલાં ઉંચાં ઉંચાં વૃક્ષો બધાંયે એણે પડાવી નંખાવ્યાં. મારો ચલાવાય તેવે સ્થળે બુરજ બંધાવીને એણે તે ઉપર તોપો ગોઠવી દીધી અને સર્વત્ર દક્ષ પહેરેગીરોની યોજના કરી દીધી.

દુલીને આ કિલ્લો પ્રથમ સર કરતી વખતે જયંતી શિખર ઉપરથી મારો ચલાવવાની જે જગ્યા પસંદ કરી હતી, ત્યાં પણ એણે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરીને થોડું સૈન્ય ગોઠવી દીધું; અને કિલ્લાના દરવાજા સુધી બન્ને બાજુએ જ્યાં ડુંગરાની હારો આવી રહી હતી અને જ્યાં દંડવરસિંહે સૈન્યનો બંદોબસ્ત નહિ રાખેલો હોવાથી દુલીનનો દુર્ગ-પ્રવેશ સુલભ થઇ પડયો હતો, તે ડુંગરાની હારો ઉપર પણ એણે ઘણો સારો પહેરો ગોઠવી દીધો. આટલી યોજના તો સુચેતસિંહને જેર કરવા માટેની હતી. ગુલાબસિંહ માટે તો યોજના કરવાની હજુ બાકી હતી. ગુલાબસિંહ કાશ્મીરમાં હતો એટલે જે માર્ગે કાશ્મીરથી કાંગ્રા અવાતું હતું એ માર્ગનું એણે જાતે નિરીક્ષણ કરી લીધું. તે માર્ગ ઉપર આવેલા કિલ્લાનો પણ એણે યોગ્ય બંદોબસ્ત કરી દીધો અને ત્યાં થોડું પોતાનું સૈન્ય અને થોડું ત્યાંનું સ્થાનિક સૈન્ય ગોઠવી દીધું. આવી આવી વ્યવસ્થા કરવા માટે દુલીનને લાંબી લાંબી મજલો કરવી પડતી હતી. આ વિષે આખા કાંગ્રા પ્રાંતમાં વાટાઘાટ થવા લાગી અને જે તે સુચેતસિંહને ગાળો દેવા લાગ્યા. ઠેકઠેકાણેથી ત્યાંના મુખ્ય મુખ્ય માણસો દુલીનને મળવા લાગ્યા અને કોઇ પણ ઉપાયે સુબેદારીનું પદ ન જ છોડવું એવી એને વિનવણી કરવા લાગ્યા. વિશેષમાં એને આશ્વાસન આપતા કહેવા લાગ્યા કે, આપને અમારા તરફથી જોઇશે તેવી તમામ સહાય મળશે. દુલીને તેમના મનનું યોગ્ય પ્રકારે સમાધાન કરીને તેમને યોગ્ય સલાહ પણ આપી. દુલી-નની ઇચ્છા નહિ હોવા છતાં લોકોનો આગ્રહ એટલો બધો વધી પડયો હતો કે, પોતાના પ્રાંતના હજારો યુવકોને તેમણે યુદ્ધ માટે તૈયાર કરી દીધા. તે યુવકો પણ દુલીન ખાતર પ્રાણ આપવા તત્પર થઇ ગયા. દુલીને તેમને એવી આજ્ઞા કરી હતી કે, સુચેતસિંહ આપણા પ્રાંતમાં જ્યાં સુધી બંડ ન ઉઠાવે ત્યાં સુધી એના ઉપર કોઇએ

પણ શસ્ત્ર ઉપાડવું નહિ; કારણ કે જેવા તમે મહારાજા રણજીતસિંહ ના પ્રજાજન છો, તેવા સુચેતસિંહના સીપાઇઓ પણ મહારાજાની જ પ્રજા છે." જો કે સુચેતસિંહ એવો યુદ્ધકુશળ નથી, તથાપિ એ એક ઘણું મહાન સૈન્ય લઇને આવનાર છે અને એની કુમકે કદાચિત્ ગુલાબસિંહ પણ આવે એવો સંભવ છે. એ બન્ને મળીને કિલ્લાને ઘેરો ઘાલશે એમ ધારીને દુલીને બે વર્ષ ચાલે એટલી ધાન્ય સામગ્રી કીલ્લામાં એકઠી કરી દીધી. આ સર્વ વ્યવસ્થા એણે ઘણા થોડા કાળમાં કરી દીધી હતી, તેથી રાત્રિ દિવસ કેટલો અવિશ્રાંતપણે એને શ્રમ કરવો પડયો હશે તેની કલ્પના વાંચનાર જ કરી લેશે.

---

## પ્રકરણ ૨૬ મું — દુર્ગ ડોલ્યો

વીરવર કર્નલ દુલીને જોકે ઘણા અલ્પ કાલાવધિમાં કોટકાંગ્રાનો દુર્ગ અભેદ્ય સરખો બનાવી દીધો હતો, પરંતુ એ દુર્ગ ઉપર સુચેતસિંહનો મારો ચાલે તે પહેલાં તો એના મનોદુર્ગ ઉપર એક સાહસી વીરે કયારનાયે હલ્લા કરવા શરૂ કરી દીધા હતા અને એ દુર્ગ હમણાં પડશે હમણાં પડશે એવાં સ્પષ્ટ ચિન્હ જણાવા લાગ્યાં. એના મનોદુર્ગ ઉપર કુસુમ–શરનો મારો વીર રમણી લીલા ચલાવી રહી હતી.

આ લીલા અને દુલીનના ભાવી સંયોગની પ્રસ્તાવના રૂપ ગણી શકાય. લીલાના ઇતિહાસનું જરા આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરીશું તો આપણને સમજાશે કે એ યૌવનના આંગણામાં પ્રવેશી ચુકેલી હતી. એ પરણાવવા જેટલી વયની થઇ ચુકી હતી એટલે રાણી ચંદ્રકુમારીને એનાં લગ્ન કરવાની મોટી ચિંતા રહેતી હતી.

રાણીના મનની દશા અત્યારે અનુકંપનીય હતી. જો કે એનાં રાજ્ય વૈભવાદિ નષ્ટ થયાં હતાં; તથાપિ એણે પોતાનું કુલાભિમાન જેવું ને તેવું સાચવી રાખ્યું હતું. પોતાની કન્યાને પોતાના જેવા ઉચ્ચ કુળનો યોગ્ય સ્વામી મળે તેને માટે એ ઘણો શોધ કરતી હતી, પરંતુ એ શોધમાં એને નિરાશાજ પ્રાપ્ત થઇ હતી. એ અરસામાં એને દુલીનના જાતિ કુલનો સત્ય પરિચય થઇ ગયો એટલે એના નિરાશ હૃદયમાં આશાના અંકુર ફુટવા લાગ્યા. દુલીનના સત્ય જાતિકુળનો પરિચય થયા પછી પણ એકવાર એના મનમાં એવી શંકા આવેલી કે, વીસ એકવીસ વર્ષ પાશ્ચાત્યોનું અન્ન ભક્ષણ કરનાર દુલીનને પોતાની લીલા કેમ અર્પણ કરી શકાય? પરંતુ એનું હૃદય મહત્ હતું. એણે ઉદાર દૃષ્ટિથી એ બાબતનો વિચાર કર્યો. દુલીન ઉપર આવી પડેલી આપત્તિનો એણે ખ્યાલ આણ્યો, એટલે એનો એ દોષ એને નહિ જેવો લાગ્યો. હવે એની સ્થિતિમાં પરિવર્તન થયું હતું. આર્યત્વનું અભિમાન એના રકતમાં અભિસરણ કરતું હતું. એ પોતાની જાતને હવે આર્ય ગણવા લાગ્યો હતો અને શુદ્ધ સનાતન ધર્મ શું છે તેનો એણે ચિકિત્સક બુદ્ધિથી વિચાર કરવા માંડયો હતો. એટલે આવા, મનથી વિશુદ્ધ થયેલા રાજકુમાર દુલીનને પોતાની પુત્રી દેવામાં રાણી ચંદ્રકુમારીને કશો પ્રતિબંધ જણાયો નહિ. કાંગ્રા, સુદાન, દંડી વિગેરે પહાડી મુલકોમાં તે વખતે પણ કેટલાક ક્ષત્રિય માંડલિક રાજાઓ હતા અને તેઓ રણજીતસિંહની કૃપાના ભિખારી બનીને પોતાનું ગાડું ગબડાવ્યા કરતા હતા. એ માંડલિક રાજાઓના રાજકુમારો પણ હતા. એમાંના એકાદ રાજકુમાર સાથે એણે લીલાનો યોગ ગોઠવ્યો હોત તો તે તો બાપજી કરીને લીલાને વધાવી લેત; પરંતુ ચંદ્રકુમારીનો એ તો છેવટનો પાસો હતો. છોકરી ભાગ્યશાળી હશે તો એને સારું ઠેકાણું

મળીજ રહેશે એમ વિચાર કરીને એ યોગ્ય અને અનુકુલ સમયનીજ રાહ જોતી હતી. પોતાની માફક દુલીનનો રાજવૈભવ પણ નષ્ટ થયો હતો; છતાં એની કર્તવ્યપરાયણતા, એનું મુસદ્દીપણું, એનું વીરત્વથી ઝળકી રહેલું અંગ, એનું યુદ્ધમાં રસીઆપણું, કિલ્લો સર કરવામાં એણે વાપરેલી વિલક્ષણ યુકિત અને મેધા, એના પ્રત્યેનો પ્રજાનો પૂર્ણ ભાવ, થોડા સમયમાં એણે મેળવેલો મહાન યશ, એનો સત્યાગ્રહી અને પાપભીરુ સ્વભાવ, એનું સૌજન્ય, આ વિગેરે એના અનેક સદ્‌ગુણોએ રાણીને ખાતરી કરી આપી કે દુલીન અને લીલાનો યોગ એ લક્ષ્મી અને નારાયણના યોગ સમો ફળવતો થશે. એનું પુત્રી પ્રત્યે વત્સલ હૃદય પણ એજ સાખ પુરી રહ્યું હતું. એનું અંતર એ યોગ જોડવા જો કે તત્પર થઇ ગયું હતું, પરંતુ દુલીન સાથે એ વિષય સંબંધે વાત કરવાનું એનામાં ધૈર્ય નહોતું; તેમ તેવો અનુ-કુલ પ્રસંગ પણ એને મળ્યો નહોતો. ઘણા દિવસ તો દુલીનની માંદગીમાં ગયા. એ સાજો થયો, હરતો ફરતો થયો, ત્યારે સુચેનસિં-હની સુબેદારીનું પ્રકરણ ખડું થઇ ગયું. એટલે દુલીન સાથે થોડો ઘણો મેળાપ થતો હતો તે પણ બંધ થયો. કોઇ સ્થળે બુરજ બંધાવવાનો હોય, તો કોઇ સ્થળે તોપો ગોઠવવાની હોય, કોઇ સ્થળે ખાઇઓ ખોદાવવાની હોય, વળી સૈન્યરચના કરવાની હોય, નવા સૈનિકોની ભરતી કરવાની હોય, તેમને તાલીમ આપવાની હોય, રાજ્યમાંના અગ્રગણ્ય સજ્જનોની મુલાકાત લેવાની હોય, તેમની સાથે મસલત ચલાવવાની હોય, વિગેરે એવાં એવાં અનેક કારણોને લઇને દુલીનનો સર્વ સમય બહાર જ વ્યતીજ થતો હતો. એટલે સામટા આઠ આઠ દિવસ સુધી દુલીન લીલાના સમાગમમાં આવી શકતો નહોતો. જો કોઇ એવો પ્રસંગ પ્રાપ્ત થઈ જાય તો ધીમે રહીને યુક્તિથી દુલીન પાસે વાત કાઢવાનો ગુલાબીએ વિચાર કર્યો હતો.

રાજકુમારી લીલાના વિષયમાં દુલીનનું મન અદ્યાપિ નિર્વિકારીજ રહ્યું હતું. લીલાનો એને કશો વિચાર જ આવતો નહોતો એમ કહેવાનો આશય નથી; પરંતુ મારા જેવા અર્ધદગ્ધ અડધા હિંદુ અને અડધા ક્રીશ્રીયનને લીલા પતિ તરીકે સ્વીકારે એ વાર્તા સર્વથા અસંભવનીય છે એમ ધારીને એણે એ વિચાર ઉગતો જ દાબી રાખ્યો હતો. એણે યાવજ્જીવન અવિવાહિત રહેવામાં જ શ્રેય માની લીધું હતું. મન સાથે એણે એવો પણ સંકલ્પ કરી દીધો હતો કે, જો રાણી ચંદ્રકુમારીની પોતાની લીલાને પોતે ધારી રાખેલા કોઇ યોગ્ય રાજકુમાર સાથે વરાવવાની ઇચ્છા હોય તો તેની ઇચ્છા પ્રમાણે તેવો યોગ પણ ગોઠવી આપવા પોતાથી બનતી તમામ તજવીજ કરવી. રાણીની એવી આજ્ઞાની એ ઉત્સુકતાથી રાહજ જોઈ રહ્યો હતો અને તેમ કરીને રાણીના મનને પૂર્ણ સંતોષ આપવા એ તત્પર હતો; પરંતુ દૈવની ઇચ્છા જુદીજ હતી.

છેલ્લા દસ બાર દિવસથી તો દુલીન કાંગ્રાના દુર્ગની વ્યવસ્થા કરવામાં એટલો બધો નિમગ્ન થઇ ગયો હતો કે એને પાણી પીવાનીએ પુરસદ મળતી નહોતી એમ કહીએ તો ચાલે. એટલે લીલાની તેમ રાણીની પણ એ ખબર પૂછી શકયો નહોતો. આવા સતત પરિશ્રમથી એક દિવસ તો એ ઘણો શ્રમિત થઇ ગયો. એને વિશ્રાંતિની અતિ આવશ્યકતા જણાઇ એટલે એ બહારથી જેવો આવ્યો તેવો બલુન ઉપરથી ઉતરીને સીધોજ પશ્ચિમ બાજુના દિવાનખાનામાં ચાલ્યો ગયો, અને બારી આગળ ઢાળેલા કોચમાં પડીને અસ્તાચળ તરફ વળતા સૂર્યનારાયણ પ્રતિ જોવા લાગ્યો. થોડીવાર એ પ્રમાણે પડી રહ્યો એટલે એને કાંઇક વિશ્રાંતિ જેવું જણાયું અને એનું મન પણ સ્વસ્થ થયું. ધીમે ધીમે એની દૃષ્ટિ સમક્ષ લીલાની રમ્ય મૂર્તિનો જાણે

સંચાર થતો એને જણાયો. તત્કાળ એ કોચમાં ઉઠીને બેઠો થઇ ગયો. એને મનમાં વિચાર આવ્યો "અરે મારી કેવી ગંભીર ભૂલ! છેલ્લા દસ બાર દિવસથી મેં એની કશી તપાસ લીધી નથી." તરતજ કોચમાંથી નીચે ઉતરીને એ લીલાના આવાસ તરફ વળ્યો. પાંચ પચીસ કદમ એ ગયો હશે એટલામાં એના કર્ણપટ ઉપર અત્યંત મનોહર સંગીતની સુરમ્ય લહરી આવીને અથડાઇ. આ વિશ્વમોહન સ્વર લીલાના લલિત કંઠનો હતો. એ મધુર સ્વરમાં કારુણ્યનો વિભળો પાસ જણાતો હતો. વીર દુલીનનું હૃદય આ સંગીતશ્રવણથી સ્નિગ્ધ બની ગયું. ઉભો હતો ત્યાંનો ત્યાંજ એ સ્થિર થઇ રહ્યો અને સંગીતનો આસ્વાદ લેવા લાગ્યો. વિચાર કરતો હતો કે લીલાના આવાસમાં જવું કે બહાર ઉભા ઉભાજ રસના ઘુંટડા ગળે ઉતારવા. અંદર જવાથી તો લીલાના કંઠમાંથી સ્રવતું અમૃત બંધ થઇ જવાનો ભય હતો. બહાર ઉભો રહે તો અમૃત સ્રવતા કંઠની ધારણ કરનારી મનોહર મૂર્તિના દર્શનમાં વિક્ષેપ આવી જતો હતો. આમ જવા ન જવાના વિચાર–દ્વંદ્વમાંજ એ એક પછી એક આગળ પગલાં મુકવા લાગ્યો; પરંતુ એને તેનું ભાન ન હતું. તાનમાંને તાનમાં એ આવાસના દ્વાર સુધી આવી પહોંચ્યો. દૃષ્ટિ કરતાં એને જણાયું કે લીલા શ્રીકૃષ્ણની રમ્ય મૂર્તિ આગળ બેસીને તેનું ભજન કરવામાં તલ્લીન થઇ ગઇ હતી. આવો પ્રકાર જોઇને દુલીનનું હૃદય પણ ભક્તિભાવથી ભરાઈ આવ્યું અને પૂર્ણ શ્રદ્ધાપૂર્વક એણે તેજ સમયે વિનમ્રભાવે ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા. દ્વારમાં પ્રવેશ કરી એ બે ડગલાં આગળ વધ્યો, પરંતુ ધ્યાનમગ્ન લીલાને દુલીનના આગમનની ખબર ન પડી. ભજન પુરૂં થયા પછી એણે મનોમય પ્રાર્થના કરવા માંડી અને પોતાના કરકમળના આશ્રયે મુખકમળ ટેકવીને એ અશ્રુ ઢોળવા લાગી. લીલાને આવી સ્થિતિમાં

જોઇને દુલીનનું ભાવવાહી હૃદય વધારે દ્રવી ગયું. એટલે એ લીલાની સમીપ બેસી ગયો અને નિર્મલ સ્નેહભાવે લીલાના પૃષ્ઠભાગ ઉપર હાથ ફેરવતો બોલ્યો " લીલાબેન, આ શું? આજે આમ અશ્રુ કેમ સારો છો? બેન, આ તમારા બંધુને તમારૂં દુ:ખ નિવેદન કરશો તો તે દૂર કરવા પોતાના પ્રાણની પણ પરવા કર્યા શિવાય તે યથાશક્તિ પ્રયાસ કરશે." એમ બોલીને એણે લીલાનો કમળ સરખો કર પોતાના હસ્તમાં લીધો. દુલીન આમ એકાએક પોતાના આવાસમાં આવી પહોંચશે એવો લીલાને યત્કિંચિત્ પણ ખ્યાલ નહોતો; એટલે એ તો એને જોઇને આશ્ચર્યચકિત થઇ ગઇ અને કાંઇક હર્ષભરી નજરે એ એને જોઇ રહી. પણ એટલામાં એને સાંભરી આવ્યું કે આજ દસ બાર દિવસ થયાં દુલીને એની ખબર અંતર લીધી નથી. તેથી એની આંખમાં કાંઇક તિરસ્કારનાં ચિન્હ જણાવા લાગ્યાં અને મસ્ત ભાવ દર્શાવતાં એણે દુલીનના હાથમાંથી પોતાનો હાથ પાછો ખેંચી લીધો. પછી પોતાનું વસ્ત્ર સંકોરતી વિનયથી બેસીને એ શિષ્ટાચાર દાખવતી બોલી " હજુરની સ્વારી કયારે પધારી? આપની અહીં પધરામણી થઇ છે તેની મારાં માતુશ્રીને ખબર કરૂં, આપને જો એમને મળવું હોય તો?" લીલાના મુખમાંથી " હજુર " એ શબ્દ આ પ્રથમવાર સાંભળીને દુલીનને નવાઇ લાગી અને એ વાકયમાં થોડો રોષ હોય એમ પણ એને જણાયું. એના શબ્દોમાં રોષનો ધ્વનિ જણાયો, પણ એ શબ્દોનું ઉચ્ચારણ કરતી લીલાના અંગવિક્ષેપથી ખાતરી થઇ ગઇ કે ઉચ્ચારાયલા શબ્દોમાં રોષ કરતાં પ્રેમ વિશેષ છે. એણે ફરીથી લીલાનો કર પોતાના કરમાં લીધો અને બોલ્યો " લીલા, તેં મને આજે " હજુર " એવા કર્કશ શબ્દે કેમ બોલાવ્યો? શું હજુ હું તારે મન કોઇ પરાયો છું તે તું મને દુલીન ભાઇ કહેવાને

બદલે હજુર કહે છે. આજે તને મારા ઉપર રોષ ચઢયો છે તેનું કારણ હું સમજી ગયો છું. હું તારા વિવાહ સંબંધમાં તદ્દન બીન-કાળજીવાળો થઇ ગયો છું તેથીજ તને રોષ ધરવાનું કારણ મળ્યું છે ને ? પણ એમાં હું શું કરૂં ? હમણાં જો માતાજીની આજ્ઞા થાય તો તારી સમક્ષ હું અનેક રાજકુમારોને ખડા કરી દઉં. લીલાબેન, સત્ય કહેજે. તારા હૃદય–દાનને પાત્ર એવા કયા ભાગ્શાળી વીરને તેં ધન્ય કરવા ધારેલો છે ? ”

દુલીનનો આ પ્રશ્ન શ્રવણ કરીને લીલા થોડીવાર રોષથી એના સામું જોઇ રહી, પછી સ્મિત હાસ્ય કરતાં સગર્વ એણે જવાબ દીધો “ રજપુત કન્યા કાંઇ એવા રેંજીપેંજીને આત્મસમર્પણ કરતી નથી.” એમ બોલીને એ સત્વરજ પોતાના આસન ઉપરથી ઉઠીને ઉભી થઇ ગઇ. દુલીન સામું અર્થભરી દૃષ્ટિ ફેંકતી એ પોતાની માતાના આવાસ તરફ જવા લાગી. પણ એની નજર દુલીન તરફ વળેલી હતી અને એના ચિત્તમાં દુલીનનાજ વિચારો ચાલી રહેલા હતા, એટલે ચાલતાં ચાલતાં એને એકદમ ઠોકર વાગી અને તેથીજ એ ભૂમિ ઉપર પડી ગઇ. પડતાંની સાથેજ કોણ જાણે શાથી એ બેશુદ્ધ બની ગઇ. એને પડી ગયેલી જોઇને દુલીન સફાળો ઉઠયો, એની પાસે ગયો અને એને મૂર્છાવસ્થામાં પડેલી જોઇને પોતાના બન્ને હાથવડે એને ઉંચકીને એક ગાલીચા ઉપર સુવાડી. પછી એ પાણી લેવા દોડયો. એ પાણી લઇને પાછો આવ્યો ત્યાં તો લીલા બેભાન અવસ્થામાં કાંઈ બોલ્યા કરતી હતી. આવી સ્થિતિમાં લીલાને જોઇને દુલીન જરા ગભરાયો અને એની માતાને તેડી લાવ-વાનો વિચાર કરવા લાગ્યો; પરંતુ લીલાના મુખમાંથી નવિન વાણીનો પ્રવાહ વહેતો જોઈને એ વિચાર એ ભુલી ગયો. એની વિચારશક્તિ

કુંઠિત થઇ ગઇ અને ચિત્રવત્ સ્થિર ઉભો ઉભો એ વાણીના પ્રવાહમાં અવગાહન કરવા લાગ્યો. લીલાના મુખમાંથી નીકળતા ઉદ્‌ગાર સાંભળીને દુલીનનું હૃદય આનંદાશ્ચર્યમાં લીન થઇ ગયું. એને શંકા થઇ આવી કે કદાચ આ સ્વપ્ન તો નહિ હોય. વળી આકાશ તરફ દૃષ્ટિ કરતો એ બોલ્યો “ પ્રભુ, લીલાના આ ઉદ્‌ગાર શું સાચા હશે? એ લીલાને શુદ્ધિમાં લાવવા પાણી લેતો આવ્યો હતો, પણ પાણી પાણીને સ્થળે રહ્યું અને એણે તો લીલાને ઉંચકી પોતાના અંક ઉપર લીધી. એકવાર એણે એના ચંદ્રવદન સામું જોયું, વળી આકાશ સામું જોયું. એ ભાન ભૂલ્યો હતો. લીલાના સુકોમળ અંગ ઉપર પોતાનો મૃદુ કર વારંવાર ફેરવતો રસિક વૃત્તિનો પ્રેરાયલો એ લીલાના ગુલાબી ગાલો ઉપર ચુંબનનો વર્ષાદ વરસાવવા લાગ્યો. દુલીનનાં સ્નેહભર્યાં ચુંબનોએ લીલાની મૂર્છાવસ્થામાં રામબાણ ઔષધીનું કામ કર્યું હોય તેમ લીલાનાં બીડાયલાં નયન–કમળ ધીરે ધીરે વિકસવા લાગ્યાં. લોચનોએ એને ભાન કરાવ્યું કે પોતે દુલીનના ખોળામાં સુતી છે; પરંતુ લોભી મને એને ઉઠવાજ ન દીધી. એના ભાનને પણ બેભાન બનાવ્યું.

બેશુદ્ધિમાં લીલાના મુખમાંથી શા ઉદ્‌ગાર નીકળ્યા હશે તેનું અનુમાન અમારા ચાણાક્ષ વાંચનારે કરી લીધું હશે. લીલાએ એનું હૃદય પોતાને અર્પેલું છે એ જાણીને દુલીનનો આનંદ અંતરમાં સમાતો નહોતો. વિલક્ષણ દૈવઘટનાને લીધે જે રમણીરત્નને પ્રાપ્ત કરવા દુલીન આકાશ–કુસુમવત્ માનતો હતો, તે રમણીરત્નનું હૃદય પોતાનેજ ઝંખી રહેલું છે એ જાણીને એનો અંતર સાગર આનંદ જળથી ઉભરાઇને માઝા મુકી દે એમાં શું આશ્ચર્ય ? અને એજ આનંદના ઓઘમાં તણાતાં આ લાવણ્યની લતાને એ પુષ્પ-

પ્રમાણે ઉંચકી લે એમાં પણ શું નવલ કહેવાય ? દુલીન પોતાને આજે અત્યંત ધન્ય માનવા લાગ્યો. એને આનંદનાં અશ્રુ આવવા લાગ્યાં. લીલા હવે પુરે પુરી શુદ્ધિમાં આવી. દુલીનના બાહુપાશને ધીમે રહીને ઢીલો કરી એના અંકમાંથી ઉઠીને એ સહેજ અંતરે જઇને બેઠી. થોડી વાર બન્ને જણુ નિઃસ્તબ્ધ બેસી રહ્યાં. પછી લીલાએ દુલીનને રીસમાંજ પૂછ્યું " દસ બાર દિવસ થયાં કેમ આપ અમારાં દર્શનાર્થે પણ પધારતા નથી ? અમારી ખબરે પૂછતા નથી એનું શું કારણુ ? "

લીલાની મીઠી રીસ મટાડવા દુલીને હસતાં હસતાં સુચેતસિંહ સંબંધી બધી હકીકત કહી સંભળાવી અને વિશેષમાં કહ્યું કે "આવા કારણસરજ મારાથી દેવોનાં દર્શનાર્થે આવી શકાયું નથી. " દુલીનની હકીકત સાંભળીને દીર્ઘ નિઃશ્વાસ નાખતી ચિંતાતુર વદને લીલા બોલી " મારા જીવનમાં સુખ જેવું કાંઇ હોય એવું જણાતું જ નથી. આટલા દિવસ વિપત્તિમાં કાઢયા પછી સદ્‌ભાગ્યે તમારૂં ઓળખાણ થયું, અને તમારો સંપૂર્ણ પરિચય થયો એટલે મારા હૃદયમાં આશાના અંકુર ફુટયા. એ આશા ફળીભૂત થાવ યા ન થાવ, પરંતુ અનાથ લીલાની ખબર અંતર લેવાનું ભૂલશો નહિ એટલે થયું. તમારી ઇચ્છા હોય તો એને આપની સહધર્મચારિણી તરીકે સ્વીકારજો, અને નહિ તો કાંઇ નહિ. પરંતુ છેવટે એક ભાગની તરીકે વા એક દાસી તરીકે તો આ લીલાને આપ ગણજો જ અને દિવસમાં એક બે વાર તો જરૂર દર્શન આપજો. તમારી પાસેથી થોડું થોડું શિક્ષણ મળતું રહેશે, તમારી સેવા શુશ્રૂષા થશે અને તમારા મુખમાંથી નિઃસૃત થતા એક બે પરમપ્રિય અક્ષર સાંભળવાને મળશે, એટલે મારે મન નવે નિધ અને અષ્ટમા સિદ્ધ છે. મારા જીવનનું એજ સાર્થક. "

લીલાનાં મૃદુ અને પ્રેમાળ ભાવ દર્શાવતાં વચનો સાંભળી દુલીનનું હૃદય વિગલિત થયું. એણે લીલાને પોતાના વક્ષઃસ્થલ સાથે દબાવી સ્નેહભર્યું અલિંગન દીધું અને બોલ્યો "લીલા, મારા હૃદય-સિંહાસન ઉપર તારી મનોરમ મૂર્તિને મારી દેવી તરીકે સ્થાપવા હું વિજયવંત નીવડું એવાં મારાં સદ્‌ભાગ્ય કયાંથી ? તારાં માતાજી સંમતિ આપશે ખરાં ?"

લજ્જાવનત મુખે લીલા બોલી "મારાં માતાજીની અનુમતિ શિવાય આજ પર્યંત મેં આપ-મતિથી એક ડગ સરખું પણ ભર્યું નથી અને ભવિષ્યમાં પણ આપ-મતિથી વર્તવાનું પ્રભુ ન સુઝાડે. પવિત્ર હૃદયવાળી મારી માતુઃશ્રી અવિચારી પગલું ભરવાની મને સલાહ આપે જ નહિ. મારૂં હૃદય કોણ જાણે શી રીતે એ પરખી ગઇ ? પરંતુ મને તે બદલ ઠપકો ન આપતાં એ પ્રસન્ન થયેલી જણાઇ. એ સ્વતઃ તમને આ બાબત સુચવવાની હતી, અને આજનો આ સુયોગ ન સધાયો હોત તો જરૂર એને મુખેથી જ આપ પ્રિય અને રુચિકર શબ્દો શ્રવણ કરત. આટલા દિવસ એણે એ સંબંધી વાત આપના આગળ નહિ કાઢેલી તેનું કારણ નિરાળું જ હતું. એને આપણ બેનો સંબંધ અસંભવનીય જ લાગતો હતો. જયતી દેવીના મંદિર આગળ આશ્રમ બાંધીને રહેલી એક સંન્યાસિનીની છોકરી સાથે કર્નલ દુલીનસિંહ બહાદુર વિવાહ કરે એ વાત જ એને શકય લાગતી નથી."

લીલાનું બોલવું સમાપ્ત થયું ન થયું એટલામાં તો દુલીન બોલી ઉઠયો "સમજ્યો. માતાજી એવું ધારે છે કે લીલા ગરીબ છે અને દુલીન શ્રીમાન છે. એમણે જો જરા ઉંડો વિચાર કર્યો હોત તો સમજાત કે લીલા અને દુલીન બેની સ્થિતિમાં કશોયે ફરક

નથી. દુલીન આજે મહારાજાની કૃપાથી કાંગ્રા પ્રાંતનો સુબો છે, પણ કાલે એજ મહારાજા દુલીનને એ અધિકાર ઉપરથી ભ્રષ્ટ કરે તો એ શ્રીમંતાઈ કયાં રહી ? જેવું લીલાના પિતાનું રાજ્ય પર હસ્તમાં છે, તેવું દુલીનનું પણ પર હસ્તમાં છે. પછી આપણ એની સ્થિતિમાં શો અંતર રહ્યો ? " વળી લીલાનો કોમળ કર પોતાના કરમાં લઇને એ બોલ્યો " લીલા, ભલે માતાજી આ દુલીનને શ્રીમાન્ ધારે કે દરિદ્રી ધારે, પરંતુ એ તો આજથી તારો જ છે. મેં તો મારી દેવીનો મારા હૃદય સિંહાસન ઉપર મહિષી તરીકે રાજ્યાભિષેક કરી દીધો છે, અને એને મારી સહધર્મચારિણી તરીકે સ્વીકારીએ લીધી; પણ લોક-દૃષ્ટિએ આપણા પાણિ-ગ્રહણ માટે આપણે થોડો સમય થોભી જવું પડશે. મારા ઉપર આપત્તિ આવી પડેલી છે તેમાંથી હું નિર્વિઘ્ને યશસ્વી થઇને નીકળી જાઉં ત્યાં સુધી આપણાં લગ્ન થંભાવવાં યોગ્ય છે. મહારાજા રણજીતસિંહની આ વિલક્ષણ રાજનીતિમાં મને કાંઇ સમજણ પડતી નથી. એકજ રાજ્યના બે નોકરોમાં પરસ્પર વૈમનસ્ય પ્રકટાવી તેમને એક બીજા સાથે કલહ કરાવવામાં દૈવ જાણે એ શો લાભ જુવે છે. મને તો એવું થાય છે કે તમને સર્વને લઇને અહીંથી હું કયાંક ચાલ્યો જાઉં; પણ એમ કરવાથી લોકો ચુંટી ખાય. વળી સુખપૂર્વક પરદેશમાં જઇને આપણાથી રહી શકાય એટલા પૈસા પણ પાસે નથી. એટલે માથા ઉપર આવી પડેલી આપત્તિ ટળી જાય તો પછી શું કરવું તે સુઝે. હું ધારૂ છું કે માતાજી પણ મારા આ વિચારમાં સંમત થશે. "

કેટલીકવાર પછી લીલા ઉંડા વિચારમાંથી જાગી હોય તેમ બોલી " જેવી આપની મરજી. હું જાઉં છું. માતાજી આજની વાત સાંભળશે ત્યારે એને કેટલો બધો આનંદ થશે. " એમ બોલીને એ

ચંદ્રકુમારીના આવાસમાં ચાલી ગઇ. દુલીન થોડીવાર હતો ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો. એ મનોગત બોલવા લાગ્યો " આ આનંદના વર્તમાન લીલા પોતાની માતાને કહેવા ગઇ. હું કોના આગળ આ આનંદ-બોધ ઠાલવું ? આ આનંદદાયક ખબર સાંભળીને ખુશી થાય એવું આ જગતમાં મારૂં કોણ છે ? એવો મારે તો પ્રભુ, તું જ છું. તારાથી મારૂં અંતર ક્યાં છુપું છે ? મારા અંતરમાં દૃષ્ટિ કર અને મારા આનંદમાં મારો સહભાગી થા. " આટલું મનમાં બોલીને એ પોતાના મહેલમાં ચાલ્યો ગયો અને વાળુ કરીને શય્યામાં પડયો. એ રાત્રે એને જેવી જોઇએ તેવી નિદ્રા ન આવી. એના મનમાં અનેક વિચારોનાં ગુંછળાં વળવા લાગ્યાં. વિચારમાંને વિચારમાં એની આંખ મળી ગઇ એટલે એ સ્વપ્નસૃષ્ટિમાં વિહરવા લાગ્યો. મળસ્કે એને ખરેખરી નિદ્રા આવી ગઇ, પરંતુ તે વખતે પણ સ્વપ્ને એનો છાલ ન મુકયો. એને એક ભયપ્રદ સ્વપ્ન આવ્યું. એક જબરો ધાબડધીંગો પુરુષ હાથમાં ચળકતી કટારી લઇને દુષ્ટ હેતુથી એની પાસે આવતો એને જણાયો. એને પાસે આવતો જોઇને એ ગભરાઇ ગયો અને બુમ પાડતો એકદમ ઝબકીને જાગી ઉઠયો. એ પથારીમાં બેઠો થઇ ગયો. એણે આંખ ઉઘાડીને જોયું તો ખરેખર મનુષ્યનો ઓળો ધીમે ધીમે સરકી જતો એને જણાયો. તરતજ " પકડો પકડો " એવી બુમો મારતો એ ઓળાની પાછળ દોડયો પણ ઓળો તો એટલામાં ક્યાંનો ક્યાં જતો રહ્યો. પહેરાવાળાઓએ ઘણોએ શોધ કર્યો પણ ઓળાવાળા માણસનો પત્તો લાગ્યો જ નહિ. દુલીનના મનમાં સંશય ભરાઇ ગયો એટલે બીજે દિવસે પહેરાવાળાઓને વિશેષ સાવધાન રહેવાની એણે આજ્ઞા આપી.

---

રણજીતસિંહ વિલક્ષણ રાજકારણી પુરુષ હતો એમાં તો જરાએ શંકા ન હોતી. પરંતુ પોતાનાજ સરદારોમાં યાદવી જગાવીને નિરર્થક પોતાનાજ સૈન્યનો ધાણ વળાવવો એ એની કેવા પ્રકારની રાજનીતિ હશે તેની મીમાંસા કરવાનું કાર્ય સુલભ નહોતું. રાજ્યનો એકાદ સરદાર શિરજોરી કરતો હોય તો તેને દાબી દેવા પોતે જાતે કશો બંદોબસ્ત ન કરાવતાં બીજા સરદારને ઉશ્કેરીને તે દ્વારા તેનું પરભાર્યું કાસળ કઢાવવું એમાં તો કાંઇ શાણપણ જણાય છે; પરંતુ એ બેની સાઠમારી જગાવી વચવેગળ પોતાનાજ સૈન્યનો ખોરકુટો કરાવવો એ તો નરી ગાંડછાજ કહેવાય. આમ કરવામાં મહારાજાનો શો હેતુ હશે તે કદાચ બીજાને ન સમજાય, પરંતુ દુલીન તો એ હેતુ સ્પષ્ટપણે સમજી ગયો હતો. ગુલાબસિંહ, રાજા ધ્યાનસિંહ અને સુચેતસિંહ એ બંધુ-ત્રિપુટિ રાજ્યમાં દિવસે દિવસે વધારે બળવાન થતી જતી હતી, અને તેમના સંગઠિત બળ ઉપર મુસ્તાક રહીને તેઓ રાજ્યમાં ફિતુર પણ કરાવતા હતા. મહારાજાને એ ત્રિપુટિની પ્રબળ સત્તા આંખની કણીની માફક ખુંચવા લાગી; એટલે તેમની તે સત્તાને તોડવા શાં પગલાં લેવાં તેનો એ અખંડ દિવસ ને રાત સતત વિચાર કરતા હતા. એટલામાં નંદસિંહના મરણનું પ્રકરણ ઉપસ્થિત થયું અને મહારાજાનું મન સ્વાભાવિક રીતે દુલીન તરફ વળ્યું. સુચેતસિંહને દુલીનની દાઢમાં આપીને એનાં હાડકાં પાંસળાં ખરેખરાં નરમ કરાવી નાખવાનો એણે વિચાર આદર્યો. એમાં પોતાને પણ હાનિ ખમવી પડશે એવું મહારાજા જાણતા નહોતા એવું નહોતું; પરંતુ આ બંધુ-ત્રિપુટિને નાખુશ કરીને તેમની સાથે વેરાણ બાંધવું તેના કરતાં આવી યુક્તિઓથી તેમની સત્તાને

આડકતરી રીતે તોડી નાખવી એ એમને વધારે શ્રેયસ્કર લાગ્યું. દુલીનમાં એમને સંપૂર્ણ વિશ્વાસ હતો. કાંગ્રા જેવા અભેદ્ય અને અજીત ગઢને જેણે રમતમાં જીતી લીધો, એવો ગઢ પોતાને હસ્તગત થયા પછી તેના આશ્રયે સુચેતસિંહ જેવાને ક્ષણમાં પરાસ્ત કરી દેવો અને એનું પાણી ઉતારી નાંખવું એ દુલીનને મન ચાંચડને ચોળી નાખવા બરોબર છે એમ મહારાજા ખાત્રીપૂર્વક ધારતા હતા. એમની એ ધારણા સર્વથા સત્ય હતી.

મહારાજાને જેમ આ કાર્ય સાધવું હતું તેમ સુચેતસિંહને પણ એક કાર્ય સાધવું હતું. એના મનમાં એવું હતું કે અમે ત્રણે ભાઇઓ રણજીતસિંહના રાજ્યમાં જે કરીએ તે થાય; અને અમે ત્રણેએ સર્વ પ્રજામાં અમારો જબરો કરબ બેસાડેલો છે પરંતુ અમારૂં એ ઓજસ્ દુલીનના વિલક્ષણ બુદ્ધિ–સામર્થ્ય આગળ નિસ્તેજ થઈ જાય છે, અને એ જો પ્રબળ થઇ જશે તો ચાલતે દહાડે અમને ભિખારી કરી મુકશે. એના મનમાં આવો નિરંતર ભય રહ્યા કરતો હતો. એનો એ ભય અસ્થાને નહોતો. આ બંધુ–ત્રિપુટિની પણ ઇર્ષ્યા કરનારા દરબારમાં ઘણા સરદારો વસતા હતા. ફકિર અજીજુદ્દીન, કાલિફા નૂરુદ્દીન, લેનાસિંહ બહાદુર, સરદાર રામસિંહ, સરદાર ગોવિંદરામ વિગેરે ઘણા મોટા મોટા ઉમરાવોને આ બંધુઓ પ્રતિ પૂરો દ્વેષ હતો; એટલે એમની જડ પંજાબમાંથી જાય એવું એ નિરંતર ઇચ્છતા હતા. આટલા બધા સમર્થ સરદારોની આવી ઇચ્છા હતી, પરંતુ તેમનામાં સંઘશકિત નહિ હોવાથી તેમનાથી કશું વળતું નહોતું. દુલીનનું દરબારમાં આવાગમન થયું ત્યારથી એમની સ્થિતિ ફરી. દરબારમાં પગ મુકતાંજ એ દરેકને ઓળખી ગયો એટલે એણે પોતાનો એક નવો પક્ષ ધીમે ધીમે ઉભો કરી દીધો. ત્યારથી

દરબારમાં ચર્ચા પ્રસંગે ખરેખરો રંગ જામતો હતો. રાજા ધ્યાનસિં-
હની દરખાસ્તો ઉપર હવે ડગલે ડગલે વિરોધ લેવાવા લાગ્યા. દુલીન
કોટકાંગ્રા આવ્યો તો પણ પોતાના પક્ષનું સર્વ સૂત્ર એ ત્યાં રહ્યો
રહ્યો ચલાવવા લાગ્યો. એની ગેરહાજરીમાં પણ જ્યારે ધ્યાનસિંહના
વિરુદ્ધ ઘણાના મત પડવા લાગ્યા, ત્યારે ધ્યાનસિંહને ખબર પડી કે
આ બધી કળ દુલીનજ કાંગ્રામાં બેઠો બેઠો ફેરવી રહ્યો છે. એણે જાણ્યું
કે હવે દુલીનને પોતાના માર્ગમાંથી દૂર કર્યા શિવાય સિદ્ધિ નથી;
પરંતુ દુલીન જેવા ખંતીલા, સાહસી અને ચારે તરફ નજર રાખ-
નારા ખેલાડીને શી રીતે ખસેડવો તેનો એને કશો માર્ગ જડતો
નહોતો. એણે તો પોતાના કર્મચારીઓ દ્વારા ખોટી ખોટી હકીકતો
ઉભી કરાવીને મહારાજાના કાન બહુ ભંભેર્યા, પણ મહારાજાને દુલી-
નની સત્ય અને પ્રમાણિક કર્તવ્યપરાયણતાની સીધી રીતે ઘણી
વિશ્વાસપાત્ર ખબરો મળ્યા કરતી હતી. એ એવી કાન-ભંભેરણી
ઉપર લક્ષજ આપતા નહિ. આ પ્રમાણે ધ્યાનસિંહના બધા દાવ
ખાલી જતા હતા એટલે એના હાથ હેઠે પડ્યા. એટલામાં નંદસિંહને
ફાંસી દેવાયાના સમાચાર દરબારમાં આવ્યા એટલે વળી એના
પગમાં જોર આવ્યું, અને આ વખતે તો દુલીનના જીવનમાં પુરેપુરી
લા'ય ઉઠાડી દેવા એણે પોતાના અગ્ન્યાસ્ત્ર બાણનો પ્રયોગ કર્યો.
એને એ ખ્યાલ ન રહ્યો કે જો એ અગ્ન્યાસ્ત્ર પાછું ફરશે તો તેના
પ્રયોગ કરનારનેજ બાળી મુકશે. એણે આ સમયે ભગિરથ પ્રયત્ન
આદરીને મહારાજા પાસે સુચેતસિંહને કાંગ્રાપ્રાંતનો સુબેદાર નીમ-
વાનો હુકમ મેળવ્યો અને બાર હજાર માણસોનું સૈન્ય આપીને એણે
એને કાંગ્રા રવાના પણ કરી દીધો. કાંગ્રા આવવાનો સુચેતસિંહનો
એક ગુપ્ત આશય પણ હતો. એણે પોતાના ગુપ્તચર દ્વારા બાતમી
મેળવી હતી કે લીલા દુલીન પાસે છે અને દુલીનને દીલ અર્પી ચુકી

છે. આ બાતમી સાંભળીને એ દુલીન પ્રત્યેના ઇર્ષ્યાનલમાં બળીને ખાખ થઇ જવા લાગ્યો.

સુચેતસિંહ મોટા આડંબરથી કાંગ્રાની સુબેદારી લેવા નીકળ્યો તો ખરો, પણ કાંગ્રાની સરહદ સમીપ આવતાં તો કાંઇ નિરાળોજ પ્રકાર એના જોવામાં આવ્યો. ધોરી માર્ગ ઉપર આવેલાં ખેતરના માલીકો શસ્ત્ર ધારણ કરીને વ્યવસ્થા સર ઉભા રહેલા હતા. તેમના ખેતરમાં બળાત્કારે સૈન્ય સાથે પ્રવેશ કરતા સુચેતસિંહ પાસે તેઓ એકત્ર થઇને આવ્યા અને તેમણે એને વિનંતિ કરી કે, આપ અમારા ખેતરને ખુંદીને ન જશો. આપને માટે સીધો માર્ગ છે તેજ ગ્રહણ કરશો તો મોટી મહેરબાની કરી ગણાશે. આમની વિનંતિ માન્ય કરવામાં સુચેતસિંહને મોટું અપમાન જણાયું. પરંતુ ઠેર ઠેર આવી રીતે કૃષિકારો પોતાનાં ખેતરાંનાં રક્ષણ કરવા એકત્રપણે ઉભા રહેલા જોઇને સુચેતસિંહને જરા ડર લાગ્યો. એને વિચાર થયો કે આમની વિનંતિથી વિરુદ્ધ જો હું વર્તીશ તો એ લોકો ઠેઠ મહારાજા સુધી પહોંચી જશે. આ પ્રમાણે લોકોનો મક્કમ વિચાર જાણીને સુચેતસિંહે, ખેતરમાં થઇને ન જતાં જે સીધો માર્ગ હતો તે માર્ગેજ પ્રયાણ કરવાનું રાખ્યું. માર્ગમાં જ્યાં જ્યાં એ છાવણી નાખતો ત્યાં પણ એણે નિરાળી જ વ્યવસ્થા જોઈ. આસપાસનાં ગામડાનાં આગળ પડતો ભાગ લેનારા માણસો એની પાસે આવતા અને એને વિનયપૂર્વક જણાવતા કે, સાહેબ, લશ્કરને જોઇતો સર સામાન મળી શકે એવો હશે તે આપને તેની યોગ્ય કિંમત આપ્યા શિવાય કાંઇ મળશે નહિ. સુચેતસિંહને આ કડવો ઘુંટડો પણ મોઢું કટાણું કરીને ગળે ઉતારી જવો પડયો. લોકો પોતાના નિશ્ચયમાં દ્રઢ જણાયા એટલે એને જે જોઇતું હતું તેની યોગ્ય કિંમત આપવી જ પડી.

એમ કરતાં કરતાં એણે કાંગ્રા પ્રાંતમાં પ્રવેશ કર્યો. અહીં તો એણે ઘણા મોટા માનની આશા રાખી હતી. તે માન તો બાજુએ રહ્યું, પણ એનું સ્થળે સ્થળે વિવિધ રીતે અપમાન થવા માંડયું. આથી તો ખીજવાયલા વિષધર સર્પ પ્રમાણે એ દુલીન ઉપર ક્રોધની ફેણો પછાડવા લાગ્યો.

દુલીને સર્વ સ્થળે પોતાના ગુપ્ત દૂતો ગોઠવી દીધા હતા એટલે તેઓ દ્વારા સુચેતસિંહના પળેપળના સંચારની એને બાતમી મળ્યા કરતી હતી. સુચેતસિંહ ઠેઠ જયંતીમડની પેલી બાજુ સુધી આવી પહોંચ્યો છે એ પણ દુલીને જાણી લીધું. કાંગ્રા પ્રાંતની આસપાસ આવેલા પહાડી મુલકના બે સરદારોએ તેમજ લેનાસિંહે દુલીનને આ વેળાએ સહાય આપવાનું વચન આપ્યું હતું, અને પોતાના વચન અનુસાર તેઓ સૌ સૌનાં સૈન્ય લઇને તૈયાર થઇ રહ્યા હતા. દુલીને આવો બધો પાકો બંદોબસ્ત કરી રાખ્યો હતો ખરો, પણ એના મનમાં એવું ખરૂં કે મ્યાનમાંથી તલવાર બહાર ન કાઢવી પડે અને મહારાજાના સૈન્યનો નિરર્થક ધ્વંસ ન થાય એવી રીતે જો સરતું હોય તો તેમ કરવા ચુકવું નહિ; અને તેમ નજ બની શકે તેવું હોય તોજ છેવટે તલવાર બહાર કાઢવી. જયંતીમડની પેલી બાજુએ સુચેતસિંહે પડાવ નાખ્યા પછી મોટા આડંબરથી શુભ્ર પતાકા સહ એણે દુલીનને એક પત્ર મોકલ્યો. તેમાં એવું લખ્યું હતું કે "મહારાજાએ કાંગ્રા પ્રાંતનો સુબો મને બનાવ્યો છે માટે તેનો સર્વ અધિકાર મારે સ્વાધીન કરી તમે લાહોર જાઓ." દુલીને તે પત્રનો બરોબર જવાબ આપ્યો. એણે એમાં સુચેતસિંહનું સન્માન કરીને લખ્યું કે "મહારાજાએ મને તેવી કશી આજ્ઞા કરેલી નથી એટલે મારાથી તમને કશો અધિકાર સોંપી શકાય નહિ. મને તો મહારાજાની ઉલટી

એવી આજ્ઞા છે કે, જ્યાં સુધી જાતે જાત હું કાંગ્રા ન આવું ત્યાંસુધી કાંગ્રાનો દુર્ગ તમારે કોઇને સ્વાધીન કરવો નહિ. એટલે મહારાજાની એ આજ્ઞાનું મારાથી ઉલ્લંઘન ન થઇ શકે, અને જ્યાં સુધી પ્રભુ મને સ્વામિનિષ્ઠાથી ભ્રષ્ટ નહિ કરે ત્યાં સુધી ગઢ તમારે હસ્તગત થવો મુશ્કેલ છે. તમને મહારાજાએ સુબા બનાવ્યા તેથી મને ઘણો આનંદ થાય છે, અને મારી ખાત્રી છે કે આપ મારા કરતાં ઘણી સારી રીતે આપનો અધિકાર સંભાળી શકો એવા છો; પરંતુ મહારાજાની આજ્ઞા આગળ હું નિરુપાય છું. મને આશા છે કે આપ તેથી મને ક્ષમા કરશો." આ જવાબ વાંચીને સુચેતસિંહને તળીએથી માથા સુધી લાગી ગઇ. જોમમાં ને જોમમાં એણે દુલીનને બીજો પત્ર ચીતરી કાઢયો. તેનો જવાબ પણ દુલીને પૂર્વવત્ જ વાળ્યો. ત્યાર પછી એક બીજા વચ્ચે લાંબો પત્રવ્યવહાર ચાલ્યો, પરંતુ સુચેતસિંહનો ચંચુપ્રવેશ પણ ન થઈ શકયો; એટલુંજ નહિ પરંતુ દુલીને સાફ સાફ જણાવી દીધું કે "મેં આપને જે જવાબ પ્રથમ આપેલો છે તે કાયમજ છે. એમાં મારાથી રતિભાર પણ ફરી શકાય તેમ નથી. માટે હવેથી પત્રવ્યવહાર બંધજ કરશો." હવે યુદ્ધ શિવાય સુચેતસિંહને અન્ય માર્ગ જ રહ્યો નહિ. સાથે સાથે એણે એ પણ જાણી લીધું કે કીલ્લા આગળજ જો યુદ્ધ જામે તો જાણી જોઇને મૃત્યુને આમંત્રણ કરવા જેવું થશે; એટલે કોઇ પણ ઉપાયે યુદ્ધ કર્યા વિના કિલ્લામાં ઘુસી જવાય એવી યુકિત એ શોધવા લાગ્યો.

હવે દુલીને દુર્ગના સંરક્ષણ માટે કેવી કેવા તૈયારી અને વ્યવસ્થા કરી હતી તેનો વાંચનારને પરિચય કરાવીએ. જે પહાડ ઉપર આ દુર્ગ આવેલો હતો તેની ઉત્તરે થોડા અંતરે ડુંગરાના પરથાર ઉપર કાંગ્રા શહેર વસેલું છે. શહેર અને દુર્ગ એ બે વચ્ચે નહિ

જેવું અંતર હતું; પરંતુ આગલા સુબા દંડવરસિંહના વખતમાં કિલ્લાના દરવાજા અહોનિશ બંધ રાખવામાં આવતા, એટલે શહેરનો કિલ્લા સાથેનો સંબંધ છેક તુટી ગયા જેવો થઇ ગયો હતો. કિલ્લાના અને શહેરના લોકો પરસ્પર સગા સંબંધી હતા, પરંતુ ઉપલા કારણને લીધે કિલ્લાના અને શહેરના લોકો પરસ્પર પોતાના સગા વહાલાને આઠ આઠ દિવસે પણ મળવા પામતા નહોતા. આગલા સુબાની નીતિ દુલીને બદલી નાખી. રાતના દસ વાગ્યાથી તે મળસ્કે પાંચ વાગ્યા સુધીજ કિલ્લાના દરવાજા બંધ કરાવતો હતો; અને લગ્ન જેવો પ્રસંગ હોય ત્યારે તો ખાસ પરવાનગીથી રાતે પણ દરવાજો ઉઘાડવામાં આવતો. આમ કરવાથી શહેરના અને કિલ્લાના લોકો વચ્ચે પાછો વ્યવહાર ચાલુ થઇ ગયો અને પરસ્પરની પ્રીતિ પાછી ધીમે ધીમે વૃદ્ધિંગત થવા માંડી. એવામાં સુચેતસિંહની છાવણી પડી એટલે લોકોએ ધાર્યું કે હવે પાછા કિલ્લાના દરવાજા બંધ થઇ જશે; પરંતુ દુલીને દરવાજા બંધ ન કરાવ્યા. માત્ર પહેરાની વ્યવસ્થામાં જ ફેરફાર કર્યો. કર્મ-સંજોગે સુચેતસિંહ પડાવ નાખીને પડયો હતો તે વખતે વૈશાખ મહિનો ચાલતો હતો. જ્યાં ત્યાં લગ્નની જબરી ધામધૂમ ચાલી રહી હતી અને કિલ્લાના દરવાજામાંથી રોજ પાંચ દસ વરઘોડા જતા આવતા હતા.

એક દિવસ સંધ્યાકાળ સમયે એક ભારે વરઘોડો કિલ્લામાં આવી પહોંચ્યો. વરઘોડાની ભારે ધામધૂમથી બધા લોકોનું ધ્યાન તે તરફ આકર્ષાયું. આકાશમાં અસંખ્ય તારલાઓ ઝળકી રહ્યા હતા અને કિલ્લા ઉપર પણ સર્વત્ર દીપકનો પ્રકાશ ઝધારા મારી રહ્યો હતો. વાજીંત્રોનો ઘોર નાદ કાન પડયું સંભળાવા દેતો નહોતો. સાજન ઘણું વધારે હતું એટલે વરઘોડો ઘણોજ લાંબો થયો હતો.

અસંખ્ય બળતી મશાલો સાજનને દીપાવી રહી હતી. એમાં પાલખીઓ વિપુલ સંખ્યામાં હતી. પાલખીઓ પાછળ ચાલનારા લોકો સારી રીતે સજેલા હતા અને તેઓ કિલ્લામાં પ્રવેશતાં ઘણું સાચવી સાચવીને ડગ ભરતા હતા. એ બધા શસ્ત્રરહિત હતા એટલે પહેરેગીરોને કશોય સંશય આવ્યો નહિ. તમામ વરઘોડો કિલ્લામાં પ્રવેશ કરી ચુકયો એટલે જાણે કોઇની આજ્ઞાની રાહ જોતા હોયની, તેમ તમામ માણસો એકદમ થંભી ગયાં. પાલખીઓ જમીન ઉપર મુકાઇ અને તેમાંથી ટપોટપ પેલા સાજનીયાઓ તલવારો ખેંચીને ચમકાવા લાગ્યા. પહેરેગીરોને હવે સમજાયું કે આ તો વરઘોડાનું સાજન નહિ પણ સુચેતસિંહનું સૈન્ય છે. એવામાં કાન ફોડી નાખે એવી ભયંકર સીટી સંભળાઇ. સીટીના અવાજ સાથેજ સુચેતસિંહના સૈન્ય ઉપર દુલીનનું સૈન્ય વરૂના ટોળાની પેઠે તુટી પડયું. સુચેતસિંહે એવો વ્યૂહ રચેલો હતો કે વરઘોડાના સાજનના વેષે પોતાના સૈન્યને કિલ્લામાં પ્રવેશ કરાવી દેવો અને કિલ્લાનાં બન્ને સિંહદ્વારોનો કબજો કરી લેવો; તેમજ બુરજ ઉપરના ગોલંદાજોને પણ ઠાર કરી નાખવા. આમ કરીને આખો કિલ્લો હસ્તગત કરી લેવાનો એણે બેત રચી મુકયો હતો; પરંતુ દુલીન કયાં ગાંજ્યો જાય તેમ હતું. એની ચકોર નજર ચારે તરફ હતી. એના ગુપ્તચરોએ આ કપટી વરઘોડાની ખબર એને આગળથીજ આપી દીધી હતી એટલે એણે પોતાના સૈન્યને છુટું છુટું પણ કોઇના જાણ્યામાં ન આવે તેમ વ્યવસ્થાપૂર્વક ગોઠવી દીધું હતું. પોતાનાં તમામ માણસોનો કિલ્લામાં પ્રવેશ થઇ ચુકેલો જાણીને સુચેતસિંહ હવે વિજય મળી ચુકયો એવા ગર્વથી ફુલાતો પોતાના સૈન્યનો નેતા બનીને આગળ કુચ કરવા લાગ્યો. એટલે બરોબર લાગ જોઇનેજ દુલીને સીટી વગાડી. તેની સાથેજ બુરજ ઉપરથી ધડીમ ધડીમ કરતા ગોળા છુટવા લાગ્યા.

સુચેતસિંહના સૈન્યનો રોળ વળવા લાગ્યો. જે નાસી છુટયા તેને ગુપ્ત સ્થાનોમાં ગોઠવી રાખેલા સૈનિકોએ પુરા કર્યા. અલ્પ કાલાવધિમાં તો સુચેતસિંહના સૈન્ય ઉપર એવો પ્રચંડ મારો શરૂ થઈ ગયો કે જેની કલ્પના પણ ન થઇ શકે. કિલ્લામાં પ્રવેશેલા સુચેતસિંહનાં તમામ માણસોનો ઘાણ વળી ગયો. સુચેતસિંહે અંદાજ કાઢયો તો પોતાનાં હજારથી બારસો માણસો કત્તલ થઇ ગયેલાં અને ચારસો ઘાયલ થયેલાં માલુમ પડયાં. યુદ્ધ બંધ રહ્યું. દુલીને કિલ્લાના દરવાજા બંધ કરાવ્યા. આ યુદ્ધમાં એનાં માત્ર પચીસજ માણસો માર્યાં ગયાં અને પંદર વીસ જખમી થયાં હતાં. આટલો નજીવો ભોગ એને આપવો પડયો પરંતુ પ્રમાણમાં એનો વિજય પારાવાર હતો. સુચેતસિંહને તો "પ્રથમ ગ્રાસે મક્ષિકા પ્રાત:" એ ન્યાયે આરંભમાંજ જબરો ફટકો પડયો એટલે એ ઘણો નિરાશ થઇ ગયો.

દુલીનને આ વિજય જો કે ઘણા અલ્પ મૂલ્યે મળ્યો હતો તો પણ એના મનની ચિંતા નષ્ટ થઈ નહોતી. સુચેતસિંહ પોતાની સાથે ઘણું મોટું સૈન્ય લાવેલો હતો, એટલે આટલી હાનિથી ધૈય-વિગલિત થઇને એ કાંગ્રા પ્રાંત છોડીને ચાલ્યો જાય એવો સંભવ નહોતો. એ તો હાર્યો જુગારી બમણું રમે એ ન્યાયે પોતાનો આમ પ્રથમ પદેજ પરાભવ થવાથી તેનો ખંગ વાળવા, કરી હતી તેના કરતાંએ ઘણી ભારે તૈયારી કરીને દાંત કચકચાવતો કિલ્લા ઉપર દ્વિગુણિત બળથી ચઢી આવશે એવો દુલીનના મનમાં ભય રહેતો હતો. એ ભય આધાર વિનાનો પણ ન કહેવાય. વીરત્વના અવતાર સમો એ યુદ્ધથી જરાએ ડરે કે ડગે એમ તો હતુંજ નહિ; પરંતુ એને એક વાત મનમાં વિશેષ સાલ્યા કરતી હતી. પોતાના સૈન્યનો વિનાકરણ નાશ થાય એ એને બીલકુલે રૂચતું નહોતું; એટલે માત્ર

અલ્પ પ્રાણહાનિથીજ સુચેતસિંહને પાણીછલ્લું અપાય અને કાંગ્રા પ્રાંતમાંથી બેઆબરૂ કરી તેને પાછો કઢાય એવી કોઈ યુક્તિ એ ખોળી રહ્યો હતો. સુચેતસિંહને ગુલાબસિંહ અને ધ્યાનસિંહની ઘણી સહાય હતી. કદાચ યુદ્ધ લંબાય તો તેમના તરફથી સૈન્ય તથા પૈસાની મદદ મળવાની એને સવડતા હતી. તેવી કોઈ સવડતા દુલીનને નહોતી એટલે જો યુદ્ધ લંબાય તો માણસો તથા પૈસાની ખોટ પુરનાર એની પડખે કોઇ નહોતું. એટલે આજની રાતમાંજ એણે તમામ રમત રમી લેવાનો વિચાર કર્યો. સુચેતસિંહને જબરજસ્ત શિકસ્ત આપીને કાંગ્રામાંથી નસાડી મુકવા માટે આજની રાતનોજ પ્રસંગ એને ઘણો અનુકુળ લાગ્યો. તેથી તે પ્રમાણેની એક યોજના પણ મનમાં ને મનમાં એણે તૈયાર કરી દીધી. કિલ્લામાં સુચેતસિંહના ગુપ્ત દૂતો હશેજ એમ જાણીને દુલીને જે જે કરવા ધાર્યું હતું તે તમામ ઘણી સાવધાનતાથી અને ગુપ્તપણેજ કરવા નિશ્ચય કર્યો. એણે પોતાના સૈન્યમાં એવો હુકમ ફેરવી દીધો કે "આજની રાત તમારે ઘણી હુંશીયારીમાં રહેવાનું છે. સુચેતસિંહને પરાભવ મળેલો હોવાથી એ ખીજવાઇ ગયેલો છે; તેથી આજે આપણને જે વિજય મળ્યો છે તેના ઉન્માદમાં આવી જઇને આપણે અસાવધ રહીશું એમ ધારીને એ આજ રાતેજ પાછો આપણા ઉપર બીજો હલ્લો લાવશે. એટલે કઈ વખતે તમારે તમારી તલવારો મ્યાનમાંથી બહાર કાઢવી પડશે તેનો કાંઇ નિશ્ચય નથી; માટે તમારા સેનાપતિઓ જેવી જેવી આજ્ઞા આપે તે પ્રમાણે વર્તજો." દુલીનનો આ હુકમ સૈન્યે વિજયધ્વનિ કરીને સ્વીકારી લીધો. ત્યારબાદ દુલીને લેનાસિંહને પોતાના પક્ષમાં લેવાની ખટપટ કરી અને તેમાં એને વિજય પણ મળ્યો. લેનાસિંહ શિકારને નિમિત્તે પોતાના સૈન્ય સાથે કાંગ્રા પ્રાંતમાં પર્યટણ કરી રહ્યો હતો એટલે

એ ક્યાં મળશે તે દુલીન સારી રીતે જાણતો હતો. સુચેતસિંહ ઉપર પોતે કેવી રીતે ચઢાઇ લઇ જવા માગે છે અને તે વિષયમાં પોતાને કેવા પ્રકારની સહાય જોઇએ છીએ એ વિગેરે તમામ હકીકત લખીને એણે ત્રણ જુદા જુદા પત્રો તૈયાર કર્યા: અને તે પત્રો પણ જુદા જુદા સ્વારો મારફતે જુદે જુદે માર્ગે થઇને લેનાસિંહને મોકલાવ્યા. સ્વારો મારફતે ત્રણ જુદા જુદા પત્રો મોકલાવવાનું કારણ એટલુંજ હતું કે કદાચ એકાદ બે પત્રો ગેરવલ્લે પડે તોયે એકાદ પત્ર તો એના હાથમાં જાય. બન્નુ અને અલિવર્દી જે થોડું થોડું લશ્કર લઇને શત્રુની ખબર લેવા જયંતી પહાડોની બન્ને હારોમાં સ્થિત થઈ ગયા હતા, તેમને પણ દુલીને પોતાની પાસે તેડાવ્યા અને કેવા રીતે વર્તવાનું છે તેનું તેમને યોગ્ય સૂચન પણ કરી દેવામાં આવ્યું. કિલ્લામાંના સૈન્યનું નેતૃત્વ હાકિમસિંહ અને સોહનલાલને સોંપવામાં આવ્યું. એ બન્નેને પોતાની સમક્ષ બોલાવીને સત્ય હકીકત ન કહેતાં આખી રાત સંપૂર્ણ સાવધાનતા રાખજો એટલુંજ કહીને દુલીને તેમને વિદાય કર્યા. વાંચનારને જરા સોહનલાલનો પરિચય કરાવીએ. એ જાતનો કાયસ્થ હતો અને બ્રિટિશ હદમાં આવેલા ફરૂકાબાદનો રહીશ હતો. શરીરે અલમસ્ત જેવો અને સાહસી હતો. દેખાવે કદરૂપો હોવાથી રાક્ષસ શો ભયાનક ભાસતો હતો પરંતુ સ્વભાવે સાલસ અને સ્નેહાળ હતો. એ બુદ્ધશાળી અને મુત્સદ્દી હતો. તેમાંએ યુદ્ધકાળે શત્રુઓને ગભરાટમાં નાખી દેવાની તો એનામાં અદ્વિતીય કળા હતી. એનામાં આવા અનેક સદ્‌ગુણો હતા, પરંતુ એકજ રાહુ એના તમામ સદ્‌ગુણોને ગળી જતો હતો. એને દારૂનું જબરૂં વ્યસન હતું. પહેલાં બ્રિટીશ સૈન્યમાં એ રિસાલદાર હતો. એણે ત્યાં કીર્તિ પણ સારી સંપાદન કરી હતી; પરંતુ એના દારૂના દુર્વ્યસને બ્રિટિશ સૈન્યની એકવાર ઘણી મોટી પાયમાલી કરી નાખી હતી એટલે

એને બીચારાને પોતાની નોકરીને છેલ્લા રામ રામ કરવા પડયા. પછી એણે રણજીતસિંહનો આશ્રય શોધ્યો અને એની નોકરીમાં રહ્યો. એની નોકરીમાં પણ વ્યસને એને ન ફાવવા દીધો. સંજોગવશાત્ એ દુલીનની લેન્સર પલટણમાં દાખલ થઇ ગયો અને તેમની સાથે એ કાંગ્રામાં આવ્યો હતો. દુલીનની દૃષ્ટિએ એના ગુણ અને દુર્ગુણ બન્ને પારખ્યા હતા. એણે એને પોતાની ખાસ નજર હેઠળ રાખ્યો અને વારંવાર એને ઉપદેશ આપી આપીને એનું વ્યસન ઘણું ઓછું કરાવી નાંખ્યું. હવે સોહનલાલ ઘણું અલ્પ મદિરાપાન કરતો હતો અને તે પણ રાતે દસ અગીઆર વાગ્યા પછીજ કરતો. આજે દુલીને એને ખાસ તાકીદ આપેલી હતી. " જો, સોહનલાલ, આજ તમારે દારૂનું ટીપું સરખુંએ લેવાનું નથી; કારણ કે રાતમાં કઇ વખતે તમારે સમશેર ખેંચવી પડશે તેનું કાંઇ નક્કી નથી. તમને લેન્સર પલટણના નાયક બનાવેલા છે એ વાત ધ્યાનમાં રાખીને વખત આવે શત્રુને એવો હાથ બતાવી દેજો કે એ પણ તમને જીંદગીભર યાદ કર્યા કરે." દુલીનની આ આજ્ઞાને શિરસા વંદ્ય ગણી લઇને એ રાતે એણે મદિરાને સ્પર્શ સરખોએ કર્યો નહિ.

ઉપર પ્રમાણેની તમામ તૈયારીઓ પુરી થઇ ગઈ એટલે દુલીને હાકિમસિંહ આદિ પોતાના ચાર ચાંચ મુખ્ય સેનાપતિઓને પોતાના પ્રધાનખંડમાં તેડાવ્યા અને પોતે ઘડી રાખેલી યોજના તેમના સમક્ષ એણે નિવેદન કરી તેમના અભિપ્રાય માગ્યા. હાકિમસિંહ શિવાય સર્વને દુલીનની યોજના ગમી ગઇ અને તેમણે ઉત્સાહભેર એ યોજનાને અનુમોદન આપી દીધું. હાકિમસિંહ વિરુદ્ધ મત દર્શાવતો બોલ્યો " દુલીન સાહેબ, આપની આ યોજના મને તો ઘણી ભયંકર લાગે છે—" એ આગળ બોલવા જતો હતો એટલામાં સોહનલાલ વચમાંજ

બોલી ઉઠયો " ભયંકર લાગે છે ? " હાકિમસિંહે કહ્યું " હું અત્યારે પુરતું બોલતો નથી. આજે તો આપણને જય મળશેજ; પરંતુ ભવિષ્યમાં આનું ભયંકર પરિણામ આવ્યા વિના રહેવાનું નથી."

દુલીને કહ્યું " હાકિમસિંહ, તમારા બોલવામાં અર્થ છે ખરો, પણ તેનો મેં પાકો વિચાર કર્યો છે અને પછીથીજ આ પગલું ભરવા તત્પર થયો છું. આજની રાતમાં તમે જો સુચેતસિંહના સૈન્ય ઉપર ઓચીંતાનો છાપો ન મારો તો અવશ્ય પરિણામ ભયંકરજ છે. એને આપણે જેટલો અવકાશ આપીશું તેટલો એ વધારે પ્રબળ થતો જશે, એટલુંજ નહિ પરંતુ જો એને બે ચાર દિવસનો સમય મળી જાય તો કાશ્મીરથી એને ગુલાબસિંહની કુમક પણ આવી મળે. પછીથી આપણે શું એ બન્ને સૈન્ય વચ્ચે પડીને કપાઈ મરવું કે કિલ્લામાં ભરાઈ બેસીને ફરજીયાત ઉપવાસનું તપ આદરી દેહનો ત્યાગ કરવો ? જો આપણે થંભી જઈએ તો આ બે શિવાય આપણે માટે અન્ય માર્ગજ નથી. હવે તો એકજ ઉપાય. અત્યારે સુચેતસિં-હના સૈન્યની કતલ કરી નાખો એટલે કાલે માત્ર ગુલાબસિંહના સૈન્યનીજ વેતરણ કરવાની રહે. મહારાજા આપણી આ યોજનાથી યત્કિંચિત્ પણ નારાજ થવાના નથી, અને કદાચ એ નારાજ થાય તોયે શું ? મારી આમાં કશીએ કસુર નથી એ તમે જાણો છો. પહેલી તલવાર સુચેતસિંહે આપણા ઉપર ખેંચી છે એટલે હવે પછી થનારી પ્રાણહાનિને માટે એજ જવાબદાર છે. શત્રુ તલવાર વીંઝતો આપણી સામે આવે તો પછી સ્વસ્થ બેસી રહેવું આપણને કેમ પાલવે ? એ તો એજ. સુચેતસિંહ ઉપર અત્યારે છાપો મારવોજ પડશે."

હાકિમસિંહને હવે સમજાયું કે પોતે અત્યાર સુધી ભમમાં

કુટાતો હતો. એણે તરતજ દુલીનની આજ્ઞા ઉલટભેર માથે ચઢાવી. શત્રુ ઉપર કેવી રીતે છાપો મારવો તે દુલીને સર્વને સવિસ્તર સમજાવી દીધું. એણે કહ્યું " મધ્ય રાત્રે દોઢ બે વાગ્યાને સુમારે, ખોસાલસિંહની આખી પલટણે અને નાજીબખાંની પલટણની એક ટુકડીએ પૂર્ણ સાવધાનતાથી કિલ્લાની બહાર નીકળી પડવું અને સુચેતસિંહની છાવણીનો જ્યાં પહેરો છે ત્યાં સુધી લપાતા છુપાતા ચાલ્યા જવું અને ત્યાં ગુપચુપ રીતે બેસી રહેવું. પછી શુક્રના તારાનો ઉદય થાય કે તરતજ સુચેતસિંહના તોપખાના ઉપર તેમણે એકાએક તુટી પડવું અને એના ગોલંદાજોને કાપી નાખી તેમની તોપોનો કબજો કરી લેવો. આ સંધિમાં એક બાજુથી લેનાસિંહ ચઢી આવશે અને બીજી બાજુથી બન્નુ અને અલીવર્દી શત્રુસૈન્યમાં ઘુસી જશે. આપણે બધાએ શુક્રના તારાનો ઉદય થાય તે પહેલાંજ કિલ્લાની બહાર નીકળી જવાનું છે અને એકાદ સ્થળે કોઇ ન દેખે એમ ગુપ્ત રીતે દબાઇને બેસી રહેવાનું છે. પછી શુક્રનો ઉદય થતાંજ શંખધ્વનિ કરતાં શત્રુ–દળ ઉપર આક્રમણ કરવાનું છે. 'આમાં જરાએ ગફલત થવી ન જોઈએ. આપણે જો યશના ભાગી થઇશું તો મહારાજા આપણા ઉપર સંતુષ્ટ થયા વિના રહેનાર નથી."

દુલીનની આ યોજના સાંભળીને સર્વે પાંચો કરડવા લાગ્યા અને એના ઉપર આફરીન થઇ ગયા. સોહનલાલને તો શૂરનાં પુર ચઢયાં હતાં. એ તો જાણે હમણાંજ લડાઇના મેદાનમાં ઉતરી પડયો હોય તેમ મ્યાનમાંથી તરવાર કાઢીને હવામાં વીંઝવા લાગ્યો. કાર્યક્રમ નક્કી થઇ ગયો એટલે સર્વ પોત પોતાના સ્થાને ચાલ્યા ગયા અને યોગ્ય તૈયારીઓ કરવામાં ગુંથાયા. બરાબર દોઢનો ટકોરો થતાં ખોસાલસિંહ અને નાજીબખાંનાં માણસો કિલ્લાની બહાર

નીકળી પડયાં. તેમની પાછળ જેના જેના સૈન્યને જવાનું હતું તે પણ ધીમે ધીમે વહેવા લાગ્યું. નિર્ણીત કરેલે સ્થળે જઇને તમામ સૈન્ય ગુપ્ત રીતે ગોઠવાઇ ગયું. દરેકની દૃષ્ટિ આકાશ તરફ શુક્રના તારાના ઉદયની રાહ જોઇ રહી હતી અને તેમના કાન દુલીનના શંખધ્વનિની રાહ જોઇ રહ્યા હતા. આમ આકાશમાં શુક્રનો ઉદય થયો અને નિશ્ચિત દિશામાંથી દુલીહ્નના શંખનો ધ્વનિ થયો, તેજ ક્ષણે સુચેતસિંહનું સૈન્ય ચાર તરફથી ઘેરાઇ ગયું. એની કલ્પનામાં પણ ન હોતું કે અત્યારે એના ઉપર આમ આકસ્મિક આક્રમણ થશે; એટલ એની છાવણીમાં હાહાકાર વર્તી રહ્યો. રાત અંધારી ઘોર હતી. જે તે જીવ બચાવવાને માટે જ્યાં માર્ગ જડયો ત્યાં નાસવા લાગ્યું. સુચેતસિંહનું સદ્‌ભાગ્ય કે એ હજુ સુધી જાગતો હતો, નહિ તો એનું કોણ જાણે શુંયે થઇ જાત. એ જેવો તેવો યોદ્ધા નહોતો. મહા સાહસી અને વીર હતો; પરંતુ દારૂ અને રંડીબાજીમાં એણે સાહસ અને વીરત્વ બન્ને ઝબકોળી દીધાં હતાં. અફીણ ખાઇ તેના ઉપર મદિરાપાન કરીને મધ્ય રાત્રિ સુધી વારાંગનાનાં નૃત્ય ગાયન સાંભળી પછી મળસકું થવા આવે ત્યારે નિદ્રાધીન થઈ જવું એવો એનો નિયમ હતો. આજે પણ તે નિયમઅનુસાર અફીણ અને મદિરાને ઉદરમાં યથેચ્છપણે સ્થાન આપીને નાયકાના નૃત્ય ગાયનમાં એ તલ્લીન થતો પડેલો હતો. એટલામાંજ રણવાદ્યનો ઘોષ સાંભળીને એની આખી છાવણીમાં શોરબકોર થઇ રહ્યો એટલે એ પણ ભયવિહ્વળ બની ગયો અને હાંફલો ફાંફલો ઉઠીને તોપખાનું ચાલુ કરી દેવાનો એણે જહાંગીરી હુકમ છોડી દીધો. પણ જો, મહોકણુના સમાચાર. શત્રુઓએ ગોલંદાજોની કતલ કરીને એના તોપખાનાનો કબજો કયારનોયે કરી લીધો હતો. આ સ્નાનના સમાચાર સાંભળીને એની તો કમ્મર જ ભાગી ગઈ.

મહા કથાવટીએ? નાસી જતા સૈન્યને રોકીને શત્રુ સામે યુદ્ધ કરવા તેમને એ સમજાવવા લગ્યો; પરંતુ 'દુલીનની દક્ષતા આગળ નિદ્રા અને ભયથી અભિભૂત થયેલું એનું સૈન્ય કેટલી ઘડી ટકી શકે? અરે ખુદ સુચેતસિંહને પણ શંકા પડી કે હવે દુલીનના દળને ભેદીને કે તેની દૃષ્ટિ ચુકાવીને જીવતા લાહોર જવાશે કે કેમ? ગમે તે રીતે પ્રાણ બચાવીને આ દાવાનળમાંથી નીકળી જવાય એજ માર્ગ શોધ્યા કરતો હતો. દુલીનને એટલુંજ જોઇતું હતું. સુચેતસિંહને પકડવો કે તેના સૈન્યનો સમૂળો ઉચ્છેદ કરી નાખવો એવો એનો હેતુ નહોતો; એટલે એણે સુચેતસિંહને પ્રાણની રક્ષા કરવા પલાયન કરી જવાનો માર્ગ મોકળો કરી આપ્યો. એ અવસરનો લાભ લઈને સુચેતસિંહ સૈન્ય સાથે નાઠો એટલે દુલીલનું સૈન્ય એની પાછળ પડયું. સૈન્ય સાથે કેટલાક અંતર સુધી દુલીન પણ ગયો; પછી પુંઠ પકડવાનું કાર્ય સોહનલાલને માથે નાખી દુલીન પોતાના સૈન્ય સાથે કિલ્લામાં પાછો ફર્યો.

આ આક્રમણમાં પોતાને આવો સફળ અને શીઘ્ર યશ મળશે એવી દુલીને કલ્પનાએ કરી નહોતી; તેથી ઉપર પ્રમાણેનો વિજય સંપાદન થવાથી એનું હૃદય હર્ષના હીલોળા લેવા લાગ્યું. એનું સૈન્ય પણ પ્રસન્નતાના શિખરે પહોંચી ગયું. આક્રમણમાં એને વિજય ઉપરાંત અન્ય પણ ઘણો લાભ થયો. સુચેતસિંહના તંબુ, ઘોડા, હાથી, તોપો, દારૂગોળો, શસ્ત્ર વિગેરે ઘણી યુદ્ધોપયોગી સામગ્રી એને મળી ગઇ; અને ભવિષ્યમાં પોતાને તે ઘણી મહત્વની થઈ પડશે એમ ધારીને એણે તે તમામની કિલ્લામાં વ્યવસ્થાસર નિયોજના કરી દીધી. ત્યારબાદ મૃત્યુ પામેલા સૈનિકોનાં શબની તેમના ધર્મ પ્રમાણે વ્યવસ્થા કરી અને ઘાયલ થયેલાઓને ઔષધશાળામાં મોકલાવી દીધા. દુલીનનું સૌજન્ય અને દયાળુ સ્વભાવ જોઈને

સુચેતસિંહના જે જખમી સૈનિકો પકડાયા હતા, તેમને દુલીન માટે પૂજ્ય બુદ્ધિ થઇ આવી અને તેઓ સાજા થયા એટલે એનાજ સૈન્યમાં દાખલ થઈ ગયા.

યુદ્ધનો આ પ્રમાણે અંત આવ્યો એટલે દુલીન લેનાસિંહે પોતાને કરેલી સહાય માટે તેને મળી તેનો ઉપકાર માનવા એનો શોધ કરવા લાગ્યો; પણ એ તો જેવો ગુપ્ત રીતે આવ્યો હતો તેવો ગુપ્ત રીતે ચાલ્યો ગયેલો હોવાથી એની સાથે દુલીનની મુલાકાત ન થઇ શકી. પોતે દુલીનને સહાય કરી છે એ વાત સુચેતસિંહના જાણવામાં ન આવે એવી લેનાસિંહની ઇચ્છા હોવાથી એ દુલીનને મળ્યા શિવાયજ ચાલ્યો ગયો હતો. આ કારણને લીધે દુલીનથી એને પ્રત્યક્ષ ન મળી શકાયું તો પણ પત્રદ્વારા લેનાસિંહને પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાનું એ ચુકયો નહિ. આ યુદ્ધમાં દુલીનને વિજય મળ્યો છે એ આનંદદાયી વર્તમાન લીલાને કયારનાયે પહોંચી ગયા હતા; એટલે ક્ષત્રાણી યુદ્ધમાં વિજય વરી આવેલા પોતાના પાતનાં ઓવારણાં લેવા જેવી ઉત્સુક થઇ રહે છે તેમ દુલીનના મુખથીજ એનો વિજયવૃત્તાંત સાંભળવા અને એનાં ઓવારણાં લેવા લીલા પણ ટમટમી રહી હતી. એટલામાંજ દુલીનદેવની પધરામણી થઈ. ચંદ્રને નીરખી સાગરમાં ભરતી આવે તેમ લીલાના હૃદયસાગરમાં પોતાના ચંદ્રને નીરખીને આનંદની ભરતીઓ આવવા લાગી. દુલીને મહેલમાં પ્રવેશતાંજ પોતાની ચંદા સમી લીલાને અવલોકી. અત્યારે એ ખંડમાં લીલા શિવાય અન્ય કોઇ નહોતું. વિજયના હર્ષના આવેશમાં એનો હૃદયસાગર પણ ઉલટયો હતો. હર્ષના ઉછાળા મારતો એ ચંદ્ર પોતાની ચંદ્રિકાને આલિંગન દેવા દોડયો. વેગથી લીલાને એણે પોતાના વક્ષઃસ્થળ સાથે ભીડી દીધી

અને લીલાનાં નયનમાં આવેલાં આનંદાશ્રુ લુછતો એ એને આનંદ-વાર્તા સંભળાવા લાગ્યો. લીલા આનંદઘેલી થઇ ગઇ હતી. નેત્ર–સિંહાસને સ્થિત થયેલી હસતી રમતી તેજસ્વી કીકીઓદ્વારા એ પોતાના હૃદયનો આનંદ દુલીનનાં નયનોમાં ઠાલવી રહી હતી. પેટ ભરી ભરીને એ દુલીનના દેદારનાં દર્શન કરવા લાગી અને તસ્સ્યાં, તલસતાં નયનની તૃષા છીપાવવા લાગી. લીલાએ દુલીને ધારણ કરેલો યુદ્ધનો પોષાક પોતાને હાથે ઉતારવા માંડયો. એને માટે પલંગ ઉપર બીછાવેલી શુભ્ર શય્યામાં લીલાએ એને શયન કરાવ્યું અને એના શ્રમ-પરિહારાર્થે તેમજ એને શુભ નિદ્રાના સંગનો સંગી બનાવવા ઉભી ઉભી એ પવન ઢોળવા લાગી. નિદ્રાદેવીના ભુજપાશમાં એ બીડાઇ ગયો એટલે લીલા પોતાની માતાના આવાસમાં ચાલી ગઇ અને દુલીનના વિજયની વધામણી એણે માતાને તથા ગુલાબીને સહર્ષ આપી દીધી. સર્વને આ વધામણી વિવાહ જેવી રૂડી લાગી અને એ વધામણીના વહાણમાં બેસીને નિદ્રા નદીના જળમાં વિહાર કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૮ મું — ઘેરાયેલું વાદળ

દુલીનને અણધારેલો અને અદ્વિતીય વિજય મળ્યો ખરો, પરંતુ એના મનમાં એક પ્રકારની ખાસ ચિંતા રહેતી હતી. આ વિજયના વર્તમાનથી આખું દરબાર ખળભળી ઉઠશે એવો એને ભય લાગતો હતો. તેમાં વળી અધુરામાં પુરૂં કરવા જેવું સોહનલાલે કર્યું હતું. સુચેતસિંહના સૈન્યની પુંઠ પકડીને માત્ર તેને નસાડી મુકવાનું હતું; પરંતુ વિજયમદમાં મસ્ત બનેલું દુલીનનું લશ્કર વશમાં રહી શક્યું નહિ. સુચેતસિંહના લશ્કરને નાસતાં નાસતાં ભોંય ભારે થઇ પડી.

સોહનલાલના લશ્કરે એમના નાકમાં પાણી પાણી આણી દીધાં. આ સમાચારથી દુલીનને વધારે ચિંતા થઇ. ધ્યાનસિંહ આ અપમાનનો બદલો પુરેપુરો લેશે એવી એને ખાતરી હતી. એણે ભાવી વિપદને હડસેલી મુકવા ઘણો ઉંડો વિચાર કરવા માંડયો. છેવટે મહારાજા રણજીતસિંહને એક સવિસ્તર પત્ર લખવાનું એણે નક્કી કર્યું. એ પત્ર લખવામાં એણે એક ખુબી વાપરી.

" પરમ પ્રતાપાન્વિત મહારાજા રણજીતસિંહની ઉપર પ્રભુની પૂર્ણ કૃપાને લીધે કાંગ્રા પ્રાંત દિનપ્રતિદિન સમૃદ્ધ થતો જાય છે. મહારાજાનો હુકમ છે એવું કહીને સુચેતસિંહ બાર હજાર માણસનું સૈન્ય લઇને અહીં આવ્યો હતો. રાજ્યનો અતિથિ જાણીને એનું ઉત્તમ પ્રકારે આદરાતિથ્ય કરવા મેં યોગ્ય પ્રકારનો સમારંભ કર્યો હતો; પરંતુ એણે છેવટની ઘડીએ સ્વામિદ્રોહ કર્યો. લગ્નના વરઘોડાને વેષે એણે પોતાના સૈન્યનો કિલ્લામાં પ્રવેશ કરાવ્યો અને મહારાજાના એકનિષ્ઠ સિપાઇઓ ઉપર એ મારો ચલાવવા લાગ્યો; એટલે મહારાજાની કીર્તિનું અને રાજ્યનું રક્ષણ કરવા માટે મારે નિરુપાયે મ્યાનમાંથી તલવાર બહાર કાઢવી પડી. સુચેતસિંહ પાસે ઘણું મોટું સૈન્ય હતું એટલે જો હું જરા પણ ગાફલ રહીશ તો રોળાઈ જઇશ, એવી મને ઉગ્રપણે ચિંતા રહ્યા કરતી હતી; પરંતુ મહારાજા બળવાન પ્રારબ્ધવાળા હોવાથી મને વિજય મળ્યો છે. સુચેતસિંહનાં જે માણસો મૃત્યુ પામ્યાં છે તેનો તો ઉપાય નથી; પરંતુ જે જખમી થયેલાં છે તેમને મહારાજાનાંજ માણસ ગણીને તેમની દવા વિગેરે માટે યોગ્ય બંદોબસ્ત કરવામાં આવ્યો છે. તેઓ શીઘ્ર સારા થઇ જશે અને વળી પાછા મહારાજાનીજ સેવામાં એકનિષ્ઠાથી જોડાઈ જશે એવો મને વિશ્વાસ છે. યુદ્ધમાં ઘણી યુદ્ધોપયોગી સામગ્રી મને

હાથ લાગી છે અને તે મેં મહારાજાના દ્રવ્યકોષમાં મુકાવેલી છે. મહારાજાને મારી બીજી એવી વિનંતિ છે કે, સુચેતસિંહે જો કે આવો ગંભીર અપરાધ કર્યો છે છતાં તેને કશી શિક્ષા ન કરતાં ક્ષમા કરશો. ગાદીની સદસદ્વિવેક બુદ્ધિથી સેવા કરતાં આ દાસનો કાંઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરવા વિનંતિ છે. "

ઉપર પ્રમાણેનો પત્ર લખીને એ પત્ર ખુદ મહારાજાના હાથમાં જાય એવો પાકો બંદોબસ્ત કરીને એણે મોકલાવ્યો. મહારાજાના હાથમાં એ પત્ર પડયો, એમણે વાંચ્યો અને અપરિમિત આનંદ અનુભવ્યો. તથાપિ એ આનંદને પોતાના મુખ ઉપર જણાવા ન દેતાં બહારથી પ્રધાનો સમક્ષ એમણે અપ્રસન્નતાજ જણાવી. દુલીને ચાંદખાં અને ફકીર અજીજુદ્દીનને પણ પોતાના વિજય વિષેના પત્રો લખ્યા હતા, તેથી ત્રણેના પ્રત્યુત્તરોની એ રાહ જોઇ રહ્યો હતો. એટલામાં રાજા ધ્યાનસિંહ, ફકિર અજીજુદ્દીન અને ચાંદખાં એ ત્રણેના પત્રો આવ્યા. રાજા ધ્યાનસિંહના પત્રની ભાષા બેમુર્વતખોર હતી. એમાં લખ્યું હતું કે " મહારાજાએ તમને હુકમ કર્યો છે કે તમારે નાયબ સુબેદારને સર્વ અધિકાર સોંપીને દરબારમાં હાજર થઈ જવું. " આ પત્ર વાંચીને એને બહુ આશ્ચર્ય ન થયું; પરંતુ ફકિરજીના પત્રમાં પણ એવીજ મતલબનું તોછડું લખાણ એણે વાંચ્યું ત્યારે તો એના આશ્ચર્યનો પારજ ન રહ્યો. એ ફકિરજી ઉપર વહેમાયો પણ ખરો. એ પત્ર વાંચી એને ઘણો ખેદ થઇ આવ્યો પરંતુ ચાંદખાંના સવિસ્તર પત્રથી ફકિરજીના પત્રનો ભેદ સમજાયો ત્યારે દુલીનનો જીવ હેઠે બેઠો. ચાંદખાંએ લખ્યું હતું કે " હજુરનો પત્ર આપના આ દાસને મળ્યો છે, આનંદ થયો છે. એથીએ વિશેષ આનંદ તો સુચેતસિંહની રેવડી દાણાદાણ થઈ

ગઇ અને એને લાહોર પલાયન કરી જવું પડયું એ વાંચીને આનંદ થયો છે. આ આનંદ મને એકલાજ નહિ પરંતુ એ ત્રગડીના ત્રાસથી કંટાળી ગયેલા સર્વને થયો છે; એટલુંજ નહિ પણ સ્વતઃ મહારાજા પણ ' આ થયું તે ઠીક થયું ' એમ જાણીને આપના ઉપર અત્યંત પ્રસન્ન થઈ ગયા છે. માત્ર બળી ઉઠયો છે ધ્યાનસિંહ. એની વૈર-બુદ્ધિ એને હદપારની સતાવી રહી છે, ઉશ્કેરી રહી છે. મને તો એની વૈરબુદ્ધિની દયા આવે છે. દુઃખ માત્ર એટલુંજ થાય છે કે દુર્દૈવ-વશાત્ ફકિરજીને બુદ્ધિભ્રંશ થયો છે. હજુરનો પક્ષ તજીને એ ધ્યાનસિંહના પક્ષમાં ભળ્યા છે. આમ થવાનું શું કારણ હશે તે સમજી શકાતું નથી; પરંતુ એટલું ખરૂં કે એમને પોતાના પક્ષમાં લેવાને ધ્યાનસિંહે કોઇ નિરાળાજ અસ્ત્રનો પ્રયોગ કરેલો હોવો જોઇએ. હશે, હજુરના હાથમાં તલવાર ધરવાનું જ્યાં સુધી સામર્થ્ય છે અને એ તીખી તલવાર જ્યાંસુધી પોતાની તીવ્રતા બતલાવતી રહેશે, ત્યાં સુધી આવી ઘટનાઓ બન્યા કરશે તોયે ચિંતા નથી. હજુરે બીજી વાત એ લક્ષમાં રાખવાની છે કે ' તમારે કાંગ્રા છોડી દેવું ' એવી મત-લબના દરબારના ઘણા પત્રો તમારા ઉપર આવશે, પરંતુ કાંગ્રા તો છોડશોજ નહિ. એ સુવર્ણની ખાણ ત્રિપુટિ–રાક્ષસોના હાથમાં જાય એવી મહારાજાની યત્કિંચિત્ પણ ઇચ્છા નથી. સુચેતસિંહની શક્તિનો ક્ષય મહારાજાને પ્રસન્ન કરી રહ્યો છે. જો જરાએ ગેરસમજુતીથી હજુર કાંગ્રા છોડી દેશો તો મહારાજાનો આદરભાવ હજુર ગુમાવી બેસશો.

હજુર, આ ચાંદખાં વળી પોતાની પૂર્વ વિનંતિ આપ સમક્ષ ફરીથી રજુ કરે છે. મને અહીંઆં જરાએ ગોઠતું નથી. હજુરનાં ચરણો નિકટ રહીને નોકરી કરવાની મારી ઘણી ઇચ્છા છે. મારૂં

પ્રિય શસ્ત્ર તો સમશેર છે. મારો હાથ એકલી સમશેર ધરતાં જ શીખ્યો છે; પરંતુ આપની ખાતરજ એ હાથને લેખિની ધરતાં શીખવવું પડ્યું છે. આ કંટાળો આપનારી કામગીરીમાંથી મને મુક્ત કરો તો મારે મન દશરાનો દિન સમજીશ. વળી આસપાસ પણ વિચિત્ર માણસોનો મેળો ભરાયલો છે. હું આપની વિરુદ્ધ વર્તું, આપના સામે બંડ ઉઠાવું અને આપને ખોટા ખોટા પત્ર લખીને અવળે માગે ચઢાવું તેવું કરવા વિરુદ્ધ પક્ષે અથાગ પ્રયાસ ચાલી રહ્યો છે. ફકિરજી જેવા મુત્સદી ફસાઈ પડયા ત્યાં મારા જેવા એક હલકા સીપાઇનું શું ગજું ? મારી બુદ્ધિ ફેરવી નાખતાં શી વાર લાગે ? માટે લખવું પડે છે કે આ દાસને આપની પાસે બોલાવી લો એટલે મારાથી ભૂલ થવાનો સંભવજ ન રહે "

ચાંદખાંનો પત્ર વાંચીને દુલીનને જેટલો આનંદ થયો તેટલીજ ગ્લાનિ થઈ. સુચેતસિંહનો પૂર્ણ પરાભવ થયો જાણીને મહારાજા પ્રસન્ન થયા છે એ વાંચીને દુલીનને આનંદ થયો. પરંતુ ફકિરજી સરખા અડગ મિત્ર ધ્યાનસિંહની જાળમાં ફસાઇ પડવાથી હવે દરબારમાં પોતાનો પક્ષ નિર્બળ થઇ જશે એ વિચારે એની ગ્લાનિ થઈ આવી. વળી ચાંદખાં હવે દરબારમાં રહેવા રાજી ન હોતો તેથી પણ એનું સંકટ વધી ગયું. ચાંદખાં અત્યાર સુધી દરબારમાં દુલીન વતી જે પ્રશંસા-પાત્ર કાર્ય કરી રહ્યો હતો તેથી દુલીનના જીવને રાહત હતી; અને એના કાર્યથી પ્રસન્ન થઇને પ્રસંગે પ્રસંગે એ એને એના વેતન ઉપરાંત ઇનામ પણ આપ્યા કરતો હતો. અત્યારની ગંભિર પરિસ્થિતિમાં ચાંદખાં દરબારમાં ટકી રહે એ દુલીનની દૃષ્ટિએ વધારે મહત્વનું હતું; પરંતુ હવે ચાંદખાંનો જીવ ત્યાંથી ઉઠ્યો હતો એટલે મારી કુટીને એની પાસે રામ કહેવડાવવા એ પણ

એને ભય ભરેલું લાગ્યું. ચાંદખાંએ જાતે એના પત્રમાં લખ્યું હતું કે મારી પાસે ફિતુરી કરાવવાના પ્રયત્નો થાય છે; તો આવી સ્થિતિમાં એને પોતાના પ્રતિનિધિ તરિકે દરબારમાં રાખવો એ ઉલટું હાનિકારક, એમ દુલીનને સ્પષ્ટ રીતે દીસી આવ્યું; એટલે આખરે ચાંદખાંને કાંગ્રા બોલાવી લેવાનો જ એણે નિશ્ચય કર્યો. એના જેવો શૂર અને વિશ્વાસપાત્ર યોદ્ધો દુલીન પાસે હોય તો સહાયરૂપ તો ઘણો થઇ પડે; પણ એની જગ્યાએ દરબારમાં પોતાના પ્રતિનિધિ તરીકે કોને નિયુક્ત કરવો એનો એને ભારે વિચાર થઇ પડગો. ચાંદખાં જેવો નિમકહલાલ, પ્રમાણિક અને વિશ્વાસપાત્ર એની દૃષ્ટિએ કોઇ શોધ્યો જડયો નહિ.

ઉપર પ્રમાણે હવે કોને પ્રતિનિધિ નીમવો તેનો વિચાર કરવામાં દુલીન દિન નિર્ગમન કરતો હતો એટલામાં ચાંદખાંને ભય હતો તેજ આગળ આવ્યો.

પોતાનો પક્ષ સબળ કરવાને નિંદ્ય અનિંદ્ય ગમે તેવું કાર્ય કરવા ધ્યાનસિંહ ખડે પગે તૈયાર થઇ ગયો હતો અને એ કાર્યમાં એ છુટે હાથે પૈસા ખરચતો હતો. અનેક સ્થળે એના પોતાના ગુપ્તચરો ગોઠવી દીધા હતા. પંજાબમાં કયાં કયાં નવી નવી ઘટનાઓ બને છે તેની એ ખાસ તપાસ કરાવતો અને તે ઘટના જો પોતાના પક્ષને બળવત્તર કરવામાં સહાયરૂપ થઇ પડે તેમ હોય તો તરત એ તેનો લાભ લેવા મથી મરતો. એણે હવે પોતાનું લક્ષ ચાંદખાં પ્રતિ દોર્યું હતું. ચાંદખાં એનું નિશાન બન્યો હતો. ગમે તે ભોગે એને દુલીનના વકીલ તરીકે દરબારમાં કામ કરતો અટકાવવા એણે સંકલ્પ કર્યો હતો. એના જીવનની તમામ આગલી પાછલી એણે પોતાના ગુપ્ત જાસુસ દ્વારા મેળવી લીધી. ચાંદખાં એમજ જાણતો

હતો કે આ જગતમાં મારા શિવાય મારો પૂર્વ વૃત્તાંત કોઇ જાણતું નથી. આમાં એની ભૂલ થતી હતી. ચાંદખાંનો પૂર્વ વૃત્તાંત જાણીને એને એ દિશામાં ફસાવી સકંજામાં લેવાનો ધ્યાનસિંહે પ્રયત્ન આદર્યો; પરંતુ ચાંદખાં જેવી તેવી લાલચોમાં સપડાઈ જાય તેમ એ કાંઇ સહેલાઈથી ચુંગાલમાં આવી જાય તેવો પણ સંભવ ધ્યાનસિંહને જણાયો નહિં. એટલે તો એને ચાંદખાં ઉપર ઘણી દાઝ ચડી અને કોઈ પણ ઉપાયે એને કચડી નાખવા એ તત્પર થઇ ગયો. દાઉદખાં નામનો એક નીચ મુલતાની મુસલમાન ધ્યાનસિંહના ધ્યાનમાં બેસી ગયો. એને ચાંદખાં સાથે મિત્રતા હતી. ધ્યાનસિંહે લાંચ આપીને એને ફોડયો અને એની મારફતે ચાંદખાંનો ઘાટ ઘડી નાખવા એણે બાજી રચવા માંડી. ચાંદખાં કઇ યુક્તિથી ફાવશે એ દાઉદખાં સમજી ગયો હતો. એણે ધીમે ધીમે ચાંદખાં સાથે પોતાની મૈત્રી ગાઢ કરવા માંડી. ચાંદખાં આગળ એ શિખોનું ભુંડું બોલવા લાગ્યો અને તેમને દેવાય તેટલી ગાળો દેવા લાગ્યો. શિખ લોકની નિંદામાં અને તેમનો નાશ કરવામાં ચાંદખાં કેટલો રસભર્યો ભાગ લેતો હતો તેની અમારા વાંચનારાઓને નવેસરથી ઓળખ કરાવવી પડે તેમ નથી. આગલાં પ્રકરણમાં શિખો પ્રતિ ચાંદખાંને કેટલો બધો દ્વેષ હતો તે આપણે વાંચી ગયા છીએ. દાઉદખાં ચાંદખાંનો માનીતો વિષય કાઢી કાઢીને એને પુરે પુરો સકંજામાં લેતો ગયો અને મત્સ્ય જેમ કાંટા ઉપર લગાડેલો પદાર્થ લેવાની લાલચે આનંદમાં મગ્ન થતું જાળમાં સ્વેચ્છાએજ સપડાય છે, તેમ ચાંદખાં પણ દાઉદની પાથરેલી જાળમાં આનંદપૂર્વક ખેંચાવા લાગ્યો. બળતા અંગારા ઉપર રાખ વળી ગઇ હોય એટલે તેનો તાપ ઓછો લાગે, પરંતુ ફુંક મારીને તે રાખ ઉરાડી દેવાથી બળતો અંગારો પાછો પૂર્વવત્ પ્રકાશ અને તાપ આપે છે, તેમ ચાંદખાંના

અંગારા જેવા મન ઉપર દુલીનના સદુપદેશની રાખ વળેલી હોવાથી એ અંગારો ઝાંખો ઝાંખો બળતો હતો; તો પણ દાઉદખાંએ શિખ લોકોની ઇર્ષ્યા કરવા રૂપ ફુંક મારીને દુલીનના સદુપદેશ રૂપ રાખને ચાંદખાંના અંગારા જેવા મન ઉપરથી ઉરાડી મુકી એટલે એ અંગારો પાછો પૂર્વવત્ સતેજ થઇ ગયો. ચાંદખાંના આ ચરિત્રાવલોકનથી આપણને સહજ સમજાશે કે સત્સંગતિ અને કુસંગતિ માણસનાં મનને કેવાં પલટાવી નાખે છે. દુલીને પોતાના સારા સંગથી ચાંદખાંને ઉત્તમ પંક્તિમાં લાવીને મુકી દીધો હતો, ત્યારે દાઉદખાંએ પોતાના નીચ સંગથી ચાંદખાંને રાક્ષસ કોટિમાં લાવીને મુકી દીધો. ચાંદખાં ક્રમે ક્રમે અધોગતિ પ્રતિ ગમન કરવા લાગ્યો હતો ખરો, પરંતુ એની મનોદેવતા એનો સદંતર ત્યાગ કરીને હજુ ચાલી ગઇ નહોતી. અંતર નાદ એને પોકારી પોકારીને કહેતો હતો કે " હજુએ સમજ. કુમાર્ગે ન ચઢી જઇશ. નહિ તો ઘણું વિપરીત પરિણામ આવી જશે." તત્ક્ષણ એને દુલીનના ઉપદેશનું સ્મરણ થઇ આવ્યું. લાગલોજ એ થંભ્યો. એણે દાઉદખાંને સ્પષ્ટ જણાવી દીધું કે " ભાઇ, શિખ લોકોના સંબંધમાં તારે જે બોલવું હોય તે બોલજે, પણ દુલીનસાહેબ વિરુદ્ધ એક અક્ષર પણ ઘસાતો બોલીશ તે કામ નહિ લાગે." દાઉદખાં પણ ઉસ્તાદ હતો એટલે ચાંદખાં કયે રસ્તે શીશામાં ઉતરશે તે સારી રીતે જાણતો હતો. વળી ચાંદખાંને હાથે દુલીનનું અનિષ્ટ કરાવવું એ પણ એને તદ્દન અશક્ય લાગ્યું. એમ કરવામાં તો ચાંદખાં હાથમાં આવેલો છટકી જાય એમ હતું. તેથી ધ્યાનસિંહે દરબારમાંથી ચાંદખાંનોજ પગ ટાળી નાખવા ઉપાય કરવા માંડયો. કારણ કે જ્યાં સુધી એનો પગ દરબારમાં રહે ત્યાં સુધી દુલીનને બધી બાતમી મળ્યાજ કરવાની. દુલીનને દરબારની બાતમી મળતી

અટકે તોજ ધ્યાનસિંહનું ફાવે તેમ હતું. એણે ચાંદખાંને એકાદ કરપીણ કૃત્યમાં સંડોવી દેવાનો નિશ્ચય કર્યો, અને દાઉદખાં જેવું સબળ હથીઆર એના હાથમાં હતું એટલે તેમ કરવું એને મુશ્કેલ ન જણાયું. આખરે એજ નરાધમ દાઉદખાંને હાથે ધ્યાનસિંહે એક નિર્દોષ શિખ ગૃહસ્થનું ખુન કરાવ્યું અને એ ખુનનો આરોપ એણે ચાંદખાં ઉપર ઢોળી પાડયો.

દુલીન આ વિષે તદ્દન અજ્ઞાન હતો. એના ઉપર ચાંદખાંનો પત્ર નહિ આવતો હોવાથી એણે પણ એને પત્ર લખ્યો નહોતો. ચાંદખાંનો પત્ર નહેતો આવતો એટલે દુલીન એમ ધારતો હતો કે કદાચ એને કાંગ્રા આવવાનું લખ્યું નથી તેથી એ જરા ખીજવાયો હશે. એણે મનમાં તો એવો વિચાર કરીજ મુકયો હતો કે એકાદ કોઇ વિશ્વાસપાત્ર વકીલની શોધ કરીને તેને દરબારમાં નિયુક્ત કરીને પછી ચાંદખાંને કાંગ્રા બોલાવી લેવો. એના મનમાં આવા વિચાર એકવાર ચાલી રહ્યા હતા અને એ વિચારમાં જ એ બલુન ઉપર બેસાને બન્નુ સાથે બહાર ફરવા નીકળી પડયો હતો; ત્યાં એકાએક ચાંદખાં જાણે પૃથ્વીમાંથી નીકળી આવ્યો હોય તેમ દુલીન સમક્ષ આવીને ખડો થઇ ગયો. આશ્ચર્યચકિત થતો દુલીન બોલી ઉઠયો "કોણ ચાંદખાં ? તારી જોડે ઘોડા ઉપર આ બીજું કોણ છે ? મારી પરવાનગી શિવાય તું કેમ આવતો રહ્યો ?"

દુલીનનો કિંચિત્ રોષભાવવાળો પ્રશ્ન સાંભળીને ચાંદખાં એકદમ અશ્વ ઉપરથી ઉતરી પડયો, અને ભૂમિ ઉપર ઘુંટણીએ પડીને ગદ્‌ગદ્ સ્વરે બોલ્યો "હજુર, આપનો હું અનંત અપરાધી છું. મને ક્ષમા કરો. પુત્રનો અપરાધ પિતા ગળી જાય છે તેમ મારો અપરાધ આપ ગળી જાવ. હું મહાન્ આપત્તિમાં સંડોવાઇ

ગયેલો હતો. ખુદાની મોટી મહેરબાની કે હું આપનાં દર્શન કરવા ભાગ્યશાળી નીવડયો. હજુર, સત્યજ કહું છું. મારા પાય થોડા ઘણા પાપપંથમાં પડયા હતા ખરા, પરંતુ મારૂં હૃદય અદ્યાપિ નિષ્પાપ છે. નીચના વાદે ચાલતાં ફસાયો છું ખરો, પરંતુ હજુરના હિતને તો રતિભાર અનિષ્ટ પહોંચાડયું નથી. "

ચાંદખાંનાં ઉપલાં નમ્ર વચન સાંભળીને દુલીનને લાગ્યું કે આમાં કાંઇ રહસ્ય છે ખરૂં. એટલે ક્રોધ દાબતો બોલ્યો " ઠીક હમણાં તું કિલ્લામાં જા. હું બોલાવું તે વખતે આવજે." પછી એણે બન્નુને કહ્યું કે " આ બન્ને જણને તું ગુપ્તપણે કિલ્લામાં લઇ જા. હું એકલો અન્ય માર્ગે આવી પહોંચું છું." એમ કહીને દુલીન ત્યાંથી વિદાય થઈ ગયો. રાત્રે સર્વ શાંત થઇ ગયું અને બધા નિદ્રાધીન થઇ ગયા ત્યારે દુલીને ચાંદખાંને પોતાના મહેલમાં તેડાવ્યો અને એને સવિસ્તર હકીકત પૂછવા માંડી. એટલે પોતે ધ્યાનસિંહના ફંદામાં કેવી રીતે ફસાઇ પડયો, દુલીનનો નાશ કરવા એને એણે કેવી કેવી લાલચો આપી, એ લાલચોને પોતે જ્યારે ઠોકર મારી ત્યારે ધ્યાનસિંહ કેવો એનો નાશ કરવા ઉદ્યુક્ત થઇ ગયો, અને એના ઉપર કેવો ખુનનો આરોપ ઢોળી પાડયો, વિગેરે હકીકત કહીને છેવટે ચાંદખાંએ વિશેષમાં કહેવા માંડયું " હજુર, દાઉદખાંની શાલેજ મને સંકટમાં નાખી દીધો. શાલ ઘણી સુંદર હતી. દાઉદખાંએ મને એ શાલ ભેટ મોકલાવી. મને એ ગમી ગઇ એટલે હું તેને રોજ વાપરવા લાગ્યો. પાછળથી પેલા શિખ ગૃહસ્થના ખુનનું પ્રકરણ ઉપસ્થિત થયું અને મારી પાસેની શાલ પેલા મરનાર શિખ ગૃહસ્થનીજ છે એમ પુરવાર પણ કરી આપ્યું. ખરી હકીકત કહેવાને મેં તો બહુએ ફાંફાં માર્યાં, પરંતુ ધ્યાનસિંહે

તો મેંજ ખુન કર્યું છે એવું ઠોકી બેસાડયું અને મને એના સ્વાધીનની એક તુરંગમાં ધકેકેલી દીધો. દાઉદખાંને જમાદારી મળી એટલે મારી આંખ ઉઘડી. કુસંગતિનું કેવું માઠું પરિણામ આવે છે તેનું મને ભાન થયું. આપના સદુપદેશનું મને સ્મરણ થઇ આવ્યું અને તે પ્રમાણે ન ચાલવાથીજ મારે આ દુ:ખ ભોગવવું પડયું તેથી મને ઘણો પરિતાપ થઇ આવ્યો અને હું કેટલુંયે રડયો. ચારેક દિવસ મેં કારાવાસમાં કાઢયા એટલે ધ્યાનસિંહે એના ગુપ્ત દૂતો મારી પાસે મોકલ્યા. તેમણે મને અનેક પ્રકારનાં પ્રલોભનાં આપીને આપનું અનિષ્ટ કરવા મારો સહકાર માગ્યો, પરંતુ મેં તેમને માથામાં વાગે એવો જવાબ આપ્યો. આખરે નીચ ધ્યાનસિંહે એક દિવસ એનાં માણસો પાસે મને એટલો બધો માર મરાવ્યો કે હું એ મારથી બેશુદ્ધ બની ગયો અને નિશ્ચેષ્ટ થઇને પડયો. મારી એ સ્થિતિમાં પણ દુષ્ટોએ મારો કેડો ન છોડયો. ચાર દિશામાં ચાર ખીલા ઠોકીને એમણે મારા હાથ પગ બાંધી દીધા અને મારી પીઠ ઉપર મોટો મણનો પથરો મુકીને ચાલ્યા ગયા. એવી સ્થિતિમાં કોણ જાણે કેટલીએ વાર હું પડયો રહ્યો હોઇશ; પરંતુ હું જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે મને ખબર પડી કે પેલા કારાવાસમાંજ મને એક સારી જગ્યામાં સુવાડેલો હતો અને જમાદાર રામસિંહ મારી શુશ્રૂષા કરતો હતો. તૃષાને લીધે મારા પ્રાણ આકુળ વ્યાકુળ થઇ રહ્યા હતા. મેં એની પાસે પાણી માગ્યું. એણે મારા ઉપર દયા લાવીને મને પાણી પાયું અને થોડીવારે મને થોડું દૂધ પણ આપ્યું. હું જરા ટટાર થયો એટલે રામસિંહને મેં પૂછ્યું "ભાઇ, મને આ કારાવાસમાં રીબાવીને મારી નાખવા આણેલો છે અને તું તો મારી સેવા ચાકરી કરી રહ્યો છું. એ શું ?" એ બોલ્યો "ભાઇ શું કરૂં ? આ પાપી પેટ કુટતુંએ નથી; એટલે આ નોકરી કરવી પડે છે.

નહિતો આવા અઘોરીની કોણ નોકરી કરે ? એ રાક્ષસના દેખતાં મેં તને ઘણી ગાળો દીધી, માર્યોએ ખરો, પરંતુ મારો ઇલાજ નહોતો. એના બોલવા ઉપરથી તું નિર્દોષ છે એમ સ્પષ્ટ સમજાય છે, પણ એ પાપીને સમજાવીને કહેવા હું અસમર્થ છું. જો તારા સાહેબ મને આશ્રય આપે તો જરૂર હું અહીંથી તારો છુટકો કરી દઉં. કામ તો ઘણું કઠણ છે, પરંતુ સાહેબ જો આપણને સંઘરે તો પછી ધ્યાનસિંહ જખ મારે છે." રામસિંહનાં વચન મને અમૃત જેવાં મીઠાં લાગ્યાં. મારો છુટકો કરવાનો હેતુ મને એણે સ્પષ્ટ સમજાવ્યો એટલે એના વચનમાં મને શ્રદ્ધા ચોંટી. મેં એને કહ્યું "રામસિંહ સાહેબના આશ્રય માટે તું કશીએ ચિંતા કરીશ નહિ. પણ આ મરણોન્મુખ દશામાંથી તું મને કેવી રીતે મુક્ત કરીશ તેનીજ મને ચિંતા થયા કરે છે. રામસિંહે કહ્યું " તે બાબતની તારે કાળજી ન કરવી, એનો બંદોબસ્ત હું કરી લઇશ." એમ કહીને એ પોતાના કાર્યમાં રોકાયો. મધ્ય રાત્રિ થઈ એટલે એણે એક ડોળી આણી, તેમાં એણે મને બેસાડયો અને ડોળી ઉપાડીને એ કારાગૃહની બહાર નીસર્યો. લાહોરથી દોઢ બે માઇલ ઉપર એક આંબાવાડીયું છે ત્યાં આવેલા એક ઘરમાં લઇ જઇને મને એણે રાખ્યો અને અમારી કોઇ પગલી ન પારખે માટે એણે માર્ગ ઉપરનાં અમારાં પગલાં નાબુદ કરી દીધાં. મને સંપૂર્ણ આરામ થઇ ગયો એટલે રામસિંહે કાંઇકથી બે ઘોડા આણ્યા અને તે ઉપર બેસીને અમે બન્ને જણ ગુપ્તપણે રાતે રાતે પ્રવાસ કરતા અહીં આવી પહોંચ્યા. હજુર, ખુદાને હાજર નાજર જાણીને મેં હકીકત કહી છે તે સત્ય કહી છે. રામસિંહ જાતનો રજપુત છે એટલે શૂરવીર અને સાહસી પણ છે. આપની નોકરીમાં જોડાવાની એની પ્રબળ ઇચ્છા છે."

ચાંદખાંનો એકંદર વૃત્તાંત સાંભળીને દુલીનને ખાતરી થઇ કે એની વાત ખરી છે. શત્રુની જાળમાં એ ફસાઇ પડયો હતો છતાંએ એણે પોતાના માલીકનું હિત ઠેઠ સુધી જાળવી રાખ્યું છે. વળી એણે કારાવાસમાં પ્રાણ જાય એવુ ભયંકર સંકટ વેઠયું, છતાંએ એ જરાએ વિશ્વાસઘાતી નીવડયો નથી. એ સાંભળીને દુલીનનું હૈયું ભરાઇ આવ્યું અને પલાયન કરીને આવતા રહેવામાં ચાંદખાંએ જો કે ભૂલ કરી હતી, છતાંએ એને તથા રામસિંહને અભય આપવાનો એણે મન સાથે નિશ્ચય કરી દીધો; અને થોડી વાર વિચાર કરીને એ બોલ્યો " ચાંદખાં, વિચિત્ર વિપત્તિમાં આવી પડયા છતાં પણ તેં સ્વામિદ્રોહ ન કર્યો તેને માટે તું ધન્યવાદ તથા યોગ્ય પુરસ્કાર મેળવવાને પાત્ર છે, અને તેમ કરીને હું તારા એ ઋણમાંથી મુક્ત થવાનો અવશ્ય પ્રયત્ન કરીશ; પરંતુ તારા ગુણની પ્રશંસા કરતે છતે તારા દોષ માટે તને ઠપકો આપ્યા શિવાય મારાથી રહેવાતું નથી, અને તે દોષ માટે તને યોગ્ય દંડ દેવો પણ ઘટે; પરંતુ તારી અત્યાર સુધીની પ્રમાણિક સેવા ધ્યાનમાં લઇને તારા અપરાધોની હું તને ક્ષમા આપું છું. તને જે પ્રાણાંત કષ્ટ ભોગવવું પડયું અને દરબારમાં ગૌરવભર્યા પદને તારે છોડવું પડયું, તે મારે લીધે નહિ પણ તારી જ ભૂલને લીધે. મને પાયમાલ કરવા માટે ધ્યાનસિંહે તને પોતાના કાબુમાં લેવાનો પ્રયત્ન કર્યો અને તેથી જ તારે કષ્ટ સોસવું પડયું એવી જો તારી માન્યતા હોય તો તે ભૂલભરેલી છે. દરબારનું કામ છોડીને દાઉદખાં જેવા નીચ મનુષ્યની તેં જો સોબત ન કરી હોત, તો આજે આવો પ્રસંગ બનવા વખત જ આવત નહિ. તારી પાછલી જીંદગી કેવી હતી તેની ધ્યાનસિંહે બાતમી મેળવી એ ભયે તું ધ્રુજી ઉઠયો, પરંતુ તારૂં વર્તમાન ચરિત્ર સન્માર્ગને જ અવલંબીને અવિચ્છિન્ન તેં રાખ્યું હોત તો અલ્પભર પણ તને કોઇ

હાનિ કરી શકયું નહોત. તારા પૂર્વ ચરિત્રના ભયે તું એટલો બધો ડરી ગયો, ત્યારે ધ્યાનસિંહનું પૂર્વ ચરિત્ર કેવું છે એની તો તને ખબર છેજ. વળી એ તો હજુએ નીચે માર્ગ વળ્યો જાય છે અને દાઉદખાં જેવા બદમાસોને આશ્રય આપે છે. એણે તો તને પકડવાની જાળ પાથરી, પણ તેં જો એ જાળમાં પગ જ ન મુકયો હોત તો તારો વાળ પણ વાંકો કોણ કરી શકત ? મેં તને અનેકવાર તારે કેમ વર્તવું તેની યોગ્ય સુચનાઓ આપેલી હતી, છતાંએ તું કુમાર્ગે વળી ગયો અને તારો સર્વનાશ કર્યો તો કર્યો પણ મારા નાશનો પણ રસ્તો તેં શત્રુને સુગમ કરી આપ્યો. અત્યારની નાજુક પરિસ્થિતિમાં દરબારમાં મારો એક પણ માણસ ન હોય તો મારે માટે એ કેટલું અહિતકર નીવડશે ? વળી મહારાજાની મને આજ્ઞા છે અને દરબારનો એવો નિયમ પણ છે કે મારો પ્રતિનિધિ દરબારમાં અવશ્ય જોઇએ. તારા આવા વર્તનથી તો દરબારમાં મારી હાનિ થશે. ધ્યાનસિંહને તો એ જોઇતું જ હતું. દરબારમાં હવે મારા વિરુદ્ધ એ ગમે તેવા દાવ ફેંકશે. તે જાણવાનું હવે મને સાધન શું રહ્યું ? હશે, થયું તે થયું. પણ ખુની અને ખુનીને નસાડી મુકનાર બન્નેને હું જો આશ્રય આપું, તો સાહેબ દરબારને બવફા નીવડયા છે એમ ધ્યાનસિંહ દાંડી પીટયા વિના રહેવાનો નથી. ”

દુલીનનું બોલવું સાંભળીને ચાંદખાંની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. દુલીન આગળ હાથ જોડીને કરુણ સ્વરે એ બોલ્યો “ હજુર, આપ કહો છો એ બધુંયે ખરૂં છે, પણ હું ખુની નથી. હું નિરપરાધી છું. વળી હજુર, આપ એમ ન સમજશો કે હું નાસી આવ્યો એટલે દરબારમાં આપનો કોઇ અંગનો માણસ નથી. કાંગ્રા આવવાનો તો ઘણા દિવસથી મારો વિચાર થઇ રહ્યો હતો; પરંતુ મારે

બદલે કોઇ યોગ્ય વકીલ મને જડતો નહોતો. એટલામાં અલ્હાબા-
દનો સુખનલાલ નામનો એક વિશ્વાસુ અને કાર્યદક્ષ માણસ મને
મળી આવ્યો. તે અરસામાં જ મને મારા બાતમીદારોએ ખબર
આપી કે ખુનના આરોપ બદલ મને પકડવામાં આવનાર છે, એટલે
મેં કાંગ્રા નાસી આવવાનો વિચાર કર્યો અને હજુરની બનાવટી
મહોરનું વકીલ પત્ર તૈયાર કરીને છાનું માનું સુખનલાલને પહોં-
ચતું કર્યું. દરબારમાં એ વકીલ પત્ર કોઇ પણ જાતના સંશય વિના
મંજુર થઇ ગયું છે એવી પણ મને પાછળથી ખબર મળી છે. મેં
બનાવટી મહોર શી રીતે બનાવી તે જાણવાનું હજુરને કુતુહલ થાય
એ વાસ્તવિક છે; પરંતુ લાહોરમાં બનાવટી મહોરો કરનારા ઘણા
કુશળ કારીગરો પડેલા છે. બે ચાર રૂપીઆ તેના હાથમાં મુકી દીધા
એટલે ભલ ભલા ભૂપતિની મહોર પણ આબેહુબ તૈયાર કરી આપે
છે. સુખનલાલ ઘણો સારો માણસ છે. આપ એનું કામ જોશો
એટલે પુરે પુરો આપને સંતોષ થશે. ”

ચાંદખાંની આટલી હદ સુધી હિંમત અને સાહસ જોઇને દુલી-
નને ખરેખર આશ્ચર્ય થઈ ગયું. થોડીવાર આશ્ચર્યમાં લીન થઇ
જઇને પછી એ બોલ્યો “ ચાંદખાં, તારા વિચાર, વાણી, અને
હાથ ત્રણે એકી વખતે કામ કરતાં જણાય છે. મનમાં આવ્યું
એટલે બોલી જ નાંખવું અને ઇચ્છા થઇ એટલે કરીજ નાંખવું આ
તારો પ્રકૃતિ ધર્મ હોય એમ જણાય છે એટલે એમાં બીજો ઉપાય
પણ શો ? હશે, થયું તે થયું. તને અને રામસિંહ બન્નેને હું આશ્રય
આપું છું પણ આ વાત એકલો તુંજ જાણે. બીજા કોઇને ખબર
ન પડવી જોઇએ. મારી તારા ઉપર રહેમ નજર છે એવું બહાર હું
બીલકુલે જણાવા દેવાનો નથી. બીજાના દેખતાં તો હું તારો તિર-

સ્કાર જ કરીશ. એમાં તારે જરાએ ખોટું લગાડવું નહિ. કાલે હું તને દરબારમાં બોલાવી મંગાવીશ અને સર્વના સમક્ષ તારા ઉપર ક્રોધે ભરાઇને અલિવર્દીખાંની દેખરેખ નીચે તને નજર કેદ રાખવાનો હુકમ કરીશ. અલિવર્દીખાંને હું ખબર આપી મુકીશ. રામસિંહ પોતાનું નામ બીજું રાખે અને કેટલાક દિવસ એ ગુપ્ત-પણે રહે એવી એને પણ સૂચના આપી દેજે."

આ સાંભળીને ચાંદખાંનું વદન હર્ષથી પ્રફુલ્લિત બની ગયું. દુલીનને એણે લળી લળીને દસ વીસ સલામો ભરી દીધી અને બોલ્યો " હજુર, આપ તો માબાપ છો. આપ મને જે શિક્ષા ફર-માવશો તે હું મુગે મોઢે સહન કરી લઇશ. પણ મને પેલા કાળ-મુખા ધ્યાનસિંહને તો પાછો ન જ સોંપશો, આટલી મારી વિનંતી છે."

ત્યારબાદ દરબારની કેટલીક નવાજુની પૂછીને એણે ચાંદખાંને ગુપ્તપણે અલિવર્દીના કબજામાં સોંપી દીધો. બીજે દિવસે બપોરે નિત્ય નિયમાનુસાર દુલીનનો નાનકડો દરબાર ભરાયો. ચાંદખાંને દરબાર સમક્ષ ઉભો કરવામાં આવ્યો અને દુલીને સર્વના સાંભળતાં એને અલિવર્દીખાંની દેખરેખ નીખે નજર કેદ રાખવાનો હુકમ ફરમાવી દીધો. ચાંદખાંને થયેલી શિક્ષાથી કેટલાકને આશ્ચર્ય થયું અને કેટલાકને ખોટું પણ લાગ્યું. એ શિક્ષા રદ કરવા માટે ચૈતન્ય દુલીનને એકાંતમાં મળ્યો અને ચાંદખાં તરફથી પોતે એની માફી માગી; પણ દુલીને તો પોતાનો હુકમ કાયમ રાખ્યો. ભોળો બીચારો ચૈતન્ય. થોડા દિવસ બાદ ફરીથી ધ્યાનસિંહનો પત્ર આવ્યો. એમાં એણે લખ્યું હતું કે " મહારાજાની મુલાકાતે લાહોર પધારવા આપને ઘણા દિવસ ઉપર પત્ર લખ્યો હતો પણ આપ

હજુ સુધી પધાર્યા નહિ એ ઘણી દીલગીરીનો વિષય છે. આથી તમને ફરીથી ખબર આપવામાં આવે છે કે આ પત્ર પહોંચે તાબડતોબ લાહોર આવવા નીકળી પડજો. તમારી ગેરહાજરીમાં દરબારમાં તમારૂં ઘણું કામ ચઢી ગયું છે. મહારાજા આપના ઉપર તેથી ઘણા અપ્રસન્ન થઇ ગયા છે. અહીંનું તમારૂં કામ સમાપ્ત થયેથી ફરીથી તમને કાંગ્રા જવાની પરવાનગી આપવામાં આવશે. તમારો પ્રતિનિધિ ચાંદખાં અત્યંત દુરાચારી અને ભયંકર માણસ છે. એણે એક શિખ ગૃહસ્થનું ખૂન કરેલું હોવાથી એને તુરંગમાં પુરવામાં આવ્યો હતો. ત્યાંથી તુરંગાધિકારી રામસિંહને ફોડીને એ નાસી ગયો છે અને રામસિંહને પણ સાથે લેતો ગયો છે. એ બન્ને કાંગ્રા આવેલા છે એવી લોકવાયકા અહીં ઉડી રહી છે. તે સંબંધમાં આપને લખવાનું કે જો એ લોકો તમારી દ્દષ્ટે પડે તો એમને બેડીઓ જડીને પરભાર્યા લાહોર પહોંચતા કરજો. તમારો નવો નીમેલો વકીલ સુખનલાલ ઘણો ભલો જણાય છે. એને તમારા વકીલ તરીકે તમે નિયુક્ત કર્યો એ ઘણું સારૂં કર્યું. આ ગૃહસ્થની નિયોજના આપે જો પ્રથમથી જ કરી હોત તો ઘણું સારૂં થાત. હશે. આ પત્રદર્શનથી લાહોર અવશ્ય પધારવાનું કરશો એવી મહારાજાની આજ્ઞા એક વાર ફરીથી આપને લખી જણાવીને આ પત્ર સમાપ્ત કરૂં છું.” પત્ર વાંચીને દુલીનને સ્વાભાવિક રીતે જ હસવું આવી ગયું અને મનમાંને મનમાં એ બોલ્યો ” રાજા ધ્યાનસિંહ મને છેક જ ભોળો સમજે છે. એની આવી માન્યતામાં મને તો એનું જ ભોળપણ દર્શન આવે છે. બીજા જાગીરદાર પ્રમાણે મને પણ એ એક પુતળું સમજે છે, પણ જાણતો નથી કે આ પુતળામાં તો ઇશ્વરી ચૈતન્ય ભરેલું છે અને એ તો તને છિન્ન ભિન્ન કરી નાખશે.” એણે એ પત્ર પાછો પરબીડીઆમાં મુકી દીધો. રાત

પડી એટલે પાછો એણે ચાંદખાંને ગુપ્ત રીતે પોતાની સમક્ષ તેડાવ્યો અને ધ્યાનસિંહનો આવેલો પત્ર એના હાથમાં આપીને એ બોલ્યો "ચાંદખાં, લે આ પત્ર વાંચ. તને અને રામસિંહ બન્નેને લાહોર મોકલી આપવા માટે ધ્યાનસિંહ મને હુકમ કરેલો છે. હવે તમારૂં રક્ષણ કરવા હું અસમર્થ છું."

ચાંદખાં આ સાંભળી ખિન્ન થઇ ગયો અને દુલીને આપેલો પત્ર વાંચવા લાગ્યો. પત્ર વાંચી રહ્યો એટલે એના મુખ ઉપરની ખિન્નતા અદૃશ્ય થઈ ગઇ અને ક્રોધની રક્ત છટા એ મુખ ઉપર પ્રસરી રહી. દુલીન ચાંદખાંના હાથમાંથી કાગળ પાછો લેતો બોલ્યો "ચાંદખાં, હવે તારા રક્ષણ માટે મારે કયો માર્ગ ગ્રહણ કરવો?"

ચાંદખાંએ ક્રોધથી ધ્રુજતા સ્વરે કહ્યું, "માર્ગ? તલનાર શિવાય બીજો શો માર્ગ હોઇ શકે? હજુરની સમશેર સર્વ કાંઇ કરવા સમર્થ છે. એક વાર આપની તલવાર મ્યાનમાંથી બહાર પડે તો પછી એ ચંડાળનો અત્યાચાર નહિવત્ કરવામાં કેટલો સમય લાગવાનો છે? વળી કાંગ્રા પ્રાંતમાં આપને અસાધ્ય એવું શું છે? આપ જેને રાજરાજેશ્વર પંજાબાધિપતિ માનો છો તે પૂર્વે કોણ હતો? આવા મોટા સબળ રાજ્યના સંસ્થાપક એ થયા ત્યારે એમની પાસે શું સાધન હતું? કશું જ નહિ. એક અશ્વ અને એક સમશેર એજ એમની વડીલોપાર્જીત પુંજી હતી. આપને અત્યારે જે અનુકુળતા છે તેનો તો એક શતાંશ પણ રણજીતસિંહને ન હોતી. શિખ લોકોનાં બધાં મળીને પૃથક્ પૃથક્ બાર ટોળાં હતાં. તેમાં એ સર્વથી નાના ટોળાનો નાયક હતો. એ સમયે એનું વય પણ વિશેષ ન હોતું. તેમાં કાંગ્રા જેવો અભેદ્ય દુર્ગ પણ એને સ્વાધીન ન હોતો. ગુજરણવાલા પાસે આવેલા એક એકલવાયા દુર્ગમાં એણે પ્રથમ પોતાના રાજ્યનો

મંગળ સ્થંભ રોપ્યો અને જાદુગરની લાકડી પ્રમાણે પોતાની સમશેરના બળે એણે જોતજાતામાં આખું પંજાબ સર કરી દીધું. વળી હજુરે એટલું પણ લક્ષમાં રાખવાની જરૂર છે કે, મહારાજા જેવા અપ્રતિમ બુદ્ધિશાળી છે તેટલાજ નિરક્ષર છે. આપનામાં તો અવર્ણનીય કાર્ય-દક્ષતા, મુત્સદીપણું અને કર્તવ્યનિષ્ઠા હોવા ઉપરાંત વિદ્વત્તા પણ છે. એટલે આપને શું અસાધ્ય હોઇ શકે? આપને માત્ર ઇચ્છાજ પ્રદ-ર્શિત કરવાની રહી. પછી જુઓ, આ ડુંગરાળ પ્રદેશના ક્ષણ માત્ર-માં આપ સમ્રાટ્ થઈ શકો છો કે નહિ ? આ પ્રદેશમાં ઘણા સર-દારો શિખોની વિરુદ્ધ થઇ ગયા છે પણ એ બીચારા શું કરે ? એમનો કોઈ નેતા નથી; તેમજ કાંગ્રાથી ડેરા ઇસ્માઇલખાં સુધીના પ્રદેશમાં નાના નાના ઘણા જાગીરદારો છે. હજુર જો જરા આગળ પડો તો હજુરના પક્ષે રહીને એ બધાએ સમશેર ધરવા આતુર થઈ રહ્યા છે. આવું જો કાંઇ થાય તો કાશ્મીર અને મુલતાનના લોકો પણ એમાં ભળે. ફત્તેસિંહ અલવારવાળા પણ મહારાજાનો ઉઘાડો શત્રુ છે. એ પણ એના સૈન્ય સાથે આપણને મળી જાય એમ છે. આ દેશના નિમકહલાલ રજપુતો જો હજુરના સૈન્યમાં જોડાઇ જાય તો પછી શિખ લોકોને પરાજય પમાડતાં કેટલી વાર લાગવાની છે? માત્ર આપની ઇચ્છાની જ રાહ જોવાય છે."

ચાંદખાંનું પુરાણ કોણ જાણે કેટલુંએ લાંબું ચાલત; પણ દુલીને એના વાણીપ્રવાહને અધવચ અટકાવી દીધો. એણે કહ્યું "બસ કર ચાંદખાં, મારે આવી તારી સલાહ જોઇતી નથી. દુલીનથી સ્વામિ-દ્રોહ કે વિશ્વાસઘાત પ્રાણાન્તે પણ થવાનો નથી એ સ્મરણમાં રાખજે. જા હવે, ન્યાય-માર્ગે તારા સંરક્ષણનો હું યથાશક્તિ પ્રયત્ન કરીશ; પછી તો થાય તે ખરૂં." ચાંદખાં નિરાશ થઇને ત્યાંથી ચાલ્યો

ગયો અને દુલીન એ જે બોલી ગયો તેનો વિચાર કરતો બેઠો. છેવટે એક દીર્ઘ નિઃશ્વાસ નાખતો એ બોલ્યો " નહિ, સ્વામિદ્રોહ તો મરી જાઉં તો પણ ન કરૂં. દેહ તો ક્ષણભંગુર છે, આજ છે અને કાલ નથી, તો પછી શા માટે ધર્મથી ચ્યુત થવું. ધર્મ આગળ રાજ્ય અને પૈસા પણ તૃણવત્ છે. ધર્મની અક્ષય સામગ્રીથી મળતા સ્વર્ગને ઠેલીને નરકને કોણ આવકાર આપે. જેને કોઇ સ્થળ આશ્રય-સ્થાન માટે નહોતું એવા મારા ઉપર પૂર્ણ વિશ્વાસ મુકીને કાંગ્રાપ્રાંત-ના સુબાનો ગર્વભર્યો હોદ્દો જેણે આપ્યો તેની સાથે હું દગો રમું ? ના, કદી નહિ. કદાચ મારા ઉપર એવો પ્રસંગ આવી લાગશે તો ભિક્ષા માગીને આ ઉદરનો નિર્વાહ કરીશ, પરંતુ જેનું લુણ પેટમાં પડયું છે તેને તો લુણહરામ ન જ નીવડી શકાય. મારા પિતાનું રાજ્ય પાછું મેળવવાને માટે ઇચ્છા કરૂં તો હમણાં મને તમામ લોકો સહાય કરવા તત્પર થઇ જાય; પણ તેમ કરીને ભવિષ્યના ઇતિહાસને પાને ઇતિહાસકારો મારા નામને ઝાંખપ લગાડે અને લોકો મને નિંદે તેના કરતાં મહારાજાની કૃપા મેળવીને સુદાનનું રાજ્ય એમની પાસેથી જાગીર તરીકે મેળવવું એ હજાર દરજ્જે યોગ્ય ગણાય. તેવી રીતે મારૂં રાજ્ય પાછું મળવાનો સંભવ પણ છે. મહારાજાની એક-નિષ્ટાથી હું સેવા કરી રહ્યો છું તો મને એ એટલું પણ નહિ આપે ? અવશ્ય આપશે જ. મારા ઉપર આપદાની પરંપરા વર્ષાવવામાં એમનો અમુક હેતુ હોવો જોઇએ. ભલે એ મને ગમે તેવી રીતે કસી જુએ, મારા માર્ગમાં ગમે તેવાં પ્રલોભનો પાથરે, પણ હું તો લવ માત્ર પણ અન્યથા આચરણ કરવાનો નથી. "

આખી રાત દુલીનના મનમાં આવા અનેક વિચારો ચાલ્યા

કર્યા. છેવટે એણે એવો નિશ્ચય કર્યો કે "જ્યાં સુધી મહારાજા રણ-જીતસિંહનો મને આશ્રય છે ત્યાં સુધી એટલે મારા સમસ્ત જીવન પર્યંત હું એમને આધીન જ છું." પ્રાતઃકાળ થયો. બહાર ધ્યાન-સિંહનો સ્વાર ગઇ કાલે આપેલા પત્રના પ્રત્યુત્તરની રાહ જોઇ રહ્યો હતો, એને શો જવાબ લખીને આપવો તેનો એને મોટો વિચાર થઇ પડયો. બે ચાર વાર પત્રો લખ્યા પણ તે યોગ્ય નહિ લાગવાથી ફાડી નાખ્યા. પાસે ચૈતન્ય હીસાબ લખતો બેઠો હતો. એણે દુલીનના મનની આ અસ્થિર અવસ્થા જોઈ લીધી એટલે એ બોલ્યો "હજુર, એમાં તે એવડો શો વિચાર કરો છો? મહારાજાનો એક એવો નિયમ છે કે જે નોકરે અપરાધ કર્યો હોય તે નોકરને તેના અપરાધ બદલ તેનો માલીક જ શિક્ષા ફરમાવી શકે. ચાંદખાં આપનો નોકર છે એટલે તેને શિક્ષા કરવાનો અધિકાર પણ આપનો જ છે. માટે તે મુજબ ધ્યાનસિંહને લખી દો." ચૈતન્યે ખરી ગુંચવણ વખતે આ ઉકેલ કાઢી આપ્યો તેથી દુલીન ઘણો પ્રસન્ન થઇ ગયો અને એને એણે શાબાશી આપી. એણે નીચેની મતલબનો પત્ર લખી નાખ્યો.

"આપનો કૃપાપત્ર મળ્યો. લાહોર આવવાનું આપે મને નિમંત્રણ કર્યું તેને માટે આપનો ઉપકારઃ પરંતુ અત્રે કામનો ઢગલો પડેલો હોવાથી લાહોર કયારે આવશે તે નકી કહી શકાય નહિ. મારી ગેરહાજરીને લીધે લાહોરમાં ઘણું કામ ચડી ગયું હશે એ ખરૂં, પણ અહીં રહીને પણ હું મહારાજાનું જ કામ કરૂં છું. એટલે મારે લાહોર આવવુંજ જોઈએ એવો મહારાજા આગ્રહ નહિ રાખે એવો મને વિશ્વાસ છે. અહીં કામની પાકી વ્યવસ્થા કર્યા પછી હું લાહોર આવીશ. ચાંદખાં અહીં આવેલો છે અને એને કેદમાં રાખવામાં

આવ્યો છે. રામસિંહનો શોધ ચાલુ છે. ચાંદખાંની અત્યાર સુધીમાં મેં જે તપાસ ચલાવી છે તેમાં એ ખુની હોય એમ નીકળી આવતું નથી. તો પણ તપાસને અંતે એ જે ગુના બદલ અપરાધી ઠરશે, તેને માટે એને યોગ્ય શિક્ષા કરવામાં કસુર નહિ થાય એ જાણવું."

જવાબ લખીને મોકલાવ્યા પછી એ ધ્યાનસિંહના પત્ર ઉપર ફરીથી વિચાર કરવા લાગ્યો. એના પત્રમાં સુચેતસિંહ સંબંધી એક અક્ષર પણ નહોતો તેથી એને આશ્ચર્ય થયું. એમ કરવામાં ધ્યાન-સિંહનો શો હેતુ હશે તે એ શોધવા લાગ્યો. પંજાબમાં સુચેતસિંહના અપમાનની હોહા ન થાય એટલા માટે એ ત્રણે બંધુઓ અપમાન ભયથી ગળી જઇ બેસી રહેલા, અને એમનો ઉંડો ભેદ બહાર પડી જવાના ભયે મુદ્દામ એ વિષય એણે છેડયો નથી. ગમે તેમ હો, પણ સુચેતસિંહને જે શિક્ષા થઈ છે તે તો યોગ્ય જ થઇ છે, અને તેમ કરવામાં મેં મારા કર્તવ્યથી વિરુદ્ધ કાંઇ કર્યું નથી. ત્રણે ભાઇઓ મારા ઉપર વેર લેવાનો તો પાકો પ્રયત્ન કરશે; પરંતુ એમના વેરનો પ્રતિકાર કરવાની મારામાં તાકાત છે ત્યાં સુધી મારે કશો ડર નથી. વળી લેનાસિંહ સાથે મારો પરિચય વધ્યો એ મારે માટે ઓછું હિતકર નથી. સદ્ભાગ્યે એમની જાગીર કાંગ્રા પ્રાંતની એક સરહદ ઉપર આવેલી હોવાથી એમની સહાય મને ઘણી અમૂલ્ય થઇ પડશે.

ઉપર પ્રમાણેનો વિચાર કર્યા પછી પોતાના વકીલ સુખનલાલને પણ પત્ર લખવાનો દુલીનને વિચાર થઇ આવ્યો; પરંતુ એના સ્વભાવની એને પોતાને હજુ સુધી કાંઇ પરખ નહોતી એટલે એનો પત્ર આવ્યા શિવાય કાંઇ ન લખવું એમ ધારીને એ વિચાર એણે માંડી વાળ્યો. એટલામાં સુખનલાલનો એક સવિસ્તર પત્ર આવી

પહોંચ્યો. પત્ર લાવનાર બીજો પણ પત્ર લાવ્યો હતો. તે પત્ર ફકિર અજીજુદ્દીનનો હતો. અજીજુદ્દીનનો પત્ર તો ધ્યાનસિંહના સુરમાંજ સુર પુરતો હતો. "ચાંદખાંને તમે આશ્રય આપ્યો એ ઠીક કર્યું નથી. મહારાજા ઘણા કુપિત થયા છે. લાહોર આવવા તમને અનેકવાર લખવામાં આવ્યું પરંતુ તમે આવ્યા નહિ અને દરબારના હુકમનો અનાદર કર્યો." વિગેરે મતલબનો ફકિરજીનો પત્ર વાંચીને દુલીનને હસવું આવ્યું. એને વિચાર આવ્યો કે ફકિરજી જેવો જ્ઞાની પુરુષ ધ્યાનસિંહના ફંદામાં ફસાયો એ તે શું ! ધ્યાનસિંહે એને પોતાનું રમકડું બનાવી દીધો એ દુલીનને મન અસહ્ય થઈ પડયું હતું. પછીથી એણે સુખનલાલનો પત્ર વાંચવા માંડયો. " હજુરના અકેકેક પરાક્રમે દરબારના સરદારોને પાછળ પાડી નાખ્યા છે. હજુરની જ્યાં ત્યાં વાહવાહ બોલાઇ રહી છે. તેમાં વળી સુચેતસિંહની આબરૂના આપે કાંકરા કર્યા તેથી તો પંજાબમાં આપનાં સ્તુતિસ્તોત્રો ગવાવા લાગ્યાં છે. હું જો કે હજુરની નોકરીમાં નવો જોડાયો છું, છતાં હજુરના જુના શુભાકાંક્ષી મિત્રોમાંનો એક હોવાનો દાવો રાખું છું. મારો આપને પ્રત્યક્ષ કાંઇ પણ અનુભવ નહિ હોવાથી મારાથી વકીલ તરીકેનું કામ થઇ શકશે કે નહિ એવો આપના મનમાં સંશય રહે એ સ્વાભાવિક છે; પરંતુ આપનો એ સંશય સત્વરજ દૂર થઇ જશે એવો મને વિશ્વાસ છે. જેવો આપનો યશ દિગંતમાં વિસ્તરવા માંડેલો છે, તેવી રીતે આપને આપત્તિમાં સંડોવવાની શૃંખલાઓ પણ અહીં વિસ્તરવા લાગેલી છે. એ શૃંખલાના ઘડનારાઓ કોણ કોણ છે તે હજુરને સારી રીતે જ્ઞાત છે. ટુંકામાં કહું તો દરબારનું વાતાવરણ એટલું બધું બગડી ગયું છે કે એની કલ્પના કરવી પણ અશક્ય છે; અને હવે તો અંગત ગણાતા મિત્રોથી પણ ચેતીને ચાલવાનો સમય આવી લાગ્યો છે. મહારાજા મહીધર સમા અડગ છે ખરા, પરંતુ ધ્યાનસિંહની

ટોળીના પ્રબળ વાવાઝોડા આગળ એ મહીધર હાલી ઉઠેલો જણાય છે. એમના સ્વભાવમાં એવું પરિવર્તન થઇ ગયું છે કે આપના સંબંધમાં દરબારમાંથી કઇ વખતે કેવો હુકમ બહાર પડશે તે કળી શકાતું નથી. મહારાજાને વિચાર કરવાનો અવકાશ મળી જશે તો વળી એ પલટાશે, એ ભયે ધ્યાનસિંહની ટોળી ચોવીસ કલાક મહારાજા આગળ રહે છે અને એમના કાન સતત ભંભેર્યા કરે છે એમ લખું તો અતિશયોક્તિનો દોષ નહિ આવે.

એ દિવસ ઉપર મહારાજા શાલિમાર બાગમાં જતા હતા. માર્ગમાંજ ત્રીસ ચાળીસ ખેડુતો એમના માર્ગ રોકીને ઉભા રહ્યા. એમનાં શરીર કૃશ અને નિસ્તેજ ભાસતાં હતાં. અંગ ઉપર ફાટયાં તુટયાં મેલાં કપડાં હતાં. મહારાજા જે વખતે જતા હોય તે વખતે માર્ગમાં કોઇની પણ મુલાકાત લેતા નથી એ મને ખબર છે એટલે મને કંઇ વહેમ આવ્યો. એટલે શી હકીકત છે તે જાણવા હું મહારાજાની નજીક ગયો. પેલા ખેડુતોએ મહારાજાને મુજરો કર્યો અને રડતાં રડતાં કહેવા લાગ્યા કે “ અમે કાંગ્રા પ્રાંતના આપના પ્રજાજન છીએ. સાહેબ અમારા ઉપર ત્રાસ વર્તાવે છે. ” એ આમ કહેતા હતા એટલામાં કાંગ્રા પ્રાંતના કેટલાક ખરા વાસીઓ પણ ત્યાં ઉભા હતા તે આમનાં રોદણાં સાંભળીને મોટેથી બોલા ઉઠયા “આમણે કહેલી તમામ વાત ખોટી છે. એ લોકો કાંગ્રાના રહીશ જ નથી. ” આ શબ્દો મહારાજાને કાને પડયા કે નહિ તે તો કોણ જાણે, પણ પેલા બીચારાઓને ધ્યાનસિંહનાં માણસોએ ધક્કા મુકી કરીને કાઢી મુકયા અને મહારાજાને બાગમાં લઇ ગયા. મને વિચાર થયો કે લાવ મહારાજાને સત્ય હકીકત કહી દઉં, પણ ધ્યાનસિંહે મને આગળ જ વધવા ન દીધો. માર્ગમાં આવી ઘટના બની ત્યાર પછી

મહારાજાના મુખ ઉપર ચિંતા પ્રસરી રહેલી જણાતી હતી. ઘણી વાર સુધી મૌન ધારીને જ બેસી રહ્યા. એમની મૌન વૃત્તિનો આપણે જે અર્થ લેવો હોય તે લઇ શકાય. એમને કદાચ આપના વર્તન ઉપર શંકા આવી હોય કે કદાચ ધ્યાનસિંહ ઉપર વહેમ ગયો હોય. ઇશ્વર કરે અને મારૂં બીજું અનુમાન સત્ય ઠરે. સુચેતસિંહ અહીં આવી પહોંચ્યો છે અને એણે મહારાજા સમક્ષ પોતાના દિગ્વિજયનાં દુંદુભિ વગાડવા માંડયાં છે. એણે મહારાજાને ભેરવ્યું કે " સાહેબે મારે માટે જયંતીમઠની પેલી બાજુએ આવેલા મેદાનમાં છાવણીની તૈયારી કરી મુકી હતી તે પ્રમાણે મારા સૈન્ય સાથે મેં ત્યાં પડાવ નાખ્યો. રાત્રે મારા બેસાવધ સૈન્ય ઉપર સાહેબે એકાએક છાપો માર્યો. હું કાંઇ શત્રુના મુલકમાં નહોતો ગયો. મહારાજાનાજ રાજ્યમાં ગયો હતો. મહારાજાનો નોકર મારા ઉપરજ આમ એકાએક આક્રમણ કરશે એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું, એટલે હું વિશ્વાસમાં કુટાયો. મારૂં સૈન્ય ઘણું થોડું હતું. વળી સમય રાત્રિનો હતો. છતાંએ સાહેબના ઘણા ભારે સૈન્યને થાપ આપીને હું લાહોર આવી પહોંચ્યો." સુચેતસિંહ આમ પોતાની બડાઇનું નગારૂં વગાડતો હતો એટલે દરબારમાંના એક ગૃહસ્થ બોલી ઉઠયા " સુચેતસિંહ, દુલીન સાહેબ એવડું મોટું ભારે લશ્કર કયાંથી લઇ આવ્યા ?" આ સાંભળીને સુચેતસિંહ જરા ગભરાયો તો ખરો, પણ અક્કલ લડાવીને બોલ્યો " કાંગ્રા પ્રાંતમાં તેમજ પાસેના પહાડી મુલકોમાં કાંઇ માણસો નથી મળતા ? મેં કાને સાંભળ્યું છે અને નજરો નજર જોયું છે કે દુલીન સાહેબ બેધડક રીતે સૈન્ય વધાર્યે જાય છે; તેમજ આપણા કેટલાક ખંડીઆ રાજાઓ સાથે પણ એ ગુપ્ત રીતે મસલત ચલાવી રહ્યા છે. સાહેબ તો બડા પાતાળ જંત્રી છે. ત્યાર વગર એમણે સરકારી સૈન્ય ઉપર

આક્રમણ કર્યું ? સાહેબને બરોબર શિક્ષા કરવાને હું સમર્થ હતો, પણ મહારાજાને પૂછ્યા શિવાય સરકારી સૈન્યનો નાશ કરાવવો મને યોગ્ય નહિ લાગવાથીજ હું પાછો ફર્યો. ”

હજુર, સુચેતસિંહની આ ગોઠવી કાઢેલી વાત પર સર્વેએ કેટલું વજન મુકયું હશે તે આપને સ્પષ્ટ કરીને કહેવાની કશીએ જરૂર નથી.

હાલમાં મહારાજાનું મન પારખવું ઘણું કઠિણ છે. એ કશું સ્પષ્ટ બોલતા નથી. એમને જે કાંઇ કહેવામાં આવે તે છાનામાના એ સાંભળ્યા કરે છે. એમના મૌનથી સુચેતસિંહને પણ સંશય પડયો છે. એ મહારાજાને એવું ભેરવ્યા કરે છે કે દુલીન સાહેબ તો મહારાજાના વિરુદ્ધ કેટલાંક નાનાં રાજ્યોને પોતાના પક્ષમાં લઇને એક ભારે દાવ ખેલી રહ્યા છે. ” પોતાના કહેવાના સમર્થનમાં એણે કેટલોક પુરાવો પણ ઉભો કરેલો છે. મહારાજાના મન ઉપર આની શી અસર થઇ હશે એ કહી શકાતું નથી; પરંતુ જ્યારથી એણે મહારાજાને ઉપલી વાત કહી છે ત્યારથી મહારાજા ત્વરિત વેગે સૈન્યની તૈયારી કરી રહ્યા છે. એક પ્રચંડ સૈન્ય લઇને એ કાંગ્રા આવવાનો વિચાર કરતા હોય એમ જણાય છે. બહારથી તો એનું કારણ એવું જણાય છે કે કાંગ્રા વટાવીને આવેલાં બે નાનાં રાજ્યો કુલૂ અને માંદી હજુ મહારાજાનું શ્રેષ્ઠત્વ સ્વીકારતાં નહિ હોવાથી તેમને સર કરવા માટે આ બધી ધામધુમ થઇ રહી છે. બતાવાય છે તે હેતુ નથી પણ કોઇ અન્ય જ હેતુ છે એ ઉઘાડું છે. મને તો એમ લાગે છે કે કાંગ્રા પ્રાંતની સ્થિતિ નજરો નજર જોવી એટલીજ મહારાજાનો હેતુ હોવો જોઇએ.

આપની અને લેનાસિંહ બહાદુર વચ્ચે પણ વૈમનસ્ય ઉભું

કરાવવા ધ્યાનાસંહની પ્રબળપણે પ્રવૃત્તિ ચાલી રહી છે. આપની સાથેનો એમનો સ્નેહ–સંબંધ તોડાવી નાંખવાને જરૂર પડે તો ખુદ લેનાસિંહને જ કાંગ્રા પ્રાંતની સુબેદારી આપવાનો એનો ભગિરથ પ્રયત્ન જણાય છે; પણ લેનાસિંહ આવી લાલચમાં લપટાય એમ મારૂં માનવું નથી. વળી ધ્યાનસિંહનો તો એવો પણ પ્રયાસ છે કે જે પ્રચંડ સૈન્ય મહારાજા તૈયાર કરી રહ્યા છે તેની સરદારી લઇને એ પોતે ન જતાં ગુલાબસિંહ જ જાય; જેથી ગુલાબસિંહ દ્વારા હજુરને યોગ્ય શિક્ષા કરાવીને સુચેતસિંહનું વેર લેવાય; પરંતુ એમ થવાનો સંભવ ઘણો ઓછો લાગે છે.

હજુરની કીર્તિને કલંકિત કરવા સુચેતે તો તનતોડ પ્રયત્ન કર્યો છે, પણ બીચારાનું કશુંયે વળ્યું નહિ. કારણ કે માર્ગમાં, બજારમાં અને પ્રત્યેક સ્થળે કાંગ્રા પ્રાંતની આપની સુવ્યવસ્થાના ગુણાનુવાદ ગાવાનું લોકોએ પોતાના કર્તવ્ય રૂપે ગણી લીધું છે. વળી વેપારીઓ અને ખેડુતો તો છચોક બોલે છે કે કાંગ્રા પ્રાંતને જેવા સુબા મળી ગયા છે તેવા સુબા જો લાહોર અને અમૃતસરને મળી જાય તો પંજાબમાં સોનાનો સુરજ ઉગે. લોકોના આવા ઉમળકાના ઉદ્‌ગારથી આપના મિત્રમંડળમાં તો આનંદ જ વ્યાપી રહ્યો છે. પરંતુ ધ્યાનસિંહના હૃદયમાં આવા ઉદ્‌ગાર કડકડતું તેલ રેડી રહ્યા છે. આ પ્રમાણેની અહીંની વસ્તુસ્થિતિ છે; માટે આ સંજોગોમાં હજુરે દક્ષતાથી કામ લેવાનું છે એમ લખવાની વિશેષ જરૂર હું જોતો નથી. ”

સુખનલાલનો પત્ર પુરેપુરો વાંચી રહ્યા પછી દુલીન થોડીવાર ચિંતાગ્રસ્ત થઈ ગયો અને હવે પોતાની જીવનનૌકા આ ભવસાગરમાં કેવી રીતે હંકારવી તેનો એને મોટો વિચાર થઇ પડયો.

વિચારમાંને વિચારમાં એની નિરાશા વધતી ગઈ. “ મારા સૌભાગ્ય આકાશમાં કાળા મેઘોની એક બીજા સાથે અથડા અથડી થવાથી સત્વરજ વજ્રપાત થશે. ” એવા એના મુખમાંથી એકાએક ઉદ્દગાર નીકળી પડયા. દુલીનની નિરાશા ઝાઝો સમય ન ટકી. એના હૃદય–સાગરમાં ઉલટી આવેલો નિરાશાનો હોડો એકદમ શમી ગયો અને તેમાં આશાનાં મોજાં આવવા લાગ્યાં. એની કર્તૃત્વશકિત જાગૃત થઈ. પ્રજાના કલ્યાણની પ્રખર ચિંતાની જ્યોત એના અંતરણમાં જળહળી ઉઠી, અને દેહ પડે તો ભલે પણ કર્તવ્યથી ચ્યુત તો હું નહિજ થઉં, એવી પ્રતિજ્ઞા એણે ઇશ્વર–સાન્નિધ્ય ગણી ફરીથી લીધી.

---

## પ્રકરણ ૨૯ મું — વિરાગી

“ જયંતી દેવીના મંદીરમાં એક વિરાગી આવીને ઉતરેલો છે અને તે ઘણો વિલક્ષણ પુરુષ હોય એમ જણાય છે. ” આવી કિલ્લામાં જયાં ત્યાં વાતો ચાલી રહી હતી એટલે એ વિરાગીને જોવા ઘણા લોકો જયંતી દેવીના મંદિરમાં જવા લાગ્યા. વિરાગી શરીરે ધાબડધીંગો હતો. એનું મુખ મહા તેજસ્વી હતું. એની શિષ્યમંડળી પણ તેવી જ બળવાન અને તેજસ્વી જણાતી હતી. વિરાગીના પોશાક ઉપરથી એ અવધૂત છે, પરમહંસ છે કે સંન્યાસી છે એ નક્કી કરવું સહેલું નહોતું. એ ગમે તે હો પરંતુ એ એક ઘણી વિલક્ષણ વ્યકિત છે એવું તો સર્વનું માનવું હતું. ઘણીએ વાર એને પોતાના શિષ્યો સાથે અંગબળ, વ્યાયામ વિષે વાતો કરતો લોકોએ સાંભળ્યો હતો; તેમ પોતાના શિષ્યોને કેટલીક વાર દાવ પેચની કળા

શીખવતો પણ એ લોકોની દૃષ્ટિએ પડતો હતો. આ બધી વાત દુલીનને કાને પણ ગઇ હતી એટલે એને પણ વિરાગીને જોવાની જીજ્ઞાસા પ્રકટેલી હતી; પરંતુ અતિકાર્યભારને અંગે એનાથી જઇ શકાતું નહોતું. આજ જાઉં કાલ જાઉં એમ એ કર્યા કરતો હતો એટલામાં એક દિવસ ચૈતન્યે એને આવીને કહ્યું કે "પેલો વિરાગી એક વાર સાહેબને મળવાને ઇચ્છે છે." વિરાગી પોતાને મળવા ઇચ્છે છે એ જાણીને દુલીનને આશ્ચર્ય થયું. ચૈતન્ય સાથે એણે કહાવ્યું કે એકાદવાર ફુરસદે બોલાવીશું. વળી ચારેક દિવસ વીત્યા બાદ ગુલાબી દુલીન પાસે આવી અને જેમ બને તેમ જલદી વિરાગીની સાથે મુલાકાત લેવાની એણે દુલીનની વિનંતિ કરી. હવે દુલીનને વિરાગી માટે કાંઈ જુદોજ સંશય આવ્યો અને એને મળ-વાની એની જીજ્ઞાસા તીવ્ર થઇ ગઈ. એણે ગુલાબીને કહ્યું "આજે રાતે અગીઆર વાગે તું એ વિરાગીને ગુપ્ત રીતે મારા મહેલમાં તેડી લાવજે." એમ કહીને એણે ગુલાબીને વિદાય કરી. સમય થયો એટલે એ વિરાગીની રાહ જોતો બેઠો.

દુલીને પોતાની બેઠક જુના દરબારી ઠાઠની રાખી હતી. વિશાળ પ્રધાન ખંડમાં એક ઉંચો સુંદર ગાલીચો બીછાવી દીધેલો હતો. તે ઉપર એક મોટો તકીઓ પડેલો હતો. દુલીન તકીઆને અઢેલીને હુક્કો પીતો બેઠો હતો. એણે પોષાકમાં ધોતીયું પહેર્યું હતું અને અંગમાં બારીક મલમલનું પહેરણ પહેર્યું હતું. એને આ દેશી પોષા-કમાં જોઇને અમારા વાંચનારાઓને બહુ આશ્ચર્ય તો નહિ થાય; કારણ કે દુલીન પોતે કોણ છે એ રહસ્ય જાણ્યા પછી ઘરમાં તો એ પોષાકમાં પણ હિંદુ રીત રીવાજથી જ રહેતો હતો. બરોબર અગીઆરનો ટકોરો થયો અને વિરાગી મહારાજની સ્વારી મહેલમાં

આવી પહોંચી. વિરાગીની તાડ જેવી ઉંચી દેહયષ્ટિ અને તેજઃપુંજ કાંતિ જોઇને દુલીનને આશ્ચર્ય થઈ ગયું અને સન્માનપૂર્વક એને પોતાની જોડેના બીજા ગાલીચા ઉપર બેસાડયો. વિરાગી બેસતાં બેસતાં સંતોષ દર્શાવતો ગંભીર સ્વરે બોલ્યો " સાહેબના મહેલમાં હિંદુના રીત રીવાજ પ્રમાણે મારૂં આદરાતિથ્ય થયેલું જોઇને મને ઘણો આનંદ થાય છે. " એનાં આવાં વચનો સાંભળતાં જ દુલીન સમજી ગયો કે આ વિરાગી એકવાર અધિકાર ચલાવનાર કોઇ મોટો પુરુષ હોવો જોઈએ. એના સ્વરમાં ગંભીરતાની સાથે મીઠાશ પણ હતી અને સ્વરમાં આજ્ઞાધારકપણા કરતાં આજ્ઞાકારકપણાનો દર્પ વિશેષ અંશે તરી આવતો હતો. વિરાગી બેઠો એટલે એના મુખ આગળ પણ દુલીને એક બીજો હુક્કો ગોઠવી દીધો. પછી આસપાસ કોઈ નથી એવી ખાતરી કરીને એણે વિરાગીને તેના આગમનનું કારણ પૂછ્યું. હુક્કાની નળી મોઢામાં લઇ ગુડ ગુડ અવાજ બોલાવતો વિરાગી પોનાના ગંભીર અને મોટા સ્વરને ધીમો કરતો બોલ્યો " આપના જેવા પાશ્ચાત્ય ગૃહસ્થની મુલાકાત લેવા એક વિરાગી ઇચ્છા કરે એ જાણીને આપને નવાઈ તો લાગીજ હશે, પણ આપને હું પ્રથમથીજ કહી દઉં છું કે હું કાંઈ ખરેખર વિરાગી નથી. આપને મારી હકીકત કહ્યા પછીથી જો જરૂર જણાશે તો હું મારો સત્ય પરિચય આપને કરાવીશ. મારી પ્રથમ વિનંતિ આપને એ છે કે, મારૂં કહેવાનું ઘણા વિસ્તારથી થશે માટે તે પુરેપુરૂં શ્રવણ કરવાની આપ કૃપા દર્શાવશો. મારી બીજી વિનંતિ એ છે કે, આપને હું જે કહું તે આપે ગુપ્તજ રાખવું અને ત્રીજી પ્રાર્થના એવી છે કે મારૂં કહેવું આપને રુચે વા ન રુચે તો પણ મારા કથાનકને અંતે મારૂં અપમાન ન કરતાં મને સુખરૂપે આપના કિલ્લાની બહાર જવા દેવો." દુલીને કહ્યું " આપની વિનંતિઓ માન્ય નહિ કરવાનું મને

કાંઇ કારણ જણાતું નથી; પણ આપનું કથાનક જો તદ્દનજ અનુચિત હશે અને મારા ભાવી જીવનના સંકટ સાથે તેનો કાંઇ સંબંધ હશે તો હું માત્ર આપની ત્રીજી વિનંતિ તરફ દુર્લક્ષ કરીશ. ચાલો હવે, રાત ધીમે ધીમે વધતી જાય છે માટે તમારા કથાનકનો આરંભ કરી દો." વિરાગી હસતો હસતો બોલ્યો "આપે ઉચ્ચારેલા શબ્દો આપનું સૌજન્ય અને દક્ષતા બન્નેની સાખ પુરી રહ્યા છે. હું આપને જે કહેવાનો આરંભ કરૂં છું તે જોકે આપને રુચિકર નહિ જણાય, તોપણ તે સત્ય છે એટલામાટે તે ઉપર વિચાર કરી જોશો એટલુંજ મારૂં કહેવું છે."

"આ પંજાબમાં પૂર્વે દાસુ નામનો એક જાટ જાતિનો ખેડુત થઇ ગયો છે. એ ઘણી રસાળ ભૂમિનો માલિક હતો એટલે સાધારણ શ્રીમંત પણ હતો. એને નોંધ નામનો એક પુત્ર હતો. નોંધ સુસ્વરૂપ અને કર્તવ્યપરાયણ હતો, એટલે એ જો શિખધર્મનો સ્વીકાર કરે તો એક જમીનદાર એને પોતાની સ્વરૂપા કન્યા અર્પણ કરવાને તત્પર થઈ ગયો. નોંધ શિખ બની ગયો અને તે કન્યા સાથે પાણિ-ગ્રહણ કર્યું. આ શિખ ધર્મ એવો છે કે એની દિક્ષાવિધિ બીજા સર્વ ધર્મ કરતાં સહેલી જણાય છે. ચાલતાં ચાલતાં શિખ ધર્મની દિક્ષા લઇ શકાય છે. દિક્ષા લેવા માટે અમુકજ સ્થળ જોઇએ એવો કાંઇ નિર્બંધ નથી. જેને દિક્ષા આપવાની હોય તેને નીચે બેસાડીને ચાર પાંચ શિખો પતાસાનું પાણી એના અંગ ઉપર ચોપડે અને થોડું એની આંખો ઉપર પણ લગાડે. પછી એ ચાર પાંચમાંથી જે જરા વધારે ડાહ્યો હોય તે આ નવા શિખને શિખ ધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો કહી સંભળાવે અને તે પ્રમાણે વર્તવાની પેલાને આજ્ઞા કરે. આટલું થયું એટલે શિખ ધર્મની દિક્ષા મળી ચુકી. આ એનો વિષ.

પછી જોઈએ તો તે માણસ એકાદ ગુરુ કરીને ગુરુમુખી ભાષાનો અભ્યાસ કરે અને તે ભાષાના ધર્મગ્રંથોનું ગુરુ પાસે અધ્યયન કરે.

નોંધ શિખ થયો એટલે એનું નામ નોંધસિંહ થયું. વળી જમીનદારનો જમાઇ થયો એટલે નોકર મારફતે ખેતી કરાવવા લાગ્યો અને વૈભવમાં રહેવા લાગ્યો. એ સમયમાં શિખ લોકોની એકંદર બાર ટોળીઓ હતી. એ ટોળીઓ પૈકી ફૈજુલ્લા સુરીઆ ટોળીનો નાયક કર્પૂરસિંહ હતો અને નોંધસિંહ તેનો મદદનીશ હતો. નોંધસિંહ ઇ.સ. ૧૭૫૧ ની સાલમાં મૃત્યુ પામ્યો. એને ત્રણ પુત્રો હતા. એકનું નામ છત્રસિંહ, બીજાનું નામ દુલસિંહ અને ત્રીજાનું નામ જોધસિંહ હતું. છત્રસિંહ મહત્વાકાંક્ષી હતો એટલે પિતાની ટોળીમાંથી છુટો પડી જઇને સ્વતંત્રપણે પોતાનું બળ વધારવા પ્રયત્ન કરવા લાગ્યો. એનું સાસરૂં ગુજરણવાલામાં હતું. એણે સસરા અને પોતાના બે ભાઇઓની સહાયથી પોતાનું સૈન્ય વધારી દીધુ અને ગુજરણવાલામાં એક નાનો કિલ્લો પણ બાંધી દીધો. લાહોરમાં એ વેળાએ મુસલમાનોનું જોર ઘણું હતું એટલે તેમણે છત્રસિંહ ઉપર આક્રમણ કર્યું; પરંતુ મુસલમાન સૈન્યમાં શિખ લોકોની ભરતી વિશેષ હોવાથી એ સૈન્ય ફરી બેઠું અને મુસલમાનોને પરાજય વેઠી પાછા ફરવું પડ્યું. ત્યાર બાદ ઇ. સ. ૧૭૬૩ માં કાબુલાધિપતિ અહમદશાહ અબદલ્લી પંજાબ ઉપર ચઢી આવ્યો અને સરહિંદ આગળ એણે શિખ લોકો જોડે યુદ્ધ કર્યું. આ યુદ્ધમાં શિખ લોકોની ભયંકર હાર થઇ. એમનું ઘણું લોહી રેડાયું એટલે આ યુદ્ધનું નામ રક્તક્ષેત્ર પડયું. સરહિંદ શહેરનો નાશ થઈ ગયો અને અદ્યાપિ પણ એ શહેર એવીજ સ્થિતિમાં દર્શન દે છે. શિખ લોકોએ વળી સૈન્ય જમા કર્યું અને મુસલમાનો ઉપર આક્રમણ લઈ ગયા. એમણે લાહોરના સુબેદાર જીનખાંને યુદ્ધમાં પરાસ્ત કરીને વિજય મેળવ્યો.

વાસ્તવિક રીતે જોતાં છત્રસિંહની ટોળી નાનામાં નાની હતી, પણ એ પોતે મહત્વાકાંક્ષા હોવાથી એણે સર્વ ટોળીઓનું દૃષ્ટિબિંદુ બદલી નાંખ્યું અને પંજાબમાં શિખ લોકોનું સ્વતંત્ર રાજ્ય જોઇએ એવી ભાવના એણે શિખ લોકોમાં ઉત્પન્ન કરી દીધી. એ અરસામાં કાશ્મીરના રાજાનો પુત્ર વ્રજરાજ પોતાના પિતાની સામે પડયો અને પિતા પાસેથી રાજ્ય ખુંચવી લેવા એણે છત્રસિંહનો સાથ શોધ્યો. વ્રજરાજ અને છત્રસિંહ બે એક થઇ ગયા તેથી પોતે નહિ ટકી શકે એમ કાશ્મીરના રાજાને લાગવાથી એણે શિખની મુખ્ય ટોળીના નાયક જયસિંહ સાથે સંધિ કરી અને તેને પોતાની મદદમાં બોલાવ્યો. બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ આરંભાયું અને તેમાં છત્રસિંહનો જય થવાનાં ચિન્હ જણાવા લાગ્યાં. પરંતુ એના દુર્ભાગ્યે પોતાનીજ બંદુક પોતાને વાગી અને એ મરણ પામ્યો; એટલે રણદેવતાએ જયસિંહના કંઠમાંજ વિજયમાળા આરોપી દીધી. છત્રસિંહને મહાસિંહ નામનો એક પુત્ર હતો. એટલે ઇ. સ. ૧૭૭૫ થી એની ટોળીનો કારભાર એના હાથમાં આવ્યો. પરંતુ એનામાં લાંબી પહોંચ નહિ હોવાથી બધો કારભાર એની મા ચલાવવા લાગી. એ બાઇ બડી કારસ્થાની હતી. એણે જયસિંહ સાથે સ્નેહ જોડયો અને શિખની એક નાની ટોળીના અધિપતિ ઝંડાસિંહને મારી નંખાવી તે ટોળી પોતાની ટોળી સાથે જોડી દીધી. એટલામાં વ્રજરાજનો પિતા દેવલોક પામ્યો અને વ્રજ-રાજને અનાયાસે કાશ્મીરનું રાજ્ય મળી ગયું. વ્રજરાજ વ્યસની અને વિષયી હતો એટલે મહાસિંહે એનું રાજ્ય અલ્પ સમયમાં જીતી લીધું. મહાસિંહ ધીમે ધીમે ઘણી મોટી ભૂમિનો ભોકતા થયો હતો. તેમાં એને કાશ્મીર જેવું રાજ્ય મળી ગયું એટલે તો એ સર્વ ટોળીમાં શ્રેષ્ઠ થઈ ગયો અને હવે એના બોલની કિંમત થવા લાગી; પરંતુ હજુએ એને જયસિંહનો ભય તો લાગતોજ હતો. કાશ્મીર

મળ્યા પછી જયસિંહનો પ્રેમ સંપાદન કરવાને મહાસિંહ ખાસ એની પાસે ગયો; પરંતુ જયસિંહે એનું સન્માન ન કરતાં ઉલટું અપમાન કર્યું. મહાસિંહ જોકે તે વખતે બહુ મોટી ઉમરનો નહોતો, છતાં- એ એને સંભળાવી દીધું કે " આ અપમાનનું વેર લીધા વિના હું રહેવાનો નથી. " કાંગ્રાના રાજા સંસારચંદ્ર અને રામઘડીના રાજા યશોધરસિંહ એ બન્નેને પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા. એમને તેમનું રાજ્ય પાછું મેળવી આપવાનું વચન આપીને મહાસિંહે તેમની મદદ લઇને જયસિંહ સાથે યુદ્ધ આરંભ્યું. આ યુદ્ધમાં જયસિંહની રેવડી દાણા દાણ થઈ ગઇ અને છેવટે નિરુપાય જાણીને એ મહા- સિંહને શરણે આવ્યો. મહાસિંહ ઉદાર દીલનો હતો એટણે એણે જયસિંહને ક્ષમા આપી અને એને છોડી દીધો. જે સંસારચંદ્રને મહાસિંહે ગાદી અપાવી તેજ સંસારચંદ્રને મહાસિંહના પુત્રે ફરીથી પદભ્રષ્ટ કર્યો. આ કાંઇ જેવું તેવું પાપ ન કહેવાય. આનું તેને પ્રતિફળ મળ્યા શિવાય રહેવાનું નથી. સંસારચંદ્રની નિરાધાર બની ગયેલી રાણી ચંદ્રકુમારી અને તેની પુત્રી લીલા એ બન્નેને આપે આશ્રય આપી તેમનું સંરક્ષણ કર્યું છે તે મેં જાણ્યું છે. આપના એ ઔદાર્ય માટે આપને હું ધન્યવાદ આપું છું. "

વિરાગી પોતાનું કથાનક આગળ ચલાવે જતો હતો તેને વચ- માંજ રોકીને દુલીને કહ્યું " આપે આટલો મોટો ઇતિહાસ કહ્યો પણ એમાં હેતુ શો છે તે મારાથી હજી સમજાતું નથી. " વિરાગી બોલ્યો " આપ અધીરા ન થાવ. પુરેપુરૂં સાંભળી લો એટલે આપો આપ મારા કહેવાનો ભાવાર્થ આપના ધ્યાનમાં આવી જશે. મહાસિંહ અને જયસિંહ વચ્ચે થયેલા યુદ્ધમાં જયસિંહનો પુત્ર ગુરુબક્ષસિંહ મરણ પામ્યો એ કહેવાનું હું ભૂલી ગયો. ગુરુબક્ષસિંહને મહતાબ-

કુમારી નામની એક પુત્રી હતી. તે પુત્રીને જયસિંહે મહાસિંહનો ક્રોધ શમાવવા તેના પુત્ર એટલે હાલના પંજાધિપતિ રણજીતસિંહ વેરે દીધી. આ જોગ બેસાડવાનો જયસિંહના મનમાં ખ્યાલ નહોતો આવ્યો, પરંતુ એની બુદ્ધિશાળી પુત્ર-વધૂ સુધાકુમારીએ આ વિવાહનું ચોકઠું બેસાડી દીધું, એટલુંજ નહિ પણ જયસિંહની ટોળીની સરદારી પણ એ સુધાકુમારીએજ લીધી હતી. આવી રીતે થવાથી મહાસિંહની સત્તા પંજાબમાં પ્રબળપણે વધવા લાગી અને પોતાના વધેલા બળના પરિબળે એને ગુજરાટ ટોળીના સરદાર સાહેબસિંહ ઉપર આક્રમણ કર્યું. સાહેબસિંહની ટોળી વૈભવવાળી હતી ખરી પરંતુ એ ટોળીમાં માણસો ઓછાં હોવાથી તેમણે ગુજરાટના કિલ્લાનો આશ્રય લઇને યુદ્ધ આદર્યું. મહાસિંહે એ કિલ્લાને ઘેરો ઘાલ્યો; પરંતુ દુર્દૈવશાત્ મહાસિંહ માંદો પડી ગયો એટલે એ ગુજરણવાલા પાછો ગયો અને ત્યાંજ મરણ પામ્યો. તે વખતે મહારાજા રણજીતસિંહનું વય સત્તરેક વર્ષનું હશે અને એમને તેજ વર્ષમાં એટલે ઇ. સ. ૧૭૯૪ ની સાલમાં રાજ્યાભિષેક કરવામાં આવ્યો. મહારાજા નાની ઉંમરના હોવાથી એમની માતુઃશ્રી રાજકારભારમાં હસ્તનિક્ષેપ કરવા લાગ્યાં. પરંતુ મહારાજા પોતાની માતાની દરમ્યાનગીરી સહન કરી શક્યા નહિ અને તેનો વધ કરાવ્યો. લોકો તો એવું કહે છે કે તેનો વધ કરાવવાનું એ કારણ ન હતું પરંતુ તે વ્યભિચારિણી હતી તેથી જ તેનો વધ કરાવ્યો હતો. ગમે તે હોય, આપણને તે સાથે કશી લેવા દેવા નથી. રણજીતસિંહના હાથમાં રાજ્યની લગામ આવી એટલે એની દૃષ્ટિ પંજાબની બહાર પણ ફરવા લાગી. પંજાબની બહાર ઘણાં નાનાં રાજ્યો હતાં તેમાંનાં કેટલાંકને દગાબાજી કરીને ઓહીઆં કરી જવાનો એણે આરંભ કર્યો. પોતાની પાસે પુષ્કળ સૈન્ય હોય

તેથી નાનાં રાજ્યોની સ્વતંત્રતા નષ્ટ કરી નાખવી એ ન્યાયયુક્ત ગણાતું નથી; અને એથી પહાડી મુલકનાં નાનાં નાનાં રાજ્ય મહારાજા ઉપર બળી રહેલાં છે એ આપને જ્ઞાત હશેજ. મહારાજા જો કે દયાવાન અને ન્યાયબુદ્ધિવાળા છે પણ એમનો અમાત્યવર્ગ અને તેમાંએ મુખ્યત્વે કરીને પેલી બંધુત્રિપુટિએ તો નંદનવન સમા સુંદર પ્રદેશને પણ મરુભુમિ બનાવી દીધેલો છે. સૂર્ય કરતાં સૂર્યના તાપથી તપેલી રેતી પ્રવાસીઓને વધારે ત્રાસદાયક થઇ પડે છે; તેમ મહારાજા કરતાં તેમના અમાત્ય સામાન્ય પ્રજાવર્ગને વધારે સતાવી રહ્યા છે. એટલે સર્વની નજર અત્યારે કાંગ્રાના સ્વનામધન્ય સુબેદાર તરફ વળે એ સ્વાભાવિક જ છે. સર્વ હવે આપનામાં જ આશા બાંધી બેઠેલા છે.”

વિરાગી બોલી રહ્યો અને દુલીન ઉપર એનું શું પરિણામ થાય છે તે બારીક નજરે જોતો બેઠો. દુલીન વિરાગીનો મનોભાવ કળી ગયો હતો. એ સહેજ હસીને બોલ્યો “ સર્વ મારામાંજ આશા બાંધીને બેઠા છે એ તો નવાઈ જેવું કહેવાય. અહીંના પાર્વતીય પ્રદેશમાં લોકોની સ્થિતિ અત્યંત અનુકંપનીય થઇ ગઇ છે એ વાત ખરી છે અને મને તેમના માટે ઘણું લાગી પણ આવે છે. કદાચ મારા પ્રાણાપણથી અહીંના લોકો સુખી થઇ જતા હોય તો તે આપવાને પણ હું પાછી પાની ન કરૂં; પરંતુ મારૂં તો એવું માનવું છે કે એમનું દુઃખ ફેડવાને હું યત્કિંચિત્ પણ સમર્થ નથી. ”

વિરાગીએ કહ્યું “ સામર્થ્ય કિંવા દૌર્બલ્ય એ તો મનનાં કારણુ છે. મારૂં તો એવું માનવું છે કે આપ સર્વ રીતે સમર્થ છો. જો મને આપ અભય વચન આપો તો એ વાત પણ હું આપને સ્પષ્ટપણે સમજાવી દઉં. ”

દુલીન વળી આશ્ચર્ય પામતો બોલ્યો " અભય વચન જોઇએ છીએ? કેવા પ્રકારનું અભય વચન ?"

" હું જે કાંઇ કહું તે આપને ગમે વા ન ગમે તો પણ તે વાત આપના મનમાં જ રાખી મુકવી. આપને મારૂં કહેવું ન પરવડે અને મારા વિરુદ્ધ કાંઇ કરવાની આપના મનની પ્રવૃત્તિ થાય,.તો પણ આપ પોતે યા તો કોઇ બીજા પાસે તેમ ન કરાવો. આટલું અભય વચન જો મને મળે તો હું મારો વિચાર આપને નિવેદન કરૂં. "

દુલીન તિરસ્કાર દર્શાવતો બોલ્યો " જેવી રીતે હું આપને અપરિચિત છું તેવી રીતે આપ પણ મને અપરિચિત છો. આ સ્થિતિમાં આપ મારા ઉપર જરૂર કરતાં વિશેષ વિશ્વાસ રાખીને ભળતાજ વિચાર જણાવવાને તત્પર થઇ જાવ એ અનુચિતજ કહેવાય. વળી મેં મારૂં સમસ્ત જીવન વિશ્વાસ, સત્ય અને ન્યાય ઉપર ટેકવેલું છે. એટલે આપના ગુપ્ત વિચારો સાંભળવાની મારી ઇચ્છા પણ નથી. આપે આટલી વાર બેસીને મહારાજા રણજીતસિંહના વંશનું વર્ણન મને સંભળાવ્યું તેથી આપનો ઉપકાર માનું છું. હવે એથી આગળ વધીને આપના વિચાર જણાવવાનો શ્રમ ન લેતાં આપ બને તેટલી ત્વરાથી કાંગ્રાની સરહદ છોડીને ચાલ્યા જવાનો મારા ઉપર અનુગ્રહ કરશો એવી આશા રાખું છું. આપ સુજ્ઞ છો એટલે આથી વિશેષ કહેવાનું રહેતું નથી." આ સાંભળીને વિરાગીને ખરેખરો ચટકો લાગી ગયો. બેઠો હતો ત્યાંથી એકદમ ઉઠયો અને રોષભરી દૃષ્ટિથી દુલીન સામું જોતો " ઠીક છે " એમ બોલતો એજ પગલે કિલ્લાની બહાર નીકળીને ચાલ્યો ગયો.

વિરાગી, વિરાગી નહિ પણ કોઇ રાજકારસ્થાની રાગી હોવો જોઇએ એમ દુલીનને મન દૃઢ કરીને વસી ગયું; પરંતુ એ વિરાગી

કાણુ હશે, એના નામ વિગેરેની માહિતી શી રીતે મેળવવી, તેની એને ખરેખરી ચટપટી લાગી ગઇ. ગુલાબીને એ બાબત ખબર હોવી જોઇએ એમ વિચાર કરીને બીજે દિવસે એણે ગુલાબીને બોલાવી અને પેલો વિરાગી કોણુ હતો તે પૂછ્યું. આ વખતે લીલા અને રાણી ચંદ્રકુમારી પણુ હાજર હતાં. ગુલાબી શું કહે છે એ સાંભળવા એ પણુ ઉત્સુક થઇ રહ્યાં હતાં; પણુ એ તો કાંઈ બોલી નહિ. દુલીને એને ફરીથી પૂછ્યું ત્યારે એ બોલી " દુલીન, એ વિરાગીને હું ઓળખું છું પણુ હવે એ કાંગ્રાની હદની પેલી પાર ચાલ્યો ગયો, તે પછી એની હકીકત જાણીને શું કરવું છે ?"

દુલીન રોષ આણીને બોલ્યો " ઘરડી મા, તારો મારા ઉપર પુત્રવત્ પ્રેમ હોવા છતાં તેં એ માણુસને મારી પાસે કેમ આણ્યો તેનોજ મને વિચાર થયા કરે છે. સ્રીની બુદ્ધિ પગની પાનીએ કહેલી છે તે કાંઈ ખોટું નથી. એનો મને પાકો પરિચય કરાવ્યા શિવાય તું એને મારી પાસે તેડી લાવી તેથી મારા હિતને કેવી હાનિ પહોંચી છે તેની તને કલ્પના સરખી આવે છે ?"

દુલીનના મુખમાંથી 'હાનિ' એ શબ્દ બહાર પડતાં જ ત્રણેના પેટમાં મોટી ફાળ પડી અને એમના મુખમાંથી પણુ " હાનિ !" એવો આશ્ચર્યદર્શક ઉદ્દગાર નીકળી પડ્યો. લીલા ગુલાબીના વસ્રનો છેડો હલાવતી બોલી " ઘરડી મા, બોલને એ વિરાગી કોણુ હતો ? એમને ખરી હકીકત કહ્યા શિવાય એને તું એમની પાસે શું કરવા લઇ ગઈ ?" દીર્ઘ નિઃશ્વાસ નાખતી ગુલાબી બોલી " બેટા દુલીન, હું તો તારા સારાને સારૂ એને અહીં તેડી લાવી હતી. આણુવાલા ટોળીનો નાયક અંગદસિંહ ખરોને, તેનો એ છોકરો. એનું નામ પ્રચંડસિંહ. રણુજીતસિંહની વિરુદ્ધ જે સરદારો ખટપટ કરી

રહ્યા છે તેમાં આ પણ ભળેલો છે. નિશાનવાળા, સાહિદ અને ફુલ-
કિયા આ ત્રણ ટોળીઓ સામે જ્યારે રણજીતે તરવાર ઉંચકી ત્યારે
એ ત્રણે ટોળીના સરદાર અંગ્રેજોને શરણે ગયા અને રણજીતસિંહની
તરવારથી બચી ગયા; પરંતુ રણજીતસિંહે અંગ્રેજો સાથે કરાર કર્યો
કે હવેથી કોઈ પણ શિખ સરદારને અંગ્રેજોએ આશ્રય ન આપવો.
આવા કોલકરાર થયા બાદ રણજીતસિંહની નજર અંગદસિંહ
ઉપર ગઇ. એટલે એ પણ નિરુપાય થઇને અંગ્રેજને શરણે ગયો;
પરંતુ રણજીતસિંહ સાથે થયેલા કરારને લીધે તેમણે એને
આશરો ન આપ્યો એટલે એને બિચારાને જમીન જાગીર છોડીને
નાસી જવું પડયું. રણજીતસિંહ ઉપર વેર લેવાનો વિચાર કરતો એ
આમ તેમ બહુ ભટકયો અને આખરે ગુજરી ગયો. હવે એનો
છોકરો પ્રચંડસિંહ પોતાના બાપનું વેર લેવા નીકળ્યો છે. એ વેર
કઇ રીતે લેવું તેનો એ દહાડો અને રાત વિચાર કર્યા કરે છે. ”

“ ત્યારે એ વિરાગીના વેષમાં મારી પાસે કેમ આવ્યો ? ”

“ તે તો મને શી ખબર ? હું લુધીઆના હતી ત્યારે ત્યાં મેં
એને પ્રથમ ઓળખ્યો. ત્યાર પછી પણ મને એ ચાર પાંચ વખત
મળેલો. એના શરીરનો બાંધો એવો છે કે એને એક વાર જોયો
હોય તો પછી ગમે ત્યારે પણ આપણે એને ઓળખી શકીએ. પરમ
દિવસે હું જયંતીદેવીનાં દર્શન કરવા ગઇ હતી તે વખતે એ ભાઇ
સાહેબની સ્વારી વિરાગી વેશમાં મારી પાસે આવીને ઉભી રહી.
મેં એને તરતજ ઓળખી કાઢયો અને એના અહીં આવવાનું કારણ
પૂછયુ. એણે મને બધી હકીકત કહી અને હજુર સાથે એની મુલા-
કાત કરવાનું એણે મારી પાસે વચન લઇ લીધું. એનો હેતુ સારોજ
હશે એમ ધારીને મેં એને આપની મુલાકાત કરાવી. ”

દુલીન ચિંતાગ્રસ્ત થતો બોલ્યો "ઘરડી મા, તેં મોટી ભૂલ કરી છે. એ વિરાગી કોણ હતો તે તું જાણતી હતી છતાં મને તેં કાંઈ કહ્યું નહિ તેથી હું કેવા મોટા સંકટમાં આવી પડયો છું તેની તને કલ્પનાએ શાની આવે? મહારાજા મૂળ તો મારા ઉપર હમણાંના અપ્રસન્ન છે. તેમાં આ પ્રચંડસિંહની મેં મુલાકાત લીધી છે એવું જો એમના જાણ્યામાં આવશે તો એ મને દંડ દીધા વિના રહેવાના નથી. એમના ગુપ્તચરો બધે ફરતા રહે છે એટલે તેઓ પ્રચંડસિંહ અહીં આવ્યો હતો એ કહ્યા શિવાય રહેવાના નથી."

આ સાંભળીને બધાંએ એકદમ ચિંતાતુર થઇ ગયાં અને સ્તબ્ધ બની ગયાં. આખરે ગુલાબી બોલી "બેટા, આ બધી મને શી ખબર પડે? મેં જાણ્યું કે રાજા વિક્રમજીતનો પુત્ર કાંગ્રાનો સુબેદારજ રહે તેના કરતાં પ્રચંડસિંહની સહાયથી કાંગ્રાનો રાજા બને તો એમાં ખોટું શું? મને એણે આવી આશા આપી એટલે હું એને તેડી લાવી. આમાં એનો દુષ્ટ હેતુ શો, તે મારાથી હજુએ સમજાતું નથી. દુલીન કાંગ્રાનો રાજા થશે એ સાંભળીને મને જે આનંદ થયો તે તો હુંજ જાણી શકું. એ આનંદથી હું ઘેલી બની અને પ્રચંડસિંહને કિલ્લામાં તેડી લાવી. દુલીન ખરૂં કહું છું, તેં જો પ્રચંડનું કહ્યું માન્યું હોત તો જરૂર એ તને કાંગ્રાના સિંહાસન ઉપર બેસાડી દેત અને સુદાનનું રાજ્ય પણ પાછું અપાવત. તને કોણ જાણે કેમ એનું બોલવું રુચ્યું નહિ?" ગુલાબીએ તો આ ઉદ્‌ગાર ખિન્ન વદને કાઢયા પરંતુ એ સાંભળીને દુલીનનો ક્રોધ તો બમણા વેગથી ઉછળી આવ્યો અને ગુલાબીને ગુસ્સામાંજ કાંઇ કહી દેવાનો એનો વિચાર થઇ આવ્યો; પરંતુ એણે ક્રોધને વશમાં રાખ્યો અને છાનો માનો બેસી રહ્યો. દુલીનની મનોદશા કળી ગયેલી

લીલાથી બોલ્યા વિના ન રહેવાયું. એ કોમળ પણ જરા તીવ્ર સ્વરે બોલી "ઘરડી મા, તું શું આવું ભળતું બોલ્યા કરે છે? રાજ્ય વૈભવ કરતાં પણ જેનું મહત્ત્વ ઘણું વિશેષ છે એવાં સત્ય, ધર્મ અને સ્વામિનિષ્ઠાને તિલાંજલિ આપી રૌરવ નર્કમાં પડવાની તૈયારી કરવી તેમાં તે શાનું શાણપણ? જેણે અંધ વિશ્વાસ મુકીને એકદમ કાંગ્રાની સુબેદારી આપી, તેને નિમકહરામ નીવડાય તો લોકો કેવી નિંદા કરે?"

પછી એ દુલીનને કહેવા લાગી "આપ બોલી ગયા કે મહારાજા અપ્રસન્ન થયેલા છે અને તેમાં પ્રચંડસિંહની વાત એ જ્યારે જાણશે ત્યારે તો વધારે અસંતુષ્ટ થઈ જશે; તો એવી સુળી ઉપર સુઇ રહેવું તેના કરતાં ઇંગ્રેજી હદમાં ચાલ્યાં જઇએ તો શું ખોટું? આપણા ત્રણ ચાર જીવનું પેટ ભરવું એ તો ગમે તે રીતે ભરી શકાશે. મારાં માતુઃશ્રી પાસે હજુ કેટલાક એમના સુવર્ણાલંકાર છે તેના ઉપર આપણો ખુશીથી જીવારો નીકળશે. જાણીબુજીને આવી ચિંતાજનક સ્થિતિમાં પડી રહેવાનું પ્રયોજન શું?"

લીલાનું કહેવું સાંભળીને દુલીન હસતો હસતો બોલ્યો "લીલા, આપણને એટલા બધા ભયનું કાંઇ કારણ નથી. જો કે સ્થિતિ અત્યારે વિકટ છે ખરી, પણ સાવચેતી રાખીને પ્રમાદ રાખ્યા વિના કર્તવ્ય કર્યો જઇશ તો કસોટીમાં હું અણીશુદ્ધ રીતે ઉતરી શકીશ, એટલે ભય કરતાં મને અત્યારે ઉત્સાહ વધારે પ્રકટી રહ્યો છે. વળી અત્યારની પરિસ્થિતિમાં જો હું મહારાજાની નોકરી છોડી દઉં, તો લોકો મારી પુંઠ પાછળ ગમે તેવું ભુંડું બોલે અને મારા હિતશત્રુઓ મારા વિરુદ્ધનો પુરાવો ઉભો કરીને મહારાજાને અન્યાય માર્ગે વાળી મારા ઉપર પુરું વેર વાળે. આવું સંકટ શિર ઉપર ઓ'રી લેવું તેના

કરતાં ધૈર્યથી વિકટ પરિસ્થિતિની સામે થવું એજ મને વધારે યોગ્ય લાગે છે. મેં સાંભળ્યું છે કે મહારાજા પોતે કાંગ્રા આવે છે. તો તે વખતે એમને સર્વ હકીકત કહીને મારૂં નિર્દોષપણું પુરવાર કરી અને તેમની નોકરીમાંથી છુટા થઇ ઉજળે મોઢે બ્રિટીશ હદમાં ચાલ્યા જવાનો મેં નિશ્ચય કર્યો છે. માટે ત્યાં સુધી તમે સર્વે આવા વિરાગી જેવા અપરિચિત મનુષ્યોથી અળગાં રહીને સંભાળથી વર્તજો એટલે બસ."

દુલીનના બોલવાથી સર્વનો જીવ હેઠે બેઠો અને સૌ પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં.

---

## <u>પ્રકરણ ૩૦ મું</u> <u>લીલા અલોપ</u>

લીલા અને દુલીન બન્ને પરસ્પરનાં હૃદયનાં સ્વામી થઇ ચુકયાં ત્યારપછી બન્નેનો સહવાસ વધવા લાગ્યો. સ્નેહના સળંગ પુલથી બન્નેનાં અંતર જોડાઇ ગયાં. લીલા દુલીન પાસે ઇંગ્લીશ ભણી રહી હતી. હવે વીરાંગનાને ઉચિત અશ્વારોહણ તથા શસ્ત્રાસ્ત્રના પાઠ પણ એ દુલીન પાસે શીખવા લાગી. અશ્વ ઉપર બેસવાની ટેવ તો લીલાને બાલપણથી હતી; પરંતુ અશ્વારોહણ વિદ્યાની વિવિધ કળાઓ એને શીખવાની બાકી હતી. દુલીને તે કળાઓ એને ઘણા થોડા સમયમાં શીખવી દીધી. એને તો શસ્ત્રાસ્ત્ર વિદ્યાનોએ રસ લાગ્યો હતો. અત્યારસુધી પ્રાણહારક શસ્ત્રો એણે હાથમાં પણ ઝાલ્યાં નહોતાં. હવે નારી હૃદયની સ્વભાવિક ભીરુતા એને વિઘ્નરૂપ ન થઈ શકી. સ્નેહીના સુગમ સહવાસમાં તેની શિષ્ય બની રહેવાની લીલાને અસીમ પ્રીતિ થઇ આવી. પ્રિયનો સ્પર્શ કરાવતાં પ્રાણહારક શસ્ત્રો પ્રિયાને નવો પ્રાણ અર્પતાં હતાં. શસ્ત્રાસ્ત્ર-નિયોજનમાં અને

નિક્ષેપમાં ઉમંગી લીલા પોતાના પ્રણયીને હાથે કુશળ બનવા લાગી અને ક્રમશઃ એ વિદ્યામાં પણ એ પાવરધી બની ગઇ. તે એટલે સુધી કે શસ્ત્રાસ્ત્ર–નિયોજન અને નિક્ષેપમાં એની અદ્વિતીય ચપળતા સર્વને આશ્ચર્યમાં મુગ્ધ કરી નાખવા લાગી. લીલાને અશ્વારોહણ કળા સારી રીતે આવડી ગયા પછી દુલીન એને રોજ સાંજે કિલ્લાની બહાર ઘોડા ઉપર ફરવા લઇ જતો હતો. એક દિવસ બન્ને જણાં અશ્વ ઉપર સ્વાર થઇને કિલ્લાથી થોડે અંતરે જોડે જોડે ચાલ્યા કરતાં હતાં. દુલીને વાર્તાનો વિષય કાઢયો " લીલા, આજ બપોરે પાલખીમાં બેસીને તને કોણ મળવા આવ્યું હતું ? "

લીલા મધુરૂં મધુરૂં હસતી બોલી " આપે એ પાલખીને આજેજ જોઇ કે શું ? "

" ના, પહેલાંએ ચાર પાંચ વખત જોઇ હતી; પણ આજે હું પ્રધાન ખંડની બારી આગળ ઉભો હતો તે વખતે પાલખીમાં બેઠેલી બન્ને સુંદરાંગીઓની દૃષ્ટિ મારા તરફ વળી અને તેમાંની એક તો મારા તરફ અંગુલિનિર્દેશ કરીને પોતાની સખીને કહ્યું કે " એજ હાં ક !" હતી તો એ બન્ને સુંદરીઓ સ્વરૂપવતી, પણ તેમાંની એક સુંદરી તો મારી લીલાના જેવીજ સૌન્દર્યવતી અને પ્રશાંત જણાતી હતી. "

" ત્યારે તો તમે તેને બરોબર જોઇજ નથી એમ કહેવું પડે. એ રમણી તો મારા કરતાં ચાર ચંદા ચઢે એવી સ્વરૂપવતી સદ્-ગુણી અને બુદ્ધિશાળી છે. તમારી લીલાને એણે ઘણું સારૂં સારૂં શીખવ્યું છે. માનીજણી બેન જેવો એ મારા ઉપર સ્નેહ રાખે છે. મારી એ સખીનું નામ પ્રમિલા છે. "

" પ્રમિલા ! ત્યારે તો એ કાંગ્રાના પ્રસિદ્ધ સુદેવ શાસ્ત્રીની પુત્રી ? "

" હા, આ પાર્વતીય પ્રદેશમાં તો એ સુદેવ શાસ્ત્રીને બધા પિતાતુલ્ય ગણીને પૂજે છે. એમને અમારા ઘર ઉપર સારી પ્રીતિ છે. સંકટ સમયે એમણે અમને અનેક વેળા સહાય અને સલાહ આપેલી છે. અમારા બન્ને ઘર વચ્ચે એટલો બધો પરિચય વધી ગયો છે કે અમારે એકબીજા સાથે જુદાગરીજ નથી. સુદેવ શાસ્ત્રીના સદાચરણને લીધે શિખ લોકોએ એમને કશીયે ઇજા પહોંચાડી નથી. પ્રમિલાને સાસરૂં પણ સારૂં મળી ગયું છે. એના સસરા સુપ્રસિદ્ધ લેનાસિંહ બહાદુરના કોષાધ્યાક્ષ છે અને એના પતિ રઘુવરદયાળ લેનાસિંહના મુખ્ય સેનાપતિ છે. "

" ત્યારે પ્રમિલા રઘુવરદયાળની પત્ની ! ત્યારે તો એને મહા ભાગ્યશાળી ગણવી જોઇએ. રઘુવરદયાળનું નૈપુણ્ય અને મુસદ્દીપણું જોઇને મને એમને માટે એક પ્રકારનું અભિમાન થઇ આવે છે. પણ લીલા, તારા લગ્નની વાત તેં પ્રમિલાને કહી હશે તો ? તારો પતિ સાહેબ છે એ જાણીને એને આશ્ચર્ય અને ખેદ બન્ને થયાં હશે ! "

" અરે મેં તો એને બધુંએ કહી દીધું છે. એ તો મારી અંતરની સખી છે. એનાથી મેં કશુંએ ગુપ્ત રાખ્યું નથી. સુદેવ શાસ્ત્રી પણ તમારૂં વૃત્તાંત સાંભળીને પ્રસન્ન થઈ ગયા છે. વારૂ, પણ આજે પ્રમિલા કેમ આવી હતી તે જાણો છો ? એ તો મુહૂર્ત કહેવા આવી હતી. સુદેવ શાસ્ત્રીએ આજથી આઠમે દિવસે એટલે આવતી પાંચમનું મુહૂર્ત નક્કી કર્યું છે મારાં માતુઃશ્રીની પણ સંમતિ થઇ ગઇ છે.

વળી સૂર્યવંશી ક્ષત્રિય રાજાઓના લગ્ન પ્રસંગ ઉપર પ્રમિલા પોતાના પતિ વધુવરદયાળને પણ તેડાવવાની છે."

"પ્રમિલાની જોડે બીજી સ્ત્રી કોણ હતી?"

"એ સુદેવ શાસ્ત્રીની પુત્રવધુ હતી. એ પણ પ્રમિલા જેવીજ સુશીલ અને સદ્‌ગુણી છે. એનો પણ મારા ઉપર ઘણોજ ભાવ છે. એ એને પીએર હતી અને પ્રમિલા સાસરે હતી, પણ આપણા લગ્નની વાટાઘાટ શરૂ થઇ છે એટલે સુદેવ શાસ્ત્રીએ એ બન્નેને તેડાવ્યાં છે."

"લગ્ન ઉપર બીજું કોણ કોણ આવવાનું છે?"

"બીજી તો મારી એક ક્ષત્રિય બાલ સખી છે તેને પણ મે તેડાવી છે. એનું સાસરૂં અમૃતસરમાં છે. વળી મારી બે માશીઓ અને માસાઓ પણ આવવાના છે. તમે કોને કોને તેડાવ-વાના છો?"

"હું તો કોને બોલાવું? મારૂં તો કોઈ સગું સ્નેહી જણાતું નથી. સ્નેહી તરીકે બોલાવું તો લેનાસિંહને બોલાવાય. વળી મહા-રાજા રણજીતસિંહને પણ એ શુભ પ્રસંગે આમંત્રણ કરવું જોઇએ, પરંતુ એ બન્ને જણ આવે કે નહિ તે મોટો પ્રશ્નજ છે. વળી કેટ-લાંક કારણોસર એવું પણ થાય છે કે જાણે એમને ન બોલાવું."

ઉપર પ્રમાણે વાતચીત કરતાં કરતાં બન્ને જણાં કિલ્લામાં પાછાં ફર્યાં. દુલીન કપડાં કાઢીને સ્વસ્થ થઇને થોડીવાર બેઠો એટ-લામાં એક ખેપીઓ કાગળ લઇને આવી પહોંચ્યો. પત્ર ધ્યાનસિંહ-નો હતો. એમાં એવું લખ્યું હતું કે "ચાંદખાંને તાબડતોબ મોકલી આપો. આપ આમાં ઢીલ કરો છો પણ આપનેયે એનું ફળ ચાખવું પડશે." ચાંદખાંનું પ્રકરણ હમણાંનું શાંત પડી ગયું હતું, પરંતુ

ધ્યાનસિંહ વધારે દિવસ શાંત નહિ બેસી રહે એમ દુલીન જાણતોજ હતો; એટલે ધ્યાનસિંહ મોઢું વિકાસતો બેસી રહે અને એના હાથ હેઠા પડે તેવું કરવાનો પ્રયત્ન એણે ક્યારનોએ આરંભી દીધો હતો. તેમાં એને સફળતા પણ મળી હતી. જે દાઉદખાંએ ખુન કર્યું હતું તેને પકડવાને દુલીને ગુપ્ત રીતે લાહોર માણસ મોકલ્યાં હતાં. એ માણસો એવા ધૂર્ત અને પાકા હતા કે તમામ પુરાવા સાથે તેમણે દાઉદખાંને પકડયો અને કાંગ્રા લાવીને તેને જેલનિવાસી પણ કરી દીધો. એટલે દુલીનને ચાંદખાં સંબંધી કશો ઉચાટ રહ્યો નહોતો. પરંતુ લાહોરમાં દાઉદખાં ઘણા દિવસથી દેખાતો નહોતો એટલે ધ્યાનસિંહને ચટપટી લાગી. એને દુલીન ઉપર સંશય ગયો એટલે ફરીથી પાછું એણે ચાંદખાંનું પ્રકરણ ઉપાડયું. હવે તો એણે સીધી દુલીન ઉપરજ દાઢ રાખી હતી. દુલીનને કાંગ્રાના સુબેદાર પદ ઉપરથી ભ્રષ્ટ કરી દેવો એટલુંજ નહિ પણ એના ઉપર કોઇ ભયંકર અપરાધનો આરોપ મુકીને એને આમરણાન્ત કારાવાસમાં સડાવીને રીબાવી મારવો એ એનો છેલ્લો દાવ હતો. અત્યારસુધી કાંગ્રાના જે જે સુબેદારો થઇ ગયા તે બધાએ ધ્યાનસિંહના હાથનાં રમકડાં હતાં, અને દુલીન પણ તેવુંજ રમકડું થઇ જશે એમ ધ્યાનસિંહનું માનવું હતું; પરંતુ દુલીન તો જબરી શેહ આપનારો નીકળ્યો. ત્રણે ભાઇઓનાં સિંહાસન એણે ડોલાવી દીધાં. પગતળે ચંપાયલા નાગ પ્રમાણે હવે ધ્યાનસિંહ ફુંફાડા મારવા લાગ્યો અને એ દુલીન ઉપર ખરેખરો ઉછળી પડયો. " હવે એ ફિરંગી બચ્ચાનું પંજાબમાં નામ નિશાન ન રહેવા દઉં " આવો રોષમાં ને રોષમાં એણે મન સાથે સંકલ્પ પણ કરી દીધો.

અત્યારે દુલીનને આપત્તિએ ચારે દિશાથી ઘેરી લીધો હતો એમ કહીએ તો ચાલે. એક તરફથી દરબારમાં એના વિરુદ્ધ વાતા-

વરણુ પ્રક્ષુબ્ધ થઇ ગયેલું હતું. બીજી બાજુએ પ્રચંડસિંહ સૈન્ય એકત્રિત કરીને કાંગ્રાનો દુર્ગ હસ્તગત કરી લેવા તનતોડ પ્રયાસ કરી રહ્યો હતો. દુલીન એની એ કરામત ન જાણી જાય તેટલા માટે એ બધી ગુપ્ત તૈયારીઓ કરતો હતો; પરંતુ દુલીનથી પ્રચંડસિંહનું એ કારસ્થાન ગુપ્ત ન રહી શકયું. પ્રચંડસિંહ જોકે આવા પ્રચંડ તૈયારી કરી રહ્યો હતો છતાં એણે દુલીનની આશા છોડી નહોતી. એ જાણતો હતો કે દુલીન જેવો યુદ્ધવિશારદ વીર ફુટીને પોતાના પક્ષમાં ભળી જાય તો પાર્વતીય પ્રદેશ તો શું પણ આખું પંજાબ વશ કરી શકાય. દુલીનને ફોડવાના પ્રચંડસિંહે બધાએ દાવ અજમાવી જોયા પરંતુ લાભદાયક કાંઇ પરિમામ આવ્યું નહિ. એણે દુલીનને ઘણાએ પત્રો લખ્યા, કેટલાંએ પ્રલોભનો આપ્યાં, પરંતુ એ જરાએ ચલિત થયો નહિ. છેવટે એણે દુલીનને એવો પત્ર લખ્યો કે “ આપ મારા પક્ષમાં આવશો તો ઠીક છે, નહિ તો આપનું હરેક પ્રકારે અનિષ્ટ કર્યા વિના હું રહેનાર નથી. જયંતીગઢ ઉપર જે મોટું પીપળાનું વૃક્ષ છે તેની ડાબી બાજુની એક ડાળી કાપી નાખશો તો હું એમ સમજીશ કે તમે મને અનુંકુળ છો. ચાર દિવસમાં ડાળ કપાયલી નહિ માલમ પડે તો તમે મારા વિરુદ્ધ છો એમ સમજીને તમને યોગ્ય શિક્ષા કરવા હું મારી તમામ શકિતનો વ્યય કરી નાખીશ.”

આ પત્ર વાંચી દુલીનને ઘણો પરિતાપ થઇ આવ્યો. આવેશ-માં આવી જઇને એણે એ પત્રને ફાડીને ચીરે ચીરા કરી નાખ્યા. એનો ક્રોધ શમ્યો એટલે ચિંતા વળગી. શિરે ઝઝુમતાં બે સંકટને કેવી રીતે ટાળી નાંખવાં તેની એને કાંઇ સુઝ પડી નહિ.

આજ સુધીમાં એક ત્રીજું પણ સંકટ ઉભું થયું હતું દુલીન

રણજીતસિંહના અધિકાર નીચે હતો એટલે દુર્ગમાં શિખ સૈનિકોની ભરતી વિશેષ હતી અને સૈન્યના અમલદારો પણ શિખ જ હતા. એ લોકો ગમે તેટલા અશિક્ષિત હોય તો પણ પોતાનો ધર્મ, પોતાની જાતિ, પોતાનો પંજાબ દેશ અને શિખશિરોમણિ રાજા રણજીતસિંહ ઉપર તો એમની અચલ શ્રદ્ધા અને ભક્તિ હતાં; એટલે એ વિશેનું એમને અભિમાન હતું. તેમ દુલીન ઉપર પણ એમનો અતિશય પ્રેમ હતો; પરંતુ શિખરાષ્ટ્ર ઉપર દુલીન ઘા કરવા તત્પર થઇ ગયો છે એવું જો કોઇ શિખ સૈન્યને ભેરવે, તો જરૂર એ લોકો દુલીન સામે પણ શસ્ત્ર ઉગામ્યા વિના ન રહે. સુચેતસિંહ પોતાની જાતવાળાને સારી રીતે ઓળખતો હતો એટલે એણે દુલીનના સૈન્યમાં બેદિલી ફેલાવવાનો પ્રયત્ન કરવા માંડયો. " દુલીન લીલાની સાથે લગ્ન કરીને કાંગ્રાનું રાજ્ય પચાવી પડવાનો છે અને પછી ધીમે ધીમે પંજાબ ઉપર પણ ચઢાઇ કરવાનો છે. " આવા વિચાર પોતાના ગુપ્તચર મારફત સુચેતસિંહ દુલીનના સૈન્યમાં ફેલાવા લાગ્યો. ટુંકા વિચારના સૈનિકોએ એ વાત સાચી માની અને લીલા—દુલીનનું યુગ્મ નિત્ય સાથે ફરતું જોઈને એમણે દુલીન વિશ્વાસઘાતી નીવડયો છે એમ માની લીધું. દુલીને પોતાના સૈન્યમાં ફૂટ પાડનારાઓને પકડીને શિક્ષા પણ કરી; પરંતુ આ ફૂટનું કામ બહુ છુપું છુપું ચાલી રહ્યું હતું એટલે જેવો જોઇએ તેવો એનાથી બંદોબસ્ત ન થઈ શકયો. આવાં ત્રિશૂલ દુલીનને સંતાપી રહ્યાં હતાં. એની જગ્યાએ કોઈ બીજો હોત તો કયારનોએ હરબડી ગયો હોત અને પલાયન કરી ગયો હોત; પરંતુ નિરાશા અને ભય એ તો દુલીનના શબ્દકોષમાં હતાજ નહિ એટલે જેમ જેમ એના ઉપર સંકટ વિશેષ આવતાં તેમ તેમ એનો ઉત્સાહ વધારે તીવ્ર થતો હતો. અત્યારે એને ત્રિવિધ તાપ તપાવી રહ્યા હતા પણ એ કોઇને ગાંઠયો

નહિ, જરાએ મચક આપી નહિ. એકાંતમાં બેસીને પોતાના અદ્વિતીય બુદ્ધિસામર્થ્યથી ત્રણે સંકટોનો પરિહાર કરવા એણે એક યોજના ઘડી કાઢી. આ યોજનાનો એકવાર એ સુતો સુતો વિચાર કરી રહ્યો હતો. પ્રાતઃકાળ થવાની તૈયારી હતી. હજુ સૂર્યનો ઉદય થયો નહોતો એટલામાં ગુલાબી ગભરાયલી ગભરાયલી એના શયનખંડમાં દોડી આવી અને દુલીનને જગાડતી બોલી " બેટા દુલીન, ઉઠ ઉઠ." દુલીન એકદમ શય્યામાં બેઠો થઇ ગયો અને આશ્ચર્યચકિત નેત્રે ગુલાબીના સામું જોવા લાગ્યો. ગુલાબી બોલી " બેટા, ગભરાઇશ નહિ, ખાસ કારણ શિવાય મેં તને જગાડયો નથી. તારી ઉપર આવી પડનાર સંકટની મને બાતમી મળી ગઈ છે. તું મોટો નસીબદાર કે મને કાલે ઔષધિ લેવા માટે જંગલમાં જવાની પ્રેરણા થઇ આવી. પ્રચંડસિંહ કાંઇ ભયંકર યોજના ઘડી રહ્યો છે."

દુલીન ગુલાબી સામું સાશંક દૃષ્ટિએ જોતો બોલ્યો "ગુલાબી, કાલે તું કયાં ગઇ હતી તે ?"

"બેટા, દુર્ગમાં એક ગૃહસ્થના પગમાં મોટો ઘા પડેલો છે તેની દવા કરવા માટે કેટલીક વનસ્પતિની જરૂર હતી એટલે સવારે નાસ્તો કરીને દુર્ગની પાછલી બાજુએ આવેલા જંગલમાં જઇને હું વનસ્પતિની શોધ કરવા લાગી. શોધતાં શોધતાં હું તો ઘણે દૂર નીકળી ગઇ. છેક સંધ્યાકાળ પડી ગઇ એટલે ઘર તરફ પાછા ફરવાનો મેં વિચાર કર્યો, પણ અંધારામાં કદાચ ભુલું પડાય તો, એ બીકે જંગલમાંજ રાત ગુજારવાનો મેં વિચાર કર્યો અને એક પહાડની ગુફામાં હું ભરાઈ બેઠી. અજાણી અને બીઆમણી જગ્યા એટલે મને નિદ્રા ન આવી. હું જાગતીજ પડી રહી. ગુફામાં પેઠે મને થોડોક વખત થયો હશે એટલામાં ગુફાના મુખ આગળ ત્રણ ચાર

માણસો આવી પહોંચ્યા. આટલી રાતે અહીંઆં તે કોણ હોવાનું છે એમ ધારીને તેઓ ગુફા આગળ બેસીને ખુલ્લે મને વાતો કરવા લાગ્યા. એ શી વાતો કરે છે તે સાંભળવાનું પહેલાં તો મને મન ન થયું, પરંતુ એમની વાતમાં બે ત્રણ વખત દુલીન, તારૂંજ નામ આવ્યું એટલે મને થયું કે લાવ સાંભળું તો ખરી એ દુલીન દુલીન શું કરે છે. બેટા, શું કહું, મેં ઘણી ભયંકર વાત સાંભળી. એ સાંભળીને મારાં તો રોમે રોમ ખડાં થઇ ગયાં. મને એ મુઆઓ ઉપર એવી ચીઢ ચઢી કે જાણે એમને હું ભાંડી નાખું, પણ વળી વિચાર થયો કે એમ કરીશ તો બાજી કથળી જશે અને એમનો ઇરાદો સમજાશે નહિ તેથી હું ગુપ ચુપજ બેસી રહી અને એમની વાતો સાંભળી રહી." આટલું બોલીને ગુલાબી અટકી ગઈ. બહુ વાર થઇ એટલે દુલીન અકળાઇને બોલી ઉઠ્યો " ઘરડી મા, પછી શું થયું તે કહી નાખને." ગુલાબીનૂં લક્ષ દુલીનની અકળામણ ઉપર નહોતું પણ પોતે સાંભળેલી વાત દુલીનને કેવી રીતે કહી સંભળાવવી તેનોજ એ વિચાર કર્યા કરતી હતી. પછી આંખમાં પાણી આણતી એ બોલી "બેટા દુલીન, શું કહું, એવા અશુભ શબ્દોનો મારા મોઢામાંથી ઉચ્ચાર થઇ શકતો નથી. પેલા પ્રચંડસિંહના માણસો હતા. તેમણે તને મારી નાખીને કાંગ્રાનો દુર્ગ હસ્તગત કરી લેવાનો બેત રચ્યો છે. આજથી ચોથે દિવસે એટલે શુદ તેરશને દિવસે રાતે બે વાગ્યાને સુમારે એમણે કિલ્લા ઉપર ચઢાઇ કરવાનો વિચાર કર્યો છે. કિલ્લાની પાછલી બાજુએ કોસ દોઢ કોસ ઉપર યમઘુલી યાને મૃત્યુમુખથી ઓળખાતો ભયંકર રસ્તો છે તે રસ્તે થઇને એ પોતાનું સૈન્ય લાવવાનો છે. વળી એ કહેતા હતા કે કિલ્લાના માણસોને પણ ફોડેલાં છે. તે નક્કી કરેલે વખતે કિલ્લાના દરવાજા ઉઘાડી નાખશે અને પ્રચંડ સૈન્યને લઇને કિલ્લામાં પેસી જશે. તે વખતે તું ગભરાયેલો અકળા-

ગેલો મહેલની બહાર નીકળીશ એટલે તારા ઉપર ગોળીઓનો વરસાદ વરસશે. એ રીતે તને ઠાર કરી નાખવાનો એમણે દાવ ગોઠવેલો છે. યમધુલીની પેલી બાજુએ ત્રણ ચાર કોસ ઉપર મોટું જંગલ આવેલું છે તે જંગલમાં એ લોકો ગુપ્ત રીતે સૈન્યનો જમાવ કરે છે અને તેરશ સુધીમાં તો પચ્ચીસ હજાર માણસ એકઠાં થઇ જવાનાં છે. તે દિવસે સૂર્યાસ્ત પછી એ લોકો ત્યાંથી કુચ કરવાના છે અને યમ-ધુલીને માર્ગે કિલ્લામાં આવવાના છે. આ હકીકત સાંભળ્યા પછી જો કે રાત તો ઘણી બાકી હતી છતાં હું ત્યાંથી ચાલી નીકળી અને તને બધી હકીકત કહેવાને માટે બહારોબાર અહીં આવી છું. બેટા, પ્રસંગ ઘણો બારીક છે. રાણી અને લીલાને લઇને અહીંથી જતાં રહીએ એવું મને થાય છે."

ગુલાબીની આ સલાહ સાંભળીને દુલીનને જરા હસવું આવ્યું પછી એને મહાલયમાં મોકલી ઇશ્વરે પોતાને આપત્તિની અગાઉથી ખબર પહોંચડાવી તેને માટે એ પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો; અને જે પ્રભુએ એને ઘેરાયલા વાદળની ખબર આપી તે પ્રભુ પોતાને અવશ્ય જય પણ આપશે એવી એની મનોદેવતા સાખ પુરવા લાગી. પ્રાતર્વિધિથી પરવારી નાસ્તો પાણી કરી લઇને એણે હાકિ-મસિંહ, અલિવર્દી, સોહનલાલ, બન્નુ વિગેરે પોતાનાં વિશ્વાસુ માણસોને પોતાની સમક્ષ બોલાવ્યાં અને કિલ્લાના સૈન્યમાં ફૂટ પડાવનારા કોણ છે તેની ચર્ચા કરવા માંડી. હાકિમસિંહ, અલિવ-ર્દી વિગેરેનું કહેવું એવું હતું કે ફૂટ પડાવનારા તો ઘણા છે પણ તેમના નાયકોને પકડીને કેદ કરવામાં આવે તો બાકીના લોકો ડરના માર્યા પોતાનો પ્રયાસ આગળ ન ચલાવે. દુલીનને આ સલાહ ઠીક લાગી એટલે એણે સમશેરખાં, પલ્ટનસિંહ અને હરદયાલસિંહ એ

ત્રણેને કેદ કરવાનો હુકમ કરી દીધો. હાકિમસિંહે એ હુકમનો અમલ તાબડતોબ કર્યો એટલે બીજા બધાના મનમાં પણ ભય પેસી ગયો. પછીથી દુલીને કિલ્લાના દરવાજા બંધ કરવાનો હુકમ કાઢ્યો, કિલ્લાના બુરજો ઉપર અને દિવાલો ઉપર તોપો ગોઠવી દેવડાવી અને પહેરા-વાળાઓની સંખ્યા પણ બમણી તમણી કરી દીધી. આ બધી તૈયારી શાને માટે કરવામાં આવે છે તેનું ખરૂં કારણ દુલીને કોઇને જાણવા દીધું નહિ.

મધ્યાન્હ સમયે દુલીન પોતાના વિશ્વાસુ સરદારો લઇને કિલ્લાની પાછલી બાજુએ ફરવા નીકળ્યો અને યમધુલી પર્યંત એણે મજલ કરી. એ ભયંકર માર્ગનું સૂક્ષ્મ દૃષ્ટિથી બારીક અવલોકન કરીને એ પાછો ફર્યો. જ્યાં સુધી યમધુલી એણે જોયું નહોતું ત્યાં સુધી એનું મુખ ચિંતાક્રાન્ત જણાતું હતું, પણ એ જોયા પછી એનું મુખ ઉત્સાહપૂર્ણ બની ગયું. યમધુલીએ એના હૃદયમાં આશાનો સંચાર કર્યો હતો. કિલ્લામાં પાછા આવ્યા પછી એણે પોતાના મન સાથેજ વ્યૂહ રચના ગોઠવવા માંડી અને બીજાજ દિવસથી તે વ્યૂહ પ્રમાણે એણે પોતાના સૈન્યની ગોઠવણી કરવી શરૂ કરી દીધી. આ સ્થળે અમારે સુજ્ઞ વાંચકોની જાણ માટે કાંગ્રાના અભેદ્ય દુર્ગનું જરા વિસ્તારથી વર્ણન કરવું પડશે. આ દુર્ગ જે શૈલશૃંગ ઉપર અદ્યાપિ સ્થિતિ કરી રહ્યો છે, તે શૃંગ ઘણુંજ ઉંચું, વિસ્તૃતવ અને પર્વતોની હારથી તદ્દન છુટું પડી ગયેલું છે. એ શૃંગનું નામ ભૈરવ ગિરિ છે. કોઈ પણ મહત્ત્વાકાંક્ષી પુરુષ આ શૃંગ જોતાંજ તેના ઉપર કિલ્લો બાંધવા તત્પર થઇ જાય, એવું એ હોવાથી ઘણા પ્રાચીન કાળથી ત્યાં કિલ્લો બંધાયલો છે અને તેમાં સમય જતાં સુધારા પણ થયા કર્યા છે. દુલીનના હસ્તક આ કિલ્લો જે વખતે

આવ્યો તે વખતે તો એ કિલ્લાની ખ્યાતિ આખા ભરતખંડમાં પ્રસરી રહી હતી. એ કિલ્લો અભૂતપૂર્વ ગણાતો હતો. માનુષી અને ઈશ્વરી એ બે શકિતથી આ દુર્ગ અભેદ્ય અને અજેય બન્યો હતો, એટલે આ પાર્વતીય પ્રદેશરૂપી અશ્વના મુખમાં ઘાલેલી લગામ જેવો એ દુર્ગ લાગતો હતો. આ દુર્ગ જેને સ્વાધીન હોય તેજ પંજાબ અને તેની ઉત્તરના પ્રાંતોનું આધિપત્ય ભોગવી શકે એવું ભલભલા રાજકારણી પુરુષોનું માનવું હતું અને તે સકારણ હતું. દુર્ગમાં પ્રવેશ કરવાનો રાજમાર્ગ ઉત્તર દિશાનો હતો. એ દિશામાં કિલ્લામાં જવાને માટે બે મોટા મોટા ધરખમ દરવાજા હતા. તેથી એ માર્ગ રાજ-માર્ગ તરીકે ઓળખાતો હતો. બાકી રસ્તો તો એવો ઉંચો અને ઢોળવાળો હતો કે ભલભલી પાણીદાર ઘોડી પણ ચઢતાં ચઢતાં ફેં ફેં બની જાય. પરથાર ઉપર કાંગ્રા શહેર વસેલું હતું. શહેરના પશ્ચિમના ખુણામાંથી કિલ્લાના દરવાજા બરોબર દેખાતા હતા અને એ બાજુએ શહેરમાંથી કિલ્લામાં જવાનો સરળ ધોરી માર્ગ છે. નીચેથી શહેરમાં જવાનો એક ઘણો સારો માર્ગ છે પણ તે ઘણો લાંબા અને વારંવાર વળવું પડે એવો આડો તેડો હોવાથી એ રસ્તે જવર અવર ઘણી થોડી છે. આ કિલ્લાથી સુમારે પચીસ ત્રીસ કોસ ઉપર પૂર્વ અને ઉત્તર દિશાના વચલા ખુણામાં ઘણા ઉંચા પર્વતોની હાર આવી રહેલાં છે. એમાંના એક પર્વતમાંથી, બાણ ગંગા' નામની નદી વહે છે. એ નદી પર્વત ઉપરથી બાણની માફક એવી જોસ બંધ વહે છે કે ગમે તે માણસ એમ કહી શકે કે આ નદીનું નામ બાણગંગા સાર્થકજ છે. આ નદી કિલ્લાની પૂર્વ અને દક્ષિણ તરફનાં પગથીઆંને છેક ઘસાઇને પશ્ચિમ દિશા તરફ ધીમેધીમે કિલ્લાથી દૂર જતી જતી સુમારે એક કોસ સુધી ગએલી છે. પરંતુ એ દિશામાં નદીએ જે રૌદ્ર રૂપ ધારણ કરેલું છે તે જોઇને

તો નઘ્ઘડ કાળજાનો માણસ પણ થથરી ગયા શિવાય રહે નહિ. પશ્ચિમ દિશા તરફ વળ્યા પછી આ નદી આસરે ત્રણસો ચારસો હાથ ઉંચા શિખર ઉપરથી પાછી નીચે પડે છે અને પશ્ચિમ ઉત્તર દિશામાં અર્ધો કોસ સુધી નીચેને નીચે વહી જાય છે અને ફરી પાછી પશ્ચિમ તરફ વળે છે. નદીને પેલે કાંઠે કાંગ્રા શહેર તરફ જવાનો જે પશ્ચિમોત્તર માર્ગ છે તે સાંકડો છે અને નદીથી ત્રણસો ચારસો હાથની ઉંચાઇએ આવેલો છે; અને તે રસ્તાની સામી બાજુએ અર્ધો પોણો કોસ જેટલા અંતરે સુમારે પાંચસો હાથ ઉંચી ભેખડ છે. એટલે એક બાજુએ ત્રણસો ચારસો હાથ ઉંડાણમાં ભયંકર વેગવાળી નદી બીજી બીજી બાજુએ પાંચસો હાથ ઉંચાઇની ઇશ્વરનિર્મિત પથ્થરની ભેખડ યાને ભીંત. આવા કઠણ માર્ગનું નામ યમચુલી એટલે મૃત્યુમુખ હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી. આ રસ્તો માત્ર પાંચ હાથ પહોળો છે. એ રસ્તે થઇને કવચિતજ માણસો જતાં આવતાં જણાય છે. જંગલમાંથી બાળવાનાં લાકડાં લાવનાર ભીલ કોળી અને કોઇ વાર જંગલોમાં શિકાર કરવા જતા શિકારીઓ આ રસ્તે ભટકતા નજરે પડે છે. કાંગ્રા તરફ આવતાં અને નદીનો. કાંઠો પુરો થતાં આ રસ્તાને એક ઘણીજ લાંબી અને ઘણીજ ઉંડી નેળ લાગુ પડે છે. એ નેળમાંથી બહાર નીકળ્યા એટલે પર્વતોની હાર લાગી રહેલી છે અને એ હાર પુરી થતાં કાંગ્રાનાં ખેતર દેખાવા માંડે છે. દિવસે તો અહીંથી વૃક્ષોની ઘટામાંથી ડોકીયાં કરતાં કાંગ્રા શહેરનાં છાપરાં પણ જણાય છે. પ્રચંડસિંહે કાંગ્રાના દુર્ગ ઉપર આક્રમણ કરવા માટે આ રસ્તો પસંદ કર્યો હતો. દુલીને આ રસ્તાનું પુરેપુરૂં નિરીક્ષણ કરી લીધું હતું અને ત્યાર પછી પોતાનો વ્યૂહ ગોઠવ્યો હતો. એણે આ રસ્તાના બન્ને ફાંટાની પેલી બાજુ ભીલના છુપાવેશમાં પોતાના પહેરેગીરોને ગોઠવી દીધા હતા

અને તે માર્ગે એ ત્રણ દિવસ સુધી કોઇએ જવું નહિ એવો હુકમ કાઢયે હતો. જો કોઇ પુછે કે એ રસ્તો કેમ બંધ કરવામાં આવ્યો છે તો તેને જવાબ મળતો કે એક પહાડ ધસી પડવાથી એ માર્ગ હમણાં પુરાઈ ગયો છે; અને જો કોઇ મનાઇ કર્યા છતાં પણ જવાનો દુરાગ્રહ કરે તો તેને ગોળીથી ઠાર કરવાનો હુકમ પણ કરી દીધો હતો. આવી રીતે એ રસ્તે કવચિત્ થનારી જવર અવર પણ બંધ કરાવ્યા પછી દુલીને કાંગ્રા તરફ આવવાનું નેળનું નાકું પથરા અને ઇંટ વિગેરેથી બંધ કરાવી દીધું. ત્યાં એણે બે માથોડાં ઉંચી ઓસારવાળી દીવાલ બંધાવી દીધી અને તે ઉપર નાની નાની તોપો ગોઠવાવી દીધી. રસ્તાની બાજુએ પહાડોની જે હારો આવી રહી હતી તેના ઉપર મોરચા બાંધી બાંધીને થોડે થોડે અંતરે સૈનિકોનાં નાનાં નાનાં ટોળાં ગોઠવી દેવાય એવી જગ્યાઓ પણ તૈયાર કરાવી દીધી. તેમ પેલા કોટ ઉપર પણ નાના મોટા પથરાઓના ગંજના ગંજ ગોઠવાવી દીધા. શત્રુનું સૈન્ય એ રસ્તે આવે એટલે પહેલાં તો તેમના ઉપર આ પથરાનો જ મારો ચલાવવો અને પછી બંદુકની ગોળીઓ ચલાવવી, આવી રીતની દુલીનની યોજના હતી. શુદ બારશ સુધીમાં દુલીને આ બધી તૈયારી કરી દીધી. એણે આ બધું એટલું છુપી રીતે કર્યું હતું કે કિલ્લામાં ઘણાને આ યોજનાની ગંધ સરખી આવી ન હોતી.

તેરશનો દિવસ આવી પહોંચ્યો. દુલીને હાકિમસિંહને બોલાવ્યો. કિલ્લામાં એની ગેરહાજરીમાં કેવી પ્રકારની વ્યવસ્થા કરવી તે બધું એણે હાકિમસિંહને સમજાવી દીધું. પછી સાયંકાળ થવા આવ્યો એટલે એણે જવાની તૈયારી કરી દીધી. જતા પહેલાં પોતાની પ્રાણેશ્વરીને મળવા એ તેને મંહાલયે ગયો. લીલા એનીજ

રાહ જોતી બેઠી હતી. યુદ્ધના પોષાકમાં પોતાના પ્રણયીને જોઇને લીલાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને એ પોતાના પ્રિયતમને બાઝી પડી. લીલાની આંખમાંથી આંસુ લુછતો દુલીન મધુર સ્વરે બોલ્યો "લીલા, આ શું? વીર જ્યારે રણમાં સીધાવે ત્યારે તારા જેવી વીરાંગનાએ તો આનંદ અને ધૈર્યથી પુલકિત વદને તેને 'વિજય મેળવી વહેલા પધારજો" એમ કહેવું જોઇએ. તેને બદલે તું આજ આમ આંખમાંથી પાણી કેમ લાવે છે?" લીલા કાતર સ્વરે બોલી "સુચેતસિંહ સાથે યુદ્ધ કરવા જવાનું હતું ત્યારે મેં આપને કેવી ખુલ્લા દીલે અનુમતિ આપી હતી? પણ આજ મને કોણ જાણે શું થયું છે? મારૂં મન પાછું પડયા કરે છે અને જાણે એવું થાય છે કે હું પણ પુરુષનો સ્વાંગ ધારણ કરીને આપની સાથે આવું."

"લીલા, વીરાંગનાને છાજે એવાજ તારા શબ્દો છે. પરંતુ આજનો પ્રસંગ જરા વિચિત્ર હોવાથી મારાથી તને યુદ્ધમાં સાથે લઇ જવાય તેમ નથી. એકાદ બીજું ભારે યુદ્ધ થવાનું હશે ત્યારે જરૂર હું મારી રણકુશલ લીલાને મારી સહાયમાં રાખીશ. આ તો એક નાના શત્રુને હણવાનો છે એટલે એટલું કાર્ય તો હું કરી શકીશ. એવા હલકા યુદ્ધમાં તારા જેવા મહારથી યોદ્ધાને લઇ જઇને મારે તારૂં ગૌરવ ઓછું કરાવવું? તું અહીં રહીને કિલ્લાનું રક્ષણ કરજે."

લીલા ઉદાસ થતી બોલી "આપ મશ્કરી કરી રહ્યા છો, પરંતુ આજે મારા મનની સ્થિતિ ઘણી વિલક્ષણ થઈ ગઇ છે. આજે કાંઇને કાંઈ અશુભ થવાનું છે એવું મારૂં મન મને વારંવાર કહ્યા કરે છે. મને આમ કેમ થાય છે તે તો પ્રભુને ખબર. આજની રાત તો હું તમારાથી જરાએ અળગી ન થાઉં એવું થયા કરે છે."

દુલીન લીલાને પોતાની નિકટમાં લેતો કોમળ સ્વરે બોલ્યો " ક્ષત્રી કન્યા મન આમ પોચું રાખે એ પાલવે ખરૂં ? એણે તો શુભાશુભનો વિચાર કરવા કરતાં પોતાના કર્તવ્યનો હરહમેશ વિચાર કરવો જોઇએ. વારૂ, પણ આજે તારૂં મન આટલું બધું ભયગ્રસ્ત થઇ ગયું છે તેનું કારણ તું જાણે છે ?

લીલાથી દુલીનનો તીક્ષ્ણ દૃષ્ટિપાત સહન ન થઇ શક્યો એટલે લાજાળ મુખે એ બોલી " શું કારણ હશે ? "

દુલીને હસતાં હસતાં જવાબ દીધો " તારા મનમાં હમણાંના નિરંતર વિવાહનાજ વિચારો ચાલ્યા કરે છે. આપણે એકાદા શુભ અને મંગળ કાર્યનું ચિંતન કરતા હોઇએ તે સમયમાં વચ્ચે બીજું કામ ઉપસ્થિત થઇ જાય ત્યારે આપણને પેલા મંગળ કાર્ય માટે સ્વાભાવિક રીતેજ શંકા–કુશંકા થયા કરે. અત્યારે આ પરિસ્થિતિ ઉભી થઇ છે તેથીજ તારૂં મન સ્નેહને વશ થઇને આવી કલ્પના કરે છે. મનને તો આપણે સ્વતંત્રતા આપવીજ નહિ, એને તો વશ વર્તાવીને આપણે આપણું કર્તવ્ય કર્યા જવું. કર્તવ્ય કરતાં શુભ વા અશુભ થાય તેનો ભાર આપણે શિરે વહન ન કરતાં પ્રભુને શિરેજ નાખી દેવો. વળી આજના કાર્યમાં ઇશ્વરી સંકેત છે એટલે જરાએ ચિંતાનું કારણ નથી. સૂર્યોદય પહેલાં તો વિજયની વરમાળ ધારણ કરીને હું તારી સમક્ષ હાજર પણ થઇ જઇશ. ".

દુલીને લીલાને આ પ્રમાણે શાંતિ આપવાનો ઘણો પ્રયાસ કર્યો પણ લીલાના મુખની મ્લાનતા દૂર ન થઇ શકી. નિરુપાયે પોતાના મુખ ઉપર કૃત્રિમ હાસ્ય ફરકાવતી લીલાએ દુલીનને ખુશી રાખવા એને જવાની રજા આપી. દુલીનના ગયા પછી એ સ્વગત બોલવા લાગી " એમણે મારા મનનું આટ આટલું સાંત્વન કર્યું પણ

મન તો જરાએ માનતું નથી. ત્યારે શું ખરેખરજ કાંઈ અશુભ થવાનું હશે ? " તે આમ બોલતી પલંગમાં પડી અને અશ્રુ સારવા લાગી.

દુલીન લીલાના મનનું સાંત્વન કરીને કાંઇ પણ વિશેષ ગરબડ ન કરતાં પોતાના પાંચસો ચુનંદા માણસોને લઇને કિલ્લાની બહાર નીકળી પડયો અને લપાતો છુપાતો નિર્ણીત કરેલે સ્થળે આવી પહોંચ્યો. કેવી રીતે વર્તવું તેની પોતાના સૈન્યને જોઇતી તમામ સુચના એણે આપી દીધી અને વધારામાં જણાવ્યું કે, હું લાલ રંગનું બાણ આકાશમાં ફેંકું એટલે તમારે યુદ્ધ શરૂ કરી દેવું, અને ધોળા રંગનું બાણ ફેંકું એટલે તમારે હથીઆર વાપરવાં બંધ કરી દેવાં."

રાત ધીમે ધીમે વધતી જતી હતી. શુકલ પક્ષની તેરશની રાત હતી એટલે નિશાનાથ પૃથ્વી ઉપર પોતાનો પ્રકાશ પુરી રહ્યો હતો. સર્વની દૃષ્ટિ શત્રુના આવવાના માર્ગ ઉપરજ વળેલી હતી. પ્રત્યેક સૈનિક જાણતો હતો કે આજના યુદ્ધનું સ્વરૂપ કાંઇ જુદુંજ છે. પચીસ હજારની સામે પાંચસોએ બાથ ભીડવાની હતી; છતાંએ દુલીને અજબ રીતે વ્યૂહ ગોઠવેલો હતો એટલે એના સૈનિકોનો આનંદ સમાતો નહોતો. એમને અત્યારથીજ ખાતરી થઇ ચુકી હતી કે વિજય એમનો પોતાનોજ છે. રાતના સાડાદસ વાગી ગયા પણ યમધુલીના માર્ગ ઉપર શત્રુના આવવાનાં કશાં ચિન્હ જણાયાં નહિ એટલે દુલીનને વહેમ પેઠો કે ગુલાબીએ કાંઈ ભૂલ તો નહિ કરી હોય ! પરંતુ એટલામાંજ એને દુરબીનમાંથી જણાયું કે ઘણે દૂર ધસારાબંધ કોઇ ચાલ્યું આવે છે. દુલીનના મનમાં હવે ઉત્સાહ પ્રકટયો અને આનંદથી શત્રુના આવવાની રાહ જોઇ રહ્યો. પ્રચંડસિંહ પચીસ હજાર માણસને લઇને આવવાનો હતો, પરંતુ એને વચન આપ્યા છતાં એક વા બીજા નિમિત્તે કેટલાક સરદારો

એની સહાયે ન આવ્યા; તેથી માત્ર સાત આઠ હજારનું સૈન્ય એ એકત્રિત કરી શકયો હતો. સૈન્ય ધાર્યા કરતાં ઘણું ઓછું એકત્રિત થઇ શકયું તેથી આક્રમણ લઇ જવું કે વિચાર બંધ રાખવો એમ પ્રચંડસિંહનું મન દ્વિધા થઈ ગયું. પણ એને સાંભરી આવ્યું કે "હું કિલ્લા આગળ જઈશ એટલે કિલ્લાનાં ફુટેલાં માણસ મને આવી મળશે એટલે કશી ચિંતા નથી." આવા વિશ્વાસે એણે કુચ કરી અને બરોબર અગીઆરને સુમારે એ યમ-ધુલીના રસ્તા ઉપર આવી પહોંચ્યો. દુલીનના વ્યૂહની તો એને કલ્પના સરખીએ નહોતી; એટલે નિર્ભયપણે ઉંડી લાંબી નેળમાં થઇને એનું લશ્કર ચાલ્યું આવતું હતું. એ આખોએ રસ્તો પ્રચંડ-સિંહના સૈન્યથી કીડીઓ ઉભરાય તેમ ઉભરાઇ ગયો. નેળના નાકા આગળ દુલીને દિવાલ ચણાવી લીધી હતી ત્યાંથી પંદર વીસ હાથને અંતરે એ સૈન્ય આવી પહોંચ્યું કે તરતજ આકાશમાં એક લાલ રંગનું બાણ ઉડતું દેખાયું, અને તેની સાથેજ દિવાલ ઉપર સ્થળે સ્થળે પથરાઓના ગંજ ભરી દીધેલા હતા તે ભડોભડ આવીને યમધુલીના માર્ગ ઉપર ભયંકર વેગથી પડવા માંડયા. આમ અચાનક પાષાણ-વૃષ્ટિ થવાથી કેટલાએ સૈનિકોનાં માથાં ફુટયાં, કેટલાકની છાતી તુટી ગઇ, કેટલાકનાં મર્મ-સ્થળ ભાગી ગયાં, કેટલાકના હાથ પગ કચરાઈ ગયા. આમ ક્ષણમાત્રમાં પ્રચંડસિંહના સૈન્યનો રોળ વળી ગયો. પાષાણ-વૃષ્ટિમાંથી બચી જવાને સૈનિકો ગભરાટીઓ પ્રયત્ન કરવા લાગ્યા. પ્રાણસંકટમાંથી ઉગરવા નાસ ભાગ કરવા લાગ્યા. પાછળ સન્યનો નવો ધસારો આવ્યા કરતો હતો એટલે તેમનાથી પાછળ પણ હઠાતું નહોતું. પ્રાણ-સંકટમાંથી બચી જવા સૈનિકો જબરી નાસ ભાગ કરવા લાગ્યા. એમને પોતાના શરીરનું એ ભાન ન રહ્યું એટલે ઘાભરા બનેલા અસંખ્ય

સૈનિકો બાજુમાં વહેતી બાણગંગાના ભોગ થઇ પડયા. પ્રચંડસિંહ પળવારમાં સમજી ગયો કે સકળ સૈન્ય યમની દાઢમાં ભરાઇ ચુકયું. એણે તરતજ સૈન્યને પીછે હઠનો હુકમ આપી દીધો. પરંતુ સૈન્ય પાછું હઠવા માંડયું એટલે તો તેના ઉપર દુલીને ગુપ્ત રાખેલા મોરચાઓ ઉપરથી બંદુકોની અસંખ્ય ગોળીઓ છુટવા લાગી. આંખના પલકારામાં જીવલેણ ગોળીઓથી વીંધાઇ વીંધાઇને અસંખ્ય સૈનિકો પડવા લાગ્યા. યમધુલીના તમામ માર્ગ ઉપર પ્રચંડસિંહનું સૈન્ય કીડીઓની માફક ઉભરાતું હતું તે તમામ પાછું હઠે તે પહેલાં રેંસાઇ ગયું. પ્રચંડસિંહે દુલીનના સૈન્ય ઉપર મારો ચલાવવા ઘણીએ પેરવી કરવા માંડી પણ એનું સૈન્યજ દેખાયું નહિં. જાણે અંતરિક્ષથી એના સૈન્ય ઉપર મારો ચાલી રહ્યો હોય એમ એને ભાસ થયો. બંદુક અને તોપોના ગોળાઓની જ્યાં ઝડીઓ પડવા માંડી ત્યાં આ સૈન્યનો શો હિસાબ ? આખો રસ્તો અને નદી મરેલાનાં શબ અને જખમી સીપાઇઓથી ચીકાર થઈ ગયાં એટલે જીવતા રહેલા નાસે પણ કઇ દિશામાં ? શત્રુની આવી અનુકંપનીય દશા દેખીને દુલીને ધોળું બાણ છોડી યુદ્ધ બંધ કરાવ્યું. એણે પ્રચંડસિંહ પાસે શરત કરાવી લીધી કે હવે કોઇ દિવસ પણ કાંગ્રાના સુબેદાર દુલીન બહાદુરને ત્રાસ આપવો નહિં અને પછીજ દુલીને એને છુટો કર્યો. મૃત્યુ પામેલા સૈનિકોના શબસંસ્કાર માટે દુલીને પ્રચંડસિંહને બધી ગોઠવણ કરી આપી અને જતાં જતાં ફરી પણ એકવાર દુલીને એને પોતાના માર્ગમાં આડે ન આવવાની સખત તાકીદ આપી. આ યુદ્ધથી પ્રચંડસિંહની મતિ ઠેકાણે આવી ગઈ. દુલીન ઉપર વેર લેવાની એની બુદ્ધિ શમી ગઈ. દુલીન ઉપર એને આદરભાવ થયો અને એની સમક્ષ એણે એવી પ્રતિજ્ઞા પણ લીધી કે " અન્યાયના કાર્ય

માટે હું કોઇ દિવસ પણ હાથમાં તલવાર પકડીશ નહિ." એ શત્રુ મટી દુલીનનો મિત્ર થયો. આ યુદ્ધમાં ખાસ આશ્ચર્યજનક તો એ હતું કે, દુલીનનો એક પણ માણસ મૃત્યુ પામ્યો નહોતો; અરે મૃત્યુ તો શું પણ એના પાંચસો માણસોમાંથી એક પણ માણસના લુગડાને લોહીનો ડાઘ સરખો પડયો નહોતો. આ કાંઇ જેવો તેવો વિજય ન ગણી શકાય. આ તો વિજયની પરાકાષ્ટાજ હતી! શુકલ ચતુર્દશીના બ્રાહ્મ મુહૂર્તમાંજ અખંડ વિજય મેળવીને પૂર્ણ ઉત્સાહભર્યો દુલીન કિલ્લામાં આવી પહોંચ્યો. પરંતુ કિલ્લામાં પ્રવેશ કરતાંજ એને સર્વ સ્થળે ઉદાસી પ્રસરી રહેલી જણાઇ. એના મનમાં ચીરાડો પડયો અને સીધોજ એ મહાલયમાં ગયો. મહાલયમાં પણ શૂન્યતાનોજ ભાસ થતો હતો એટલે એ વધારે ગભરાયો. ત્યાંથી એ અંતઃપુરમાં દોડયો. "માતાજી! લીલા! ગુલાબી!" કહીને એણે વળી બુમો પાડી. પણ કોઇએ ઉત્તર આપ્યો નહિ. અશુભની આશંકા રાખનારી લીલાને પોતે અખંડ વિજય મેળવીને આવ્યો છે એ વધાઇ કહીને વધારે લાજ્જળ કરવા માટે એ ટમટમી રહ્યો હતો; પરંતુ આખો મહાલય એને નિર્જન ભાસવા લાગ્યો. યુદ્ધમાં જતાં પહેલાંનાં લીલાનાં વચનોનું એને સ્મરણ થઇ આવ્યું. "લીલાને શંકા હતી તેવું કાંઈ અશુભ તો નહિ થયું હોય?" એ વિચારે એ વ્યાકુળ બન્યો. અંતઃપુરમાંથી એ લીલાના આવાસમાં ગયો. ત્યાં એણે બે ચાર બુમો પાડી પરંતુ ત્યાંથી પણ કોઇએ 'ઓ' એમ ન કહ્યું. છેવટે દુલીન કંટાળીને ધાંટો પાડીને બોલી ઉઠયો "અરે કોઇંજ આખા મહાલમાં નથી કે શું? આ બધો શો ગોટાળો છે?" દુલીને થાકીને ચૈતન્યને હાંક મારી. ધ્રુજતો ધ્રુજતો આંખમાંથી આંસુ નીગાળતો, "હું અનંત અપરાધી છું" એવો ભાવ દર્શાવતો ચૈતન્ય ધીમે રહીને દુલીન પાસે આવીને ઉભો રહ્યો. એની પાછળ મેનકા નામની એક દાસી પણ આવી અને રડવા જેવું

મોહું કરીને ઉભી રહી. આમને બન્નેને આવી સ્થિતિમાં ઉભાં રહેલાં જોઇને નિરાશ થતો દુલીન પાસે પડેલા સોફા ઉપર કપાળે હાથ મુકતો બેસી ગયો. પછી ઉંચી દૃષ્ટિ કરીને એણે પૂછ્યું " કાંઈ અશુભ સમાચાર કહેવા આવેલાં છો ? " બેમાંથી કોઇએ ઉત્તર આપ્યો નહિ. વળી દુલીન થોડીવાર શાંત બેસી રહ્યો. પછી ધીમે સ્વરે એણે ચૈતન્યને પૂછ્યું "ચૈતન્ય, પેલાં ત્રણ કેમ દેખાતાં નથી ? આ બધું શું છે ? તમારાં બન્નેનાં મુખ કેમ ચિંતાગ્રસ્ત લાગે છે ?"

ચૈતન્ય અશ્રુ સારતો બોલ્યો " મેનકા, મહારાજને પેલી ચીઠી આપ. " મેનકાએ ધ્રુજતે હાથે દુલીનના હાથમાં ચીઠી મુકી. દુલીને ચીઠી લેતાં મેનકાને પૂછ્યું " મેનકા, માતાજી, લીલા ગુલાબી એ બધાં કયાં ગયાં ?" મેનકા બી'તી બી'તી બોલી " હજુર, આપના ગયા પછી બારેક વાગ્યાને સુમારે કિલ્લામાં જબરી ગરબડ થઇ રહી. "દોડો, ભાગો, શત્રુ અંદર આવ્યો છે " એવા મહાલય આગળ મોટા મોટા પોકાર થવા લાગ્યા, અને તેવામાં બે ચાર તોપના અવાજ પણ સંભળાવ્યા. આથી અંતઃપુરમાં ઘણો ગભરાટ ફેલાઈ ગયો અને આ સર્વ પ્રયત્ન પોતાને પકડવા માટેજ હશે એમ ધારીને તો લીલા બેને કાંઈક નાસી જવાનો વિચાર કર્યો. પોતાની સાથે ગુલાબીને લેવાનો વિચાર પણ હતો; પણ ગુલાબી તો સંધ્યાકાળથી જણાતી નહોતી એટલે એ જાનકીને લઇને ગયાં. એમણે પુરુષનો સ્વાંગ સજેલો છે. માતાજીએ તો પહેરેલાંજ વસ્ત્ર રહેવા દીધાં છે. અલ્પ સમયમાં બની એટલી તૈયારી કરીને લીલાબેન ત્રણ વિશ્વાસુ સિપાઇઓને લઇને અંતઃપુરમાં જે એક ભોંયરૂં છે ત્યાં થઇને નીચે ઉતરતાં હતાં; એટલામાં એમને કાંઇ સાંભરી આવવાથી ઉતાવળમાં આ ચીઠી લખી કાઢીને આપને આપવા માટે મને આપી. એમણે અંત-

પુરનાં તમામ માણસોની પ્રેમપૂર્વક રજા લીધી અને ભોંયરામાંથી ઉતરીને પોતે લીધેલાં માણસો સાથે કિલ્લાની બહાર ચાલ્યાં ગયાં. જાનકીને લઇ જવાનો એમનો વિચાર નહોતો, પણ માતાજી જોડે એકાદ માણસ જોઇએ એમ કરીને એને લઇ ગયાં. એ કહેતાં હતાં કે આગળ પાંચજ ઘોડા છે."

મેનકાની વાંત સાંભળીને દુલીનનો શોક ઘણો ઓછો થઇ ગયો અને નિરાશાનું હવે કોંઇ કારણ રહ્યું નથી એમ ધારીને એનામાં ધૈર્ય પણ આવ્યું. એણે ચૈતન્યને પૂછ્યું " ચૈતન્ય, લીલા પોતાની સાથે કોને તેડી ગઇ છે?" ચૈતન્યને શું જવાબ આપવો તે ન સુઝયું. એ અત્યંત વિશ્વનીય અને સ્વામિભક્ત હતો એ વાત બધીએ ખરી, પણ એનામાં એક મોટો દોષ હતો. એ ઘણોજ ડરકુ હતો. " નાસો, ભાગો " એવી બુમો પડવા માંડી કે તરતજ એ તો પોતાની ઓરડીમાં ભરાઇ ગયો અને લાકડાં ભરવાના ખુણામાં જાઇને લપાઈ બેઠો. જ્યારે બધું શાંત થઇ ગયું ત્યારે એ ધીમે ધીમે બહાર નીકળ્યો. એટલે લીલા ભોંયરામાં થઇને ચાલી ગઇ એ શિવાય વિશેષ એ કાંઇ જાણતો નહોતો. એટલે બે હાથ જોડીને એ બોલ્યો " બહાર દરબારગૃહમાં હાકિમસિંહ વિગેરે હજુરની રાહ જુવે છે. આપ ત્યાં પધારો એટલે એ આપને તમામ હકીકત કહેશે." દુલીને ચૈતન્યના બોલવા ઉપરથી તરતજ કયાસ કરી લીધો કે ભાઇસાહેબ બીકના માર્યા કાંઈ ભરાઇ બેઠા હશે એટલે એમને કશીય ખબર નહિ હોય. દુલીન સોફા ઉપરથી ઉઠીને ઉભો થઈ ગયો અને સીધોજ દરબારગૃહ તરફ વળ્યો. ત્યાં હાકિમસિંહ, બન્નુ, સોહનલાલ વિગેરે ચિંતિત વદને દુલીનની રાહ જોઇ રહ્યા હતા. દુલીનને સર્વેએ નમન કર્યું અને એના સામું શોકવિહ્વળ મુખે જોઈ રહ્યા. દુલીને

સર્વેને બેસવાની આજ્ઞા કરી, પછી હાકિમસિંહને પોતાની છેક નિકટ બોલાવીને બધી હકીકત પૂછવા માંડી. હાકિમસિંહ ખેદયુક્ત સ્વરે કહેવા લાગ્યો "હજુર, કાલે કિલ્લામાં થોડી ગરબડ તો થઇ હતી, પણ માતાજીએ જો જરા ધૈર્ય રાખ્યું હોત તો આટલો બધો ઘોટાળો ન થાત. જે ગરબડ થઇ તે સુચેતસિંહે ફોડેલાં માણસોએ કરાવી. આપણે કેટલાક તોફાની નાયકોને કેદ કર્યા છે પણ ઉમરાવ-સિંહ છુટો રહી ગયો છે. એણે આ બધું તોફાન મચાવી મુક્યું. આપ કિલ્લામાંથી નીકળ્યા ત્યાર પછી રાત્રે એણે હુલકું પડાવ્યું. સુચેતસિંહનો ઉદ્દેશ લીલાવતી બેનને નસાડી જવાનો હતો અને તે આમ કરવાથી સફળ થયો. આપ કિલ્લામાં નહોતા તેથી મેં ઘણી સાવચેતી રાખી હતી અને હું પોતે સૈન્ય લઇને કિલ્લાના દરવાજા આગળ ઉભો રહ્યો હતો. બારેક વાગ્યાનો સુમાર થયો હશે એટલે બસો અઢીસો માણુસ મહાલય આગળ એકત્ર થઇ ગયું અને "નાસો, ભાગો, શત્રુએ અંદર પ્રવેશ કર્યો છે" આવી બુમાબુમ થવા લાગી. આ બુમો સાંભળીને મેં તરતજ મહાલય આગળ કેટલુંક સૈન્ય મોકલી આપ્યું અને ગોલંદાજોને કેટલાક ખાલી બા'ર કરવાને પણ હુકમ આપી દીધો. સૈન્ય મહાલય આગળ જઇ પહોંચ્યું એટલામાં તો એકઠા થયેલા લોક કિલ્લાના બજાર તરફ વળ્યા અને દુકાનોમાં ભરાઇ બેઠા. ઘણા થોડા સમયમાં પાછી સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ એટલે મને વધારે નવાઇ લાગી. તેથી આ હકીકત શી છે તે જાણવા હું જાતે મહાલય આગળ આવ્યો. ત્યારે મને ખબર પડી કે સૈન્ય આવતાંજ હુલકું પાડનારા નાસી ગયા છે. આવું ખોટું હુલકું કેમ પડાવ્યું હશે તેનું કારણ મારાથી તે વખતે તો ન સમજાયું, પણ પેલા લોકોને શિક્ષા કરવાને હું સૈન્ય સહિત બજારમાં ગયો અને લગભગ નવ દસ માણુસોને મેં પકડી લીધા અને તેમને મેં

પૂછવા માંડયું ત્યારે તેમણે કહ્યું કે, આ બધું કારસ્થાન ઉમરાવસિંહનું છે. લાગલોજ મેં ઉમરાવસિંહને કેદ કરી લીધો. પછી એને મેં ઉધડો લેવા માંડયો ત્યારે એણે પોતાનો અપરાધ કબુલ કર્યો અને કહ્યું કે, લીલાવતી બેનને નસાડી જવાને માટેજ આ હુલકુ પડાવ્યું હતું. તરતજ મારા મનમાં ચીરાડો પડયો અને લાગલોજ મહાલયમાં જઇને મેં રાણીજીની તપાસ કરાવી; પણ ખબર મળી કે એ તો ચોરવાટે કયારનાંયે જતાં રહ્યાં છે. મેં તરતજ એમનો શોધ કરાવવા સ્વારો મોકલી દીધા છે. આપના આવ્યા પછી તો અલિવર્દીને પણ મોકલ્યો આપ્યો છે. અને ઘણી મોડી ખબર મળી. જો તરતને તરત ખબર મળી હોત તો રાણીજી વિગેરેને અત્યાર સુધીમાં તો પાછાં પણ આણ્યાં હોત."

હાકિમસિંહની વાત સાંભળીને દુલીન થોડીવાર તો એમને એમ બેસી રહ્યો. પછી પ્રાતર્વિધિથી પરવારી નાસ્તો કરીને ચોર-વાટે થઇને જે રસ્તો નીકળે છે ત્યાં જવાનો એણે વિચાર કર્યો. બધા પરવારીને તૈયાર થયા એટલે દુલીન તેમને લઇને કિલ્લાના દરવાજાના બહાર નીકળીને ચોરવાટ તરફ જવા નીકળી પડયો. આ ચોરવાટ કિલ્લાના અંતઃપુરમાંથી નીકળીને કિલ્લાથી દોઢ કોસ ઉપર માંદુર નામનું એક ગામ છે ત્યાં નીકળતી હતી. ત્યાં આગળ એક મકાન છે, તેમાં પાંચ ઘોડા અને ચાર પાંચ રખવાળ નિરંતર રહેતા હતા. આ ચોરવાટની ઘણા થોડાને ખબર હતી. સુચેતસિંહે આ ગુપ્ત ચોરવાટની બાતમી મેળવી દીધી એટલે એનું કાર્ય ઘણું સરળ ગઇ પડયું. દુલીને પેલા મકાનમાં જઇને તપાસ કરી તો ત્યાં અલિવર્દી અને થોડા સ્વારો ઉભેલા હતા. એણે અલિવર્દીને પૂછયું "કેમ અલિવર્દી શી ખબર છે ?"

અલિવર્દી ખિન્ન થતો બોલ્યો "હજુર, અમને આવતાં થોડું મોડું થઇ ગયું. અમારા આવ્યા પહેલાંજ રાણીજી ચાલ્યાં ગયાં છે. લીલાવતી બેન પુરુષના સ્વાંગમાં હતાં. ઘોડા પાંચજ હોવાથી એમણે રાણીજીને પોતાની સાથે પોતાના ઘોડા ઉપર બેસાડી લીધાં અને બાકીના ચાર ઘોડા ઉપર જાનકી, અકરામખાં, ધન્નુ અને એક મુલતાની મુસલમાન એ ચાર જણા બેઠા. એમનો વિચાર ક્યાં જવાનો હતો અને એ કઇ દિશામાં વળ્યાં તેની રખવાળોને કાંઇ ખબર નથી. મને લાગે છે કે લીલાવતી બેને એ વાત એમને જાણી જોઇને નહિ કહી હોય. હવે આપ જેવી આજ્ઞા કરો તેમ વર્તવા તત્પર છીએ."

આ નિરાશાજનક વાત સાંભળીને દુલીન ઘણો વિચારવંત હતો છતાંએ વિચારશૂન્ય બની ગયો અને અલિવર્દી ઉપર ક્રોધ કરતો બોલ્યો "તારે એમાં મારા હુકમની રાહ શી જોવાની હતી? પાંચ પચાસ સ્વારો જુદી જુદી દિશામાં તપાસ કરવા મોકલી દેવાનીએ તારી બુદ્ધિ ન ચાલી?"

અલિવર્દીએ કાંઇ જવાબ ન દીધો. અહીં વધારે સમય વીતાવવો યોગ્ય ન લાગવાથી દુલીન બધાને લઇને કિલ્લા તરફ પાછો વળ્યો અને હાકિમસિંહ સાથે વિચાર કરીને સુચેતસિંહનાં જ્યાં જ્યાં ઠેકાણાં હતાં તે તમામ સ્થળે એણે સ્વારો મોકલી દીધા તેમ અન્ય સ્થાનોમાં પણ તપાસ ચલાવવા માંડી. દુલીનને કાંઇ સાંભરી આવ્યું એટલે એણે અલીવર્દીને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "અલિવર્દી, તારી પાસે પગલું કાઢનારા પગી ઘણા સારા છે. તેમને તું આ લોકની શોધ કરવા માટે સત્વર મોકલવાની તજવીજ કર."

"હજુર, એ કાંઇ આ અલિવર્દીખાનને કહેવું પડે એમ છે? મેં ક્યારનાયે મારા ચાર બાહોશ પગીને મોકલી દીધા છે. એ એવા કાબેલ છે કે પત્તો લગાડયા વિના કદી પાછા ફરવાના નથી."

આ સમાચારથી દુલીન ખુશ થઇ ગયો અને એની પીઠ થાબડતો બોલ્યો "શાબાસ, ત્યારે હું તારા ઉપર મિથ્યાજ ક્રોધે ભરાયો. તારા જેવા દક્ષ મનુષ્યો મારી સહાયમાં છે એટલે મારી લીલા મને સત્વરજ પાછી મળશે."

---

## પ્રકરણ ૩૧ મું — ગુલાબીનો અંત

રાણી ચંદ્રકુમારી અને રાજકુમારી લીલા પોતાની અમૂલી આબરૂનું રક્ષણ કરવા કિલ્લામાંથી નીકળી પડયાં હતાં; પરંતુ તેમણે જતાં પહેલાં પોતાની સાથે ગુલાબીને પણ તેડી લેવાનો વિચાર કર્યો અને એની તપાસ પણ કઢાવી; પરંતુ ગુલાબીનો તરત પત્તો નહિ લાગવાથી એ ભયનાં માર્યાં ત્વરિત ગતિએ ચાલ્યાં ગયાં.

ગુલાબી પાસેને પાસેજ રહેતી હતી અને આજનો પ્રસંગ કટાકટીનો હતો તે પણ એ જાણતી હતી. તો આવો મામલો હોવા છતાં એ ક્યાં ગઇ હશે તેવો સ્વાભાવિક રીતેજ પ્રશ્ન થાય; એટલે આપણે પ્રથમ એનોજ શોધ કરવો રહ્યો. આ ઐતિહાસિક કથાનકમાં ગુલાબીએ કેટલો બધો અગત્યનો ભાગ ભજવેલો છે તે વાંચનાર ઘણી સારી રીતે જાણે છે. જો ગુલાબી સાથે દુલીનનો મેળાપ સમુળગોએ ન થયો હોત તો દુલીનનું ચરિત્ર જુદાજ પ્રકારનું ઘડાત; એટલુંજ નહિ પરંતુ પોતાનું સત્ય વૃત્તાંત નહિ જાણવાથી દુલીનનું

જીવન ઉદ્વેગમાંજ વહ્યું જાત. ગુલાબીએ દુલીનનું જન્મવૃત્તાંત કહીને એના જીવનની દિશા બદલી, લીલા જેવી અનુપમ સૌન્દર્યવતી અને સદ્ગુણી રમણી સાથે એની મેળ મેળવી એના શુષ્ક જીવન સરોવરને લહેરો લેતું કરી મૂક્યું અને એનાં વહેણ અખંડ આનંદના મહાસાગરમાં વાળી આપ્યાં. દુલીનના જીવનમાં આવું અનેરૂં પરિવર્તન કરાવનાર ગુલાબી આ અણીની વેળાએ રાણી પાસેથી કેમ ખસી ગઇ, એ ન છુકી શકે એવો કોયડો જણાય છે અને આપણને આશ્ચર્યમાં લીન કરી દે છે. ખરૂં જોવા જઇએ તો એમાં આશ્ચર્ય સરખુંએ શું છે? જે સૂત્રધાર અખિલ વિશ્વનું સૂત્ર પોતાના હાથમાં રાખી રહ્યો છે અને જેની મરજી વિના ઝાડનું પાંદડું સરખું હાલી શકતું નથી, તે સૂત્રધારેજ ગુલાબીને રાણીથી છુટી પાડી દીધી એમ પણ કેમ ન બને?

યમધુલીના યુદ્ધમાં દુલીન પ્રચંડસિંહનો સંપૂર્ણપણે પરાભવ કરી શકયો તે ગુલાબીને લીધે. જો ગુલાબીએ દુલીનને પ્રચંડસિંહની બાજીનો સ્ફોટ ન કરી દીધો હોત તો દુલીનને ઘણું વેઠવું પડત એ નિર્વિવાદ વાત છે. એટલે દુલીન લીલાની શોધ કરવામાં ગુલાબીને ભૂલી જાય એ શી રીતે બને? લીલાની શોધ માટે માટે બંદોબસ્ત કર્યા પછી એણે ગુલાબીની તપાસ કરી ત્યારે એને ખબર મળી કે, એ તો રાતની કિલ્લામાં નથી. એથી વિશેષ એ કાંઈ જાણી શકયો નહિ.

યમધુલીને રસ્તે થઇને આવવાનો પ્રચંડસિંહનો સંકેત જ્યારે ગુલાબીએ દુલીનને કહ્યો ત્યારે ગુલાબીના મનની સ્થિતિ ઘણી ચમત્કારિક થઇ હતી. દુલીનને આ સંકેતથી જાણીતો કરવો એ પોતાનું

કર્તવ્ય સમજતી હતી; પરંતુ એ સંકેત દુલીનને કહી દેવાથી એને પારાવાર નુકશાન થતું હતું તેથીજ એણે મહા કષ્ટ સાથે દુલીનને એ સંકેતની વાત કરી. દુલીન યમઘુલી જવા નીકળ્યો ત્યાં સુધી ગુલાબીના મુખ ઉપર ચિંતાની વિલક્ષણ છટા પ્રસરી રહેલી હતી. એ સૈન્ય સાથે યમઘુલી તરફ વળ્યો કે તરતજ ગુલાબી પણ કિલ્લા બહાર નીકળી પડી અને વૃક્ષોને ઓથે લપાતી છુપાતી યમઘુલી તરફ ચાલી. યમઘુલીના બીજે નાકે જઇને પ્રચંડસિંહનું સૈન્ય એ માર્ગમાં પ્રવેશ કરે તે પહેલાંજ એના સૈન્યમાંની એક વિશિષ્ટ વ્યક્તિને એ સૈન્યમાંથી બોલાવી લઇ તેને યુદ્ધમાં જતી અટકાવવાનો ગુલાબીનો હેતુ હતો. તેથી એ ઘણી સ્ફૂર્તિથી ચાલી જતી હતી. એને યમઘુલીને સરળ રસ્તે જવાનું ઠીક ન લાગવાથી પર્વતમાં થઇને જતા એક રાજમાર્ગે થઇને એ યમઘુલીની પેલી બાજુએ ગઇ. આ માર્ગ વિશેષ લાંબો હોવાથી એણે ઘણી ઉતાવળ કરી છતાં એ મોડી પડી; અને એ પહોંચી તે વખતે તો પ્રચંડસિંહનું સૈન્ય યમઘુલીના માર્ગમાં પ્રવેશ પણ કરી ચુક્યું હતું અને તેના ઉપર દુલીનનો મારો શરૂ થઈ ગયો હતો; એટલે ગુલાબીનો બધોએ પ્રયત્ન નિષ્ફળ ગયો. એ નિરાશ થઇને એક વૃક્ષ નીચે સુઇ રહી. પ્રભાત સમયે જરા જરા અજવાળું થવા આવ્યું ત્યારે એ જાગી અને આસપાસ સર્વત્ર નિસ્તબ્ધતા જોઇને એણે યમઘુલીમાં પ્રવેશ કર્યો. તે વખતે દુલીનનાં અને પ્રચંડસિંહનાં માણસો મરી ગયેલા સૈનિકોનાં શબ ઉંચકી ઉચકીને તેમનો સંસ્કાર કરવા પાસેના મેદાનમાં લાવી લાવીને મુકતા હતા. ત્યાં છુટા કેશે પવનમાં ઉડતા વસ્ત્રે અને ભયાનક વેશે ગુલાબી આવી પહોંચી. એને આવે વેશે જોઇને ઘણા સૈનિકો ગભરાઈ ગયા અને કેટલાકને તો એવું લાગ્યું કે આ કોઇ ભૂત આવી પહોંચ્યું કે શું ?

દુલીનના સીપાઈઓ પણ પાસે ઉભા હતા. તેમાંના કેટલાકે એને ઓળખી કાઢી. તેમણે એને ગુલાબી ગુલાબી કરીને બૂમ મારી. ગુલાબીએ સીપાઇઓને જોઇને વિકટ હાસ્ય કર્યું અને હાથના કડાકા ફોડતી એ દરેકે દરેક શબને જોતી ચાલી. એના એકંદર આવિર્ભાવ ઉપરથી સીપાઇઓને એમ લાગ્યું કે એ કોઇ મૃત સૈનિકને શોધી રહી છે. એટલે એક જણે એને પૂછ્યું "તું કોને શોધે છે?" પરન્તુ અત્યારે ગુલાબીનું ભાન ઠેકાણે નહોતું. એને ઉન્માદ થઇ આવ્યો હતો. એ ગાંડી થઇ ગઇ હતી. ઘડીમાં મોટેથી કાંઈ લવ્યા કરતી તો ઘડીમાં ભયંકર ટાઓટા પાડી પાડીને આખા સ્થળને ગજવી મુકતી હતી. આવી ઘેલછાના ચાળામાંએ પ્રત્યેક શબને જોતી જોતી ચાલતી હતી અને સુદાન પ્રાંતનો પોશાક ધારણ કરેલા સીપાઇઓનાં શબ જ્યાં જ્યાં પડેલાં હોય ત્યાં એ ખાસ ઉભી રહેતી અને ધારી ધારીને એ શબને જોતી હતી. એમ કરતાં કરતાં એક શબ ઉપર દૂરથી એની દૃષ્ટિ પડી. તરતજ વેગભરી એ ત્યાં દોડી ગઇ અને "હા, એજ એજ" એમ બોલતી એ ધબ લઇને પેલા શબ ઉપર પડી ગઇ. થોડીવાર તો એ નિશ્ચેષ્ટ પડી રહી, પણ પાછી તરતજ જાણે નિદ્રામાંથી જાગી હોય તેમ ઉઠીને એ શબનું નિરીક્ષણ કરવા લાગી. શબ ખરડાઇ ગયેલું હતું એટલે એનું મુખ સ્પષ્ટ જણાતું નહોતું. ગુલાબીએ એ શબને પોાતથી બન્યું તે પ્રમાણે સ્વચ્છ કર્યું. પછી થોડીવાર પોતાનું દુઃખ ભૂલી જઇને શબના અંગ ઉપરની તમામ વસ્તુઓ જોવા લાગી. મરનાર વીરનું વય સાઠ બાસઠ વર્ષનું જણાતું હતું. તેના શરીરનો બાંધો મજબૂત જણાતો હતો. એનો પોષાક ઉંચા દરજ્જાનો હતો અને એના હાથમાં નાગી તલવાર ભરાઈ રહેલી હતી. એના કમરપટામાં

એક જમૈયો ખોસેલો હતો. એ જમૈયાને જોઇને ગુલાબીને બધું દુઃખ એકદમ સાંભરી આવ્યું. એણે જમૈયો પોતાના હાથમાં લીધો અને " આજ જમૈયો મારા કમરપટામાં ખોસવા પિતાએ મને આપ્યો હતો. ભાઈ, એજ જમૈયો આજે તું મને અહીં બોલાવીને આવી રીતે આપે છે " એમ બોલતી એ મોટેથી રડવા લાગી. નાનપણનાં ભાઇ બેનનાં સંસ્મરણો સ્મરણમાં લાવીને એ હાથ માથાં કુટવા લાગી. તોએ એના શોકનો વેગ ઓછો ન થયો, ત્યારે એ ભૂમિ ઉપર પોતાનું માથું પટકવા લાગી. ગુલાબીને આમ પારાવાર શોક કરતી જોઇને બધા સૈનિકો આશ્ચર્યચકિત થતા એની પાસે આવ્યા. પ્રચંડસિંહના સૈનિકો વિચાર કરવા લાગ્યા કે આ બાઇ સુદાની સૈનિકના પ્રેતને પોતાના ખોળામાં લઇને કેમ રડયા કરે છે ? દુલીનના સૈનિકોને વિચાર થયો કે સાહેબની ઘરડી માને આ શું ઘેલું લાગ્યું છે કે આ ભયંકર રણભૂમિમાં આવીને પ્રેતને જોઇ જોઇને રડયા કરે છે. બે ત્રણ જણે ગુલાબીને રડવાનું કારણ પૂછયું એટલે વળી એનો શોકભાર વધી ગયો. એને બહુ રડવું આવ્યું. એ રડતી રડતી બોલી " ભાઇઓ, શું કહું તમને ? હું ચાંડાલિની છું. આ મારો સગો ભાઇ થાય છે. એની સાથે મારો ભેટો થવા આજ સુધીમાં મેં અથાગ પ્રયત્ન કર્યા છે પણ છેવટે મારો અને એનો આ રીતે ભેટો થયો. આ જગતમાંથી એને નહિવત્ કરી નાંખવાને હું પાપિણી જ કારણભૂત બની છું. બળી એ વાત. તમને એ કહેવાથી ફાયદોએ શો ? મારો સગો ભાઇ તો આમ માર્યો ગયો, પણ તમે મારા ધર્મના ભાઇઓ છો તો આવો, મારા ઉપર દયા કરો. આ પેલી સામે ઉંચી ટેકરી દેખાય છે તેના ઉપર આ મારા ભાઇનું શબ ચઢાવી આપો, હું તમારી જન્મભરની ઋણી થઈ રહીશ."

ગુલાબીની વિનંતિ સીપાઈઓએ તરતજ માન્ય કરી અને પેલા શબને તેમણે તે ટેકરી ઉપર ચઢાવી આપ્યું. શબના સંસ્કાર માટે ગુલાબીએ આ સ્થળ પસંદ કર્યું હશે એમ સમજી સીપાઇઓએ એને પૂછ્યું કે 'સંસ્કાર માટે શું શું સાહિત્ય જોઇશે?' પરંતુ એ જવાબ આપી શકે એવી સ્થિતિમાં નહોતી. પોતાની કસુરને લીધે જ ભાઇનું મરણ થયું, તેથી એને અતિ શોક થઈ ગયો હતો અને એ શોકના સંતાપમાં પ્રજળી રહેલી એ પાગલ બની ગઇ હતી. કાંગ્રા દુર્ગ ઉપર આક્રમણ કરવા પ્રચંડસિંહ આવવાનો છે એ હકિકત એણે પેલી ગુફામાં રહ્યાં રહ્યાં જે રાત્રે સાંભળી હતી, તે રાત્રે એણે એ પણ સાંભળ્યું હતું કે પ્રચંડસિંહના સૈન્યનો મુખ્ય સેનાપતિ એનો ભાઇ છે અને એ પણ સાથે આવવાનો છે. આવી બે વાતો જ્યારે એણે સાંભળી ત્યારે કેવી રીતે વર્તવું તેનો એને મોટો વિચાર પડી ગયો. જો દુલીનને એ વાત ન કરે તો એનો ભાઇ બચે; પણ ત્યારે દુલીન સંકટમાં આવી પડે અને તેમ થાય તો હજારો લોકોને પરિતાપ થાય એ વાત પણ એના મન ઉપરથી ખસી નહિ. જો દુલીનને એ વાત કરે છે તો દુલીન બચી જાય છે અને પોતાનો સગો ભાઇ મરી જાય છે. આમ જાય તો કુવો અને આમ જાય તો અગ્નિ, આવી સ્થિતિમાં કયો માર્ગ ગ્રહણ કરવો તેનો વિચાર પડી જાય એ સ્વાભાવિક હતું. છેવટે ઘણો વિચાર કરીને દુલીનને બચાવવા એણે પ્રચંડસિંહનો સંકેત દુલીનને કહી દીધો, અને પોતાના ભાઇના પ્રાણ બચાવવા એ યમધુલી જવા નીકળી; પરંતુ માર્ગમાં એને મોડું થઇ જવાથી એના ભાઈની આ દશા થઇ. આ કારણને લીધે ગુલાબીને પોતાના મૃત બંધુને દેખીને કેટલું બધું દુઃખ થયું હશે એની આપણે કલ્પનાજ કરવી રહી. શોકભા-

રથી વિહ્વળ થતી એ, જડને પણ આંસુ પડાવે એવું કારમું આક્રંદ કરી રહી હતી. છેવટે એણે પોતાનું સર્વ સામર્થ્ય એકઠું કરીને પોતાના ભાઈનું મડદું ઉંચકી લીધું અને " ભાઇ, તારી હત્યારી બેને તારી હત્યા કરીને પોતાના પાપનો ઘડો ભરી દીધેલો છે. પ્રભુ મને આજ્ઞા કરે છે કે હવે આ પૃથ્વી ઉપર મારૂં અસ્તિત્વ ક્ષણભર પણ હોવું ઘટતું નથી. ભાઇ, જીવતાં જીવત તો હું તારી સાથે ન રહી શકી, પણ હવે તારા મુવા પછી તો એ લાવો લેતાં મને કોઈ અટકાવી શકતું નથી. હું તારી સાથે આવું છું. આ તારી ગરીબ બેનને જોડે લીધા વિના ન જઇશ. " આવા, વજ્ર–હૃદયને પણ પીગળાવી નાખે એવા ઉદ્ગાર કાઢીને પોતાના મૃત બંધુને ઉંચકતી એ તીવ્ર વેગે પાંચસો છસો હાથને અંતરે વહેતી બાણગંગા તરફ દોડી અને લાગલોજ એણે પોતાના ભાઇ સાથે નદીમાં ઝંપાપાત કરી દીધો. પડતાંની સાથેજ એની પ્રાણ–જ્યોતિ ઓલવાઇ ગઈ અને એનું શબ બાણગંગામાં વહેવા લાગ્યું. આવી રીતે કથાનકના રહસ્યની આ ચાવી દુલીનના ગુપ્ત જન્મ–વૃત્તાંતની પેટી ખોલીને ભવપટ ઉપરથી અદૃશ્ય થઇ ગઇ ! ! !

અહીં દુલીન ચાતક પ્રમાણે ગુલાબીની રાહ જોઇ રહ્યો હતો. એની સાથે રાણી અને લીલા સંબંધી ઘણી વાતો કરીશ એમ એને વિચાર આવતા હતા, પરંતુ એના કપાળે એ વિષયમાં નિરાશાજ લખાયલી હતી. છેવટે સાયંકાળે યમધુલીથી સીપાઇઓ કિલ્લામાં પાછા આવ્યા ત્યારે તેમણે દુલીનને ગુલાબીના શોકમય અંતની દુઃખમય વાર્તા સંભળાવી. એનું મૃત્યુ સાંભળીને દુલીનને અનહદ શોક થઇ આવ્યો. પોતાની બાલ્યાવસ્થાના ચૌદ માસ એ જેના ખોળામાં રમ્યો, જેણે પોતાનો પ્રાણહારક જખમ રુઝવીને પોતાને

પ્રાણદાન દીધું, જેણે પોતાનો ગૂઢ જન્મવૃત્તાંત સંભળાવી મનની ચિંતા દૂર કરી, અને જેણે લીલા જેવી સહધર્મિણી મેળવી આપી, તે ગુલાબી, પોતાની ઘરડી મા પ્રાણ ત્યાગ કરી ચાલી ગઇ એ સાંભળી એની આંખમાંથી ખરખરખર આંસુ વહેવા લાગ્યાં. પોતાની ઘરડી માના ગુણ સાંભરી આવવાથી એનો વિયોગ એને ખરેખરો સાલી ઉઠયો. હવે એને પોતાના વિચાર આવવા લાગ્યા. " અરેરે, મારૂં આટલું વય થયું પણ એ બધોએ કાળ મેં તો મારાં આપ્ત સ્વકીય વિનાજ ગાળ્યો. આટલી ગુલાબી ઘરડી મા જેવી હતી તે પણ ચાલી ગઇ. ઇશ્વરની એવીજ યોજના હશે. મારૂં અત્યાર સુધીનું આયુષ્ય મેં કષ્ટમાંજ વીતાડેલું છે. ખરી સૌખ્યદાયક સ્થિતિજ મેં ક્યારે દીઠી છે ? યૂરોપમાં જાણ્યું કે હું હિંદુ છું, આર્ય છું, ત્યારે જન્મભૂમિનાં દર્શન કરવાની મને તીવ્ર ઉત્કંઠા થઇ આવી. ઇશ્વરકૃપાથી માતૃ-ભૂમિનાં દર્શન પણ થયાં; ત્યારે નવી ચિંતા ઉત્પન્ન થઇ. અહીં નિર્વાહ શી રીતે ચલાવવો તેનો વિચાર થઇ પડયો. રણજીતસિંહે આશ્રય આપ્યો એટલે એ ચિંતા દૂર થઈ. સુબેદારની માનવંતી અને ગૌરવભરી પદવી મળી. કાંગ્રાનાં પ્રજાજન મારી વાહવાહ બોલવા લાગ્યાં. ગુલાબીએ મારો જન્મવૃત્તાંત કહી સંભળાવ્યો. દંડવરસિંહ, સુચેતસિંહ અને પ્રચંડસિંહનો પરાભવ કરીને અખંડ કીર્તિ મેળવી અને લીલા જેવું રત્ન લાભવાનો સમય આવ્યો ત્યારે મારા ભાગ્યાકાશમાં તપી રહેલા સુખ—સૂર્યને કાળા વાદળાએ ઘેરી લીધો. "

મનુષ્ય સ્વભાવે ગમે તેવો ખંતીલો હોય, ગમે તેવો ઉત્સાહ-વાળો અને ઉમંગી હોય, પરંતુ તેને એક પછી એક સતત નિરાશાનાં ઝુંડ વળગી પડે અને એને મુક્તજ ન કરે તો પછી એનો ઉત્સાહ

ક્યાં સુધી ટકી રહે ? એને એમજ થાય કે બળ્યું આ જીવન. ડુબું ડુબું કરતી જીવનનૌકા ડુબવાની આળસ કર્યા કરે તેના કરતાં સદા- વડી ડુબી જાય તે સારી. દુલીનના મનની સ્થિતિ અત્યારે તેવીજ થઇ રહી હતી. એને એમ થયું કે " લાવ હિમાલય ચાલ્યો જાઉં, આ જગત્ સાથેનો તમામ સંબંધ તોડી નાખીને ત્યાંજ બાકી રહેલું આયુષ્ય પૂરૂં કરૂં. " જો અત્યારે કાંગ્રાની પરિસ્થિતિ ગુંચવાડા વિનાની હોત, તો ખરેખર આ સુબેદારીને રામ રામ કરીને એ ક્યારનોયે કોઇ અરણ્યમાં ચાલ્યો ગયો હોત. પરંતુ કાંગ્રાની સુબેદારી મળવી જેટલી કઠણ હતી, તેટલીજ કઠિનતા અત્યારે એ સુબેદારી પદનો ત્યાગ કરવામાં એને જણાતી હતી. મનુષ્ય ઉપર ગમે તેવો દુઃખદ પ્રસંગ આવી પડે તોપણ પોતાની આબરૂને લાંછન ન લાગે એવું તો એ ઇચ્છેજ; અને તેમાંએ જે ચારિત્ર્યવાન હોય તેને તો પોતાની આબરૂ પ્રાણ કરતાંએ વિશેષ પ્રિય હોય છે. દુલીને કાંગ્રાનો અધિકાર અત્યારે છોડી દીધો હોત તો કોઈ એનો હાથ ઝાલે એવું નહોતું; પરંતુ તેમ કરવાથી શત્રુઓને હસવાનું થાય, પોતાના વિરુદ્ધ કાંઇ કાંઇ ખોટી વાતો ઉડે અને બધાએ એકત્રિત થઇ જઇને મહા- રાજાનું મન કલુષિત કરી નાખી પોતાના ઉપર કોઇ ભયંકર અપરાધનું ઓતાનું બેઆડી દે, એવો દુલીનને ભય રહ્યા કરતો હતો; એટલે એ અધિકાર ન છોડી શકયો. અંગનું એવું પોતાને કોઇ નથી એમ મનમાં આવવાથી એ ઘણો ઉદ્વિગ્ન થઇ ગયો હતો; પરંતુ જ્યારે એને બન્નુ, ધન્નુ, ચાંદખાં, અલિવર્દી, હાકિમસિંહ, ચૈતન્ય વિગેરે મિત્રોનો નિઃસ્વાર્થ સ્નેહ સાંભરી આવ્યો ત્યારે એનું નિરાશ થયેલું મન ઉત્સાહિત બની ગયું અને ઉલટો એના અંતરમાં એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે આવા નિઃસ્વાર્થ સ્નેહીઓ મને આવી મળેલા

છે અને મારા અડધા શુકને માથું આપવા તૈયાર છે તો પછી મારે નિરાશાનું કારણ શું છે ? ધીમે ધીમે અલ્પકાળનો નિરાશાવાદ ત્યાગ કરીને એ પાછો આશાવદી બની રહ્યો અને થોડા દિવસમાં તો પૂર્વવત્ દક્ષતાથી એ પોતાના અધિકારને શોભાવવા લાગ્યો.

જે દગાખોર દગલબાજોની દગલબાજીને પરિણામે લીલા મહાલયમાંથી અદસ્ય થઇ ગઇ હતી, તેમનું હવે શું કરવું તેનો વિચાર કરવાનું કામ દુલીનને પ્રથમ કરવાનું હતું. તમામ દગાખોરોને તેમના નાયકો સાથે જેલમાં રાખવામાં આવ્યા હતા અને તેમના જવાબ લેવાતા હતા. એ જવાબો ઉપરથી સ્પષ્ટ થઇ ગયું કે આ બધું કારસ્થાન સુચેતસિંહનુંજ હતું. ગુનેગારોએ પોતાનો ગુનાનો સ્વીકાર પણ કર્યો; તો પણ લોકો કદાચ એમ કહે કે દુલીને લીલાની ખાતર આ બધાને શિક્ષા કરી, એ ભયે તેમને શિક્ષા કરતાં એને વિચાર થઇ પડયો. ચાંદખાં દુલીનની મુંઝવણ પારખી ગયો. એણે પોતાને શિર તમામ જવાબદારી ખેંચી લીધી અને આ કેદીઓને પંજાબમાંથી હદપાર કરવા માટે મહારાજા રણજીતસિંહને પત્ર લખીને લાહોર મોકલી આપ્યા. ચાંદખાંના કાંગ્રા આવ્યા પછી દરબારમાં પત્ર–વ્યવહાર કરવાની દુલીનને સારી સવડતા થઇ ગઇ હતી. ચાંદખાં દરબારનો સારી રીતે ભોમીગો થઇ ગયેલો હોવાથી કેવા ધોરણસર ત્યાં પત્રો લખવા એ એના લક્ષમાં આવી ગયું હતું એટલે પત્રમાં સહી કરવા શિવાય દુલીનને કશી તસ્દી લેવી પડતી નહોતી. પેલા કેદીઓને લાહોર પહોંચતા કર્યા પછી મહારાજા તેમના સંબંધમાં શાં પગલાં ભરવા માગે છે તે પોતાને લખી જણાવશે એમ દુલીનનું માનવું હતું; પરંતુ ઘણા દિવસ થયા છતાં એ સંબંધી કાંઇ પત્ર ન આવ્યો. પણ કેટલાક દિવસે એને સુખનલાલ તથા ફકિરજીના પત્રો મળ્યા.

ફકિરજી પોતાના ઉપર રુષ્ટ થયા હતા છતાં એમણે કેમ પત્ર લખ્યો હશે તે જાણવાની ઉત્કંઠાથી એ પત્ર દુલીને પ્રથમ ફોડયો, અને તેમાં શું લખ્યું છે તે આતુર નયને વાંચવા લાગ્યો.

" પરમપ્રિય દુલીન બહાદુરનું અક્ષય મંગળ હજો. યમધુલી આગળ આપે જે રણકૌશલ્ય દાખવ્યું અને પહાડી પ્રદેશના દગાબાજ લોકોનાં જે લત્તાં લઇ નાંખ્યાં, તેની આત્મપ્રશંસારહિત સંક્ષિપ્ત હકીકત આપના પત્રમાં વાંચી. પરંતુ યમધુલીના યુદ્ધની સાદ્યંત હકિકત મહારાજાએ અન્યદ્વારા પુરેપુરી જાણી છે અને તે જાણીને આપના ઉપર એ અનહદ પ્રસન્ન થઇ ગયા છે. આપ જે પદ્ધતિથી કાંગ્રા પ્રાંતનો કારભાર ચલાવી રહ્યા છો તે પદ્ધતિ મહારાજના અંતરને ઠારી રહી છે અને દુલીન બહાદુર સરખા જો પાંચ દસ સુબેદારો મને મળી જાય તો મારૂં પંજાબ રામરાજ્ય થઇ જાય, એવા હર્ષોદ્ગાર એમના મુખમાંથી વારંવાર કઢાવી રહી છે. આપની કર્તવ્યપરાયણતા માટે આપને કેવું ઇનામ આપ્યું હોય તો ઉત્તમ કહેવાય તેનો મહારાજા વિચાર કરી રહ્યા છે. આપનો અધિકાર અને પગાર તો અત્યારથીજ વધારવામાં આવશે; પરંતુ તે ઉપરાંત ઘણો યોગ્ય પુરસ્કાર પણ આપને આપવાનો એમનો વિચાર છે.

મહારાજાની વિનંતીને માન આપીને કલકત્તાના ગવર્નર લૉર્ડ બેન્ટિક મહારાજાને મળવા પંજાબ પધારવાના છે. બન્નેની મુલાકાત રૂપાડ મુકામે થવાની છે. તે વખતે આપે સુસજ્જ થઈ આપનું નિવડેલું સૈન્ય લઇને ત્યાં પધારવાનું છે. બીજા પણ ઘણા સરદારો પોતાનાં સૈન્ય લઇને આવનાર છે. સ્વતઃ મહારાજા પણ પોતાનું ચુનંદું લશ્કર લઇને જવાના છે. પંજાબનું સૈન્ય કેવું છે એ લૉર્ડ બેન્ટિક સાહેબને નજરો નજર બતાવવાનો મહારાજાનો હેતુ

છે. આ વાત લક્ષમાં રાખીને યોગ્ય તજવીજમાં રહેજો. એજ. "

આ પત્રની સાથે ફકિરજીનો બીજો પત્ર ગુપ્ત લીપિમાં લખેલો હતો. એ વાંચવાથી દુલીનને સમજાયું કે એના ઉપર ફકિરજીનો પ્રેમ પૂર્વે હતો તેવોને તેવોજ કાયમ છે. વચ્ચે જે રુષ્ટતા એમણે દાખવી હતી તે કેવળ ધ્યાનસિંહને ફગાવવા માટે જ હતી. પોતાનો જુનો મિત્ર પોતાને પાછો પ્રાપ્ત થયો એ જાણીને દુલીનને ઘણો હર્ષ થયો. પછી એણે સુખનલાલનો પત્ર વાંચવાનો પ્રારંભ કર્યો. આ પત્ર એના પહેલાંના પત્રો કરતાં જુદાજ વલણનો હતો એટલે દુલીનને વહેમ પડયો. પત્ર પુરો વાંચી રહ્યો એટલે એની શંકા ખરી ઠરી.

" હજુરની સેવામાં આજે દરબારની હકીકત લખતાં મને વિલક્ષણ આનંદ થાય છે. યમધુલીમાં આપે બતાવેલા પરાક્રમથી દરબારનો રંગ એકદમ પલટાઇ ગયો છે અને જે તે " ધન્ય દુલીન સાહેબ " એવા ઉદ્ગાર કાઢી રહ્યું છે. એ ઉદ્ગાર આપના મિત્રોના મુખમાંથી નીકળે એમાં તો કશીએ નવાઇ નહિ; પરંતુ દરબારના આપના હિતશત્રુઓએ પણ આ વખતે તો પોંચા કરડયા છે અને આપની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. મોટા મહત્વની વાત તો એ છે કે, રાજા ધ્યાનસિંહે પણ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો છે. મહારાજા પ્રથમથીજ આપના ઉપર પ્રસન્ન છે, તેમાંયે આ યમધુલીના પ્રકરણે તો તેમની પ્રસન્નતા ઘણી વધારી દીધી છે. દરબારમાં આ વિષે ચર્ચા થતાં મહારાજાએ ધ્યાનસિંહને કહ્યું " રાજા ધ્યાનસિંહજી, દુલીન સાહેબના હિતશત્રુઓએ હવે એમનાં મોઢાં કેમ સંતાડી દીધાં છે ? બીચારો વિદેશી, એને નહિ અહીં કોઇ મિત્ર કે

આપ્ત જન, એટલે એની નિંદા કરવામાં કોણ પાછી પાની કરે ? એવા નિંદકોને જેટલી શિક્ષા કરીએ એટલી ઓછીજ કહેવાય. રાજાજી, દુલીન સાહેબ પાર્વતીય પ્રદેશના આપણા વિરોધી સરદારોના મિત્ર હશે કે શત્રુ ? કહો તમારૂં શું માનવું છે ? આટલી બધી એકનિષ્ઠા રાખવા છતાં જેણે દરબાર તરફથી નિંદા અને ઉપદ્રવ શિવાય કશું ઇનામ મેળવ્યું નથી, તેને હવે યોગ્ય પારિતોષિક આપવું ઘટે કે નહિ ? ”

મહારાજાના પ્રશ્ન ઉપર પ્રશ્ન સાંભળીને ધ્યાનસિંહને હજુરની સત્યનિષ્ઠાની ખાતરી થઇ ગઇ અને હજુરને યોગ્ય ઇનામ આપવાની પણ સલાહ આપી. આટલા દિવસ ધ્યાનસિંહ હજુરના વિરૂદ્ધજ હતો; પણ યમધુલીના પ્રકરણે એનું મન બદલ્યું છે. હવે એ ફકિરજી જેવોજ આપનો મિત્ર બની ગયો છે એવું સ્પષ્ટ જણાય છે. દરબારમાં એના બોલવાથી તેમજ એણે મને પોતાને ઘેર બોલાવીને બે વાતો કહી તે ઉપરથી મને તો એટલે સુધી ખાતરી થઇ છે કે. ધ્યાનસિંહ, સુચેતસિંહ અને ગુલાબસિંહ એ ત્રણે ભાઇઓ આપનું ઇષ્ટ સાધવા ખડે પગે થઇ રહ્યા છે. સદાચરણથી શત્રુ પણ મિત્ર થઇ જાય છે એવું લોકો કહે છે તે ખોટું નહિ. હજુરનો પત્ર આવ્યા પહેલાંજ હજુરના વિજયના વર્તમાન અહીં આવી ચુક્યા હતા. મહારાજાને તો આનંદ આનંદ થઇ રહ્યો. એટલામાં આપનોયે પત્ર આવી પહોંચ્યો. મહારાજાનો આનંદ ઉભરાઈ જતો હતો. એ આનંદની ખુશાલીમાં તેમણે મને ભર દરબારમાં શેલાં પાઘડીનો શરપાવ આપી દીધો. મને તો લાગે છે કે ધ્યાનસિંહેજ મહારાજાને આ વિચાર સુઝાડેલો. આ ત્રણે બંધુઓએ અત્યાર સુધી હજુરનો દ્વેષ કર્યા કર્યો તેથી એમને ઘણો પરિતાપ થાય છે.

હવે હજુર સાથે સંધિ કરવા એ ત્રણે ઘણા ઉત્સુક થઇ ગયેલા દેખાય છે. એમણે મહારાજાને એવી સલાહ આપી છે કે આ વખતે દુલીન બહાદુરને એકાદ જાગીર આપવી અને તેમ કરીને એમનું ગૌરવ વધારી દેવું. મહારાજાને પણ એ સલાહ ગળે ઉતરી છે. એજ. અહીં રહીને આપના વકીલ તરીકેનું કામ હું કેવી રીતે બજાવી રહ્યો છું એ લખવું આત્મસ્તુતિ ગણાય માટે નથી લખતો. ”

આ પત્ર ઉપરથી સહજ સમજાય છે કે સુખનલાલ ધ્યાનસિંહની મુઠીમાં રમી રહ્યો છે. પત્રમાં એકવાર બેવાર નહિ પણ ત્રણ ત્રણ વાર ધ્યાનસિંહના મનમાં આપને માટે આદરભાવ પ્રકટયો છે એ મતલબનો ઉલ્લેખ વાંચીને દુલીનનો સંશય દૃઢ થઇ ગયો કે સુખ-નલાલ પણ ફુટી ગયો છે. એણે પોતાની શંકા ખરી છે કે ખોટી તે જોવા ચાંદખાંને બોલાવ્યો અને એને સુખનલાલનો પત્ર વાંચવા આપ્યો. પત્ર વાંચતાં વાંચતાંજ ચાંદખાંનાં નેત્રો લાલ હીંગળોક જેવાં થઇ ગયાં. પત્ર પૂર્ણ વાંચી રહીને દાંત કચકચાવતો એ બોલ્યો “ હજુર, સુખનપાલ દગાબાજ દેખાય છે. મારૂં એવું માનવું હતું કે એ ઘણો વિશ્વાસપાત્ર છે, પણ ધ્યાનસિંહના ઝપાટામાં એ આવી ગયો એટલે એના સર્વ સદ્‌ગુણ ઉપર એણે પાણી ફેરવી વાળ્યું. એની જોડે યત્કિંચિત્ પણ સંબંધ રાખવો ઘટતો નથી. કોઇ એમ કહેશે કે સૂર્ય પૂર્વમાં ઉગવાને બદલે પશ્ચિમમાં ઉગવાનો છે તો તે હું કદાચિત્ માનું; પરંતુ ધ્યાનસિંહના મનમાં આપના પ્રત્યે આદર-બુદ્ધિ ઉત્પન્ન થઇ છે તે તો હું આમનો સૂર્ય આમ ઉગે તોયે ન માનું. સુખનલાલને કહીએ—બચ્ચા યાદ રાખજે હવે, આ ચાંદખાં સાથે કામ લેવાનું છે. ”

દુલીને કહ્યું " ચાંદખાં, એ બિચારા ઉપર આટલો બધો ક્રોધ ન કર. ધ્યાનસિંહે એને કંઇ લાલચ આપીને પોતાના પક્ષમાં લીધો હશે. ગમે તે હોય, આ વાત કોઇને જણાવવાની જરૂર નથી. હવે સુખનલાલ સાથે કોઇએ કોઇ પ્રકારનો પત્રવ્યવહાર કરવો નહિ એવું હાકિમસિંહ વિગેરેને ખબર આપી દો. વકીલની મારફત મને મુશ્કેલીમાં લાવી નાખવાનો ધ્યાનસિંહનો આ નવો દાવ છે. એટલે હવે આપણે વકીલ સાથેનો તમામ સંબંધ તોડી નાખવો એજ હિતકર છે. દરબારમાં હવે વકીલની આપણે જરૂર શી છે ? દરબારમાં શું ચાલે છે તેની બાતમી તો આપણને બીજી રીતેયે મળે છે. આપણને જો કાંઇ લખવું હશે તો આપણા ખાસ માણસ સાથે ઠેઠ મહારાજાનેજ પહોંચે એવી રીતે પત્ર લખીને મોકલી આપીશું એટલે થયું. આપણે અત્યારે સુખનલાલને કશું લખવું નથી. એનો બીજો પત્ર આવશે એટલે એની ભ્રષ્ટ દાનતનો આપણને પાકો પુરાવો મળશે. " આટલી વાતચીત થયા પછી ચાંદખાં દુલીનની રજા લઇને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૨ મું. — અંધ ભિખારી

" ફકિરજી, તમે મારા પ્રશ્નનો તદ્દન સ્પષ્ટજ ઉત્તર આપજો. તમને જેવું લાગે તેવું ચોખ્ખે ચોખ્ખું કહી દેજો. મહારાજાને મારાથી આમ કેમ કહેવાય એવો ભય રાખવાનું જરાએ કારણ નથી. કહો, હવે મારે શું કરવું ? "

" મહારાજ, જે આપના શત્રુ તે મારા પણ શત્રુ, અને જે આપના મિત્ર તે મારા પણ મિત્ર. દુલીન સાહેબ ઉપર મને

સંપૂર્ણ વિશ્વાસ છે અને એમને હું મારા સગા ભાઇ પ્રમાણે ગણું છું. સાહેબને મહારાજ મિત્રવત્ ગણે છે એમ હું સમજું છું અને એમણે દરબારની નોકરી પણ એવીજ ઉત્તમ બજાવેલી છે; એટલે સાહેબને મિત્ર પેરેજ ગણવા જોઇએ એવી મહારાજાની પુરેપુરી માન્યતા છે. તથાપિ—"

"કેમ બોલતાં અટકયા કેમ? તમને કોનો ભય લાગ્યો ?"

"મહારાજ, ગમે તેટલો તો પણ હું ફકિર, ગરીબ માણસ. કયાં રાજા ધ્યાનસિંહ અને કયાં હું ગરીબ ફકિર. આજ ધ્યાનસિંહ ચાહ્ય તે કરી શકે એમ છે. એના વિરુદ્ધ હું મુખમાંથી વરાળ સરખીએ કાઢું તો મને એ એની મરજી પડે તેવી શિક્ષા કરે તેમ છે. એ મારા જેવા નિરપરાધી મનુષ્યના ગળે પણ છરી ફેરવવા ધારે તો કોઇ એનો હાથ ઝાલી રાખે એવું નથી; એટલે દુલીન બહાદુરના સંબંધમાં મારી સલાહ શા ઉપયોગની ?"

"સમજ્યો ફકિરજી, તમારા કહેવાની મતલબ. હું આ રાજ્યનો માત્ર નામનોજ રાજા છું. ખરો અધિકાર તો રાજા ધ્યાસિંહના હાથમાં છે. એ સૂત્રધાર અને હું એના હાથમાંનું રમકડું. એ મને નચાવે તેમ હું નાચું. હું એકાદ વગાડવાનું વાજીંત્ર એટલે એ મને જેમ વગાડે તેમ હું વાગું. જેના ઉપર તે રૂઠયો તેને બચાવવા રણજીતસિંહ પણ અશક્ત. અર્થાત્ રાજા ધ્યાનસિંહ કહે તેજ રાત અને એ કહે તેજ દિવસ ! પરિસ્થિતિ આવી થઈ ગઇ છે, આમજ કહેવાનો તમારો આશય છે ને ?"

"હજુર—"

"ફકિરજી, હજુર વિગેરે આડંબરવાળા શબ્દો બોલવાનું કાંઇ પ્રયોજન નથી. તમારૂં અંતર જે સાખ પુરતું હોય તે સ્પષ્ટ

કહી દો. ધ્યાનસિંહનો ભય ધરવાનું કાંઇ કારણ નથી. તમને એમ લાગતું હશે કે ધ્યાનસિંહ દરબારમાં કર્તા હર્તા થઇ પડ્યો છે એટલે પોતાના પ્રભાવથી એ મહારાજાને પણ દાબી દે છે, એટલે એનાથી વિરુદ્ધ ચું પણ કેમ થઈ શકે ? તમે એનો સ્વલ્પ પણ ભય રાખશો નહિ. મારો દોષ મને સમજાયો છે. હવે દરબારમાં એના બોલવા ઉપર હું જરાએ વજન રાખવાનો નથી અને તેથીજ તમને કહું છું કે તમારો અભિપ્રાય બીન સંકોચે મને આપો. ”

“ હજુર, મને ફકિરને શું બોલતાં આવડે ? હું તો આપની અસીમ કૃપાને લીધેજ પ્રધાન પદે પહોંચ્યો છું. આપના એ ઉપકારનો બદલો વાળવા મારા પ્રાણની જરૂર પડે તો તે પણ આપવા તત્પર છું. ”

“ ફકિરજી, શાંત થાવ. મારૂં કહેવું એવું નથી કે તમારી મારા ઉપર ભક્તિજ નથી. એટલું ખરૂં કે મારા કરતાં ધ્યાનસિંહ તરફ તમારા મનનો ઢાળ વિશેષ લાગે છે. કદાચ તે પ્રીતિને લઇને નહિ હોય, ભયજ તેનું કારણરૂપ હોય; પરંતુ કોઈ પણ કારણને લઇને તમારૂં તથા અન્ય મંત્રીઓનું વલણ ધ્યાનસિંહ તરફ હોય તો પછી આ રાજ્ય–શકટ ચલાવવામાં કેટલી બધી અડચણ આવી પડે તેનો તમે વિચાર કરેલો જણાતો નથી. હું એ વાતનો સ્વીકાર કરૂં છું કે મેં એને જેમ વધારે માન્યો, તેમ એ મારા ઉપર પણ ચઢી વાગ્યો છે; પરંતુ એના એ તેજમાં અંજાઇ જાઉં એટલો હજી હું નિર્બળ બન્યો નથી. મારા રાજ્યની વૃદ્ધિ મેં સમશેરના જોરે કરેલી છે અને તેજ સમશેરના જોરથી રાજ્ય ટકાવી રાખવાની મારામાં તાકાત હજી જેવીને તેવીજ છે. પંજાબના રાજ્યનો

વિસ્તાર વધારવા, તેની કીર્તિ સર્વત્ર પ્રસરાવવા અને તેની પ્રજાનું સૌખ્ય ઉત્તમ પ્રકારે વધારવાની ઇચ્છાવાળો નોકર જો મને આજ પર્યંત કોઇ મળ્યો હોય તો તે માત્ર દુલીન સાહેબજ છે. બાકી બીજા બધા તો, પરસ્પરમાં દ્વેષ અને મત્સર વધારનારા સ્વાર્થસાધુજ ભરાયલાજ છે. જુદી જુદી અનેક ખોટી વાતો ઉભી કરીને રાજાના કાન કેમ ભંભેરવા, એટલુંજ પંજાબના પ્રધાનો રાજનીતિમાં શીખેલા છે. આ સિવાય રાજનીતિનો બીજો મૂળાક્ષર એ શીખ્યાજ નથી. ધ્યાનસિંહ દુલીનની આટલી બધી ઇર્ષ્યા કરે છે, એના વિરુદ્ધ બને તેટલી ખટપટો ઉભી કર્યે જાય છે, પણ જુઓ દુલીન. એના ખાનગી કે સરકારી એકકે પત્રમાં એણે ધ્યાનસિંહ વિરુદ્ધ એક અક્ષર પણ ઘસાતો લખ્યો છે ? જો દુલીન સાહેબ જેવાજ કર્તવ્યપરાયણ પાંચ દસ સુબાઓ અને બે ચાર પ્રધાનો મને મળી જાય તો પંજાબ બીજું રામરાજ્ય બની જાય અને કંપની સરકારના મુખમાંથી પણ ધન્ય પંજાબ એવો ઉદ્ગાર કઢાવ્યા વિના ન રહે. મરુભૂમિ જેવું બની ગયેલું કાંગ્રા અત્યારે નંદનવન થઇ ગયું છે. ત્યાંની પ્રજા ધનધાન્યથી સમૃદ્ધ થઇ ગઇ છે. એ પ્રજા દુલીન માટે મરી ફીટે છે. આ દુલીન ઉપર ભલેને મારૂં આખું પ્રધાન મંડળ ઉલટી પડે, હું રણજીત તે તમામથી એનું રક્ષણ કરવા સમર્થ છું. જેણે અનેક પ્રસંગે પોતાના પ્રાણને સંકટમાં નાખીને કાંગ્રાનું સરંક્ષણ કર્યું છે તે દુલીન સાહેબ સામે કોઇ આંગળી પણ ચીંધે તે મારાથી નહિ સહન થઇ શકે. જેણે એકનિષ્ઠાથી દરબારની સેવા આદરેલી છે, તેના માર્ગમાં જોઉં છું કોણ વિઘ્ન નાખી શકે છે ? ફકિરજી, હું સ્પષ્ટ સ્પષ્ટ કહી દઉં છું કે એના સામી કોઇ ઉની વરાળ સરખીએ ન કાઢે. દુલીનનું સંરક્ષણ કરવાની જવાબદારી હું તમારે શિર નાખું છું. એનો વાળ સરખો

પણ વાંકો થશે તો તેનો જવાબ તમારે દેવો પડશે. દુલીનની સોંપણી તમને કરીને હું નચિંત બન્યો છું."

"મહારાજાનું કૃપાકવચ દુલીન સાહેબે હવે ધારણ કર્યું છે એટલે તેમનું રક્ષણ કરવાનો મને પરિશ્રમ પડવાનો છે ? ખરેખર, દુલીન સાહેબ કાંગ્રાની ધુરા એવી ઉત્તમ પ્રકારે વહન કરી રહ્યા છે કે મને એમની પ્રશંસા માટે યોગ્ય શબ્દોએ જડતા નથી. માર્ગમાં પદે પદે વિઘ્ન લાવનાર અનેક શત્રુઓ હોવા છતાં એમણે કાંગ્રાને સુવર્ણ ભૂમિ બનાવી દીધું છે. દરબારે પણ એમના એ કાર્યમાં વિઘ્ન નાખી નાખીને એમની કદર કરવામાં બાકી નથી રાખી. આ એમના કાર્યનો બદલો. હવે એમને બીચારાને બીજો બદલો ન મળે તો ચાલ્યું, પણ એમના માર્ગમાં વિઘ્નો ન નખાય તો એમના ઉપર ઘણી કૃપા કરેલી ગણાશે."

"સમજ્યો, એ બધું મારી ભૂલનુંજ પરિણામ છે. હવે સાહેબને બીલકુલે ત્રાસ વેઠવો પડશે નહિ. મારી એવી ઇચ્છા છે કે એમની સેવા બદલ મારે એમને એમના મનગમતું કાંઇક આપવું. બોલો ફકિરજી, એવું મારે શું કરવું ?"

"મહારાજા, આપ પંજાબના સમ્રાટ્ છો. આપ ધારો તે કરી શકો એમ છો. દુલીન બહાદુર ઉપર આપની કૃપા સૌ કરતાં વિશેષ છે એમ જો દરબારમાં જ્ઞાત થાય, તો અબઘડી બધાએ આપોઆપ દુલીન સાહેબને અનુકુળ થઇ જાય. વળી મારી તો એવી સલાહ ખરી કે આપે એકવાર જાતે કાંગ્રાની મુલાકાત લેવી, ત્યાંનો વહીવટ નજરો નજર જોવો અને તેથી જો મહારાજાને સંતોષ થાય તો સાહેબને માત્ર મોઢેથી શાબાસી આપશો તોયે બહુ છે. અરે એકલી શાબાસીજ દુલીનના હૃદયને હર્ષાન્વિત બનાવી મુકશે. એ

કેટલા ઉલ્હાસમાં આવી જશે ! એમને મન તો મહારાજાનો સંતોષ એજ મોટું ઈનામ છે. ”

“ ફકિરજી, એ સલાહ ઘણી ઉત્તમ છે. લૉર્ડ સાહેબને મળવાને રૂપાડ તો જવાનુંજ છે; એટલે ત્યાં જતાં પહેલાં કાંગ્રા જઇ આવવું. શિમગા ઘણુંજ પાસે આવેલું છે અને ત્યાં થઇને લૉર્ડ સાહેબ રૂપાડ આવવાના છે; માટે હવે જેમ બને તેમ તાકીદે આપણે કાંગ્રા જવાની તૈયારી કરી દેવી જોઇએ; અને તમેજ એ બધી તૈયારી કરી દો. અજીતસિંહ, આતરસિંહ, કર્નલ આદમસિંહ અને અબિબક્ષ એ ચારેનું સૈન્ય આપણે સાથે રાખવાનું છે. વળી આપણા જાગીરદારો જેમની પાસે ઉત્તમ પ્રકારનું સૈન્ય હોય તે પોતપોતાનાં સૈન્ય લઇને રૂપાડમાં છાવણી નાખે તે મતલબના તેમને તમે પત્ર લખી નાખો; તેમજ આપણું તમામ સૈન્ય, અશ્વો, શસ્ત્રાસ્ત્ર વિગેરે તમામ ઉત્તમ વ્યવસ્થાસર હોય અને લોર્ડ સાહેબની દૃષ્ટિએ જરાએ દોષ તેમાં ન જણાય તેને માટે યોગ્ય કરવા વિષે સેનાપતિને પણ આજ્ઞા આપી દો. કાલેને કાલેજ મારી આજ્ઞાનો અમલ થવો જોઇએ. ”

ઉપર પ્રમાણેની મહારાજા રણજીતસિંહ અને ફકિરજી વચ્ચે મહારાજાના મહાલયના વિશ્રંભ–વાસમાં વાતચિત ચાલી રહી હતી, અને ફકિરજી મહારાજાની વાતને અનુમોદન આપવા જતા હતા એટલામાં ધ્યાનસિંહ આ વિશ્રંભ–વાસમાં ઓચીંતો આવીને ઉભો રહ્યો. ધ્યાનસિંહ મુખ્ય મંત્રી હતો એટલે મહાલયના ગમે તે આવાસમાં વિના પ્રતિબંધે અને પ્રથમથી અનુમતિ મંગાવ્યા વિના જઇ શકતો હતો. ધ્યાનસિંહને આમ ઓચીંતો આવેલો જોઇને મહારાજા અને ફકિરસિંહ બન્ને ચમકયા, પરંતુ મહારાજાએ પોતાના મુખ ઉપર તેવાં કશાંએ ચિહ્ન જણાવા ન દીધાં અને જાણે પોતાને

ધ્યાનસિંહના આમ અચાનક આવવાથી કશુંએ આશ્ચર્ય ન થયું હોય તેમ પૂર્ણ નિર્વિકાર વૃત્તિ રાખીને ધ્યાનસિંહને " આવો " એમ કહી એને જોડેના ગાલીચા ઉપર બેસવાની ઇસારત કરી. મહારાજા મનોવિકાર છુપાવવાની કળામાં જેવા પ્રવીણ હતા તેવા ફકિરજી નહોતા; એટલે એમના મુખ ઉપર ઉમટી આવેલાં રોષ અને ભયનાં ચિહ્ન ધ્યાનસિંહ જોઈ શકયો અને કાંઇ અવનવું બની રહ્યું છે એમ કળી ગયો. ક્રોધમાં એણેએ ફકિરજી ઉપર હોઠ પીસ્યા પણ તત્ક્ષણજ પૂર્વવત્ એણે હસતું મોઢું રાખીને મહારાજા તથા ફકિરજીને પ્રણામ કર્યા અને મહારાજાએ બતાવેલા આસન ઉપર જઇને એ બેઠો. થોડીવાર એણે આવતી કાલની દરબારમાં જે જે કામગીરી કરવાની હતી તે વિશેના મહારાજાને કાગળ પત્રો બતાવ્યા, તેમની આજ્ઞાઓ સાંભળી અને પછી એ વિશ્રાંભાવાસમાંથી રજા લઇને ચાલ્યો ગયો.

બીજે દિવસે દરબારનાં કેટલાંક મહત્વનાં કામ આટોપ્યા પછી નિત્ય નિયમાનુસાર મહારાજાએ કેટલીક મતભેદ વાળી વાતો કાઢીને વાદવિવાદ કરવાનો આરંભ કર્યો. અનેક વિષય ઉપર ચર્ચા ચાલતાં છેવટે દુલીનનો વિષય નીકળ્યો. એ વિષય ઉપર બન્ને પક્ષ પોતપોતાની ઇચ્છા પ્રમાણે બોલવા લાગ્યા. દુલીનનો પક્ષ જોઇ શકયો કે આજે મહારાજાનું વલણ દુલીન તરફ છે એટલે જોઇએ છીએ આજે કોણ દુલીન વિરુદ્ધ બોલે છે, એમ એના પક્ષના આજે તાલ જોઇ રહ્યા હતા. જે તટસ્થ પક્ષ હતો તે પણ આજે મહારાજાનું વલણ જોઇને દુલીનનુંજ સારૂં બોલવા લાગ્યા. વિરુદ્ધ પક્ષના પણ કેટલાક સરદારો દુલીનની વાહવાહમાં જોડાયા; પરંતુ ધ્યાનસિંહની ધાકે પોતાના વાકયોમાં " પણ " અને " પરંતુ " વાપરી વાપરીને

મહારાજાના મનમાં શંકાના પથરા નાખવાનું ચુકયા નહિ. ફકિરજી બિચારા વખત છે ને કાંઇ વધારે બોલી જવાય તેથી ભયના માર્યા રોજ તોલી તોલીને બોલતા હતા; પણ આજે વાતમાં ઓર રંગ જામ્યો હતો અને એ દુલીન ઉપર પુરેપુરા તુષમાન હતા, તેથી એમનો ખરો ઉભરો આજે બહાર પડયો. એમણે આનંદમાં અને રમુજમાં બે ચાર વાક્યો દુલીન વિષેનાં એવાં કહ્યાં કે દુલીનનો પક્ષ ખરે-ખરો હર્ષમાં તરબોળ થઈ ગયો અને "વાહ ! વાહ ! શાબાસ !" એવા આનંદજનક ઉમળકાના ઉદ્ગાર કાઢવા લાગ્યો. વિરુદ્ધ પક્ષવાળાનાં તો ગળાં સુકાઇ ગયાં. આવો પ્રકાર જોઇને ફકિરજીની દૃષ્ટિ સહજ-રીતથી ધ્યાનસિંહ તરફ વળી. એટલે તો પૂછવુંજ શું ? ધ્યાનસિંહની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા. ફકિરજીને ભય લાગી ગયો કે રખેને ધ્યાનસિંહ પોતાને જડમૂળથી ઉખેડી નાખે. જમાદાર ખોસા-લસિંહ ધ્યાનસિંહના આવા અગ્નિવર્ષાદથી જરાએ ભયભીત થાય એવો નહોતો. એ તો ધ્યાનસિંહની પાછળજ પડેલો હતો. આજની સોના સમી તક એ શાનો હાથથી જવા દે ?

ભર દરબારમાં એણે તો ધ્યાનસિંહનાં કુટિલ કર્મોની વંશા-વલિ વાંચવા માંડી. એને એવો ઉધડો લીધો અને પાણીથી પાતળો કરી નાખ્યો કે ન પૂછો વાત. ખોસાલસિંહના અનેક આક્ષેપોને દબાવી દેવા અને તે બરાબર ન સંભળાય તેવા હેતુથી ધ્યાનસિંહના પક્ષપાતીઓ ભારે ગરબડ મચાવી રહ્યા. આખા દરબારમાં એમણે કોલાહલ મચાવી મુકયો; પરંતુ ખોસાલસિંહના વજ્રગંભીર સ્વરે આ મચી ઉઠેલા કોલાહલને પણ દબાવી દીધો; નિસ્તેજ કરી મુકયો. ધ્યાનસિંહનું પાણી ઉતરી ગયેલું જોઇને મહારાજાએ એ વાદ બંધ કરાવ્યો અને લોર્ડ એન્ટિકની મુલાકાતનો વિષય કાઢયો. એ વિષ-

યમાં કોણે શું કરવું, કેવી રીતે વર્તવું તેનો કેટલોક સમય ઉહાપોહ કરીને મહારાજાએ દરબારનું તે દિવસનું કાર્ય સમાપ્ત કર્યું.

ઉપર કથિત દરબારની ઘટના વિષે દુલીનને સત્વરજ ખબર મળી ગઈ હતી. એ ખબર સુખનલાલે નહોતી આપી પરંતુ દુલીને અન્ય માર્ગે જાણી લીધી હતી. એ હકીકત જાણ્યા પછી દુલીનને મનમાં તો થયું કે ધ્યાનસિંહના વિરુદ્ધ જેટલા સરદારો છે તેનો એક સંઘ બનાવવો અને તેમની સહાયથી એ બંધુત્રિપુટિના હાલ હવાલ કરી નાખવા. પરંતુ એને સ્વભાવથી એવી કુટિલ રાજનીતિ પસંદ નહોતી એટલે એ વિચારને પડતો મુકીને એ પોતાની ભવિતવ્યતાનો વિચાર કરવા લાગ્યો.

આ વાતને સાત આઠ દિવસ થયા હશે એટલામાં દુલીન ઉપર ફકિરજીના ઉપરા ઉપરી પત્રો આવવા લાગ્યા. તેમાંના એક પત્રમાં ફકિરજીએ દુલીન પ્રત્યે મહારાજાનું કેવું મન છે તે જણાવ્યા ઉપરાંત દુલીનને મહારાજા એકાદ જાગીર આપવાનો વિચાર કરે છે તેનો પણ ઉપોદ્ઘાત કર્યો હતો. બાકીના બીજા પત્રો સરકારી કામ બાબતના હોઈ તેમાં મહારાજા કાંગ્રા કયારે પધારવાના છે, દુલીને સસૈન્ય રૂપાડ કેવી રીતે જવાનું છે, વિગેરે બાબતોની આજ્ઞાપત્રિકાઓ અને અનુમતિપત્રો હતા. આ તમામ પત્રો વાંચીને દુલીનને આનંદ તો થયો, પરંતુ એના આનંદમાં ભાગ લેનારી એના હૃદયની માલીક લીલા અત્યારે એની પાસે નહોતી તેથી એના જીવને પાછો પરિતાપ થઇ આવ્યો. એની આંખમાં આંસુ આવી ગયાં. લીલાના અદશ્ય થઈ જવાથી એનું મન રાત ને દિવસ ચિંતાગ્રસ્ત રહ્યા કરતું હતું. એને કાંઇ કરવું સુઝતું નહોતું. લીલા એને જરાએ વીસારે પડતી નહિ. એને એના ને એનાજ વિચાર આવ્યા કરતા હતા.

પરંતુ ફકિરજીના પત્રથી મહારાજા કાંગ્રા પધારવાના છે તે જાણ્યા પછી એનું મન જરા અન્ય દિશા તરફ વળવા લાગ્યું. એને એક નવો વિષય જડયો અને તે બાબતની વ્યવસ્થા કરવામાં એનો ઘણો સમય વ્યતીત થવા લાગ્યો. વળી ખાસ કરીને બોર્ડ બેંટિક જેવાની મુલાકાતે જવાનો સુયોગ પ્રાપ્ત થયેલો જાણીને આવી દુઃખદ સ્થિતિમાં પણ એને આનંદ અને ઉત્સાહની ઝાંખી થવા લાગી.

વર્ષાઋતુના દિવસ ચાલતા હતા. સાંજ પડી ગઇ હતી. આકાશમાં મેઘ ચઢી આવ્યો હતો પરંતુ તે જલવિહોણો હતો. એ મેઘમાં વરસવાનું સામર્થ્ય નહોતું. ઘામ ઘણો થતો હતો. આવા સમયમાં એકવાર દુલીન મહાલયમાંથી બહાર નીકળી કિલ્લાના કોટ ઉપર જઇને આમ તેમ હેરાફેરા કરવા લાગ્યો. એની જોડે હાકિમસિંહ અને ચાંદખાં પણ હતા. દુલીન ચિંતાતુર જણાતો હતો એટલે એ બન્ને જણા પણ મૌનજ ધારણ કરી રહ્યા હતા. એના અંતરમાં અત્યારે લીલાના વિચારો ચાલી રહ્યા હતા. વિચારમાં એ આંટા મારી રહ્યો હતો એટલામાં એના કાને મધુર સંગીતનો સ્વર આવવા લાગ્યો. એને સંગીત સ્વભાવથી પ્રિય હતું એટલે એ સ્વર કઇ દિશામાંથી આવે છે તે જાણવા એ આમ તેમ જોવા લાગ્યો. નીચે દૃષ્ટિ કરી તો કાંગ્રા શહેરમાંથી કીલ્લા તરફ આવવાનો જે માર્ગ હતો, તે માર્ગ ઉપર કોટના રાંગ આગળજ ઉભા રહીને ત્રણ ભિખારીઓ વાદ્યો સાથે ગાતા દુલીનને જણાયા. એકના હાથમાં એકતારો, બીજાના હાથમાં ખંજરી અને ત્રીજાના હાથમાં ઝાંજ હતી. ત્રણેનો સ્વર સાંભળ્યો હોય તો ઘણોજ મધુર! વળી એમને ગાવાની સારી ટેવ હોય એમ જણાતું હતું. ત્રણે જણ પ્રભુનાં પદ ગાતા હતા. આસપાસ લોકો ટોળું વળીને સાંભળવા ઉભા રહ્યા

હતા. કિલ્લા ઉપર પણ ઘણા સીપાઇઓ હતા. ત્રણે ભિખારીઓ સુરદાસ હતા એટલે લોકો એમનાં ભજન શ્રદ્ધાપૂર્વક સાંભળી રહ્યા હતા. કેટલાક પાઇ પૈસો પણ ફેંકતા હતા. દુલીનને આવેલો જોઇને એને સલામ કરી કરી બધા સીપાઇઓ વેરાઇ જવા લાગ્યા; પરંતુ એણે હાથ હલાવીને તેમને ઉભા રહેવાની સૂચના કરી. દુલીનમાં એક મોટો ગુણ હતો. એને પોતાની મોટાઇનું બીલકુલે અભિમાન નહોતું. પોતાના તાબાના નાના નાના સીપાઇઓ સાથે પણ એ ભળી જતો અને એમનાં સુખ દુઃખની વાતો સાંભળતો હતો. પોતાના અહીં ઉભા રહીને ભજન સાંભળવામાં સાહેબને કશો વાંધો નથી; ઉલટા એ તો કહે છે કે ઉભા રહો અને શાંતિથી સાંભળો; એટલે આપણને ઉભા રહેવામાં કાંઇ હરકત નથી એમ ધારીને સીપાઇઓ ઉભા રહ્યા અને બીજા પણ બીક છોડીને ભજન સાંભળવા ઉભા. કેટલાએકે તો પેલા ભિખારીઓને કહ્યું પણ ખરૂં કે "સાહેબ તમારાં ભજન સાંભળે છે માટે સારાં સારાં પદો હોય તે ગાજો." સાહેબ પોતાનાં ભજન સાંભળે છે એ સાંભળીને ત્રણે ભિખારીઓના મુખ ઉપર ઉર્મી આવી ગઇ અને સીપાઇઓ તરફ પીઠ ફેરવીને કોટ તરફ ઉંચી ડોકો કરી તેઓ તદ્દન નવું ભજન ગાવા લાગ્યા. આ ભજનનાં એક બે ચરણ સાંભળતાંજ દુલીનનું હૈયું ભરાઇ આવ્યું અને ભિખારીઓ સામે પોતાની દૃષ્ટિ સ્થિર કરીને એ વધારે લક્ષપૂર્વક પેલું ભજન સાંભળવા લાગ્યો. ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિ આગળ બેસીને લીલા જે ભજન રોજ ગાતી હતી, તેજ ભક્તિરસથી ભરપૂર ભજન આ ભિખારીઓને ગાતા સાંભળીને એ ઘણું અચરજ પામ્યો અને ઉંડી જીજ્ઞાસાથી એ ત્રણેનું બારીકાઇથી નિરીક્ષણ કરવા લાગ્યો. તરતજ એને વહેમ પડ્યો કે માનો ન માનો પણ આ

ભિખારીઓ સુરદાસ ન હોવા જોઇએ. ત્રણે અંધ ભિખારીઓએ એક નિમિષ માત્રજ દુલીન સામું આંખ ઉઘાડીને જોયું, પણ એ પલકારો અજબ અર્થસૂચક હતો. દુલીનને ખાતરી થઈ ચુકી કે ભિખારીઓ ખરેખરા અંધ નથી પરંતુ તેઓએ સહેતુક ખોટો અંધાપો ધારણ કરેલો છે. ચાંદખાં અને હાકિમસિંહ પણ આ ભેદ સમજી ગયા. હસતો હસતો હળવે રહીને ચાંદખાં બોલ્યો "હજુર, આ ભિખારીઓ કોણ છે તે ઓળખ્યા ?"

દુલીન બોલ્યો "હા ઓળખ્યા. પણ ચાંદખાં, એ આમ ભિખારીને વેષે કેમ આવ્યા હશે ? કાંઇ અશુભ સમાચાર હશે કે શું ? તું એક કામ કર. ધીમે રહીને નીચે જા અને એમને કાંઇ આપીને વિદાય કરી દે. આવા વેષમાં આવવાનો એમનો કાંઇ વિશેષ મુદ્દો હોવો જોઇએ. તું એમને ગુપ્ત રીતે મળ અને અકરામખાંને કિલ્લામાં તેડી લાવ."

ચાંદખાં કોટ ઉપરથી ઉતરીને નીચે ગયો. પેલા ભિખારીઓને થોડુંક દ્રવ્ય આપ્યું અને પછી પોતે જાણે સહેલ કરવા નીકળી પડયો હોય તેમ બતાવવા પાસેના આંબાવાડીઆ તરફ વળ્યો. થોડીવાર થઇ હશે એટલે પેલા અંધ ભિખારીઓ પણ ધીમે ધીમે પેલા આંબાવાડીઆમાં જવા લાગ્યા. દુલીન મહાલયમાં જઇને અકરામખાંની ચાતક પ્રમાણે રાહ જોવા લાગ્યો. એટલામાં ચાંદખાં એને તેડી લાવ્યો. એ દુલીનને સલામ કરીને નીચે બેઠો કે તરતજ દુલીને એને પૂછ્યું "લીલા કયાં ?" "લીલાવતી બા સુરક્ષિત નિર્ભય સ્થળે છે."

"અકરામખાં, આવો સંદિગ્ધ ઉત્તર આપતાં કયાંથી શીખ્યો ? લીલા નિર્ભય સ્થળે છે એટલે શું ? મને જે હોય તે ખુલ્લે ખુલ્લું

કહી દે. એને એકલી મુકીને કેમ આવ્યો ? તારી સાથે કેમ ન તેડી લાવ્યો ? ”

દુલીનને પોતાના બોલવા ઉપર અવિશ્વાસ આવેલો જાણીને પોતે પહેરેલ અંગરખાની કોસો છોડી નાખી પોતાની છાતી ઉપર પડેલો તલવારનો ઘા બતાવતો અકરામખાં બોલ્યો “ હજુર, આપ મને એવો નિમકહરામ ન ધારશો. લીલાવતી બા માટે આ એક ઘા તો શું પણ આવા અનેક ઘા મારા અંગ ઉપર પડેલા છે. એમને એકલાં મુકીને હું આવ્યો છું, પણ તે એમની આજ્ઞાથી જ. એમની મુક્તિના ઉદ્દેશ માટેજ હું આવ્યો છું. ”

પોતાના બોલવાથી અકરામખાંને ખોટું લાગ્યું એથી દુલીનનું મન દુભાયું. અનુતાપ દર્શાવતો એ બોલ્યો “ અકરામખાં, મારૂં મન હમણાંનું વ્યગ્ર થઇ ગયું છે એટલે મારાથી ગમે તેમ બોલાઇ જવાય છે. મારા બોલવાનું તું ખોટું ન લગાડીશ. તું શું કરી આવ્યો તે હવે કહે. ”

“ હજુર, હું સંક્ષિપ્તમાંજ કહું છું. કિલ્લામાંથી હું કયે રસ્તે બહાર નીકળ્યો તે તો આપે જાણ્યુંજ હશે. ગમે તે પ્રકારે રાત પુરી થતા પહેલાંજ કાંગ્રાની સરહદ ઓળંગીને બીજા દેશની સરહદમાં ચાલ્યા જવાનો મારો વિચાર હતો, અને તે પ્રમાણે સૂર્યોદય પૂર્વે હું કાંગ્રાની સરહદ વટાવી પણ ગયો. ” દુલીન વચમાંજ બોલી ઉઠયો “ તું કોની સરહદમાં ગયો ? કયાં જવાનો તેં વિચાર કર્યો હતો ? ”

“ લેનાસિંહની જાગીરમાં જવાનો મેં વિચાર કર્યો હતો. એમની જાગીરમાં ફતેહગઢનો કિલ્લો આવેલો છે. એ કિલ્લામાં

જવાને માટે મારી બધી ઉતાવળ હતી. ત્યાંનો કિલ્લેદાર માણેકચંદ છે તે તો હજુર સારી પેઠે જાણે છે. એ મારો જીવનપ્રાણ મિત્ર છે. એની પાસે માતાજી તથા લીલાબાને મુકીને પાછા કાંગ્રા આવવાનો મારો વિચાર હતો. સૌથી આગળ ધન્નુ હતો, વચ્ચે રાણીજી અને લીલાબા હતાં અને સૌથી પાછળ હું અને જંગિસખાં ચાલતા હતા. થોડું થોડું અજવાળું થયું ત્યાં સુધી તો ભયનાં કશાં ચિહ્ન જણાતાં નહોતાં એટલે મને એમ થયું કે હું નકામો ભયનો માર્યો દોડી રહ્યો છું; પરંતુ ખરેખરૂં અજવાળું થઇ ગયું ત્યારે મને જણાયું કે અમારી પાછળ તો દસ બાર સ્વારો પડેલા છે. મને લાગે છે કે કિલ્લાના ભોંયરામાંથી જ્યાં આગળ બહાર નીકળાય છે ત્યાં આગળજ અથવા એટલામાંજ આ સ્વારો ઉભેલા હોવા જોઇએ, અને અમને બહાર નીકળતા જોઇને અમારી પાછળ પાછળ છાના માના આવતા હોવા જોઇએ. મારૂં એ ધારવું ખોટું નહોતું. એ સુચેતસિંહનાં માણસો હતાં. લીલાબાને ઉડાવી જવાનો એમનો ઘણા દિવસથી પ્રયત્ન ચાલી રહ્યો હતો. એ ટોળીનો નાયક નંદ-સિંહનો ભાઇ ભૂપસિંહ હતો. જેવો મેં એને દૂરથી ઓળખ્યો તેવો એણે જંગિસખાંને ઓળખ્યો. એ બન્નેને ઉંદર બીલાડીનું વેર ચાલ્યું આવતું હતું એટલે ભૂપસિંહને તો એક કાંકરે બે પક્ષી મારવા જેવું જણાયું. એણે પુરપાટ ઘોડા ફેંકવા માંડ્યો. એના સાગરીતો પણ ઘોડા ઉપર જાણે ઉડવા લાગ્યા. આવતું સંકટ અમે પારખી લીધું અને અમે પણ અમારા ઘોડાને એડી મારી. પરંતુ અમારી સાથે રાણીજી અને રાજકુમારી હતાં એટલે ધારેલા વેગે અમે અમારા અશ્વો ન દોડાવી શક્યા. તેમાં વળી માતાજીનું હૈયું ધારણે ન રહી શક્યું એટલે લીલાબા પણ પોતાના અશ્વને જોઇએ

તેવો દોડાવી શકયાં નહિ. શત્રુઓ તો ફાળભેર ઘોડા દોડાવતા આવતા હતા. એટલે શું કરવું તે અમને સુઝ ન પડી. જંગિસખાં તો ભૂપસિંહ ઉપર તુટી પડવા ખડે પગે થઇ રહ્યો હતો; પરંતુ યુદ્ધનો પ્રસંગ ન આવે અને તેમનાથી નાસી છુટાય એવો મારો ઇરાદો હતો તેથી મેં એને વારી રાખ્યો. થોડો સમય તો જંગિસખાં મારા કહ્યા પ્રમાણે ચાલ્યો; પરંતુ શત્રુઓના અધિક વેગને લીધે અમારી વચ્ચેનું અંતર ઘણું કપાઈ ગયું; એટલે તો જંગિસખાંને શૂર ચઢી આવ્યું. એ મારો વાર્યો ન રહ્યો. શત્રુ ઉપર ગોળીબાર કરવો એણે શરૂ કરી દીધો. એક તરફ એ ગોળીઓ છોડતો જાય અને બીજી તરફ એ ઘોડો આગળ દોડાવતો જાય. એ જબરો નિશાનબાજ હતો. પ્રત્યેક ગોળીએ એ ભૂપસિંહની ટોળીના અકકેક માણસને વીંધવા લાગ્યો અને બારમાંથી ચાર જણને એણે જહાન્નમમાં મોકલી પણ દીધા. ભૂપસિંહનો ક્રોધ ભભુકી ઉઠયો. એણે પોતાના માણસોને તેમનું તમામ બળ એકલા જંગિસખાં ઉપરજ અજમાવવાનો હુકમ કરી દીધો. બીચારા જંગિસખાં ઉપર હવે ગોળીઓનો જાણે વરસાદ વરસવા લાગ્યો. ગોળીઓથી એ ખરેખરો વીંધાઇ ગયો. એની તમામ શકિત હરાઈ ગઇ. ઘોડા ઉપર બેસવાનું સામર્થ્ય પણ જતું રહ્યું. જર્જર થઇ ગયેલો એ ઘોડા ઉપરથી ઢળી પડયો. મને મોટો વિચાર પડી ગયો. જંગિસખાંની વહારે દોડવું કે રાણીજી અને લીલાબાને લઇને મારે આગળ ને આગળ વધવું ચાલુ રાખવું. જંગિસખાંએ પડતાં પડતાં પણ એકને ઠાર કર્યો અને હાથની ઇસારત કરીને મને પલાયન કરી જવાની સૂચના કરી. હવે ભૂપસિંહની ટોળીમાં સાત માણસોજ શેષ રહ્યાં હતાં. તેમને હું અને ધન્નુ પ્રાણરહિત કરી દેવા સમર્થ હતા. અમારે મન એ કઠિણ કામ

નહોતું. પરંતુ રાણીજી હિંમત હારી ગયાં હતાં અને ધન્નુને પગે ગોળી લાગી ગઇ હતી એટલે અમારે નાઠા સિવાય અન્ય માર્ગ નહોતો. આ અરસામાં અમે કિલ્લાની લગભગ જઇ પહોંચ્યા હતા. જો જરાક વધારે ઉતાવળ અમે કરી હોત તો કિલ્લામાંએ પહોંચી ગયા હોત; પરંતુ એટલામાં તો સુસુ કરતી સુસુવાટાભેર એક ગોળી આવી પહોંચી અને લીલાવતીબાના ઘોડાને લાગી. લાગલોજ ઘોડો ઉભો રહ્યો. બીચારો કોકડુ વળી ગયો. એક પળ પણ ન ગુમાવતાં થેકડો મારીને હું મારા ઘોડા ઉપરથી કુદી પડયો અને માતાજી તથા લીલાબાને મેં એમના ઘોડા ઉપરથી નીચે ઉતારી લીધાં. મારા ઘોડા ઉપર મેં લીલાબાને બેસાડયાં અને જંગિસખાંના ઘોડા ઉપર માતાજીને બેસાડયાં અને એમની પાછળ હું બેઠો. આમ કરવાનો મારો હેતુ એટલોજ હતો કે કદાચ ગોળી વાગે તો મને વાગે અને માતાજી બચી જાય. ભાંજગઢમાં વખત જરા વધારે ગયો એટલે શત્રુઓ ઘણા નજીક આવી પહોંચ્યા. આ જોઇને માતાજી ગાંડાં જેવાં થઇ ગયાં અને ગમે તેમ બોલવા લાગ્યાં. આ સંજોગમાં હું પણ ગભરાઈ ગયો. કાંઈ સુઝ પડી નહિ. છેવટે નિરુપાય જાણીને મેં માતાજીને ઘોડા ઉપરથી નીચે ઉતાર્યાં અને લીલાબા અને જાનકી એ બન્નેને જેમ બને તેમ જલદીથી કિલ્લામાં પહોંચી જવાને ઘોડા દોડાવી મુકવા મેં કહ્યું. પહેલાં તો લીલાબા મારૂં કહ્યું નહોતાં માનતાં પણ જ્યારે એમને પણ લાગ્યું કે મામલો ગંભીર છે ત્યારે એ અને જાનકી બન્ને પોતાના ઘોડા દોડાવતાં કિલ્લા તરફ જવા લાગ્યાં. પછી હું અને ધન્નુ બન્ને મ્યાનમાંથી તલવાર બહાર કાઢીને રસ્તા વચ્ચેજ ઉભા રહ્યા અને ભૂપસિંહ અને તેનાં માણસો સાથે ઝપાઝપીમાં ઉતરી પડયા. એ સાત અને અમે બે. તેમાંએ

ધન્નુને પગે વાગવાથી એ લંગડો થયો હતો; છતાંએ થોડીવાર તો અમે જબરી ટક્કર ઝીલી. જરાએ મચક આપી નહિ. પરંતુ એટલામાં ધન્નુને માથે ઘા વાગવાથી એ મૂર્છિત થઇને જમીન ઉપર પડી ગયો. હવે બધો મારો મારા ઉપર આવવા લાગ્યો. મેં મારી તરવાર ઉપર સર્વના ઘા ઝીલવા માંડયા, પણ દુર્ભાગ્યે મારી તલવાર ભાગી ગઇ. હું નિઃશસ્ત્ર થઇ ગયો. મને નિઃશસ્ત્ર થયેલો જોઇને પેલો હીચકારો ભૂપસિંહ મારા અંગ ઉપર ધસી આવ્યો અને મને નિઃશસ્ત્રને એ નામર્દે છાતીમાં ઘા કર્યો. હું પણ મૂર્છાવશ થઇ ગયો. અમારી આ ગતિ જોઇને માતાજી ભયનાં માર્યાં કારમી ચીસો પાડવા લાગ્યાં અને એ પણ ભૂમિ ઉપર પટકાઇ પડયાં. અમારી આવી દશા થઇ એટલે પેલા નરાધમોનું કાર્ય સરળ થઇ ગયું. એમણે માતાજી, લીલાબા અને જાનકી એ ત્રણેને પકડી લાધ અને તેમને લઇને એ ત્વરાથી પલાયમાન કરી ગયા. ”

દીર્ઘ નિઃશ્વાસ નાખતો દુલીન બોલ્યો “ અકરામખાં, લીલા અને જાનકી તો આગળ ગયાં હતાં. ત્યારે કેવી રીતે એ દુષ્ટના પંજામાં સપડાઈ ગયાં ?”

કપાળે હાથ મુકતો અકરામખાં બોલ્યો “ હજુર, હત ભાગ્ય વિના બીજું શું કારણ હોઇ શકે ? લીલાબા લગભગ કિલ્લા સુધી જઇ પહોંચ્યાં હતાં. તેમજ બંદુકના બાર સાંભળીને કિલ્લાના પહેરેગીરો પણ, કોઇ પ્રવાસીઓ ઉપર સંકટ આવી પડયું છે એવી કલ્પનાથી એકદમ કિલ્લાની બહાર નીકળીને ધસ્યા આવતા હતા. એટલે લીલાબા જો પાછાં ન ફર્યાં હોત તો જરૂર પેલા પહેરેગીરોની સહાયથી સહી સલામત કિલ્લામાં પહોંચી જાત; પરંતુ માતૃ–પ્રેમ એ વિલક્ષણ પ્રેમ છે. માતાની કારમી ચીસ સાંભ-

ળતાજ એમણે પોતાનો ઘોડો પાછો ફેરવ્યો અને માતાજી પાસે આવી તેમને એ સાવધ કરવા લાગ્યાં; એટલામાં તો ભૂપસિંહનાં માણસો આવી પહોંચ્યાં અને આ ત્રણે જણને પકડી લીધાં. પેલા પહેરેગીરો અમારી પાસે આવી પહોંચ્યા અને વસ્તુસ્થિતિ તપાસવા લાગ્યા. એમણે મને તથા ધન્નુને ઝાલીને બેઠા કર્યા અને અમને થોડું પાણી પાયું. અમારા જખમ ઉપર પાટા બાંધ્યા અને અમને શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કરવા લાગ્યા. થોડીવારે હું શુદ્ધિમાં આવ્યો. એમાંના કેટલાકે મને ઓળખ્યો. મેં તેમને ઓળખ્યા એટલે હું બોલ્યો " ભાઇઓ, અમે બન્ને મરી જઇશું તેની કશી ચિંતા નથી; માટે અમને બચાવવાના ઉપાય કરવા કરતાં પેલાં ત્રણ બેનોને છોડાવવાનો પ્રયત્ન કરશો તો મોટો ઉપકાર થશે. એટલે એમાંનો એક જણ બોલી ઉઠયો " અકરામખાં, તું તારે નચિંત રહે. એ બાબતની કશી કાળજી કરીશ નહિ. એમની પાછળ અમારાં પંદર વીસ માણસ ગયેલાં છે અને તેઓ એ ત્રણે બેનોને પાછાં લઇ આવશે." ત્યાર બાદ કિલ્લામાંથી કેટલાક મુસલમાન સીપાઇઓને બોલાવીને જંગિસખાંને મૃત સંસ્કાર કરાવ્યા પછી મને તથા ધન્નુને કિલ્લામાં એ લોકો તેડી ગયા અને અમારો ઔષધોપચાર કરવો શરૂ કરી દીધો. આ લોકોના પ્રયત્ન અને ઉત્તમ પ્રકારની માવજતને લીધે અમે બન્ને મૃત્યુના મુખમાં પડતાં બચી ગયા; છતાં પણ આ મારી છાતીનો ઘા હજુએ પુરેપુરો રૂઝાયો નથી. "

" અકરામખાં, તું જેવો શુદ્ધિમાં આવ્યો કે તરતજ તેં મને આ બધી હકીકત કેમ ન કહાવી મોકલી ? "

" હજુર, ઉભા તો રહો. હું આપને બધુંએ કહું છું. "

" ત્યારે હાલ લીલા ક્યાં છે ? "

" તે પણ આપને કહું છું. " ઘણા લોકોની વાત કરવાની ટેવ એવી હોય છે કે તેમને જે સવાલ પૂછવામાં આવે તેનો સીધો ઉત્તર ન આપતાં અવાંતર વાતો કરે છે અને છેવટે સવાલનો જવાબ આપે છે. આથી પૂછનારની અધીરાઇ ઘણી વધી જાય છે, તેનો એવા લોકોને ખ્યાલ રહેતો નથી. અકરામખાં પણ એવામાંનોજ એક હતો એટલે દુલીનના પ્રશ્નનો સીધો ઉત્તર ન આપતાં એ વાર્ત્તાના પ્રવાહમાં આગળ વધ્યો. " હજુર, માણેકચંદનાં માણસોએ મને પાણી બાણી પાઇને સાવધ તો કર્યો, પરંતુ થોડીવાર શુદ્ધિમાં રહ્યા બાદ ફરી પાછું મારૂં ભાન જતું રહ્યું અને ચોવીસ પચ્ચીસ દિવસ હું બેશુદ્ધ રહ્યો. શુદ્ધિમાં આવ્યા બાદ મારામાં બોલવાનીએ શક્તિ નહોતી એટલે હું પથારીવશજ હતો. માણેકચંદનાં માણસો ભૂપસિંહની પાછળ પડયા હતા અને તેઓ એમને પકડી પણ પાડત; પરંતુ ભૂપસિંહ બધાને લઇને રાજકોટના કિલ્લામાં ભરાઇ ગયો એટલે આ લોકોને પાછા ફરવું પડયું. એમણે આવીને મને બધી વાત કરી ત્યારે આપને બનેલી હકીકત કહાવી મોકલવા મને વિચાર થયો; પરંતુ હું સાજો થયો હતો એટલે હું જાતેજ તપાસ કરીને આપને ખરી હકીકત જણાવીશ એ વિચારે આપને મેં કશો સંદેશ મોકલ્યો નહોતો. "

દુલીન ઉદ્વેગ દર્શાવતો બોલ્યો " રાજકોટ ! જંબુની ઉત્તરે એક કિલ્લો આવેલો છે અને જે ધ્યાનસિંહને હસ્તક છે એજ કિલ્લોને ? ધ્યાનસિંહે એ કિલ્લાને અભેદ્ય બનાવેલો છે. "

" હા હજુર, એજ કિલ્લો. એમાંજ ભૂપસિંહ લીલાબાને લઇ ગયો છે. "

દુલીન દુઃખપૂર્ણ સ્વરે બોલ્યો "લીલા ! કેવળ આ દુલીનને લીધેજ તારા ઉપર આપત્તિ આવી પડી છે. લીલાને આવી રીતે અટકમાં રાખીને બ્યાનસિંહે મને પોતાની મુઠીમાં લેવાનો પ્રયત્ન આદરેલો જણાય છે. ઠીક છે. હાં પછી શું થયું અકરામખાં ?"

"હું અને ધન્નુ બન્ને ખરેખરા હરતા ફરતા થઇ ગયા એટલે રાજકોટ જઇને લીલાબાની ખબર કાઢી લાવવાનો વિચાર અમે કર્યો. અમે ફતેહગઢથી નીકળીને રાજકોટમાં આવી પહોંચ્યા. અમને ઓળખાઇ જવાની દહેશત હતી એટલે ફતેહગઢમાંથી જ અમોએ અંધ ભિખારીઓનો વેષ ધારણ કરી લીધો હતો. રાજકોટમાં આવે વેષે આવ્યા તો ખરા, પણ કિલ્લામાં પ્રવેશ કરવાનું ઘણું દુર્ઘટ જણાતું હતું. કેટલાક દિવસ અમે કિલ્લા આગળ જ આંટા માર્યા કર્યા. તે સમયમાં અમે પહેરેગીરો સાથે મિત્રતા બાંધી દીધી અને કિલ્લામાં પ્રવેશ કરવાનો સરળ માર્ગ અમને સુઝી આવ્યો. આજે અમારી જોડે આપે જે ત્રીજો ભિખારી જોયો તે એ કિલ્લાનો પહેરેગીરજ છે. એને અમારાં ભજન બહુ પ્રિય લાગ્યાં તેથી એ રોજ ભજન સાંભળવા બેસતો. બીજાએ ઘણા લોકો અમારાં ભજન સાંભળવા ઉભા રહેતા, પણ થોડીવાર ઉભા રહી પછી પાઇ પૈસો નાખીને ચાલ્યા જતા. આ પહેરેગીર તો અમે ભજન ગાવું શરૂ કરીએ ત્યારથી આવીને બેસતો તે છેક ભજન પુરાં થાય ત્યાં સુધી બેસી રહેતો હતો. જ્યારે એની સાથે અમારે આમ કરતાં ગાઢી મિત્રતા જામી ગઇ, ત્યારે અમે એને કહ્યું કે ભાઇ અમને તું કિલ્લામાં ન આવવા દે ? પહેલાં તો એ એકનો બે નજ થયો, પરંતુ અમે એને જબરી લાલચ આપી એટલે એણે અમને કિલ્લામાં પ્રવેશ કરાવ્યો. અમે ભજન ગાઇને અમારો નિર્વાહ કરીએ છીએ એમ

જાણીને બીજા પહેરેગીરોએ પણ કાંઇ વાંધો લીધો નહિ. પહેલે દિવસે તો અમે કશી કામગરી ન કરી. બીજે દિવસે કિલ્લામાં જરા આમતેમ આંટા માર્યા. આવી રીતે ત્રણ ચાર દિવસ ગયા એટલે પહેરાવાળાઓને અમારી દયા આવી અને અમને કહ્યું કે તમારે વારેવાર કિલ્લાની બહાર જવાની કાંઈ જરૂર નથી. રાત પડે એટલે તમે તમારી મળે આ દેવડી ઉપર સુઇ રહેજો. વળી અમને એમણે કયાં કયાં ફરવાથી એ પૈસાની પ્રાપ્તિ થશે તેની પણ સારી બાતમી આપી. પરંતુ એમણે લીલાબાનું નામ તો મુખથી ઉચ્ચાર્યુંજ નહિ. અમેએ મનમાં સમજ્યા. એ લીલાબાનું નામ ન ઉચ્ચારે, પણ અમે કયાં કાચા હતા ? લીલાબાનો મુકામ અમે શોધી કાઢયો અને એમની મુલાકાત પણ લીધી. "

દુલીન આશ્ચર્ય પામતો વચમાંજ બોલી ઉઠયો " હેં ! તું લીલાને મળ્યો ખરો ? એની તબીઅત કેવી છે ? સુખરૂપ છે ને ? "

" હા હજુર, એ સુખરૂપ છે. માતાજી તથા લીલાબા ઉપર જાપતો જો કે જબરો રાખેલો છે, છતાં એમને રાખ્યાં છે ઘણી સારી રીતે. એમને એક સુંદર મહાલયમાં રાખવામાં આવ્યાં છે. એમની તહેનાતમાં નોકર ચાકરો પણ આપેલા છે. મહાલય આગળ એક નાનો સરખો બાગ છે. એ બાગમાં હરવા ફરવાની એમને છુટ આપેલી છે. આટલી બધી ઉત્તમ સગવડ છે છતાં માતાજી ઘણાં સુકાઇ ગયેલાં છે. લીલાવતીબાનું શરીર તો જો કે સારૂં છે, પણ ચિંતા અને પરતંત્રતાને લીધે એ પણ બીચારાં દીન થઇ ગયાં છે. મને જોઇને એમની આંખમાં આંસુ આવી ગયાં. વધારે સમય મારૂં ત્યાં ઉભું રહેવું થાય તો કદાચ સંકટ આવી પડે એ ભયે એમણે મને કહ્યું " હવે તું જા. કાલે આ વખતે અહીં આવજે અને પત્ર આપું તે લઇ જજે. "

" ક્યાં છે એ કાગળ ? તેં મને અત્યાર સુધી એ કેમ ન આપ્યો "

" હજુર, એમના હાથનો પત્ર પાસે રાખીને કિલ્લામાં રહેવું દુર્ઘટ હતું. કદાચ મારી પાસેથી એ પત્ર પકડાઇ જાય તો હું શત્રુનો બાતમીદાર છું એમ ગણીને મને ભયંકરમાં ભયંકર શિક્ષા ફરમાવવામાં આવે. વળી લીલાવતીબાને જે થોડી ઘણી છુટ આપવામાં આવે છે તે પણ સદંતર બંધ થઇ જાય. એટલે મેંજ એમને કહ્યું કે પત્ર લખવાનો વિચાર માંડી વાળજો. એટલે એમણે મને બે પદ લખી આપવાનો વિચાર કર્યો અને બીજે દિવસે એ પદ એમણે લખીને મને આપ્યાં પણ ખરાં. "

" એ પદનો કાગળ ક્યાં છે ? "

" હજુર, એ કાગળ પણ પાસે રાખવાની મને હિંમત ન ચાલી. એ પદો મેં મોઢે કરી લીધાં અને પછી કાગળ ફાડીને ફેંકી દીધો. મેં આજે કિલ્લાની બહાર જે પદો ગાઇ સંભળાવ્યાં તે એજ હતાં. આવું કર્યું તોજ હું બચી ગયો. નહિ તો ક્યારનોયે સ્વધામ પહોંચી ગયો હોત. લીલાબાના મહાલયની બારી આગળ એક બીલીનું વૃક્ષ છે તેના ઉપર ચઢી જઈને હું એમની મુલાકાત લેતો હતો. કિલ્લામાં એક શિવાલય છે. ધ્યાનસિંહ જો કે શિખ છે છતાં એ શિવાલય એણે પોતાના નોકરોના સંતોષ માટે રહેવા દીધું છે. મને જે પહેરેગીરે કિલ્લામાં પ્રવેશ કરાવ્યો હતો તેનું નામ નિધાનસિંહ હતું. જ્યારે હું વૃક્ષ ઉપર ચઢીને લીલાબાની સાથે વાત કરતો ત્યારે નિધાનસિંહ વૃક્ષ આગળ ઉભો રહેતો હતો. હું એવું કરતો કે એક પાસ બીલીપત્ર તોડું અને એક પાસ લીલાબા સાથે વાતો કરૂં. એક દિવસ આવી રીતે વૃક્ષ ઉપર ચઢીને હું મારા કાર્યક્રમ પ્રમાણે કાર્ય

કરી રહ્યો હતો તેવામાં નિધાનસિંહે મને લાલ વાવટો દેખાડયો. એણે મને ભયની સૂચના આપી દીધી અને પછી એ ત્યાંથી ચાલ્યો ગયો. લીલાવતીબાએ બારી બંધ કરી દીધી અને હું બીલી તોડતો નીચે ઉતરવા લાગ્યો. એટલામાં તો એક સીપાઇ આવી પહોંચ્યો અને મને ધમકાવતો બોલ્યો " અલ્યા શું કરે છે રે ? " મેં કહ્યું "કાંઈ નહિ. મારા ગુરુને શંકરની પૂજા માટે બીલી–પત્ર જોઇએ છીએ તે તોડતો હતો. આપ કહો તો તોડું અને નહિ તો રહેવા દઉં." મને એણે નીચે ઉતરવાનું કહ્યું. હું નીચે ઉતર્યો એટલે એ મને હવાલદાર પાસે લઇ ગયો. હવાલદારને પણ મેં એજ હકીકત કહી. એને મારૂં કહેવું ખરૂં લાગ્યું; પરંતુ કેટલાકના કહેવાથી એણે મારો તથા ધન્નુનો ઝાડો લીધો. પણ અમારી પાસે કશો મુદ્દો મળી આવ્યો નહિ એટલે અમને છોડી દીધા. પરંતુ જે નિધાનસિંહે અમને કિલ્લામાં પ્રવેશ કરાવ્યો હતો તે નિધાનસિંહ દ્વારા અમને કિલ્લાની બહાર કાઢી મુકાવ્યા. જો મેં પાસે પેલો પત્ર રાખ્યો હોત તો મારાં અને ધન્નુનાં વર્ષ ત્યાંજ પુરાં થાત અને આપને કશીએ ખબર પડત નહિ. "

" અકરામખાં, તારૂં કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. મારે માટે તમે બધાએ જે શ્રમ લીધેલો છે તે બદલ હું તમારો ગમે તેટલો ઉપકાર માનું તોયે ઓછો છે. તમારા પરિશ્રમનો હું તમને બદલો નહિ આપું તોએ પરમેશ્વર આપ્યા વિના નથી રહેવાનો. વારૂ પણ રાજકોટમાંથી નીકળ્યા પછી પણ તેં અંધ ભિખારીનો વેષ કેમ કાયમ રાખ્યો ? એમ કરવામાં તારો શો હેતુ ? "

" હજુર, હેતુ સ્પષ્ટજ છે. ધ્યાનસિંહ ઘણો ભયંકર માણસ છે. એના બાતમીદારો બધે ફર્યા કરે છે એટલે બહુ સંભાળીને

વર્તવાનું છે. હું રાજકોટથી આવ્યો છું એવી જો આપણા દુર્ગમાં ખબર પડી જાય તો ધ્યાનસિંહના ચકોર કાગડા તરતજ નવો માર્ગ ગ્રહણ કરે અને રાણીજી તથા લીલાબાને અન્ય ગુપ્ત સ્થાનમાં લઇ જાય. આપને નમાવવાનોજ પ્રયત્ન હવે ધ્યાનસિંહ કરી રહ્યો છે એટલે અત્યારે તો બળ કરતાં કળ વાપરવાનીજ અધિક અગત્ય છે."

"રાજકોટનો કિલ્લો કાંગ્રા જેવોજ અભેદ્ય છે ?"

"હજુર, એ કિલ્લાનો નામ પ્રમાણેજ ગુણ છે. એ તો સર્વ કિલ્લાનો રાજા છે અને તેથીજ એનું નામ રાજકોટ પાડયું છે. કાંગ્રા કરતાં એ દસ ગણો દુર્જય છે. હું ભિખારી વેષમાં હતો એટલે જોકે એ કિલ્લાનો તમામ ભાગ હું જોઇ શકયો નથી; પરંતુ જેટલો ભાગ મારી દૃષ્ટિએ પડયો છે તેટલા ઉપરથી હું કહી શકું છું કે એ કિલ્લાનું નામ રાજકોટ સાર્થકજ છે. એક તો જે સ્થળ ઉપર એ કિલ્લો આવી રહેલો છે તે સ્થળજ અભેદ્ય છે. તેમાં તેના ઉપર કિલ્લો બાંધનારે તો કમાલજ કરી નાખી છે. એની પાછળ પુષ્કળ પૈસો ખરચી નાખ્યો છે. અત્યારે એ અજિત કિલ્લો મનાય છે. પહેલાં એ કિલ્લો રજપુત રાજાના સ્વાધીનમાં હતો. જ્યારે ધ્યાનસિંહ જંબુનો અધિપતિ થયો ત્યારે એણે આ કિલ્લાને પાછો મરામત કરાવ્યો, અને અત્યારે ત્યાં એ પોતાનું સૈન્ય પણ રાખે છે. જો રણજીતસિંહે આ કિલ્લો પહેલાં જોયો હોત તો કદાપિ એ ધ્યાનસિંહના હાથમાં ન જવા દેત. આ કિલ્લાની કારીગરી વિષે તો હજુએ મહારાજા કશું જાણતા નથી. કાંગ્રા કરતાં એ કિલ્લો દોઢો ઉંચો છે. વળી ત્યાં જવાનો પ્રશસ્ત માર્ગ પણ નથી. એના ઉપર ચઢતાં ચઢતાં નવનેજા પાણી ઉતરે છે. કેટલેક ઠેકાણે પથ્થરમાં પગથીયાં કોરેલાં છે તે ઉપર થઇને ચઢવું પડે છે. કિલ્લા આગળ કેટલેક અંતરે નાની મોટી ટેકરીઓ

આવેલી છે, પરંતુ તેયે કિલ્લાથી એટલે બધે અંતરે છે કે ત્યાંથી લાંબા અંતરની તોપોના ગોળા પણ કિલ્લામાં પહોંચી શકે નહિ."

દુલીન હસતો હસતો બોલ્યો "આપણે આપણી તોપો માટે પેલા નવા શેલ ગોળા બનાવ્યા છે તે તેં દીઠા છે? એ કેટલા બધા અંતર સુધી જાય છે તે તું જાણે છે?"

"હા હજુર, શેલ ગોળાનો પ્રતાપ હું જાણું છું. જ્યારે કંપની સરકારે દયારામ જેવા રણપટુ યોદ્ધાના હાથમાંથી હાતારાનો કિલ્લો જીતી લીધો ત્યારે મને એ ગોળાઓનો અનુભવ થયો હતો. હાતારાનો કિલ્લો એ ગોળાથીજ પડયો, પરંતુ રાજકોટનો કિલ્લો તો એ ગોળાનેયે દાદ દે તેવો નથી."

"ઠીક છે, જોઇશું કેવો દાદ દેતો નથી તે. પરંતુ એકવાર મારે એ કિલ્લો નજરે જોવો જોઇએ."

"હજુર, બેઅદબી માફ છે; પરંતુ આપ રાજકોટ જવાનું સાહસ ન ખેડશો. કારણ કે એમ કરવાથી એકે તડાકે શત્રુના સર્વ મનોરથો કદાચ સિદ્ધ થઇ જાય. શત્રુના ગુપ્તચરો બધે રખડે છે એટલે આપ વેષ બદલીને જાવ તો પણ ઓળખાઇ જાવ. વળી આપ કિલ્લામાં નથી એ સુચેતસિંહને જાણ પડી જાય તો અહીં ખરેખરો ઘોટાળો ઉભો થઇ જાય. વળી મહારાજા કાંઇ પધારવાના છે એવું પણ રાજકોટમાં સાંભળવામાં આવ્યું છે; એટલે આપની જો તે વખતે ગેરહાજરી હોય તો મહારાજાના મનને કેટલું બધું ખોટું આવી જાય?"

અકરામખાંનું બોલવું દુલીનને કબુલ કરવું પડયું. મનુષ્ય જ્યારે ચિંતાગ્રસ્ત બની જાય છે ત્યારે એને કયો માર્ગ ગ્રહણ કરવો તે જરાએ સુઝતું નથી. લીલા રાજકોટમાં હતી એટલે તેની મુક્તિ

માટે કયો માર્ગ યોજવો તેનો દુલીનના મનમાં મોટો ગુંચવાડો ઉભો થયો હતો. એની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. એને આખરે અકરામખાંનીજ સલાહ ગમી. એ બોલ્યો "અકરામખાં, ત્યારે લીલાના છુટકારા માટે તું કયો માર્ગ બતાવે છે ?"

"હજુર, અત્યારે ભેદ–નીતિ શિવાય અન્ય માર્ગજ નથી. જેવી રીતે સુચેતસિંહે આપણા કિલ્લામાં હુલ્લડ પડાવીને લીલાવતીબાને નસાડયાં, તેવીજ કોઇ યુક્તિ આપણે રાજકોટમાં રચવી પડશે. નિધાનસિંહના ઘણા મિત્રો પહેરેગીરો છે અને તે હજુરની નોકરીમાં આવવા ઘણા ખુશી છે. એવા કેટલાએકને લાંચ રૂસ્વત આપવાથી આપણું કામ બની જાય એવું મને લાગે છે. અમુકજ યુક્તિથી કામ થશે એવું કાંઈ નથી. હું, ધન્નુ અને નિધાનસિંહ જેવો પ્રસંગ હશે તે પ્રમાણે વર્તીશું અને કામ ફત્તેહ કરીને આવીશું. અમે જે વેષે આવ્યા છીએ તેજ વેષે પાછા જઇશું અને રાજકોટમાં કયા વેષે પ્રવેશ કરવો તેનો માર્ગમાં વિચાર કરી લઇશું. આપ આ વાત ચાંદખાં, અલિવર્દી, બન્નુ અને હાકિમસિંહને કરી મુકજો; તેમજ કાંગ્રાથી રાજકોટ સુધી પત્ર લાવવા લઇ જવા માટે વિશ્વાસુ સ્વારોની વ્યવસ્થા કરવાનું કામ પણ તેમનેજ સોંપી દેજો."

થોડો વિચાર કરીને દુલીન બોલ્યો "અકરામખાં, હાલની પરિસ્થિતિ જોતાં તારૂં કહેવું મને વધારે યોગ્ય લાગે છે. તને હું એક હજાર રૂપીઆ આપું છું. તે પહેરેગીરો વિગેરેને લાંચ આપવામાં વાપરજે. તેમને નોકરી માટે ચિંતા રાખવાની કશી જરૂર નથી. તેમને આશ્રય આપવા હું સદા તત્પર છું. વધારે પૈસાની જરૂર પડે તો તું મને ખબર આપજે, હું મોકલી આપીશ. તેમજ તારા ઉપર કાંઇ સંકટ આવી પડે એવું તને જણાય, તોપણ મને સૂચના મોક-

લાવજે એટલે તે સંબંધમાં પણ હું યોગ્ય બંદોબસ્ત કરી દઇશ. હવે તું જા અને તારા કાર્યમાં ઉદ્યુક્ત થઇ જા."

અકરામખાં અને ધન્નુએ હજાર રૂપીઆ લીધા અને બન્ને જણા દુલીનની રજા લઇને ગુપ્ત રીતે કિલ્લાની બહાર નીકળી ગયા.

---

## પ્રકરણ ૩૩ મું — યોગિરાજ

નિશાનાથ ચંદ્ર આજે સોળે કળાથી આકાશમાં વિરાજી રહ્યો હતો. રજનીપતિના પ્રતાપે વસુંધરા શુભ્રવસના થઇ રહી હતી. સુધાકરે આજે પૃથ્વીમાં સર્વત્ર સુધાનું સિંચન કર્યું હતું તેથી વસુધા ઉજ્વળ, પ્રશાંત અને મનોહર જણાતી હતી. કાંગ્રાના કિલ્લા ઉપરથી રાત્રિની સૃષ્ટિ–લીલા અવર્ણનીય જણાતી હતી. નાના મોટા પર્વતોની હારો, વૃક્ષો અને વેલીઓથી ભર્યો ભર્યો લાગતો ભૂપ્રદેશ, ખળખળ કરતા અવાજે પર્વતોમાંથી વહેતો જળપ્રવાહ, આ તમામ, ચાંદની રાતમાં કોના મનને હરણ ન કરે ? દુલીન વાળુ કર્યા પછી મહાલયની અગાશીમાં આવ્યો અને મન રમાડો કરવા રાત્રિનું મનોહર અને મનોરમ દશ્ય શાંતિથી અવલોકવા લાગ્યો. અકરામખાંના ગયા પછીથી એનું મન અસ્વસ્થ થઇ ગયું હતું. " મેં એને જે કાર્ય માટે પ્રવૃત્ત કરેલો છે તે યોગ્ય હશે કે અયોગ્ય ? " આવો વિચાર એના અંતરમાં ઉદ્‌ભવ્યો હતો. જન્મથીજ સન્માર્ગ પ્રતિ વહેનારા દુલીનને એમ લાગ્યા કરતું હતું કે પોતે અકરામખાંને અમુક માર્ગે પ્રેરવામાં ભૂલ કરી છે. ચંદ્રની અમૃતવર્ષિણી ચંદ્રિકા પણ દુલીનના મનને શાંત ન કરી શકી. મનુષ્ય ગમે તેવા ગંભીર મનનો હોય, ગમે તેવા દૃઢ વિચારનો હોય, પરંતુ એના ઉપર ઓચીંતો

વિલક્ષણ પ્રસંગ આવી પડે તો સ્વાભાવિક રીતે એની ગંભીરતા ચાલી જાય છે, એનું મન મૂઢ બની જાય છે. દુલીનની લીલા–વિયોગે એવી સ્થિતિ થઈ ગઇ હતી. એનું મન પોચું બની ગયું હતું. પોતે અકરામખાંએ બતાવેલી સલાહમાં સંમતિ આપી તેથી એનું અંતર એને ડંખતું હતું. ચંદ્રના પ્રકાશમાં, તેના નીતરા તેજમાં, એની શુભ્રવર્ણી ચંદનીમાં એ આવા આવા ગુંચવાડાથી મનને વિરામ આપવા અગાશીમાં આવ્યો હતો; પરંતુ ચંદ્રજ્યોત્સ્નાએ તો લીલાનું સ્મરણ અધિક વેગથી કરાવ્યું અને ઉલટું દુલીનનું મન વધારે ઉદ્વિગ્ન બની ગયું. દુલીન અગાશીમાંથી ઉઠી ગયો. બન્નુને બલુન તૈયાર કરવાની આજ્ઞા આપી. બલુન આવીને ઉભો રહ્યો એટલે તેના ઉપર સ્વાર થઇને એ કિલાની બહાર નીકળી પડ્યો. સાથે સાથે બન્નુ અને સોહનલાલ પણ જોડાયા અને દુલીનની પાછળ પાછળ એમણે પણ પોતાના અશ્વો ચલાવવા માંડ્યા. દુલીને ક્યાં જવા ધાર્યું હતું તે આ બન્ને જાણતા નહોતા, તેમ એમને પોતાની સાથે આવવાની એણે આજ્ઞા પણ નહોતી કરી; છતાંએ સ્વામિભક્ત સેવકો દુલીનની આજ્ઞાની રાહ ન જોતાં એના સંરક્ષણ માટે સાથે થયા હતા.

આકાશ અભ્ર વિનાનું હતું, ચંદ્ર પૂર્ણ કલાએ ખીલેલો હતો, મંદ મંદ પવનની લહેરો આવ્યા કરતી હતી, ચંદ્રનાં કિરણના તેજમાં વૃક્ષોનાં પાન ચમકારા મારી રહ્યાં હતાં, પર્વતોમાંથી વહેતો જલસ્રોત પાતળા ચાંદીના ઝીણા ઝીણા તાર સમો ઝળકારા મારી રહ્યો હતો. ટુંકામાં, સૃષ્ટિ અત્યારે અવનવા સૌન્દર્યથી સર્વાંગસુંદર લાગતી હતી. રજનીની આ રમણીયતા સાથે સાથે એની ભીષણતા પણ દૃષ્ટિગોચર થતી હતી. વૃક્ષો એટલાં બધાં ઘીચોઘીચ આવી

રહ્યાં હતાં કે એની ઘટામાં ચાલવાનો પ્રસંગ આવે ત્યારે તો ચાલનારને અંધકારને લીધે ભયજ લાગે. પર્વતમાંથી વહેતો જલસ્રોત જો કે દેખાવમાં રૂપેરી તાર સમો જણાતો હતો, પરંતુ એની ભયંકર ગર્જના સાંભળીને અંતરમાં ચીરાડો પડે. પવનની મંદ મંદ લહરીઓ અંગે અંગને શીતળતા આપતી હતી એ ખરૂં, પરંતુ સુસવાટા ભેર જ્યારે પવન ફુંકાતો ત્યારે તો જાણે એ ચાલનારને ઉરાડી મુકશે એવો ભાસ થતો હતો. આવી મનોહર અને ભીષણ રજનીમાં ઉપલા ત્રણે જણા બોલ્યા ચાલ્યા વિના ચાલ્યા જતા હતા. આગળ દુલીન ચાલતો હતો. એની પાછળ બન્નુ અને એની પાછળ સોહનલાલ ચાલતો હતો. દુલીન ક્યાં જવા માગે છે અને શું કામ જાય છે તે આ બેમાંથી કોઇ જાણતું નહોતું. એમને મનમાં થતું કે લાવો પૂછી જોઈએ કે અત્યારે એ ક્યાં જાય છે. પણ દુલીનની મનોદશા પલટાયલી હતી એટલે એને પૂછી જોવાની એમની હિંમત ન ચાલી. એટલું સમજાતું હતું કે દુલીન જે રસ્તે ચાલ્યો જતો હતો તે એના ઘોડાએ જોયલો હતો; કારણ કે ઘોડો જરા પણ ખમચાયા વિના જવાના માર્ગેજ ચાલ્યો જતો હતો. યમધુલીની પેલી બાજુએ એક નાનો રસ્તો આવે છે, એ રસ્તા ઉપર આવી પહોંચ્યા ત્યાં સુધી તો આ બન્નેને કાંઇ આશ્ચર્ય લાગ્યું નહિ; પરંતુ પછી તરતજ બલુને રસ્તો બદલ્યો. બે ટેકરીઓ વચ્ચે આવેલી સાંકડી નેળમાં થઇને બલુન જવા લાગ્યો ત્યારે આમને કાંઇક આશ્ચર્ય અને ભય જેવું લાગ્યું. "આવી રાત્રિમાં હજુરે આ રસ્તે ન જવું." આ બોલ બન્નુની જીભ ઉપર આવી રહ્યા હતા પણ એટલામાં દુલીનજ પાછો વળીને બોલ્યો " જો જા, રસ્તો જરા વિકટ છે. બલુનની પાછળ પાછળ ચાલ્યા આવજો. આટલો ઢાળ આપણે ઉતરી જઇશું

પછી રસ્તો બહુ વિકટ નથી." કાંઇ ન બોલતાં બન્ને જણા દુલી-
નની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ઢાળ પુરો થયો એટલે થોડો
સરળ રસ્તો આવ્યો, પરંતુ એ રસ્તે એટલાં બધાં પાસે પાસે વૃક્ષો
આવેલાં હતા કે એમની ઘટાને લીધે આખો માર્ગ અંધકારમય
થઇ ગયો હતો. આ બીચારા કોઇ દિવસ એ રસ્તે આવેલા નહિ
એટલે એમના નક્કડ કાળજામાંયે ભયનો સંચાર થયા વિના ન
રહ્યો. ઝાડી પુરી થઇ એટલે વળી ચંદ્રના અજવાળામાં એ આવ્યા.
છતાં પણ માર્ગ તો વિકટજ આવતો હતો. જ્યાં જુઓ ત્યાં પર્વ-
તોની હારોની હારો આવી રહી હતી. એવો સાંકડો રસ્તો આવતો
હતો કે ઘોડા ચાલી શકતાએ નહોતા. હવે તો એક ઘણોજ ભારે
ઢોળાવ આવતો જણાયો. અહીં ઘોડા શી રીતે ઉતરી શકશે એમ
બન્નુ અને સોહનલાલ વિચાર કરતા હતા એટલામાં તો ત્યાં આગળ
આવેલા એક વૃક્ષ આગળ દુલીન પોતાના ઘોડાને લઈ ગયો અને
ઘોડા ઉપરથી ઉતરી પડયો. પછી એ વૃક્ષે પોતાના અશ્વને એણે
બાંધી દીધો. બન્નુ અને સોહનલાલે પણ દુલીનનું અનુકરણ કર્યું.
ત્રણે જણા હવે પગે ચાલીને જવા લાગ્યા. ધીમે ધીમે વાંકા ચુકા
વળતા વળતા એ ત્રણે જણા ઢાળ ઉતર્યા એટલે એમને નદીનો
કાંઠો જણાયો. એ કાંઠે કાંઠે આગળ ચાલવા લાગ્યા. નદી જોકે
નાની હતી પણ એના પાણીનો વેગ એટલો બધો હતો કે એના
ખળખળાટથી આખો વન પ્રદેશ ગાજી ઉઠતો હતો. જતાં જતાં એક
મોટું સરોવર આવી પહોંચ્યું એટલે પેલા બન્નેને વધારે આશ્ચર્ય
થયું. પેલી નદી આ સરોવરનેજ આવી મળતી હતી. આ સરોવરની
ચારે બાજુએ દીવાલો જેવા પર્વતો આવી રહ્યા હતા, એટલે એવુંજ
લાગતું કે સૃષ્ટિ કર્તાએ આ એક મોટો હોજ બાંધી દીધો હશે. સરો-

વર પાણીથી છલોછલ ભરેલું હતું. એમાંનું વધારાનું પાણી પર્વતની એક ખીણમાં વહ્યું જતું હતું અને આગળ જતાં એની એક પ્રચંડ નદી બની ગઇ હતી. સરોવરને કાંઠે કાંઠે દુલીન જવા લાગ્યો ત્યારે આ નિતાંત અને શાંત જંગલમાં આવી રાત્રિના વખતમાં આવવાનો દુલીનનો શો હેતુ હશે તેનું અનુમાન એના આ બે સેવકો ન બાંધી શક્યા. તેમ એને પૂછવાનું એમનું ધૈર્ય પણ ચાલી શક્યું નહિ. એ બન્ને તો દુલીનની પાછળને પાછળ ભુરકાયલા જેવા જતા હતા. ચાલતાં ચાલતાં થોડા અંતર ઉપર એક લાંબી લાંબી વસ્તુ પડેલી જણાઈ એટલે બન્નુના પેટમાં મોટો ધ્રાસ્કો પડ્યો. એ ભય પામતો બોલ્યો " હજુર, પણે આગળ મગર કે કોઇ એવું મોટું પ્રાણી આડું પડેલું હોય એમ જણાય છે માટે આગળ જવા કરતાં હવે આપણે પાછળજ ચાલો. નહિતો એ ભયંકર પ્રાણીના ભક્ષ્ય થઇ જઇશું."

દુલીન તો નિડરપણે ચાલ્યો જતો હતો. એ સહેજ હસીને બોલ્યો " બન્નુ, તું આ પ્રાણીને ઓળખતો નથી લાગતો. એ તો બીચારૂં ઘણું ગરીબ અને કહ્યાગરૂં પ્રાણી છે. એ આપણને એની પીઠ ઉપર બેસાડીને આ સરોવરને સામે તીરે લઇ જશે. એનું નામ તને ખબર છે ? "

આશ્ચર્ય દર્શાવતો બન્નુ બોલ્યો " ના હજુર. "

" એ તો હોડી છે. જો હવે સ્પષ્ટ જણાય છે. એમાં બેસીને હું સામે પાર જવાનો છું. મારા પાછા આવ્યા સુધી તમે અહીં નીરાંતે એક ઉંઘ કાઢો. " એમ બોલતો દુલીન પેલી હોડી પાસે આવી પહોંચ્યો. હોડી નાની પણ ઘણી સુંદર હતી. સરોવરની પાળ ઉપર આવેલા એક વૃક્ષ સાથે એ બાંધેલી હતી. દુલીન એનો દોર છોડવા જતો હતો તે પહેલાં બન્નુજ એ દોર છોડવા લાગ્યો અને

દોર છોડતો છોડતો બોલ્યો " હજુર, અમે સાથે છીએ છતાં આપ નાવને હલેસાં મારીને લઇ જાવ અને અમે અહીં નીરાંતે ઝોકાં ખાઇએ એ કેવું કહેવાય ? આપ નીરાંતે નાવમાં બેસી જાવ. અમે બન્ને મળીને આપને સામે કિનારે પહોંચાડી દઇશું. " દુલીન બન્નુના આગ્રહથી કાંઇ ન બોલ્યો અને નાવમાં જઇ મધ્ય ભાગે આવેલા ઉંચા સ્થાન ઉપર જઇને બેઠો. બન્નુ અને સોહનલાલ નાવની બન્ને બાજુએ બેઠા અને હાથમાં હલેસાં લઇને દુલીને બતાવેલા માર્ગે નાવને ચલાવવા લાગ્યા. આ બન્ને જણાને હોડીમાં બેસવાનો નાનપણથી શોખ લાગેલો હતો એટલે હોડી ચલાવવાનું પણ એ ઘણી સારી રીતે જાણતા હતા. એમને આજે અણધાર્યું નાવમાં બેસવાનું મળ્યું તેથી એ ઘણા પ્રસન્ન થઇ ગયા અને પુર ઉત્સાહથી નાવને ચલાવવા લાગ્યો. બારોબાર સરોવરની મધ્યમાં હોડી આવી ત્યારે તો આસપાસની વનશ્રી મનને અતુલ આનંદ આપવા લાગી. એથી દુલીનનું વિષાદગ્રસ્ત મન પણ પ્રફુલ્લ થવા વાગ્યું. હોડી પણ તીરના વેગે સડસડાટ ચાલી રહી હતી; પરંતુ સરોવરનો પટ વિશેષ લાંબો હોવાથી સામે પાર પહોંચતાં થોડી વાર લાગી. કિનારે આવી પહોંચ્યા એટલે દુલીન નીચે ઉતરી પડયો. પાસેજ કાંઠા ઉપર એક મોટો ખુંટો દાટેલો હતો. આ નાવ બાંધવાની જગ્યા છે એમ બન્નુના ધ્યાનમાં આવી ગયું એટલે એ ખુંટા સાથે એણે હોડીનો દોર બાંધી દીધો. દુલીન બન્નેને કહેવા લાગ્યો " તમે નાવને હલેસાં મારી મારીને ઘણા શ્રમિત થઇ ગયા છો માટે હવે તો જરા વાર ઉંઘી જ જાવ. હું અડધા પોણા કલાકમાં પાછો આવીને તમને જગાડીશ. "

પાસેજ પર્વત ઉપર ચઢવાનો માર્ગ જણાતો હતો અને

દુલીન એ પર્વત ઉપર ચઢીને કાંઇ જવા ઇચ્છે છે એમ લાગવાથી બન્નુ ચિંતિત સ્વરે બોલ્યો " આપ આવા. પર્વત ઉપર એકલાજ ચાલ્યા જશો ? એ કેટલો બધો ભયંકર છે ? ચઢવાનું ઘણું વિષમ છે. અમે છીએ અને તમે જાવ એ ઠીક ન કહેવાય. અમારાથી કામ થઇ શકે એવું હોય તો અમને કહો, નહિ તો અમને સાથે આવવા દો. આવા ભયાનક માર્ગે હજુરને એકલા જવા દેવા અને અમારે અહીં ઉંઘ્યા કરવું એ હજુરને ઠીક લાગે છે ? અમારી આંખમાં નિષ્ઠુરતા નથી ભરેલી. આ આંખમાં તો પ્રેમ છે, માયા છે, આંસુ છે; માટે અમને સાથે તેડી જાવ. "

દુલીન હસતો હસતો બોલ્યો "બન્નુ, હું કાંઇ આ પર્વત ઉપર ચઢવા આવ્યો નથી. પણ સામાં વૃક્ષ જણાય છે એ તેં જોયાં. કેટલાંક વૃક્ષને તો પુષ્પો લાગી રહેલાં છે. પેલી સપાટ જમીન જણાય છે એ બધો બાગ છે અને એની પાસેજ પેલી પર્ણકુટિ દેખાય છે. આ પર્ણકુટિની લગોલગ એક નાની ટેકરી છે અને એ ટેકરીમાં કોરી કાઢેલી એક સુંદર ગુફા છે. એ ગુફામાં એક ઘણા ઉત્તમ સાધુ પુરુષ રહે છે. લોકો એમને યોગી મહાત્મા કહે છે. અત્યારે હું ખાસ એમનાં દર્શન માટેજ આવ્યો છું. તમારે જો અહીં ન બેસવું હોય તો પેલા બાગમાં જઇને બેસો. " એમ બોલીને દુલીન તે બાગ તરફ જવા લાગ્યો. પાછળ પાછળ બન્નુ અને સોહનલાલ પણ ચાલવા લાગ્યા. આવા વિકટ જંગલમાં રહેનાર યોગી તે કેવાક હશે એવું એમના મનમાં કુતુહલ ઉત્પન્ન થયું. ત્રણે જણા બાગમાં આવી પહોંચ્યા અને ગુફા તરફ વળ્યા. જરાક આગળ જતા હતા એટલામાં તો દૂર ઉભેલા યોગિરાજની સૌમ્ય મૂર્તિ એમની દૃષ્ટિએ પડી. એમને જોઇને ત્રણે જણના હૃદયમાં પૂજ્યભાવ પ્રકટ થઇ

આવ્યો. એમણે અત્યંત ભકિતભાવવડે યોગિરાજને પ્રણામ કર્યા. યોગીએ સર્વ પ્રતિ પ્રેમદૃષ્ટિએ જોયું અને તેમને આશીર્વાદ આપ્યા; પછી ત્રણે જણને પોતાની પાછળ પાછળ ગુફામાં આવવાની ઇશારત કરી. યોગી મહારાજ તો શ્રીકૃષ્ણ ભગવાનના નામસ્મરણનો આનંદ અનુભવતા બેઠા હતા. આટલી રાતે કોઇ આવશે એવી એમને કલ્પનાએ નહોતી, પરંતુ એટલામાં માણસોના બોલ અને પગલાં સંભળાવા લાગ્યાં એટલે એમને આશ્ચર્ય થયું અને તેથી જોવાને માટે એ બાગમાં આવતા હતા. બન્નુ અને સોહનલાલે આજ સુધીમાં આવા શ્રીસંપન્ન, સુદૃઢ, ઉંચા અને તેજ:પુંજ મહાત્માને કદી નહિ જોયલા તેથી એમના આશ્ચર્યનો તો પારજ નહોતો. યોગીની દૃષ્ટિમાં પ્રખર તેજ ચળકી રહ્યું હતું, પરંતુ તેમાં પ્રેમ અને પવિત્રતા હતાં. એમનો ભાલ પ્રદેશ ઘણો વિશાળ હતો. એ ભવ્ય ભાલમાંથી તેજના અંબાર ફુટી રહ્યા હતા. એમના માથાના કાળા કેશ ઘણા લાંબા હતા અને તેની યોગીએ જટા ન બાંધતાં પોતાની પીઠ ઉપર લટકતાજ રાખેલા હતા. એમની દાઢી ઘણી વધી ગઇ હતી. આ યોગીનું વય કેટલું હશે તે કહી શકવું કઠણ હતું. જો કે શરીરે એ ઘણા પ્રૌઢ હતા પણ દેખાવમાં સંપૂર્ણ રીતે યુવાન હતા. સાધારણ કરતાં એ વધારે ઉંચા હતા. એમના ભરાવદાર શરીરને લીધે એ ઉંચા હતા તો પણ વધારે શોભતા હતા. એ વર્ણે ગૌર હતા અને એમના સર્વાંગે યોગનું તેજ વિલસી રહ્યું હતું તેથી એમની કાંતિ તેજ: પુંજ બની રહી હતી. એમણે કમ્મરે એક ભગવું વસ્ત્ર પરિધાન કર્યું હતું. પગમાં પાવડીઓ પહેરી હતી. આ યોગી અહીં રહેતા હતા તે વાત ઘણા થોડા લોકો જાણતા હતા અને તેઓ અવાર નવાર એમના દર્શનાર્થે આવતા હતા; પરંતુ એ

આ ગુફામાં કેટલા વર્ષથી આવી વસેલા છે તેની કોઇને ખબર નહોતી. કાંગ્રાના કિલ્લામાં ફક્ત ગુલાબીજ આ યોગી વિષે જાણતી હતી અને તેથી એ વારંવાર એમનાં દર્શનાર્થે આવતી હતી. ગુલાબીની વિનવણીથી યોગીએ દુલીન સાથે મેળાપ કરવાનું કબુલ કર્યું અને તે પ્રમાણે એકવાર એ દુલીનને અહીં તેડી લાવી હતી. એ વખતે તો દુલીન પોતાના કુતુહલ ખાતરજ યોગીને મળવા આવ્યો હતો, પરંતુ યોગીને જોઇને તો એને એમના પ્રતિ અગાધ પ્રીતિ થઇ આવી અને પછી તો એ વારંવાર અહીં આવવા લાગ્યો. દુલીનને જેમ યોગી મહારાજ ઉપર ખરી આસ્થા ચોંટી ગઇ તેમ યોગી મહારાજ પણ એની રીતભાત, બોલવા ચાલવાની છટા અને એની બુદ્ધિ જોઇને એના ઉપર પ્રસન્ન થઇ ગયા. લીલાનો દુલીનને જ્યારથી વિયોગ થયો ત્યારથી તો એને એમજ થયા કરતું હતું કે, બધી લપ છોડીને યોગી મહારાજની સેવામાંજ રાત દિવસ રહીને આયુષ્ય નિર્ગમન કરવાનું હોય તો કેવું સારૂં ? પરંતુ યોગી મહારાજાએ દુલીનને યોગ્ય પ્રકારે કર્મયોગનો બોધ આપ્યો. એને સમજાવ્યું કે “ તારે તો કર્મ કરેજ છુટકો. કર્મથી ડરીને ભાગી જવું એ તો ભીરુનું કામ છે માટે તું કશો આડો અવળો વિચાર ન લાવતાં તારી સુબેદારીની પદવી સંભાળ્યા કર. ” આજે દુલીનનું મન વધારે તોફાને ચઢ્યું હતું. અકરામખાં અને ધન્નુની સલાહ પ્રમાણે વર્તવાનું મેં કબુલ કર્યું એ ઠીક કર્યું નહિ એ વિચારે એના મનમાં વસવસો રહ્યા કરતો હતો તેથી અસ્વસ્થ મનને સ્વસ્થ કરવા એ અત્યારે યોગીરાજનો બોધ સાંભળવા અને તેમની પાસે માર્ગ-સૂચન મેળવવા આવ્યો હતો. એ પોતાની જરાએ જરા વાત મહારાજને પ્રસંગે પ્રસંગે જણાવી દેતો હતો. એમનાથી એ જરાએ

ચોરી રાખતો નહિ. આજની તમામ હકીકત એણે મહારાજને કહી સંભળાવી. તે પુરેપુરી સાંભળ્યા પછી મહારાજ બોલ્યા "દુર્ગીન, જે ઉપાય અકરામખાં અને ધન્નુ લીલાની મુકિત માટે યોજવા ધારે છે તે ઉપાયને તારા જેવા સન્માર્ગે ચાલનારે બીલકુલ અનુમોદન આપવાનું નથી. કેટલાકનું સૂત્ર એવું છે ખરૂં કે શઠ પ્રતિ તો શઠતાથીજ વર્તવું જોઇએ; પણ તે સૂત્ર મને જરાએ ગ્રાહ્ય કે માન્ય નથી. સજ્જન પુરુષે તો સન્માર્ગનો ત્યાગ કદાપિ કરવાનો નથી. તું કહે છે કે ધ્યાનસિંહના માણસોએ કપટ કરીને દાવ સાધી લીધો, એટલે તેનાંજ માણસો ફોડીને ધ્યાનસિંહને પ્રતિફટકો લગાવવો. પરંતુ એ અન્યાય કહેવાય. ભલે ધ્યાનસિંહ ગમે તેવો હોય, પણ એના નોકરો એનું લુણ ખાય છે ત્યાં સુધી એને દગો નજ દઇ શકે. એના નોકરો પાસે એવું કામ કરાવવું એ મહા પાપ છે. હા, જો એમને ધ્યાનસિંહની નોકરી કરવી પરવડતી ન હોય તો ભલે તે નોકરી છોડી એ તારી નોકરીમાં જોડાય; પણ તેની નોકરીમાં રહીને તેને જ ફસાવવો અને પછી તારા પક્ષમાં મળી જવું એ તેમનું કાર્ય તમને બન્નેને હાનિકારક છે. જે નોકરો આજે થોડા દ્રવ્યની લાલચ માટે ધ્યાનસિંહને ફસાવવા તૈયાર થઇ જાય તે નોકરો પછીથી તને નહિ ફસાવે તેની શી ખાતરી ? વળી વિચાર કર. અકરામખાં અને ધન્નુ એ બન્ને તારા અત્યંત વિશ્વાસુ સેવકો છે. એ તારા ઉપરની એમની અંધશ્રદ્ધાને લીધે આજે ધ્યાનસિંહના માણસોને ફોડવા તૈયાર થઇ ગયા છે, પરંતુ આમ કરવાથી એ પોતાની સંસ્કૃતિને કુહાડાથી છેદી નાખે છે તેનો એમને કાંઇ ખ્યાલ આવે છે ? તેમને તારે આ વાત સમજાવવી જોઇએ. આજે જો એમનું સંસ્કૃતિપંથથી અલ્પભર પણ પતન થશે તો કાલે તારી સાથે પણ દગલબાજી

રમવા એનું અંતર અચકાશે ખરૂં કે ? ઘણાં માણસો મૂળથીજ સન્માર્ગગામી હોય છે; પરંતુ એમનાથી આવી નાની સરખી ભૂલ થઇ જાય છે એટલે એ પોતાના અંતરના અવાજને જરાએ સાંભળી શકતા નથી. એકવાર પડયો તે તો સદાનો પડવાનો. માટે મારી તને શિખામણ છે કે જાણી જોઇને તારા વિશ્વાસુ સેવકોના શીલને તું તારે હાથે ભ્રષ્ટ ન કરીશ. ”

દુલીન યોગી મહારાજ આગળ હાથ જોડતો બોલ્યો “ મને પણ એવીજ શંકા આવી છે અને તેથીજ આટલી રાતે હું આપની પાસે આવ્યો છું. મનુષ્ય ઉપર જ્યારે વિકટ પ્રસંગ આવી પડે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ તેની બુદ્ધિ ગોટાળામાં પડી જાય છે. ગમે તેમ કરીને પણ લીલા મુક્ત થાય, આવી ઇચ્છાથી મેં અકરામખાં અને બન્નુને તેથી સલાહ આપી ખરી, પણ પાછળથી મારા મનમાં વસવસો થયો અને મનનું સમાધાન કરવા માટે સીધો આપની પાસે જ આવ્યો છું. હજુ સુધી અકરામખાં અને બન્નુ ગયા નથી. તેઓ કાલે સાંજે જવાના છે. અત્યારે જઇને હું તેમને હવે જવાની જરૂર નથી એમ કહીશ; પરંતુ મહારાજ, લીલાની મુક્તિ માટે બીજો કાંઇ ઉપાય છે ? ”

“ ઉપાય ? અરે તે તો ઘણો સહેલો છે. સીધે રસ્તે પ્રયત્ન કરવો એજ તેનો ઉપાય. લીલાને ઉઠાવી જવામાં ધ્યાનસિંહનો ઉદ્દેશ જુદો જ છે એ તો ચોકખું છે. તેને શીલભ્રષ્ટ કરવી, આવો તેનો ઉદ્દેશ છે જ નહિ; તેમજ તે મુજબ તે કરી શકે તેમ પણ નથી. તે ત્રણે ભાઇઓનો ઉદ્દેશ તો તને તેમની મુઠીમાં લેવાનો છે. અર્થાત્ તું જો તેમની મરજી મુજબ ચાલવા તૈયાર થાય, તો હમણાંજ લીલા છુટી થાય; પરંતુ હું તને કદાપિ તેવી સલાહ આપીશ નહિ. મહા-

રાજા રણજીતસિંહ તુરતમાં જ કાંગ્રા આવવાના છે. તેમને ફકિરજી મારફત આ વાત તું તરતજ જણાવજે એટલે બસ. મહારાજા પર ધ્યાનસિંહનું ગમે તેટલું વજન હશે, તો પણ મહારાજા કદાપિ આ બાબત સહન કરશે નહિ. તેઓ તુરતજ ધ્યાનસિંહને હુકમ કરશે અને ધ્યાનસિંહ પણ મૂગો મૂગો લીલાને કાંગ્રા પહોંચતી કરશે. મારી ખાત્રી છે કે, તારાપર મહારાજાનો પૂર્ણ પ્રેમ છે. તારા જેવો નિમકહલાલ નોકર રાજ્યમાં બીજો નથી; અને તેટલા જ માટે તારૂં મન દુઃખાય નહિ એમ કરવાને જરૂર એ તજવીજ કરશે."

"મહારાજ, અત્યારે મારો જન્મ–વૃત્તાંત જાહેર કરવો શ્રેયસ્કર છે, કે હજુ મારે આ સાહેબી ઠાઠમાં જ રહેવું જરૂરનું છે?"

"ના ના. સાહેબી ઠાઠમાં રહેવાની હવે કાંઇ જ જરૂર નથી. હવે તું ખુશીથી તારો વૃત્તાંત સર્વને જણાવ. તેમ કરવામાં તને વળી બીજો પણ એક ફાયદો છે. ધ્યાનસિંહ વિગેરે તને ફિરંગી સમજી જે તારો દ્વેષ કરે છે, તેઓ આ વૃત્તાંત જાણ્યા પછી તેમ કરશે નહિ. કદાચ, તેઓ તારો વૃત્તાંત જાણીને તારી સાથે સ્નેહથી પણ વર્તે; અથવા તો કાંઇક અદેખાઇથી પણ વર્તે."

"મહારાજાનો વિચાર મને રાજાનો ખિતાબ અને એક જાગીર આપવાનો છે. તો હું તે વખતે જાગીર તરીકે મને મારૂં સુદાનનું રાજ્ય પાછું મળે એવી માગણી કરૂં?"

"મહારાજા તને કાંઇ આપવા વિચાર રાખતા હોય તો તું કશું માગતો નહિ. એ કદાચ તને સુદાનને બદલે બીજી જાગીર આપવાનું કહે તો તું તારી મેળે મારે જાગીર શું કરવી છે એમ કહીને ગુપચુપ બેસી રહેજે; એટલે એમના લક્ષમાં આપો આપ એ વાત આવશે અને તને સુદાનનું રાજ્ય જાગીર તરીકે આપે પણ ખરા."

આટલી વ્યવહારની વાતચીત થયા બાદ કેટલોક સમય દુલીને યોગિરાજ સાથે પારમાર્થિક વાતો ચલાવી. યોગી મહારાજ મહા આનંદમાં હતા એટલે એ વિષય સમજાવતાં પોતે ખુબ ખીલ્યા. પરંતુ રાત્રિ ઘણી વીતી ગઇ હતી એટલે દુલીન ઉઠયો. યોગી મહારાજને ચરણે પોતાનું મસ્તક મુકી તેમનો આશીર્વાદ લીધો અને પછી બન્નુ અને સોહનલાલને લઇને યોગિરાજની આજ્ઞા માગી કિલ્લામાં પાછો આવ્યો. અકરામખાં, ધન્નુ અને નિધાનસિંહને બોલાવીને એણે ખબર આપી દીધી કે " મારો બીજો હુકમ થતાં સુધી તમારે રાજકોટ જવાનું નથી. " આ હુકમ સાંભળીને સર્વને આશ્ચર્ય થઇ આવ્યું. દુલીને કેમ વિચાર બદલ્યો તેનું ખરૂં રહસ્ય કોઈ સમજી શક્યું નહિ.



## પ્રકરણ ૩૪ મું — રાજા દુલીન બહાદુર

ગત પ્રકરણમાં જણાવેલ યોગી મહારાજનાં દર્શન પછી ત્રણ ચારેક દિવસ થયા હશે એટલામાં દુલીનને ખબર મળી કે કાંગ્રા આવવા માટે મહારાજા રણજીતસિંહની સ્વારી લાહોરથી નીકળી ચુકી છે. દુલીન એમની જ રાહ જોઇ રહ્યો હતો. અત્યારે એ પોતાનું સર્વ દુઃખ ભૂલી જઈને મહારાજાના સત્કાર માટે ઘણી ભારે તૈયારીઓ કરવા લાગ્યો. એણે આખા કાંગ્રા પ્રાંતમાં આજ્ઞાપત્રિકાઓ મોકલીને એમના આગમન વિષે ખબર પહોંચડાવી દીધી; અને મહારાજા કાંગ્રાની હદમાં પગ મુકે ત્યારથી તેમનું કેવી કેવી રીતે સન્માન અને સત્કાર કરવો તેનો દબદબા ભર્યો કાર્યક્રમ એણે ગોઠવી દીધો. કાંગ્રાની હદથી તે ઠેઠ કિલ્લા સુધી સ્થળે સ્થળે આખે

રસ્તે મોટી કમાનો ઉભી કરી દીધી. સ્થળે સ્થળે ધ્વજા–પતાકાઓ ઉડવા લાગી. કેટલેક સ્થળે " મહારાજાનું માર્કંડ ઋષિનું આયુષ્ય થાવ !" એવી શુભેચ્છાઓનાં તોરણાં લટકી રહ્યાં હતાં. મહારાજા જે માર્ગે આવતા હતા તે માર્ગ ઉપર આવેલાં ગામના લોકો એમને મળવા ઉભરાયા અને તેમનો જયજયકાર બોલાવતા તેમના ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. આમ ઠેરે ઠેર સત્કાર પામતા મહારાજા કાંગ્રાના કિલ્લાની નજીક આવી પહોંચ્યા. એમના આદર સત્કાર માટે અહીં ક્યારનીયે તૈયારીઓ થઇ રહી હતી. જયંતી મઠની આ બાજુએ ડુંગરના પરથાર ઉપર એક મોટું મેદાન આવી રહેલું છે. એ મેદાન ઉપર બહુ મૂલ્યવાન અને દેદીપ્યમાન કિનખાબનો મહા વિશાળ તંબુ બાંધી દીધો હતો. પાસે નાની નાની રાવટીઓ પણ ઉભી કરેલી હતી. માર્ગમાં પ્રજા તરફથી પોતાને મળેલા અવર્ણનીય આવકાર અને જયાં ત્યાં ઉત્તમ પ્રકારની વ્યવસ્થા જોઇને મહારાજાને અદ્ભૂત આનંદ થઇ ગયો. પોતાને માટે બંધાવેલા વિશાળ તંબુમાં એમણે મુકામ કર્યે ઘણો વખત થયો છતાં દુલીન હજુ મળવા આવ્યો નહોતો. એ કિલ્લામાં એમના સ્વાગતની તૈયારી કરી રહ્યો હતો. મહારાજા પોતાના તમામ રસાલા સાથે આવેલા હતા. ધ્યાનસિંહ, ફકિરજી, ખોસાલસિંહ, લેનાસિંહ વગેરે મંત્રિ–વર્ગ પણ એમની સાથે આવ્યો હતો. એમને આવે ઘણો સમય વીતી ગયો છતાં દુલીન મહારાજા પાસે આવ્યો નહિ એટલે ધ્યાનસિંહે એ વાત આગળ કરીને મહારાજાનું મન કલુષિત કરવા માંડયું. મહારાજા ફકિરજી સામું જોઇને હસવા લાગ્યા અને ધ્યાનસિંહને ગુપચુપ બેસી રહેવા સુચન કરી દીધું. પછી એમણે ધીમે રહીને ધ્યાનસિંહને કહ્યું " ધ્યાનસિંહજી, તમે દુલીન સાહેબને એક પત્ર લખી નાખો. લખજો

કે કાલે સવારે મહારાજા પ્રાતર્વિધિથી પરવારી રસાલા સાથે કિલ્લામાં આવવાના છે માટે કિલ્લાના દરવાજા ઉઘાડા રાખજો."

ધ્યાનસિંહને મહારાજાનો આ હુકમ જરા વિચિત્ર લાગ્યો. કિલ્લાના દરવાજા ઉઘડાવવા એક સ્વાર મોકલે તોપણ ચાલે; છતાં આવા નજીવા કામ માટે મહારાજા પત્ર શું કામ લખાવે છે તે એનાથી સમજાયું નહિ. કચવાતે મને એણે કાગળ ઘસડી કાઢ્યો અને હુલીનને મોકલી દીધો. હુલીન મહારાજાને સ્વાગત આપવા તૈયારજ હતો. એણે કાંગ્રાનો દુર્ગ અપૂર્વ રીતે શણગારી દીધો હતો. નૈસર્ગિક સૌન્દર્યથી તો એ અલંકૃત હતોજ; અને તેમાં વળી મનુષ્યના હાથે કૃત્રિમ સુંદરતા પણ પુરાઇ એટલે તો એ કિલ્લો મહા મનોહર દેખાવા લાગ્યો. હુલીને રાતમાંને રાતમાં મહારાજાના ભભકભર્યા તંબુથી તે ઠેઠ કિલ્લાના દરવાજા સુધીનો તમામ માર્ગ શણગારી દીધો. વૃક્ષનાં લીલાં પાંદડાં અને સુવાસિત પુષ્પોનો આ પ્રદેશમાં સુકાળ હતો એટલે આખે રસ્તે એણે પાંદડાં અને પુષ્પનાં ઠેરે ઠેર તોરણો બંધાવી દીધાં હતાં. વૃક્ષે વૃક્ષે ધ્વજા પતાકાઓ ચઢાવી દેવડાવી હતી. થોડે થોડે અંતરે રોનકદાર કમાનો ઉભી કરાવી દીધી હતી. એ કમાનો ઉપર ગુરુમુખી અને પંજાબી ભાષામાં મહારાજાની કીર્તિનાં યશોગાન લખાયલાં હતાં. સવારમાં મહારાજાની સ્વારી નીકળવાનો સમય થયો તે વખતે એમનો માર્ગ ચંદની જેવો સ્વચ્છ બનાવી દેવામાં આવ્યો હતો. માર્ગની બન્ને બાજુએ હાકિમસિંહની સરદારી નીચે ઘોડેસ્વારોની બે હારો ઉભી કરી દેવામાં આવી હતી. મહારાજા એ ઘોડેસ્વારોની ટુકડી આગળ આવી પહોંચ્યા એટલે હાકિમસિંહે પોતાના ઘોડેસ્વારો પાસે મહારાજાને લશ્કરી પદ્ધતિ પ્રમાણે સલામ કરાવડાવી અને તેમની પાસે એમના

નામનો જયઘોષ કરાવડાવ્યો. મહારાજાને આ જોઇને કલ્પનાતીત આનંદ થઈ ગયો. એમના સ્વાગત માટે જો કે આટલી બધી તૈયારી કરી દીધી હતી છતાં કિલ્લાના દરવાજા હજુ બંધજ હતા. મહારાજા દરવાજાની છેક નિકટમાં આવી પહોંચ્યા તોયે દરવાજા ન ઉઘડયા એટલે તો સર્વને આશ્ચર્ય થઇ ગયું. ધ્યાનસિંહ તથા એના પક્ષનાં માણસોને તો દુલીન ઉપર ક્રોધ પણ ચઢી ગયો. કિલ્લાની અંદર મહારાજાના સત્કાર માટે તો વળી કોઇ નવલજ યોજના કરવામાં આવી હતી. ત્યાં રાજમહાલયની સામે એક ભવ્ય ચોગાન હતું. એ ચોગાનમાં દુલીને ઘણા કુશળ અને કલાવિદ્ કારીગરોને હાથે અનેક ચમત્કૃતિથી ભરેલો અતિરમ્ય અને સુંદર સભામંડપ બંધાવી દીધો હતો. દૂરથી જોનારને તો એ મંડપ જાણે ધોળા આરસ પહાણનો બનાવેલો હોય એવો લાગતો હતો. મંડપની છત અને દિવાલો કિમતી કિનખાબથી મઢી દીધેલી હતી અને તેમાં પ્રેક્ષકોને બેસવા માટે હજારો બેઠકો તૈયાર કરાવી દીધી હતી. મહારાજા માટે એક ઘણુંજ મૂલ્યવાન અને ઉંચી કારીગરીનું સિંહાસન તૈયાર કરાવ્યું હતું. એ સિંહાસન ઉપર રેશમી છત્ર ઉભું કરવામાં આવ્યું હતું અને એ છત્રને મોતીની ઝાલર મુકવામાં આવી હતી. મંડપમાં પ્રવેશ કરવા માટે ત્રણ ઉંચી કમાનો ગોઠવી દીધી હતી. એ કમાનોને વિવિધરંગી પુલ મંડળીથી શણગારી દીધી હતી. વચલી કમાન ઉપર મહારાજાની પુષ્પગ્રથિત પ્રતિકૃતિ તૈયાર કરાવી દીધી હતી અને આસપાસની બન્ને બાજુની કમાનો ઉપર અક્ષરના આકારમાં પુષ્પો ગોઠવીને સુંદર શ્લોકોનાં જોડખાં તૈયાર કરાવી દીધાં હતાં. વચલી કમાનથી શરૂ કરીને ઠેઠ કિલ્લાના દરવાજા પર્યંત લાલ રંગની લાંબીને લાંબી બનાત પાથરી દેવામાં આવી હતી. એની બન્ને બાજુએ સુવાસિત

પુષ્પોના છોડનાં હારબંધ કુડાં ગોઠવી દેવામાં આવ્યાં હતાં. એ બન્ને બાજુનાં કુંડાંની પાછળ મંડપથી કિલ્લાના દરવાજા સુધી સૈનિકોની બબ્બે હાર ગોઠવી દીધી હતી. હાથમાં નાગી તલવાર લઇને દુલીન દરવાજાથી થોડેક અંતરે મહારાજાની રાહ જોતો ઉભો હતો. આવું અપૂર્વ દશ્ય જોવા માટે કે કોણ જાણે કેમ, પણ તે દિવસે સૂર્યનારાયણ પોતાનાં પ્રભાતનાં કોમળ કિરણ પ્રસારતા ધીમે ધીમે આકાશમાં પરિક્રમણ કરતા હતા. આઠ વાગ્યાના સુમારમાં મહારાજાની સ્વારી દરવાજા આગળ આવી પહોંચી અને દરવાજો ઉઘડાવવાના સૂચનરૂપે મહારાજાની નોબતો જોરથી ગગડવા લાગી. તોયે દરવાજો ન ઉગડયો. માત્ર દરવાજાની નાની ડોકાબારીજ ઉઘાડી હતી. મહારાજા દરવાજા પાસે આવી પહોંચ્યા છતાં દ્વાર ઉઘડયાં નહિ તે જોઇને ધ્યાનસિંહે મહારાજા આગળ દુલીનના વર્તન વિષે અનેક શંકાઓ ઉપસ્થિત કરી દીધી. મહારાજા એના બોલવા તરફ જરાએ લક્ષ આપતા નહોતા. એમણે પોતાની દૃષ્ટિ ફકિરજી તરફ ઠેરવી અને અર્થસૂચક હસ્યા. ફકિરજી શિવાય એમના હસવાનો અર્થ કોઈ સમજી શકયું નહિ. ધીમે રહીને મહારાજા બોલ્યા “ સાહેબ બહાદુરે કિલ્લાના દરવાજા અને બુરજ સારી રીતે શણગારી દીધા છે. ” ધ્યાનસિંહનો એક ખુશામતખોર સરદાર બોલી ઉઠયો “ પણ દરવાજા તો બંધ છે. ” આ સાંભળીને મહારાજા વળી હસ્યા. ફકિરજીએ કહ્યું “ અરે નરશાર્દૂલ, જ્યારે તમને આ ફૂલથી શણગારેલા આ બુરજની આટલી બધી ભીતિ લાગે છે, ત્યારે યુદ્ધ કરવાનું હોય તો તમે શી ધાડ મારો? તમને જો ભય લાગતો હોય તો અહીંથી પાછા વળો અને તંબુમાં જઇને ભરાઇ રહો. ” ફકિરજીનું વ્યંગ્ય વચન સાંભળી સર્વ ખડખડાટ હસી પડયા અને

ધ્યાનસિંહ ઝંખવાણો પડી ગયો. હવે તો મહારાજા દરવાજાની છેક નજીક જઇ પહોંચ્યા અને ખુબ જોરથી નોબતો ગડગડવા લાગી. ઘણી વાર સુધી નોબતનો ડંકો વાગી રહ્યો તોપણ દરવાજો ઉઘડયો નહિ; છતાં મહારાજા ગરમ ન થતાં ઉલટા ફકિરજી સામું જોઇને હસવા લાગ્યા. આ જોઇને સર્વને આશ્ચર્ય થયું અને હવે શું થશે એ જાણવા ઇંતેજારીથી ડોળા તાણીને જોઇ રહ્યા. નોબતના ડંકા અને રણ-ભેરીના નાદથી પણ દરવાજો ન ઉઘડયો એટલે ફકિરજી બોલ્યા " હજુર, દુલીન સાહેબ ચુસ્તપણે આજ્ઞાનો અમલ કરનારા છે માટે હવે એમની વિશેષ કસોટી કરવાની જરૂર જણાતી નથી. " ફકિરજીના આમ કહેવાથી મહારાજા છેક દરવાજા પાસે જઇ પહોં-ચ્યા અને દરવાજાની ડોકાબારીમાં પોતાનું ડોકું એક વાર ઘાલ્યું અને પાછું કાઢયું. આમ ત્રણ વાર મહારાજાએ કર્યું કે તરતજ જેમ ચાંપ દાબે ને બારણાં ખુલી જાય તેમ ભડાક લઇને દરવાજાનાં બારણાં આપોઆપ ઉઘડી ગયાં. દરવાજાની અંદર એક મોટો મખમલનો પડદો લટકાવેલો હતો. અંદર મહારાજાએ ચારેક ડગ ભર્યાં હશે એટલામાં પેલા પડદાના બન્ને ભાગ બે દિશામાં સરરર કરતા સરી ગયા; એટલે આંખોને આંજી નાખે એવું દેદીપ્યમાન અને આલ્હાદકારક દશ્ય સર્વના જોવામાં આવ્યું. લાલ રંગની બનાત મંડપ સુધી પાથરી દીધેલી હતી. બન્ને બાજુએ મનોહર છોડનાં કુંડાં ગોઠવી દીધેલાં હતાં. પાયદળ અને ઘોડેસ્વાર લશ્કર અદ્ભૂત તાલીમથી ઉભું રહ્યું હતું. સ્થળે સ્થળે ધ્વજા પતાકા ઉડી રહી હતી. અંતરે અંતરે કમાનો ઉભી કરી દીધી હતી. આ બધું મનો-હર દશ્ય જોઇને મહારાજાનો અંતરાત્મા આનંદથી ઠરી ગયો. એમણે પાથરેલી બનાત ઉપર પગ મુકયો કે તરતજ દુલીને પોતાની નાગી

તલવાર ઉંચી કરીને એક નિશ્ચિંત શબ્દનો ઉચ્ચાર કર્યો. તેની સાથેજ કિલ્લા ઉપર ગોઠવેલી તોપો અને સૈન્યની બંદુકોના અવાજોની પરંપરાથી એક બાજુએ મહારાજાને સલામી આપવી શરૂ થઇ ગઈ; અને બીજી બાજુએ સર્વ સ્થળેથી મહારાજાના ઉપર ઉપરા ઉપરી પુષ્પની વૃષ્ટિ વરસવા લાગી. મહારાજાની આટલી ઉમ્મર થઇ પણ એમણે પ્રજાનો આવો સત્કાર, પોતાના નોકરે દેખાડેલો આવો અપૂર્વ ભાવ અને પ્રેમ અનુભવ્યો નહોતો: એટલે આ અનન્ય સત્કારથી એમનું અંતર આનંદના ઓઘથી છલાછલ ભરાઈ ગયું. એમની આંખમાં આનંદનાં અશ્રુ આવી ગયાં. કયા અને કેવા શબ્દોમાં દુલીનની પ્રશંસા કરવી તે પણ એમને સુઝયું નહિ. મહારાજ વળી બે ડગલાં આગળ વધ્યા એટલે હિંદી પહેરવેશમાં દુલીન પોતાના હાથમાં નાગી તલવાર લઇને મહારાજાની સામે ગયો અને પોતાની તલવાર એમના ચરણોમાં મુકીને તેમને પ્રણામ કર્યા, અને મહારાજાના કંઠમાં અતિ ઉત્તમ સુવાસિત પુષ્પોનો હાર પહેરાવી દીધો. હવે તો મહારાજાનું હૃદય ખરેખરૂં ભરાઇ આવ્યું. દુલીનના સદ્‌ગુણો એમના નેત્ર સમક્ષ મૂર્તિમંત થઇને જાણે ઉભા રહ્યા. એમના હૃદયમાં વાત્સલ્ય ભાવનાં પુર આવ્યાં. એમના આખા અંગમાં કંપ છુટી રહ્યો. મુખમાંથી શબ્દો પણ ન નીકળી શકયા. ધ્રુજતે હાથે એમણે દુલીનને તલવાર પાછી સોંપી અને મહા પરાણે “ દુલીન ” એટલું બોલીને પિતા જેમ પુત્રને ભેટી પડે તેમ એ પૂર્ણ સ્નેહભાવે દુલીનને ભેટી પડયા. એમની આંખમાંથી ટપ ટપ કરતાં આનંદાશ્રુ પડવા લાગ્યાં. મુખમાંથી એ એક શબ્દ પણ બહાર ન કાઢી શકયા; પરંતુ મનમાંને મનમાં એમણે દુલીન ઉપર હજારો આશીર્વાદ વરસાવ્યા. દુલીનની સ્થિતિ

પણ મહારાજાના જેવીજ બની ગઈ હતી. આટલા દિવસ એક-નિષ્ઠાથી કરેલી સેવા સફળ થઇ ગઇ એમ એને લાગ્યું. માર્ગમાં વિઘ્ન નાખનારા વિઘ્નસંતોષીઓ સ્થળે સ્થળે હોવા છતાં એનાથી જે એકનિષ્ઠાથી સેવા થઇ શકી, તેનો બદલો આપવો તો દૂર રહ્યો પણ કોઇએ તેને પ્રોત્સાહનના બે શબ્દો પણ કહ્યા નહોતા. આવી સ્થિતિમાં એ કામ કરી રહ્યો હતો. આ બધું અત્યારે એને સાંભરી આવ્યું એટલે એનું હૃદય ભરાઇ આવ્યું અને એ દુઃખભાર સહન નહિ થઈ શકવાથી અશ્રુ વાટે તેને બહાર કાઢવા મથન કરી રહ્યું. દુલીનનું હૃદય રડું રડું થઇ રહ્યું. પરંતુ એણે મનને પાછું દૃઢ કર્યું અને આવતાં અશ્રુને ખાળીને એ મહારાજાની બાથમાંથી છુટો થયો. મહારાજાની પાછળ આવતા મંત્રિવર્ગ સામું જોઇને દુલીને સ્મિત કર્યું; પણ એના ઉપર ફકિરજીની દૃષ્ટિ પડી એટલે વળી એની આંખમાં પાણી ભરાઇ આવ્યું. રૂમાલથી આંસુ લુછતો એ મહારાજા તથા અમાત્યવર્ગને મંડપ તરફ લઇ ગયો. પહેલી કમાન આગળ આવતાંજ કાંગ્રાના નગરશેઠે સુવર્ણની તાટમાં મુકેલો સુવાસિત પુષ્પોનો ઉત્તમ હાર મહારાજાના કંઠમાં પહેરાવી દીધો. દુલીને મહારાજા સાથે નગરશેઠનું ઓળખાણ કરાવ્યું અને મહા-રાજા આગળ ચાલવા લાગ્યા. મંડપના સિંહદ્વાર સુધી જતાંમાં તો કાંગ્રાના લક્ષાધિપતિ વેપારીઓના સો સવાસો હાર એમના કંઠમાં પડી ચુકયા. મહારાજા પોતાના કંઠમાં હાર પડતા તેમ તે કાઢીને પોતાના અનુચરને આપી દેતા હતા. માત્ર દુલીને પહેરાવેલો હારજ એમણે કંઠમાં રહેવા દીધો. એમણે મંડપમાં પગ મુકયો કે તરતજ સકળ સભાજનો ઉઠીને ઉભા થઇ ગયા અને " રણજીતસિંહ મહા-રાજાનો જય !" એવી ઘોષણાઓ કરતા તેમના ઉપર પુષ્પવૃષ્ટિ

કરવા લાગ્યા. પ્રજાનો આટલો બધો પ્રેમ, ભક્તિ અને ઉત્સાહ જોઇને પંજાબના સિંહની આંખમાં વળી પાછાં આનંદાશ્રુ આવી ગયાં. આ મહા મનોહર વિશાળ મંડપને જોઇને મહારાજા દીંગ થઇ ગયા અને મંડપની કારીગરી જોઇને તેના કારીગરોની એ મુક્ત કંઠે પ્રશંસા કરતા કરતા સિંહાસન ઉપર જઇને બીરાજ્યા. એમના સિંહાસન ઉપર બેસવા વખતે પણ સભામંડપમાં જયઘોષ ગાજી રહ્યો. અમાત્યવર્ગ પણ સૌ સૌને આસને ગોઠવાઇ ગયો એટલે સભાજનો પણ બેસી ગયા. ત્યારબાદ મહારાજાને નજરાણાં ધરવાની શરૂઆત થઇ. દુલીને પ્રથમ એક હજાર સુવર્ણ મહોરોથી ભરેલો તાટ મહારાજા સમક્ષ લાવીને મુકી દીધો; અને ત્યારબાદ એક પછી એક નામાંકિત ગૃહસ્થોએ ઉઠી ઉઠીને અતિ મૂલ્યવાન નજરાણાંની ભેટ કરવા માંડી. જોત જોતાંમાં મહારાજા આગળ ધનનો એક મોટો ઢગલો થઈ ગયો. એ દ્રવ્યના ઘણા લોભી હતા એટલે હવે આટલા બધા દ્રવ્યને એ શું કરે છે તે જાણવા સર્વની નજર એમના ઉપ-રજ ઠરી રહી હતી. મહારાજાએ એમને નજર થયેલી સંપત્તિનો સર્વનું માન રાખવા ખાતર સ્વીકાર કર્યો અને પછી તે નજરાણું જેનું તેને પાછું આપી દીધું. થોડીવાર સભા સ્થાનમાં સંપૂર્ણ શાંતિનું સામ્રાજ્ય વર્તી રહ્યું. ત્યારબાદ કાંગ્રાના એક શ્રીમાન અને આગળ પડતા વેપારીનો દસ બાર વર્ષનો પુત્ર સુવર્ણ સ્તબકમાં એક પત્ર મુકીને મહારાજા સમક્ષ આવી ઉભો અને એમનાં ચરણો આગળ તે સ્તબક મુકીને એ પાછો પોતાના સ્થાનમાં જઇને બેઠો. મહારાજાને આ પ્રકાર નવિન લાગ્યો. એમણે ફકિરજીને કહ્યું “ ફકિ-રજી, આ પત્રમાં શું લખ્યું છે ? ” ફકિરજીએ પત્ર લીધો અને વાંચીને મહારાજાને કહ્યું “ દુલીન સાહેબનું કાંગ્રાની પ્રજા પ્રતિ

ઘણું ઉચ્ચ પ્રકારનું વર્તન હોવાથી કાંગ્રાની પ્રજા આપનો ઘણો ઉપકાર માને છે. વળી એમાં વિશેષ લખ્યું છે કે, દુલીન સાહેબ મહારાજાની નોકરી છોડી દેવાના છે એ સાંભળીને પ્રજાજન ઘણાં ચિંતાતુર બની ગયાં છે અને મહારાજાને વિનવણી કરે છે કે, એમને કાંગ્રાની સુબેદારીનું પદ છોડવા દેશો નહિં." ફકિરજી બોલી રહ્યા એટલે મહારાજા જેટલા આનંદમગ્ન થઇ ગયા હતા તેટલાજ શોકમગ્ન થઇને બોલ્યા "દુલીન સાહેબ, શું તમે નોકરી છોડી દેવાનો વિચાર રાખો છો?"

દુલીન ઉભો થઇને પ્રણામ કરતો વિનયથી બોલ્યો "હા મહારાજ. કાંગ્રાનું સુબેદારી પદ લઇને જો કે કાંગ્રાની પ્રજાનું તો મેં થોડું ઘણું હિત સાધ્યું છે; પરંતુ આપનો અમાત્યવર્ગ મારા ઉપર ઘણો અપ્રસન્ન રહે છે. તેમાંએ આપના જમણા હાથ રાજા ધ્યાનસિંહે તો મને દુઃખ દેવામાં જરાએ ઉણપ રાખી નથી. એકનિષ્ઠા અને ભક્તિથી કરવામાં આવેલી સેવાનો પણ જ્યારે આવોજ બદલો હોય, તો પછી સૂળી ઉપર રહીને શીરાનો સ્વાદ શો ચાખવો? આપના અહીં આવવાનીજ હું રાહ જોતો હતો. આપના અહીં પધારવાથી મારા ઉપર આપનો મહદ્ ઉપકાર થયો છે. આપ તથા ધ્યાનસિંહ દ્રવ્યકોશ અને ચોપડા તથા કાગળ પત્રો તપાસી લો અને બધું રીતસરનું બરોબર જણાય એટલે મને નોકરીમાંથી છુટો કરો. મારી જો કાંઈ ભૂલ થયેલી જણાતી હોય તો બેલાશક રીતે મને દેહાંત દંડની શિક્ષા કરશો તોયે પણ હું તે સહર્ષ સ્વીકારી લઇશ. પરંતુ આજેને આજેજ જો તે નિકાલ કરી નાખવા મારી મહારાજાને વિનંતિ છે."

દુલીનનું કહેવું સાંભળીને થોડી વાર તો મહારાજા સ્તબ્ધ

થઇ ગયા. પણ પછીથી ક્રોધ કરતા ધ્યાનસિંહને કહેવા લાગ્યા "રાજાજી, દુલીન સાહેબે તમારો એવો શો અપરાધ કર્યો છે?" ધ્યાનસિંહનું મુખ ખરેખરૂં મ્લાન થઇ ગયું. એ બોલ્યો "છે છે! એમણે તે મારો શો અપરાધ કર્યો હોય? અને મેંયે એમને ત્રાસ કયારે આપ્યો છે?"

આ સાંભળીને જમાદાર ખોસાલસિંહને બમણો ક્રોધ ચઢી ગયો. એ ગંભીર સ્વરથી ધ્યાનસિંહને કહેવા લાગ્યો "દુલીન સાહેબનો પ્રાણ લેવા માટે મારા મોકલવાની સલાહ નંદસિંહને કોણે આપી હતી?" એટલામાં ફકિરજી બોલી ઉઠયા "દાઉદખાંએ કરેલા ખુનનો આરોપ આડકતરી રીતે દુલીન સાહેબ ઉપર ઢોળી પાડવાનો તમે પ્રયત્ન નહિ કરેલો કે?" ફકિરજી બોલી રહ્યા એટલે લાગલોજ લેનાસિંહ બોલ્યો "અને અનુહ્લાદચંદ્રની કન્યા લીલાનું હરણ કરી તેને રાજકોટના કિલ્લામાં કોણે આણી છે?" આ ત્રણ પ્રશ્નો વજનવાળા ગૃહસ્થોએ આવી મોટી પ્રચંડ સભામાં મહારાજા સમક્ષ પૂછયા એટલે ધ્યાનસિંહ ગભરાઇ ગયો, ગુંચવાઇ ગયો અને નીચું ઘાલીને છાનો માનો બેસી રહ્યો. લીલાના હરણની વાત સાંભળીને મહારાજાના જીવને અત્યંત પરિતાપ થઇ આવ્યો. એ લેનાસિંહ તરફ વળીને બોલ્યા "મારો મુખ્ય પ્રધાન સ્ત્રીઓનું હરણ કરનાર! આ બધો શો પ્રકાર છે?"

લેનાસિંહ ઉઠીને ઉભો થયો અને બોલ્યો "મહારાજ, હું આપને સર્વ હકીકત કહું છું." એમ કહીને એણે પહેલેથી માંડીને દુલીન તથા લીલાનો તમામ વૃત્તાંત મહારાજાને અજબ ખુબીથી કહી સંભળાવ્યો. આ બધી વાત સાંભળીને મહારાજા ક્રોધથી લાલ લાલ થઇ ગયા અને ધ્યાનસિંહ પ્રતિ જોઇને ગર્જના કરતા બોલ્યા

" રાજાજી, લેનાસિંહે કહેલી વાત ખરી છે કે ખોટી ?" ધ્યાનસિંહની સ્થિતિ ઘણી કફોડી થઇ ગઇ. મહારાજાને શો જવાબ દેવો તે ન સુઝવાથી અધો વદન રાખીને એ ગુપચુપ બેસી રહ્યો. મહારાજાએ ફરી પૂછ્યું " રાજાજી, તમેજ આવો અન્યાય કરવા માંડયો તો પછી મારૂં રાજ્ય ટકે શાના જોરે ? ચોરે ચોરી કરી હોય તે તો એકવાર ક્ષમ્ય ગણી શકાય, પરંતુ કોટવાળજ ચોરી કરે તો તેને ક્ષમા કરવાપણું હોયજ કયાંથી ? પ્રજાનું રક્ષણ કરનારજ જ્યારે પ્રજાનું ભક્ષણ કરે, રાજ્યનો આધાર–સ્તંભજ જ્યારે રાજ્યની ઇમારત હચમચાવી નાખવા પ્રયત્ન કરે, ત્યારે તેવાને તો દ્વિગુણિતજ શિક્ષા કરવી જોઇએ. દુલીન સાહેબે તમારૂં એક પાઇનુંએ નુકશાન કર્યું નથી. જેણે એકનિષ્ઠાથી દરબારની સેવા કરીને રાજ્યનું ગૌરવ વધારી દીધું છે, તેને શત્રુ ગણીને તમે આજ સુધી તેની વિરુદ્ધ વર્તન ચલાવેલું છે. તમારૂં કર્મ ઘણું નિંદાને પાત્ર છે. રાજા અનુહ્લાદચંદ્રની કન્યાનું અપહરણ ! દુલીન સાહેબની ભાવી પત્નીનું આવું અપમાન ! આમાં તમારૂં માણસપણું નથી પણ કેવળ પશુપણું છે. આ અપરાધની તમને ગમે તેટલી શિક્ષા કરવામાં આવે તોયે થોડી ગણાય. પરંતુ તમારી વૃદ્ધાવસ્થા ધ્યાનમાં લઇને અને ભવિષ્યમાં તમે સારી રીતે વર્તશો એવી આશાથી હું તમને નહિ જેવી શિક્ષા કરૂં છું. રાજકોટમાં તમે લીલાને સારી રીતે રાખી છે, તેનો વિચાર કરીને હું તમને એના ધર્મપિતા ઠરાવું છું. એટલે કન્યા પક્ષે તમે અને વર પક્ષે હું. આપણે બન્નેએ મળીને આજથી પાંચમે દિવસે મોટા ઠાઠમાઠથી લીલા સાથે દુલીન સાહેબનું લગ્ન કરી દેવાનું છે. વર પક્ષનો તમામ ખર્ચ હું ઉઠાવી લઉં છું અને કન્યા પક્ષનો તમામ ખર્ચ

તમારે ઉઠાવી લેવાનો છે. સાહેબને રૂપીયા સાઠ હજારની પહેરામણી પણ તમારે કરવી પડશે. હાલ તો તમને હું મંત્રિપદેથી ખસેડતો નથી, પણ ભવિષ્યમાં જો આવી કસુર કરશો તો જરૂર મંત્રિપદથી તમને ભ્રષ્ટ કરવામાં આવશે. ” આમ બોલીને મહારાજ થોડીવાર શાંત રહ્યા. એમની આ શિક્ષાથી સર્વને ઘણો આનંદ થઇ ગયો. ધ્યાનસિંહ તો આ વખતે ઘણો ગભરાઇ ગયો હતો. એને તો એમજ લાગ્યું હતું કે ખરેખર મહારાજાનો કોપ મને ભિખ માગતો કરી દેશે. એટલે આ શિક્ષા સાંભળીને એ ઘણો સંતુષ્ટ થઇ ગયો. પોતાની ભૂલ કબુલ કરીને ખુલ્લે દીલે એણે દુલીન અને મહારાજાની ક્ષમા માગી અને દુલીનના લગ્ન વખતે એને એક લાખ રૂપીઆની પહેરામણી આપવાનું પ્રસન્ન મને કબુલ કર્યું. આ બધો સમય સભા ચિત્રવત્ થઈ ગઇ હતી. થોડી વાર પછી મહારાજાએ દુલીનને પોતાની પાસે બોલાવ્યો અને નીચે પ્રમાણે બોલ્યા.

“ દુલીન સાહેબ, આપે જે એકનિષ્ઠાથી દરબારની સેવા અનન્ય ભાવે ઉઠાવી છે તે જોઇને હું તમારા ઉપર અત્યંત પ્રસન્ન થઇ થઇ ગયો છું. મને જો તમારા જેવા પાંચ દસ દુલીન મળી ગયા હોત તો મારૂં પંજાબ આજ રામરાજ્ય બની રહ્યું હોત; પરંતુ પંજાબનું એટલું પ્રબળ પ્રારબ્ધ નહિ હોય. તમારી મહાન સેવાનો યથોચિત બદલો આપવાને માટે તો હું અસમર્થજ છું; તથાપિ ફૂલ નહિ અને ફૂલની પાંખડી, એ ન્યાયે હું તમને જે આપું તેનો પ્રફુલ્લ વદને સ્વીકાર કરજો. તમે અત્યાર સુધી કર્નલની પદવી ઉપર હતા. આજથી મેં તમને જનરલ બનાવ્યા છે. તમારો પગાર વાર્ષિક સાઠ હજાર ઠરાવવામાં

આવ્યો છે. એ ઉપરાંત જે ખર્ચ થાય, તે પણ તમારે સરકારી ત્રીજોરીમાંથી જ પાડવાનો છે. તમે સુદાનના રાજા વિક્રમજીતના પુત્ર થાવ છો એ સાંભળીને મને પૂર્ણ આનંદ થયો છે, અને તે પ્રદર્શિત કરવા હું તમને રાજા બહાદુરનો માનભર્યો કિતાબ આપું છું. આજથી તમે રાજા દુલીન બહાદુર થયા છો. આ ઇલકાબ તમને વંશપરંપરાને માટે આપવામાં આવ્યો છે વળી એ ઉપરાંત તમારૂં સુદાનનું રાજ્ય આખુંએ તમને વંશપરંપરાની જાગીર તરીકે આપવામાં આવે છે."

મહારાજાની આવી ઉત્તમ પ્રકારની અને વિચારપૂર્વક આપેલી નવાજેશોથી સર્વમાં આનંદ, ઉત્સાહ અને ઉલ્હાસ વ્યાપી રહ્યો. તાળીઓના ગડગડાટથી મહારાજાનાં વચનોને સર્વ સભાજનોએ સહર્ષ વધાવી લીધાં અને તેમના ઉપર પુષ્પવૃષ્ટિની હેલી કરી મુકી. ત્યારબાદ પાન ગુલાબ થયા પછી સભા વિસર્જન થઇ. હવે સભા-સ્થાનમાં માત્ર મહારાજા અને દુલીન બેજ રહ્યા. મહારાજાએ દુલીનના લગ્નનો વિષય કાઢયો અને તે સંબંધમાં શી વ્યવસ્થા કરવી તેની વાટાઘાટ કરી. ત્યારબાદ પોતે પંજાબાધિપતિ છે એ ભાવ ભૂલીને સર્વ સાથે ઘણી છુટથી પૂર્ણ આનંદમાં આવી જઇને હાસ્યવિનોદ કરવા લાગ્યા. દુલીનના પ્રતિપક્ષીઓ પણ આજે ઘણા હર્ષાન્વિત બની ગયા. લીલાને તેડી મંગાવવા ધ્યાનસિંહે તેજ દિવસે માણસ મોકલી દીધાં. લોર્ડ બેંટિકને તેડી લાવવાને મહારાજાની આજ્ઞાથી લેનાસિંહ રૂપાડ ગયા. રાજ્યના તમામ સરદારો અને જાગીરદારોને દુલીનના લગ્ન પ્રસંગે કાંગ્રા પધારવાનાં નિમં-ત્રણ-પત્રો લખવામાં ગુંથાઇ ગયા. કિલ્લામાં સર્વ સ્થળે મોટા ઉત્સાહથી અને ત્વરાથી દુલીનના લગ્ન સમારંભની તૈયારીઓ

થવા લાગી. આવી તૈયારીઓ થાય તેમાં કાંઈ નવાઈ નહોતી; કારણ કે હવે સાદા દુલીન સાહેબને નહિ પરંતુ મહારાજાએ જેને પુત્રવત્ ગણેલા છે એવા રાજા દુલીન બહાદુરનાં લગ્ન થવાનાં હતાં.

---

## પ્રકરણ ૩૫ મું ઉપસંહાર

અલ્પ સમયમાંજ લીલા અને દુલીનનાં લગ્ન નિર્વિઘ્ને પરિપૂર્ણ થયાં. દંડી, કુલુ, સુદાન અને કાંગ્રા શહેરમાંથી આ લગ્ન પ્રસંગે ઘણાં સ્નેહી અને સંબંધીઓ આવેલાં હતાં. પર્વતની ગુફામાં રહેનારા પેલા યોગી મહારાજને દુલીને આ પ્રસંગે ખાસ આગ્રહ કરીને તેડાવેલા હતા. રૂપાડથી લોર્ડ ઍન્ટિક પણ પોતાના સેક્રેટરી સર હેનરી લોરેન્સને લઇને આવેલા હતા. મહારાજાએ જ્યારે એ બન્ને જોડે દુલીનની ઓળખાણ કરાવી ત્યારે એમને ઘણો આનંદ થઇ ગયો. એ ત્રણે જણા યૂરોપ સંબંધી ઇંગ્રેજીમાં ઘણી વાતો કરવા લાગ્યા. ટુંક સમયના પરિચયથી પણ લોર્ડ ઍન્ટિક અને સર હેનરી લોરેન્સ બન્નેને દુલીન ઉપર ઘણો આદરભાવ થઇ આવ્યો. એમણે દુલીનને યોગ્ય ચાંલ્લો પણ મોકલાવ્યો. કાંગ્રાની પ્રજાએ આ ઉત્સવમાં ઘણો ઉત્સાહભર્યો ભાગ લીધો અને પોતાના હાકેમનું લગ્ન એમણે ઘણી સારી રીતે ઉજવ્યું. કેટલાએ દિવસ સુધી ઉપરાછાપરી આનંદ ભોજન થયાં અને સ્થળે સ્થળે પાન સોપારીના મેળાવડા ઉપર મેળાવડા પણ થયા. આટલી ધામધુમ અને ઉત્સાહ તો ખુદ મહારાજાના પુત્રના લગ્ન વખતે પણ જોવામાં આવ્યો નહોતો. આ ભભક ભર્યા લગ્નસમારંભથી લોર્ડ ઍન્ટિક પણ બે ઘડી આશ્ચર્યમુગ્ધ થઇ ગયા. તેમણે પોતાની ડાયરીમાં ઇ. સ. ૧૮૩૧ના માર્ચ માસમાં આ લગ્ન થયાં તેવી નોંધ પણ કરી રાખેલી છે.

દુલીન હવે મુખ્ય સેનાધિપતિ થયો, અને મહારાજાએ એને પહાડી મુલકોના સત્તાધીશ બનાવ્યો એટલે સુદાનની જાગીરની વ્યવસ્થા કરવાનું કામ એણે ચાંદખાંને સોંપ્યું. ચાંદખાં દુલીનનો પાકો ચેલો બની રહ્યો હતો એટલે અલ્પ સમયમાંજ એણે સુદાનનું દારિદ્ર દૂર કરી દીધું અને પ્રજામાં આનંદ આનંદ વર્તાવી દીધો. આ વખતે કાબુલપતિ અને રણજીતસિંહ વચ્ચે મહાન યુદ્ધ શરૂ થઈ ગયું. કાબુલીઓ અને રોહિલા ભારે તૈયારીઓ કરીને પેશાવર સુધી આવી પહોંચ્યા. એમનું સૈન્ય સંખ્યામાં બળવત્તર હતું એટલે કેટલાકે કિલ્લામાં રહીનેજ લડવાની દુલીનને સલાહ આપી; પરંતુ વીરવર દુલીનને એ સલાહ ન રુચી. એણે નવો વ્યૂહ રચ્યો. ખરેખરી મુશ્કેલીની જગ્યાએજ એણે શત્રુ સૈન્યને અચાનક ઘેરી લીધું અને તેનો સંહાર કરી રોળ વર્તાવી દીધો. આ યુદ્ધ–વિજયથી દુલીનનો યશ સર્વત્ર પ્રસરી રહ્યો અને બધા એનાથી શેહ ખાઇ ગયા. મહારાજા રણજીતસિંહના આનંદનું તો આ વખતે પૂછવુંજ શું ?

સૂર્યનો ઉદય હોય છે તેની સાથે અસ્ત પણ હોય છે. પંજાબના અસ્તનો સમય પણ તેવીજ રીતે આવી પહોંચ્યો. મહારાજા દિવસે દિવસે વધારે વૃદ્ધ થતા જતા હતા અને છેવટના ભાગમાં તો એ છેક પથારીવશ થઇ ગયા. એમને ચાર પુત્રો હતા, પરંતુ તે બધાએ વ્યસની અને વિષયી હોવાથી સ્વાર્થી પ્રધાનના હાથમાં રમકડાંની માફક રમવા લાગ્યા. ઇ. સ. ૧૮૩૯ ની મધ્યમાં મહારાજા રણજીતસિંહ પરલોકવાસી થયા એટલે એમના રાજ્યમાં જ્યાં ત્યાં બંડ થવા લાગ્યાં. ગુલાબસિંહ આવીજ તક શોધી રહ્યો હતો. મહારાજાની પ્રાણ–જ્યોત વીલાતાંજ એણે સૈન્ય એકત્રિત કરવા માંડયું અને દુલીન ઉપર આક્રમણ કરીને એની પાસેથી સુદાનનું રાજ્ય ખુંચવી લેવાનો એણે પ્રયોગ આદર્યો. દુલીન એનો પ્રતિકાર કરવા

જાગૃતજ હતો. તમામ પહાડી મુલકમાં દુલીનનું પ્રિય નામ આબાલ વૃદ્ધને મુખે જપાતું હતું એટલે તમામ કિલ્લેદારો અને જાગીરદારો પોત પોતાનું સૈન્ય લઇને દુલીનની કુમકે આવી પહોંચ્યા. ગુલાબ-સિંહ સાથે મહા ભયંકર યુદ્ધ શરૂ થઈ ગયું. આ યુદ્ધમાં ચાંદખાંએ પોતાની સમશેરનું પાણી અચ્છું બતાવી દીધું. એણે હદપારનું સાહસ કરીને પોતાનો ઘોડો ઠેઠ ગુલાબસિંહના અંગ ઉપર ફેંકયો અને એને પકડીને દુલીન આગળ ખડો કરી દીધો. એને તે વખતે મરવા જેવું લાગી ગયું. એણે દુલીન આગળ ખોળા પાથર્યા અને એની ક્ષમા માગી. પંજાબમાં સર્વત્ર અશાંતિ પ્રસરેલી જોઇને ઈંગ્રેજોએ પંજાબ ઉપર સ્વારી કરી. ગુલાબસિંહ ઈંગ્રેજોને મળી ગયો અને ફરી દુલીનનો નાશ કરવા ઉદ્યુકત થઇ ગયો. પરંતુ તે વખતના ગવર્નર જનરલ લોર્ડ હાર્ડીંજ અને તેમના સેક્રેટરી સર હેનરી લોરેન્સને દુલીનનો સારો પરિચય હતો એટલે એમણે ગુલાબસિંહને ધુતકારી કાઢયો; એટલુંજ નહિ પરંતુ તેમણે સુદાનની જાગીર અને રાજાનો ઇલકાબ દુલીન પાસે કાયમ રહેવા દીધાં; અને એ જાગીર તથા રાજાનો ઇલકાબ વંશ પરંપરા માટે દુલીનના વંશમાંજ રહે એવી એમણે એને સનદ પણ કરી આપી.

પંજાબના રાજ્યનું પતન થયું એટલે દુલીનની જનરલની પદવી જતી રહી અને એને પોતાનું સૈન્ય ઘટાડી નાખવું પડ્યું. લોર્ડ હાર્ડીંજનો વિચાર એને જનરલ બનાવવાનો હતો, પરંતુ યોગી મહારાજના નિરંતરના સહવાસથી દુલીનની સંસાર ઉપરથી વાસના ઉડી જતી હતી અને એને સંસારમાંથી વિરકત થવાની વૃત્તિ થઇ આવી હતી. તેમાં વળી લીલાની માતા રાણી ચંદ્રકુમારીનું અવસાન થવાથી લીલાને પણ સંસાર ઉપરથી વિરાગ આવ્યો હતો; એટલે

ભૌતિક બાબતોમાં એ બન્નેનું લક્ષ ઘણું ઓછું થઇ ગયું હતું. દુલીનને ત્રણ પુત્રો અને એક પુત્રી મળીને ચાર સંતાન થયાં હતાં. જ્યેષ્ટ પુત્રનું નામ વિક્રમજીત પાડયું હતું. એને સુદાનની જાગીરનો વહીવટ સોંપ્યો હતો. એના બીજા પુત્રનું નામ સંસારચંદ્ર અને ત્રીજાનું નામ સુસારચંદ્ર હતું. પુત્રીનું નામ ચંદ્રાવતી પાડયું હતું. વિક્રમજીત સારી રીતે પાવરધો થયો એટલે દુલીને સર્વ કારભાર એને શીર નાખી દીધો અને એની સહાયમાં ચાંદખાં અને ધન્નુને રાખ્યા. પછી પોતે ચૈતન્ય, બન્નુ, અલિવર્દી અને સોહનલાલને લઇને પોતાની પ્રિયતમા લીલા સાથે પુણ્યધામ કાશીક્ષેત્રમાં જઇને રહ્યો. નિત્ય પ્રભાતે ઉઠીને ગંગા નદીમાં સ્નાન કરી આવે, પછી કાશી-વિશ્વેશ્વરનાં દર્શન કરી આવીને ઘેર જાય. આ પ્રમાણેનો ક્રમ એણે પોતાના દેહાવસાન સુધી ચાલુ રાખ્યો હતો. કાશીક્ષેત્રમાં પણ એની કીર્તિની જ્યોતિ જળહળી રહી હતી તેથી ત્યાં પણ એ પૂજાવા લાગ્યો.

આ પુણ્યક્ષેત્રમાં દુલીનના દિવસો અતિ સુખમાં નિર્ગમન થવા લાગ્યા. તેમ એનો વંશ પણ ધીમે ધીમે વધવા લાગ્યો. એકવાર એ કાશીક્ષેત્રમાં હતો ત્યાં ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજના સેક્રેટરી સર હેનરી લોરેન્સ આવી પહોંચ્યા અને કેટલાક કાગળ પત્રો એમણે દુલીનને આપ્યા. એમાંનો એક પત્ર વાચતાં દુલીનની આંખમાં આંસુ આવી ગયાં. જ્યારે એ ઈંગ્લાંડમાં હતો ત્યારે કર્નલ ડોવલીને એનો વિવાહ જે ઇલીઝા સાથે કરવાનો વિચાર કર્યો હતો, અને જેણે એ વિવાહમાં પોતાની સંમતિ ન આપી, તે ઇલીઝાના વકીલે પેલા કાગળ પત્રો મોકલી આપ્યા હતા. ઇલીઝાએ જે પ્રેમપાત્ર પસંદ કર્યું હતું અને જેની સાથે એણે પ્રેમલગ્ન કર્યું હતું, તે મનુષ્ય કેટલો દગાબાજ હતો તે આપણે ગત પૃષ્ઠોમાં વાંચી ગયા છીએ. કર્નલ

ડોવલીનનું વીલ દાબી રાખીને જેણે દુલીનની સર્વ સંપત્તિ હરી લીધી હતી તેની સાથે લગ્ન કરીને ઇલીઝાને શું સુખ મળે ? પરંતુ એની ઝુકતી જુવાનીમાં પેલાનું છાકટાપણું એને મન પૂર્ણ પ્રેમસ્વરૂપ જણાવા લાગ્યું અને તેના મીઠા મીઠા મધુર વચનોમાં ભોળવાઇને એણે તેની સાથે લગ્ન કર્યું. એ પુરુષે પોતાની માયાજાળ વિસ્તારવા માંડી અને ઇલીઝા પાસેથી ધીમે ધીમે પૈસા ધૂતી લેવાનો પ્રારંભ કર્યો. ઘણા દિવસ સુધી તો ઇલીઝાને પણ પોતાના પતિની ધૂર્તતાની ખબર ન પડી, પણ પાછળથી એને એનું તમામ પોગળ માલમ પડી આવ્યું. પોતાનો પતિ જબરો દારૂડીઓ અને વ્યભિચારી છે એ જાણીને ઇલીઝાએ તેની સાથે કંકાસ માંડ્યો અને છેવટે છુટા છેડાની કોર્ટમાં એ ગઇ. પતિ સાથેનો સંબંધ તોડી નાખવા કોર્ટ પાસે એણે માગણી કરી અને કોર્ટે એને એના મદિરાપ્રિય અને વિષયી પતિથી મુક્તિ અપાવી. ઇલીઝા પુનર્લગ્ન કરવા ઉત્સુક બની પરંતુ એનો પ્રથમનો પતિ ઝેરીલો હતો. ઈલીઝા ઉપર વેર લઈ તેની તમામ સંપત્તિ પચાવી પાડવાની એને દુર્બુદ્ધિ થઇ આવી. એકવાર નાટક જોઇને ઇલીઝા ગાડીમાં બેસીને ઘેર જતી હતી એટલામાં પેલો કાળો નાગ આવી પહોંચ્યો. લાગ જોઇને તે એની ગાડીમાં ચઢી બેઠો અને ઇલીઝાના સ્વરૂપ સુંદર મુખ ઉપર એણે ભયંકર એસીડ છાંટી દીધી. આવું ઘોર કૃત્ય કરીને એ ફ્રાંસ નાસી ગયો. બિચારી ઈલીઝાની પુરેપુરી દુર્દશા થઇ ગઇ. એને તાબડતોબ દવાખાનામાં લઇ જવામાં આવી પરંતુ પેલી દાહક એસીડે એની એક આંખ ફોડી નાખી અને જમણી બાજુનું નાક અને ગાલની ચામડી બાળી નાખી. આથી એનું મુખમંડળ ખરેખરૂં વિદ્રુપ બની ગયું. એ કુરૂપા થઇ ગઇ. તે દિવસથી ફરી એ ઘરની બહાર નીકળીજ નથી.

એના ઉપર આ આપત્તિ આવી પડી ત્યારબાદ એને પક્ષાઘાતનો રોગ થઇ આવ્યો. એને પોતાના કૃતકર્મનો પશ્ચાત્તાપ થવા લાગ્યો. દુલીનની ખરા હકની સંપત્તિ તેને ન આપી તેથીજ પોતાની આવી દુર્દશા થઇ ગઇ એવું એનું મન વારંવાર સાખ પુરવા લાગ્યું. પોતાના પાપનું પ્રક્ષાલન કરવા એણે વકીલને બોલાવી પોતાનું વીલ કર્યું. એ વીલમાં પહેલાંના કાગળ પત્રોનો ઉલ્લેખ કરીને તમામ સંપત્તિ એણે દુલીનને આપી દેવાનું લખ્યું. જ્યારે એને મૃત્યુની ઘડી સમીપ આવેલી જણાઇ ત્યારે એણે પોતાના વકીલને તેડાવીને પોતાનું વીલ તથા તમામ કાગળો તેને સ્વાધીન કર્યાં, અને દુલીન આવીને બધી સંપત્તિ સંભાળી લે ત્યાં સુધી તેની વ્યવસ્થા કરવાનું કાર્ય એણે વકીલને સોંપ્યું. ઇલીઝાનું અવસાન થયું એટલે મૃત્યુ વખતની એની ઇચ્છાને માન આપીને વકીલે એનું વીલ અને કાગળ પત્રો દુલીનને પહોંચાડવા માટે હિંદુસ્થાનના ગવરનર જનરલના સેક્રેટરી સર હેનરી લોરેન્સ ઉપર મોકલી આપ્યા. તેમણે મુદ્દામ કાશી જઈને પોતાની ઉપર આવેલા કાગળ પત્રો દુલીનને સ્વાધીન કરી દીધા. દુલીને તો કહ્યું કે " હવે મારે તો એમાંનું કાંઈ જોઇએ નહિ. " પણ સર હેનરી લોરેન્સના અતિ આગ્રહથી એણે એ સંપત્તિનો સ્વીકાર કર્યો. આ વખતે સર હેનરીને દુલીનનો ઘણો ઘાઢો પરિચય થયો અને એમની સલાહથીજ દુલીને એકવાર પોતાના કુટુંબ પરિવાર સાથે વિલાયત જઈ આવવાનો વિચાર કર્યો. એ વિલાયત ગયો અને કર્નલ ડોવલીનની મીલક્ત પોતાને કબજે લીધી. ઇલીઝાના પિતાની મિલકત ચાર સારા માણસોને પોંપી અને તેના નામનું સ્મરણ રાખવા અત્યંત ગરીબ છોકરાઓ માટે તેના નામની એક શાળા પણ સ્થાપી. આટલી વ્યવસ્થા કરીને એ ઇંગ્લાંડથી પાછો આવતો રહ્યો.

દુલીનની વૃદ્ધાવસ્થાનો કાળ શ્રી કાશીજીમાં પૂર્ણ સુખથી ગયો. લીલા અને દુલીન પોતાનો પૈસો ઘણે શુભ માર્ગે ખર્ચતાં હતાં. દાન ધર્મમાં એ જરાએ પાછી પાની કરતાં નહોતાં. ગરીબો અને અશક્તો માટે એમણે દવાખાનાં બંધાવ્યાં. તેમને માટે અન્ન–વસ્ત્રની યોજનાઓ કરી દીધી. આ પ્રમાણે ભૂખ્યાંને અન્ન, વસ્ત્રવિનાનાંને વસ્ત્ર અને રોગથી પીડાતાંઓને ઔષધ મળવા લાગ્યું. જે તે આ દંપતીને અંતરની આશીષો આપવા લાગ્યાં. સર્વ સ્થળે એમનાં સત્કર્મોથી અને દયાળુ સ્વભાવથી એ પૂજાવા લાગ્યાં. બ્રિટિશ સરકારના પણ દુલીન ઉપર ચારે હાથ હતા. ઇશ્વરની કૃપાથી એનાં બધાંએ બાળકો સદ્દગુણી નીવડયાં. જ્યેષ્ટ પુત્ર વિક્રમજીત સુદાનની ગાદી સંભાળવા લાગ્યો. બીજા બે પુત્રો ઉત્તમ પ્રકારનું શિક્ષણ મેળવીને સરકારી નોકરીમાં મોટા મોટા હોદ્દા ભોગવવા લાગ્યા. દુલીનની પુત્રીનાં લગ્ન થયાં. એ પણ વસ્તારણ બની ગઇ. લીલા અને દુલીને મરણપર્યંત પૂર્ણ આરોગ્ય ભોગવ્યું છે અને પોતાના અંતિમ દિવસ પર્યંત ગંગાસ્નાન ચુક્યાં નથી. આ દંપતી આવી રીતે અખંડ અને પુણ્યમય સુખ ભોગવીને ઈ. સ. ૧૮૮૭ ની સાલમાં ઇહલોકનો ત્યાગ કરી અમર લોકમાં વાસો કરવા સીધાવી ગયાં. લીલા પ્રથમ ગઇ અને એના ગુજર્યા પછી ચાર મહિને પોતાનો તમામ પરિવાર, ઈષ્ટ મિત્ર વિગેરેને પૂર્ણ સુખમાં અને આનંદમાં મહાલતાં મેલીને દુલીન પણ પ્રભુના ધામમાં સીધાવી ગયો. ઇતિ શિવમ્

**સમાપ્ત.**

